માટેની આયાત સુરે આલે ઇમરાન આ. ૬૧ ના શબ્દ અન્ફોસના ઉપરથી મળેલો કહેવાય છે. અરબસ્તાનમાં યમનના "નજરાન" નામના સ્થળે વસ્તા ખ્રિસ્તી વિદ્વાનોએ હ. નબી મુહમ્મદ (સ. અ. સ.) ની નબુવ્વત વિષે વાંધો ઉપાડયો અને નબી સાહેબ પાસે સાબિતિ માટે આવ્યા. ત્યારે સચ્ચાઇનો નિર્ણય કરવા માટે, અલ્લાહના હુકમ વડે એવો ઠરાવ કરવામાં આવ્યો કે "બન્ને સમૂહે અમુક સ્થળે જઇ, જેઓ અસત્ય ઉપર હોય તેઓના પર કોપ ઊતરે એવી ખુદા પાસે દુઆ માંગવી." આ પ્રસંગનો ઇશારો ઉપરની આયાતમાં જે "અન્ફોસના"—અમારા પ્રાણ (નફસે રસુલ) શબ્દ વપરાયો છે, તેના સંબંધમાં એક દિવસે, હઝરત નબી સાહેબને હઝરત અલી અ. તરફ સંકેત કરી, ઉમર બિન આસે પ્રશ્ન કર્યો તેના જવાબમાં હઝરત નબી સાહેબે ફરમાવ્યું : "શું મારા પ્રાણ સંબંધમાં તું મને પૂછે છે?"

## કુરાને શરીફ, હદીસો અને બાઇબલમાં હઝરત અલી (અ.) ની પ્રશસ્તી

હઝરત અલી અ. ની મુબારક શાનમાં સંખ્યાબંધ આયતો કુરાને શરીફમાં આપેલી છે અને એ પ્રત્યેક આયતની વહય થવાનું કારણ અર્થ થતા ટિપ્પણવાર વર્ણન "આયતે જલી ફી શાને મૌલાના અલી" નામક પુસ્તકમાં આપવામાં આવેલ છે. સુન્ની સંપ્રદાયના જાણીતા વિદ્વાન અલ્લામા જલાલુદીન સિયુતિ "તારીખુલ ખુલ્ફા" માં જણાવે છે કે : "હઝરત અલી અ. ની મુબારક શાનમાં ત્રણસો આયાતો નાઝિલ થઇ છે. એનો ઉલ્લેખ ઇબ્ને અબ્બાસે પણ કરેલ છે. વળી કુરાને શરીફમાં કેટલાક સ્થળે "નુર" અથવા "નુરન મોબીન" અને "ઓલિલ અમ્ર" (૧) આવે છે. તેના માટે પણ ઘણા તફસીરકારો હઝરત અલી અ. તથા એમની ગાદીએ બિરાજનાર પ્રત્યેક ઇમામ પ્રત્યે નિર્દેશ કરે છે. મૌલવી મકબુલ અહમદે પોતાની ભાષાંતરકૃતિમાં તફસીરે અયાશીનો હવાલો આપીને ઝાલેકત કિતાબનો અર્થ હઝરત અલી અ. થી જણાવ્યો છે. (૨) આ ઉપરાંત આપની "ફઝીલત" ની પ્રશસ્તિમાં પાક કુરાનની આયતો ઉપરાંત હઝરત નબી સાહેબની અનેક હદીસો–મુખવચનોમાં પણ ઉલ્લેખો છે. આપને નાતિકુલ કુરાન અર્થાત "બોલતા કુરાન" તરીકે પણ સંબોધવામાં આવે છે. હ. અલી અ ની ફઝિલતો, ઇન્જીલ અને તૌરાતમાં પણ છે, આપની પ્રશસ્તિમાં જુદા જુદા સંખ્યાબંધ પુસ્તકો લખાયા છે. જગત આખા અને સમગ્ર જગતજનો ઉપર આપના દિવ્ય વ્યકિતત્વનો પ્રભાવ છે.

## રૂપ અને રંગ તથા ગુણ અને જ્ઞાનનું વર્ણન

હઝરત અલી અ. નું કદ મધ્યમથી સહેજ ઊંચુ હતું, રંગ આછો ઘઉં વર્ણો અને રતાશ પડતો હતો. ચહેરો સૌન્દર્યશાળી અને દેખાવ પ્રભાવશાળી હતો. હસમુખા સ્વભાવને અંગે દાંત હમેંશા દેખાતા હતા. ધીમા ચાલે ચાલતા હતા અકંદરે શારીરિક બાંધો સુંદર અને મજબૂત હતો. આપ વકૃત્વ કલા, ગણીત વ્યાકરણ, ખગોળ વિદ્યા વગેરે પુષ્કળ વિદ્યાના ઉસ્તાદ હતાં. ઇલ્મે તસવ્વુફ–તત્વજ્ઞાનમાં આપ સર્વ ઇસ્લામીઓના ઇમામ છે. સૂફીઓ આપના વસીલાથી આજે તપ સાધનાઓ કરે છે. અનસ બિન માલિક કહે છે કે હઝરત નબી મુહમ્મદ સ. ફરમાવતાં હતા કે, આપ હિદાયતના ઇલ્મ છે. ઇમાનની નિશાની છે અને સઘળા મોમિનોના "નુર" છે.

---

૧ કુરાને શરીફ, સુરે અઅરાફ, આ. ૧૫૭ તથા સુરતુન્નેસાઆ, આ. ૧૭૫.

૨ કુરાને શરીફ, સુરે બકર, આ. ૨.

હ. અલી અ. સ માં દુન્યવી રીતે એક મહાન માણસમાં હોવા જોઈએ તેવા સર્વે, સહુથી વિશેષ સદગુણો હતા, અનેક વિશેષતાઓ હતી. આપશ્રીના આવા અનેક વ્યકિતત્વ અને ગુણોના તેજભર્યા ઝબકારાઓ ઇતિહાસના પાને નોંધાએલા છે. યુધ્ધો વખતની શત્રુઓ તરફની આપની માયાળુ લાગણીઓએ જગતને યુધ્ધમાં નવા નીતિના બોધપાઠ આપ્યા. શત્રુઓ પ્રત્યે પણ માનવતાભરી લાગણી કેળવવાની કે દાખવવાની શરૂઆત થઇ હોય તો તેની શરૂઆત કરનારા હ. ઇમામ અલી અ. સ. હતા. યુધ્ધમાં બન્ને પક્ષે લોહી ઓછું રેડાય તેવા પ્રયત્નો કરનારા અને તેવી નિતી રાખનારા પણ હ. ઇમામ અલી અ. સ. હતા.

હ. અલી અ. સ. ઐકયતાના મહાન હિમાયતી પણ હતા. ખલીફાઓની ચુંટણીઓ વખતે ઇસ્લામની અંખડતિતા જાળવી રાખવા માટે આપશ્રીએ સંજોગે પ્રમાણે મહાન રાજદારી અને મુત્સદીને છાજે તેવું વલણ લઈ ઇસ્લામની ઐકયતા કાયમ રાખી પરિણામે આજે તમામ ફિરકાઓના ઇસ્લામીઓના હ્રદયમાં આપ બિરાજી રહયા છો.

હ. અલી અ. સ. તરફથી જે નવા નિતીનિયમો અસ્તિત્વમાં આવ્યા તેની આજના જગત ઉપર પણ ઘેરી અસર છે અને આજે પણ જગત એજ નિતીએ ચાલે છે. લોકશાહીનો વાવટો ઊંચો રાખનારા, હ. અલી અ. સ. ની લોકશાહી પ્રત્યેની નિતીનો આજે જગતના મહાન રાષ્ટ્રો સ્વિકાર કરે છે. બહાદુર સેનાની, પછી ભલે તે શત્રુદળનો પણ હોય તેને બિરાવનારા હ. અલી અ. સ. હતા અને આના કારણે આપશ્રીના પછી થયેલા ધર્મયુધ્ધોમાં : ક્રુઝેડોમાં વ્યકિતગત વિરતા અને બહાદુરીની કદર થવા લાગી હતી.

યુધ્ધમાં અને રાજકારણમાં જનતાના કલ્યાણ અર્થે બાંધછોડની નિતી અપનાવનારા પણ આપશ્રી પ્રથમ હતા. જંગે સિફીનમાં આપે લવાદીનો સ્વિકાર કરી હિંસાખોરી અટકાવી હતી અને બાંધછોડની નિતી અપનાવી જગતને મહાન બોધ આપ્યો હતો. ધર્મ, રાજકારણ, રોજ઼્દું જીવન અને માનવજગતના તમામ પ્રશ્નોમાં હ. અલી અ. સ. તરફથી નવી દ્રષ્ટિ અને નવી નિતી મળ્યા જેનો પડઘાયો પ્રબળ રીતે આજના જગત ઉપર પણ છે. તેઓ મહામાનવ હતા, ઘણા વધારે હતા જેટલા જગત આપને સમજે છે.

આપના વિષે વિશ્વભરના તવારીખનવેશોએ આજ પર્યંત જે કંઇ પણ લખ્યું છે, તેમાં જે કંઇ પણ લખાયું છે તેથી અનેક ગણા મહાન હ. અલી અ. સ. હતા.

## હઝરત અલી અ. ના લગ્ન

હ. અલી અ. સ. હઝરત નબી મહમદ સ. અ. ના કાકાઇ ભાઈ તેમજ જમાઇ પણ થતા હતા. હ. નબી સાહેબના વહાલા શાહઝાદી જનાબ ફાતિમતુઝઝોહરા સાથે આપના લગ્ન તા. ૧લી ઝિલહજ હીજરી સન ૨ અને શુક્રવારના થયા હતા. તે વખતે જનાબ ફાતિમતુઝ-ઝોહરાની વય પંદર વર્ષની અને હઝરત અલી અ. સ. ની એકવીસ વર્ષની હતી. એ પવિત્ર ખાતુનના કુખે, બીજા ઇમામ હઝરત ઇમામ હુસેન અ. જન્મ્યા હતા જેમની પવિત્ર ઝાતથી ઇમામોની મુબારક વંશાવલી આંજ પ્રર્યંત, અતુટ રીતે જારી રહી છે.

## હઝરત અલી અ. ની નિર્ભયતા

હઝરત અબુ તાલિબ અ. અને જનાબ ખદીજતુલ કુબરાની સહયાતાથી હઝરત નબી મહમદ સ. ઇસ્લામનો પ્રચાર જોસભેર કરી શકયા હતા. એટલુંજ નહિ પણ હઝરત અબુ તાલીબ અ. ના પ્રભાવથી અખમીં વિરોધીઓ હ. નબી સાહેબને બિલ્કુલ રંજાડી શકયા નહોતા.

પરંતુ એ બન્ને બુઝુર્ગોની વફાત પછી વિરોધીઓ હઝરત નબી મહમદ સ. ને હેરાન કરવાને ખુલ્લી રીતે બહાર પડયા. એ કસોટીભર્યા સંજોગો વચ્ચે હ. નબી સાહેબને હિજરત કરવાની આજ્ઞા મળી. આથી હિશામના કુટુંબમાંથી અબુ જહલ, અદીના કબીલામાંથી તલહા, બની ઉમૈયામાંથી હુકમ બીન આસ તે મરવાનનો પિતા, બની હાશમના ઘરાનામાંથી અબિલહબ (હ. નબીના કાકા) તયમ વંશમાંથી નસર બિન હારિસ અને ઉબેદ ઇબ્ને હલફ વિગેરે વિરોધીઓએ, હ. નબી સાહેબને શહીદ કરવાનો ઈરાદો કરી, તેમના ઘરને ઘેરો નાખ્યો. જેથી હઝરત નબી સાહેબ કોઇપણ માર્ગે ઘરથી બહાર નિકળી ન શકે, પરંતુ હ. અલી (અ. સ.) ના શૌર્યે અહિં શત્રુઓના પ્રયત્નો નિષ્ફળ કર્યા અને હઝરત નબી સાહેબ મોડી રાત્રે શત્રુઓને ખબર ન પડે એ રીતે મદીના તરફ પ્રયાણ કરી ગયા. (૧) હઝરત મૌલા અલી અ. સંકેત અનુસાર હ. નબી સાહેબના બીછાના ઉપર તેમની ચાદર ઓઢીને સૂઈ ગયા. શત્રુઓએ વહેલી સવારે ઘરમાં ધસી આવીને ચાદર ઉંચકી તો હઝરતં મહમદ સ. ને બદલે હઝરત અલી અ. ને સૂતેલા જોયા. આથી તેઓની અજાયબીનો પાર રહયો નહી. તેઓએ તપાસ કરી પણ હઝરત નબી સાહેબનો કયાય પતો ન લાગતા, શત્રુઓએ હઝરત નબી સાહેબની બાતમી આપવા પ્રશ્નો કર્યા, હઝરત અલી અ. એ એકદમ ઉભા થઇને નીડરતાથી કહયું : "શું તમે હઝરત મોહમદ સ. મને સોંપી ગયા હતા. કે તેમના વિશે મને પુછો છો ?" (૨) શત્રુઓ પોતાની બાજી ઉંધી વળી ગએલી જોઇને, ક્રોધમાં હ. નબી સાહેબનું ઘર છોડીને જતા રહયા. હઝરત અલી અ. ત્રણ દિવસ સુધી જરૂરીયાત પુરતી વસ્તુઓ એકઠી કરીને મકકાથી મદીના ભણી રવાના થયા. એક સો પચ્ચીસ માઇલનું આ અંતર હઝરત અલી અ. એ સખત ગરમીની ઋતુમાં પગપાળા ચાલીને કાપ્યું હતું. ઇસ્લામના સ્થાપકની પડખે આ રીતે નિડરતાથી ખડા રહેનાર હ. અલી (અ. સ) હતા.

## ધર્મયુધ્ધો અને ઈસ્લામના અલમબરદાર

ઇસ્લામના જેટલા પણ ધર્મયુધ્ધો થયા છે, તે સઘળામાં હ. અલી અ. મોખરે રહેતા હતા અને દીનનો ઝંડો આપના હાથમાં રહેતો હતો. ઓહદ, બદરના મહાન યુધ્ધોમાં આપે અગત્યનો ભાગ ભજવ્યો હતો. આપના શૌર્ય સામે કોઇપણ યોધ્ધો ટકી શકતો નહોતો. ખયબરની લડાઇમાં વિજય મેળવી ઇસ્લામનો ડંકો વગાડયો હતો.

## જંગે ખયબર

ખયબરના યુધ્ધ વખતે, હઝરત નબી સાહેબે ચાલીસ દિવસમાં ખયબરનો અજિત ગઢ સર કરવા શત્રુઓને કહયું હતું. હઝરત અલી અ. ના આંખો દુ:ખતી હતી, તેથી આપ આ લડાઇમાં ભાગ લઇ શકયા નહોતા. લડાઇ ચાલુ થઇ જવા પછી ઓગણચાલીસ દિવસ નીકળી ગયા છતા ઇસ્લામના વિજયનું કોઇ ચિન્હ ન દેખાવાથી શત્રુઓ પવિત્ર પયગમ્બરની મશ્કરી કરવા લાગ્યા. હઝરત નબી સાહેબને તેથી આઘાત થયો અને હ. અલી અ. ની ગેરહાજરી સાલવા

---

૧ બેઅસતના ૧૩ માં વરસે અર્થાત હ. નબી સાહેબ ઉપર નબુવત નાઝિલ થઈ તેના પછી ૧૩ માં વરસે આ ઘટના બનવા પામી હતી. આજ બનાવની યાદગીરીમાં હિજરી સનની શરૂઆત થઇ હતી.

(૨) આ વર્ણન અબૂલ ફિદા રચીત ઇતિહાસમાં મળી આવે છે. આ મહાન જવાંમર્દીભર્યા બનાવ માટે કુરાને શરીફ, સુરે બકર, આ, ૨૦૭ માં સંકેત છે એવી તફસીરકારોની માન્યતા છે.

લાગી. તેઓશ્રીના મુખેથી હૃદયના ઊંડા ભાવ સાથે આ શબ્દો સરી પડયા : "યા અલી અદરિકની" અને હઝરત અલી અ. અચાનક લબ્બૈક કહીને તેમની પાસે આવી ઉભા રહયા. આ ઇલાહી મદદથી હઝરત નબી સાહેબે શુક્રાના અદા કર્યા.

હઝરત નબી સાહેબ સાથે મંત્રણા કરી હઝરત અલી અ. આગળ વધ્યા અને ખૈબરના મુખ્ય લોખંડી જંગી દરવાજાને આપના બાહુબળ વડે ઉખેડી તેને ખંદક–ખાઈ ઉપર ગોઠવી દીધો. આ દરવાજો ટૂંકો પડતા, દરવાજાના છેડાને હઝરત અલીએ પોતાના હાથ મુબારક પર પકડી રાખ્યો, જેથી ઇસ્લામી લશ્કર તેના પરથી સહેલાઈથી પસાર થઇને ખયબરના કિલ્લામાં દાખલ થઇ ગયું અને હઝરત નબી સાહેબની આગાહી મુજબ બરાબર ચાલીસમાં દિવસની સાંજે દારૂણ યુધ્ધ થયા પછી ખયબરના કિલ્લા ઉપર ઇસ્લામનો મહાન ઝંડો ફરકાવવામાં આવ્યો. ઇસ્લામની અને ઇસ્લામના મહાન સ્થાપકની શાન આ રીતે મહાન ઇમામે બુલંદ કરી

## ગદીરે ખુમ્મ

હઝરત નબી સાહેબની છેલ્લી હજને "હજજતુલ વિદાઅ" કહેવામાં આવે છે આ પછી ૧૧મી હીજરીમાં આપની વફાત થઇ હતી. છેલ્લી હજયાત્રા કરી અને મદીના પધારતા હઝરત નબી સાહેબ સાથે એક લાખ ચાલીસ હજાર યાત્રાળુ હતા. માર્ગમાં બીજાઓ પણ ભેગા થયા અને સંખ્યામાં વધારો થયો હતો. આ ગંજાવર કાફલાના સરદાર હઝરત નબી સાહેબ "ગદીરે ખુમ્મ" ના મેદાન પાસે આવી પહોચ્યા ત્યારે "વહી" ઉતરી, જેમા ખુદાતઆલાએ ફરમાવ્યું હતું કે :

હે પયગમ્બર, તારા પરવરદિગાર તરફથી સંદેશો તારા તરફ નીચે મોકલવામાં આવ્યો છે. તે પહોંચાડ અને જો તું તેમ નહિ કરે તો તેનો સંદેશો તે પહોચાડેલો નથી અને ખુદા તને માણસોથી બચાવશે, ખરેખર ખુદા કાફરોને રસ્તો બતાવતો નથી.

(સુરે માએદા આ. ૬૭)

આ વહી ઉતરતા હઝરત નબી મુહમ્મદ સ. એ મુસાફરી અટકાવીને "ગદીરે ખુમ્મ" ના મેદાનમાં મુકામ કર્યો. કાફલાઓ જેમ આવતા ગયા તેમ તેને રોકવામાં આવ્યા. આગળ ગએલા અને પાછળ રહી ગએલા યાત્રાળુઓને સવારો મોકલીને તેમને ભેગા થવાની ખબર આપવામાં આવી. સઘળા એકઠા થયા અને જન સંખ્યા ઘણી વધી ગઇ. તે સઘળાઓ ઇલાહી સંદેશો સાંભળી શકે એ માટે ઉંટોના કજાવા ગોઠવીને એક ઊંચો મિમ્બર ઊભો કરવામાં આવ્યો તેના પર હજરત નબી સાહેબ ચઢયા અને હેઠળ મુજબનો ખુતબો પઢયા :–

"હે હાજર રહેલા લોકો હું સર્વથી પહેલા અલ્લાહે મને આપેલી નિયામતો માટે તે પાક ઝાતનો આભાર માનું છું; જે અલ્લાહ મારી ઝાતમાં જોવામાં આવે છે. મહાન અલ્લાહે ખંજ઼ તથા ખજાનાની કુંચીઓ મને સોંપી છે અને મારા પાસેથી જે વચન લીધું છે તેની આજ્ઞાથી અને પોતાના ભેદો સોંપ્યા છે તેની સહાયતા વડે મને અંતરચક્ષુની નવાઝિશ થઇ છે.

હે લોકો. અલ્લાહથી ડરો અને ધર્મયુધ્ધ સિવાય જંગ ન કરો. સર્વચીજ તે પાકઝાતથી ઘેરાએલી છે. હવે એ વખત નજીક આવે છે કે જે વખતે અનેક કામો થશે. જે મારા ઉપર આક્ષેપો મુકશે વિરોધીઓની અસત્યતા લોકો સ્વીકારશે. મેં સંદેશા સિવાય વિશેષ કાંઇપણ પહોંચાડયું નથી. આક્ષેપ મુકનારાઓને તેમના આરોપો માટે પુછવામાં આવશે."

હઝરત નબી સાહેબે ફરમાવ્યુ: "તમો મારી "ઇતરત"ની શ્રધ્ધાપુર્વક અને દ્રઢ મને પયરવી કરજો. તેઓ મખ્લુકમાં સર્વથી "આલા" છે. તેઓ પયગમ્બરી ઇલ્મ પ્રાપ્ત કરનારા છે. તેઓજ તમને ગુમરાહીથી બચાવશે તથા સદવર્તન તરફ દોરવી જશે. અમારા લીધેજ સૃષ્ટિનું મંડાળ થયું છે. અલ્લાહે અમોને પયદા કર્યા, ત્યારે અમારા "નુર" વડે સૃષ્ટિનો અંધકાર દુર થયો. અમારી અહલેબયત હિદાયત કરનારા છે ગોને તેઓ પાક અલ્લાહના હુકમ મુજબની મજબૂત રસી છે. તે કદી પણ તુટશે નહિ જે એને પકડી રહેશે તે અમાન પામશે. જેમના સોગંદ અલ્લાહ પાક કુરાને શરીફમાં યાદ દેવડાવ્યા છે. એ વાતંને સત્યતાપુર્વક માનો. અલ્લાહ તમારો રક્ષણકર્તા છે. અલ્લાહે આ આયાતથી અહેલેબયતના પ્રેમનો સંદેશ! પહોંચાડયો છે :–

કહે, હે. મુહમ્મદ, (લોકોને) કે હું તમારાથી નબુવ્વતના! બદલામાં એ સિવાય કાંઇ નથી ચાહતો કે મારા સગાંવ્હાલાંઓથી પ્રેમ કરો. આ તેઓજ છે, જેઓની દરેક પ્રકારની અસ્વચ્છ. તાઓ દુર કરી મેં પવિત્ર બનાવ્યા છે, હે લોકો હું આજ કહી રહ્યો છું તે અલ્લાહનો હુકમ છે

હે હાજર રહેલાઓ હઝરત અલી અ. ના સંબંધમાં અલ્લાહતાલાએ આયાત નાઝિલ કરી છે. હઝરત અલી અ. સૈયદુલ મુસ્લીમ છે, સદવર્તનશાળી અને પરહેઝગારોના ઇમામ છે અને અલ્લાહે જે આજ્ઞા આપી છે, તે પહોંચાડીને મારૂં કર્તવ્ય હું આજે પુર્ણ કરૂં છું. આજે તમારા ઇમામને જાહેર કરૂં છું અને મારા માટે ને તમારા માટે ક્ષમાની યાચના કરૂં છું આ પછી નીચે મુજબની વહી નાઝીલ થઇ.

"આજે મેં તમારા માટે તમારો ધર્મ સંપુર્ણ કર્યો અને તમારા પર મારા આશિર્વાદ પુર્ણ કર્યા છે અને તમારા માટે મેં ઇસ્લામ ધર્મ પસંદ કર્યો છે."

(માએદા : ૩)

હ. નબી મુહમ્મદ સ. ના આ છેલ્લા ખુતબાથી ઇસ્લામી આલમમાં એક નવો જોશ પેદા થઇ ગયો. "અંતા મોલાઇ" ની ગર્જનાથી ગદીરે ખુમ્મનું વિશાળ મેદાન ગાજી ઉઠયું. હ. અલીનો જયઘોષ થયો. હઝરત અલીની જાહેરી ઇમામત માટે પ્રથમ મુબારકી આપનાર હઝરત ઉમર (રઝી) હતા. તેવણે અતિ આનંદમાં આવી મુંસાફો કરતા કહ્યું: "બખ્ખીન, બખ્ખીન, લક યા અલી, અન્ત મવલાઇ વ મૌલા, કુલ્લે મોઅમેનિન વ મોઅમેનાત : યા અલી, આપને મુબારકી છે. આપ મારા મૌલા થયા અને આપને આ પવિત્ર દિન મુબારક થાય કે આપ સર્વે મોમીન સ્ત્રી પુરૂષોના મૌલા થયા." ત્યારબાદ એક પછી એક મોમિન આવતા ગયા અને હઝરત અલી અ. ની "બયઅત" કરતા ગયા. પુરૂષ વર્ગે બયઅત કરી લીધા બાદ સ્ત્રીઓએ બયઅત કરવાનું શરૂ કર્યું.

ઇસ્લામના રાજકવિ હિસ્સાન બિન સાબિતે શાનદાર મુબારક દિવસની તારીફમાં કસીદો સખી, હઝરત નબી મુહમ્મદ સ. ના અનુમોદનથી હાજર રહેલી માનવમેદનીને વાંચી સંભળાવ્યો. આપશ્રીના દિદાર કરી મસ્ત બનેલા મોમિનોના "યા અલી, યા અલી, ના નારાઓથી મયદાન ગાજી ઉઠયું અને આ રીતે હ. આદમ અ. સ. થી સીલસીલાવર હ. અલી અ. સ. સુધી આપશ્રીના પવિત્ર ઘરાનામાં ઉતરી આવેલું ધાર્મિક નેતૃત્વ જગત ઉપર જાહેર થયું. હ. ઇમામ અલી અ. સ. ને ઝમાનાના ઇમામ તરીકે જગતે પ્રથમ વખતે જાહેરમાં ઓળખ્યા. આજ દિન સુધી સરવરે કાયનાતના સાથે અને પડખે ઉભા રહી ધર્મનું રક્ષણ કરનાર અને મોમીનોને નજાતને માર્ગે દોરવનાર મહાન ઇમામ જાહેર થયા અને આપશ્રીની જહુરાતની સાથે મહાન મઝહબ ઇસ્લામ પણ સંપૂર્ણ બન્યો.

નુરે ઇમામતકા સિલસિલા જારી રહેગા, દીનો દુનિયા તક,
કોલ હય દાવરકા મેરી કિતાબ ઔર આલ રહેગી ચાંદ સુરજ તક.

## ૯૦ નબી સાહેબની વફાત અને ખિલાફત

ઇસ્લામના સ્થાપક સરવરે કાયનાત હ. પયગમ્બર સાહેબની દૈહીક વિદાયનો સમય પણ અંતે આવી પહોંચ્યો. અજ્ઞાનતામાં ડુબેલા માનવ જગતને જ્ઞાનનો પ્રકાશ આપનાર, માનવીને સંપૂર્ણ માનવી બનાવનાર અને સત્ય ધર્મની સ્થાપના કરી "અલ્લાહો અકબર" નો એકેશ્વરવાદનો સિધ્ધાંત જગતને સમજાવનાર હ. પયગમ્બરના મહાન અને દિવ્ય જીવન વિષે ઇસ્લામી અને બિન ઇસ્લામી એવા સંખ્યાબંધ વિશ્વના લેખકોએ આ મહાન હસ્તી ઉપર સેંકડો પુસ્તકો લખ્યા છે. માનવ આત્માને અલ્લાહ સાથે સીધો સંપર્ક જોડાયો હોય તો તેનું જ્ઞાન આપે તોહિદના સિધ્ધાંતથી આપ્યું હતું. આપે આપના જીવનમાં એ મહાન સંપર્કને અનુભવ્યો પણ હતો "મએરાજ" તરીકે ઓળખાતો આપશ્રીનો આ દિવ્ય અનુભવ એ ઇન્સાની આત્માનું અલ્લાહ સાથેનું સીધું જોડાણ હતું. અલ્લાહ સાથેની એકાગ્રતામાં આપે એ પરમશકિતનો સાક્ષાત્કાર કર્યો હતો અને એ મહાન અનુભવ ભણી સહુને દોરવી જવા આપે ઇસ્લામ દ્વારા મનુષ્યોને જ્ઞાન આપ્યું હતું. આ માટે સર્વ ઈન્સાનોને જરૂરી એવા ભૌતિક અને રૂહાની નિતીનિયમો આપે રજુ કર્યા અને ઇન્સાનને તન અને મનથી પવિત્ર બનાવવા કાર્ય કર્યું.

ઇન્સાનને સદાએ આવી દોરવણી અને આવું જ્ઞાન મળતું રહે, હિદાયત કદી બંધ ન થાય તે માટે અલ્લાહના હુકમથી આપે આપના ઉતરાધિકારી અને એક માત્ર વારસદાર તરીકે-પહેલા ઇમામ તરીકે હ. અલી અ. સ. ને જાહેર કર્યા અને ત્યારપછી હિ સ. ૧૧ મા આપે દૈહિક રીતે આ ફાની દુનિયાનો ત્યાગ કર્યો.

હ. નબી સાહેબે જે સમયે દેહિક રીતે આ જગતનો ત્યાગ કર્યો. ત્યારે બીજી બાજુ મુસ્લિમો આ સમયની પોતાની સાચી ફરજને ભૂલી જઇને, જો કે હ. અલી અ. સ. હ. નબી સાહેબના દુન્યવી અને રૂહાની સતાઓના એકમાત્ર વારસદાર હોવા છતા ખીલાફતપદ માટેની ચર્ચાના કાર્યમાં લાગી ગયા. "સકીફએ બની સાઅદા" નામના સ્થાનમાં જાહેરી ખિલાફતની ચર્ચા શરૂ થઇ. "અન્સાર" અને "મુહાજરીન" પોતાની દીની સેવાઓ રજુ કરવા લાગ્યા. તેમના કબીલામાંથી એક ખલીફ ચુંટવાની વાત ન રહેતા એકમાંથી ખલીફ અને બીજામાંથી "વઝીર" બનાવવાની દરખાસ્ત મુકવામાં આવી, આ અવસરે હઝરત અબુબકરે જણાવ્યું કે, "એક મ્યાનમાં બે તલવાર રહી શકે નહી. આ વાત અસંભવિત છે."

ત્યાર પછી હાજર રહેલાઓ ચૂંટણી માટે વાદવિવાદ કરી અંતે એકજ વ્યકિતને ખલીફ તરીકે નીમવાની વાત નકી થઇ અને છેવટે ખલીફ તરીકે હઝરત અબુબકરને ચુંટી કહાડવામાં આવ્યા.

હ. નબી સાહેબના જીસ્મ મુબારકની અંતિમ ક્રિયા કરી જયારે હ. અલી (અ.) પધાર્યા તો સ્થિતિ બદલાએલી જોતા ફરમાવ્યું કે, "નબુવતના ખાનદાનને અલ્લાહે જે માન આપ્યું છે, તેને તમો પોતાના ઘરોમાં લઇ જાઓ નહિ. અમારાજ ઘરમાં પાક કુરાન નાઝીલ થયું છે. અમારા ઘરમાં જીબ્રાઇલ વહી લાવતા હતા. ધર્મના રહસ્યોમાં અમે સંપૂર્ણ છીએ. અલ્લાહની સૃષ્ટિની ભલાઇ અમોજ સમજી શકીએ છીએ- "ગદીરે ખુમ્મ" માં પણ અમારીજ જાહેરાત થઇ હતી."

# કુરેશીઓની મુખ્ય ત્રણ શાખાઓ

- હ. અબ્દે મનાફ
  - હા. હાશિમ
    - હ. અબ્દુલ મુત્તલિબ
      - હ. અબ્બાસ
        - હ. અબ્દુલ્લાહ
          - એમના વંશમાંથી ૩૭ 'અબ્બાસી' ખલીફા થયા.
      - હ. અબ્દુલ્લાહ
        - હ. મુહમ્મદ (અ. સ.)
          - હ. ફાતિમા–તુ–ઝહેરા
      - હ. અબુ તાલિબ
        - હ. ઇમામ શાહ અલી (અ.સ.)
          - (હ. ફાતિમા–તુ–ઝહેરા અને હ. ઇમામ શાહ અલી (અ.સ.) થી:)
            - હ. હસન (અ.સ.)
            - હ. ઇમામ શાહ હુસેન (અ.સ.)
              - બીજા ફાતિમી ઇમામ જેમનાથી ઇમામતનો સિલસિલો આજસુધી કાયમ છે અને સદા કાયમ રહેશે.
  - અબ્દુશ શમસ
    - ઉમૈયા
      - અબુલ આસ
        - હકમ
          - મરવાન (પહેલો)
      - હરબ
        - અબુ સુફિયાન
          - મુઆવિયા (પહેલો)
            - યઝીદ (પહેલો)
              - મુઆવિયા (બીજો)
                - અબુસુફિયાનનો વંશ અટકી જવાથી મરવાન (પહેલો) ગાદીએ આવ્યો. એમના વંશમાંથી અબ્દુલ મલીકથી લઇ મરવાન અલ-હમાર સુધી "ઉમૈયા" ખલીફા થયા.

આમ છતા ખિલાફત જુદી થઇ આ બનાવ પછી હ. અલી અ. એ ઇમામીઓ સાથે પોતાનો રૂહાની સંબંધ કાયમ રાખ્યો.

પહેલી જાહેરી ખિલાફત હિજરી સન ૧૧ માં સ્થપાઇ અને હિજરી સન ૧૩ માં પુરી થઇ. દરમ્યાન હઝરત અલી અ. ઇસ્લામની ભલાઇના કામોમાં સહાયતા કરતા રહયા.

ત્યાર પછી હઝરત ઉમર જાહેરી ખિલાફત પર આવ્યા. તે સમયમાં પણ હઝરત અલી અ. ની દરબાર છેવટનો ફેંસલો આપનાર હતી. ઘણી વખતે અઘરા ફેંસલાઓ આપની પાસે લાવવામાં આવતા હતા. હઝરત અલી અ. ની આ ન્યાયપ્રથાથી હઝરત ઉમર બોલી ઉઠતા "જો હઝરત અલી અ. ન હોત તો હું હલાક થઇ જતે!"

બીજી જાહેરી ખિલાફત હિજરી સન ૧૩ થી લઇને હિજરી સન ૨૩ સુધી રહી. તે બાદ ખિલાફતપદે હઝરત ઉસ્માન આવ્યા. એમની ખિલાફત હિજરી સન ૨૩ લઇને હિજરી સન ૩૫ સુધી ચાલી હતી. જો કે એ ત્રણ મહાન ખલીફાઓ તથા એમના પછી ચોથા મહાન ખલીફા હ. ઇમામ અલી અ. સ. સાથેનો ખિલાફત કાળ એ ઇસ્લામનો સોનેરી યુગ હતો. ઇસ્લામની આણ એ ચાર મહાન ખલીફાઓના સમયમાં લગભગ મધ્ય એશિયા અને દુર પૂર્વથી માંડીને પૂર્વ યુરોપ સુધી અને આફ્રિકાના સીમાડાઓ પાર કરી ચૂકી હતી. ઇસ્લામી સંસ્કૃતિના ઉંડા મૂળ એજ સમયે રોપાયા અને ઇતિહાસને એક અસ્મિતા અને ખૂદી ભરી, માનવતા અને તૌહિદના વિચારોથી રંગાએલી નૂતન વિચારસરણી અને નવી જિંદગી સદાકાળ માટે મળી.

પરંતુ, હ. ઉસ્માન (રદિ)ના ખિલાફતકાળ દરમિયાન ઇસ્લામમાં આંતરિક કુસંપ પ્રવેશી પડયો હતો, ઠેર ઠેર પક્ષકારોનું સામ્રાજ્ય જામેલું દેખાતું હતું, અંતે વાતાવરણ છેક જ બગડી ગયું અને તેના પરિણામે હ. ઉસ્માનનું ખૂન થયું.

ત્રીજા ખલીફની વફાતને સાત દિવસનો ગાળો નીકળી ગયો પરંતુ કોઇ ખલીફ મુકર્રર કરવામાં આવ્યો નહોતો. કુફાવાસીઓ ઝુબેર બિન અવામને ચહાતા હતા. બસરાની પ્રજાની દષ્ટિ તલહા બિન અબ્દુલ્લાહ પ્રત્યે હતી. રીનાવાળાઓમાં સાદ બિન વિકાસનું નામ લેવાતું હતું. કેટલાકો અસામા બિન ઝેદ માટે ઇશારો કરતા હતા. તાત્પર્ય કે જેનો જેનાથી સબંધ હતો તેઓ તેનો પક્ષ લઇને પ્રજા સન્મુખ નામ રજુ કરતા હતા. છેવટે ઘણા વાદવિવાદ પછી, મદીના, શરીફના અગ્રેસરો, મુહાજરીને અને અન્સારોએ એકમત થઇ હઝરત અલી અ. ને ખલીફપદ સ્વિકારવાની અરજ કરવાનો નિર્ણય કર્યો અને કેટલાકો વધામણી દેવા હઝરત અલી અ. ને ઘરે દોડી ગયા અને કહેવા લાગ્યા "જગત ખલીફા વિના સુનું છે અને એ પદવી માટે અન્ય કોઇપણ વ્યકિત આપના જેટલી યોગ્યતા ધરાવતી નથી માટે કૃપા કરી આપ તેનો સ્વીકાર કરો." હઝરત અલી અ. ફરમાવ્યું કે, "અમોને જરાય ઇચ્છા નથી. તમોને જે શખ્સ પસંદ પડે તેને ખિલાફત આપો. અમારા નિયમ મુજબ અમે તેને ટેકો આપીશું!" અંતે લોકોનો આગ્રહ વધી જવાથી હઝરત અલી અ. એ સ્વતંત્રપણે ઉતર આપતા ફરમાવ્યું કે, "તમારી જેમા ભલાઇ થશે તે પ્રમાણે હું મારી ઇચ્છાનુસાર પગલા લઇશ, પણ હું કોઇને આધીન રહીશ નહી!"

બીજે દિવસે લોકો તલ્હા બિન અબ્દુલાના વડપણ હેઠળ હઝરત અલી અ. ને ઘરે આવ્યા અને અરજ ગુજારી કે : આપ મસ્જિદે નબવીમાં પધારો ત્યાં સઘળા એકઠા થયા છે અને ખલીફ

તરીકે આપની બયઅત કરવા આતુર છે." આ પ્રમાણે મુસ્લિમ પ્રજાના આજીજીભર્યા આગ્રહથી હઝરત અલી અ. ખલીફપદ સ્વિકારી ખિલાફતની ગાદી ઉપર બિરાજમાન થયા અને હાજર રહેલા મુસ્લિમોએ બયઅત કરવાનું શરૂ કર્યું. પ્રથમ તલ્હા બિન અબ્દુલ્લાહ, તે પછી ઝુબેર ઇબ્ને અવામ, હકીમ ઇબ્ને હિલા, માલિકુલ અસ્તર. એવી રીતે એક પછી એક આવતા ગયા અને બયઅત કરતા ગયા. ત્યારબાદ હઝરત અલી અ. એ ખુતબો કહી સંભળાવ્યો જે પુર્ણ થતા હાજરીનો આનંદની લાગણી અનુભવતા પોતપોતાના રહેઠાણો તરફ પાછા ફર્યા.

## બની ઉમૈયા

આ બની ઉમૈયાના આગેવાનો હ. અલી અ. ની વિરૂધ્ધતા કરતા હતા. જેના પરિણામે ખુનખાર યુધ્ધો થયા હતા. તે છતા, ઇસ્લામની પ્રતિદિન ઉન્નતિ થતી જતી હતી અને બની ઉમૈયા નબળા પડતા જતા હતા. હઝરત અલી અ. ના અદભૂત પરાક્રમો તેમજ આપની વિજયી ઝુલફીકારની સામે કોઇ ટકી શકવા સમર્થ ન હતું. સમય બદલાઇ ગએલ હોવાથી. બની ઉમૈયાની પુરાણી શત્રુતાએ પણ વલણ બદલ્યું અને પોતાની મનોકામના પુર્ણ કરવા માટે જાહેરમાં ઇસ્લામનો સ્વિકાર કરીને તેઓએ અંદરખાનેથી દુશ્મની ચાલુ રાખી અને અનુકુળ સમયની રાહ જોવા જોવા લાગ્યા. (૧) આખરે હઝરત અલી અ. ના ખિલાફત કાળમાં તેઓને તક મળતા હઝરત અલી અ. ની ખિલાફત સામે ઝઝુમવા શામ ખાતે તેઓ અમીર મુઆવિઆની કુમકે ચડયા. અમીર મુઆવિયા હઝરત ઉમરના સમયથીજ શામમાં ગવર્નર હતા જ્યાં દર શુક્રવારે, હઝરત ઉસ્માનનું ખુન, ખિલાફત મેળવા માટે હઝરત અલીએ કરાવ્યું છે, એવી જાતનું ગંદુ પ્રચાર કાર્ય થઇ રહયું હતું. આથી બીનમાહિતગાર લોકો ઉશ્કેરાઇ જતા હતા.

બીજી તરફથી મદીનામાં યુધ્ધના મૂળ નખાઇ રહયા હતા. આ અરસામાં હઝરત. પયગમ્બરના મહોરદાર જનાબ આયશા યાત્રા કરી પાછા વળતા તેમણે માર્ગમાં હ. ઉસ્માનના ખુનની વાત સાંભળી, તેથી તેમને જુની વાતનો આઘાત થયો અને વાતાવરણ અનુકુળ જોતા હઝરત અલી અ. નો સામનો કરવા નિશ્ચય કર્યો. જંગે જમલ તેના કારણ રૂપ બન્યું. તલહા અને ઝુબેરે હ. અલી અ. ની બયઅત કરી વફાદારીના સોગંદ લીધા હતા, છતા તેમના મનમાં ઉચાટ રહયા કરતો હતો કારણ કે ખિલાફતપદના તેઓ પણ ઉમેદવાર હતા. જેથી તેઓ અનુકુળ વાતાવરણની તક શોધતા હતા. જનાબ આયશાના ઇરાદાની તેઓને ખબર પડતા તેઓ તેમને મકકે જઇને મળ્યા. અહી મકકાનો હાકેમ અબ્દુલ્લા બીન હજરમી જનાબ આયશાને સહાયતા કરવા તૈયાર થઇ બેઠો હતો, આ સઘળી તૈયારીઓથી હઝરત અલી અ. દુન્યવી રીતે અજાણ હતા. આપે જે લશ્કર એકઠું કર્યું હતું, તે અમીર મુઆવિયાના મુકાબલા પુરતું જ હતું. જનાબ આયશાના આક્રમણની અને તલ્હા ઝુબેર તેમની કુમકે ગયા છે એ વાત સાંભળી ત્યારે હઝરત અલી અ. એ મદીના વાસીઓને સર્વ હકીકતથી વાકેફ કર્યા. પરીણામે મદીના વાસીઓએ યુધ્ધમાં સાથ આપવાની કબુલાત આપી અને યુધ્ધની તૈયારીઓ થવા લાગી.

તલ્હા અને ઝુબેરના કહેવાથી જનાબ આયશા, હઝરત ઉસ્માનના ખુનનો બદલો લેવા માટે તલ્હા અને ઝુબેર સાથે બસરામાં આવીને ઉશ્કેરણીભર્યા ભાષણો કરવા લાગ્યા, પરંતુ તેની ખાસ કાંઈ અસર થઇ નહી. બલ્કે, બની સાદ કબીલાના એક શખ્શે તલહા અને ઝુબેરને

૧ આ પ્રકરણમાં આપવામાં આવેલી વંશાવલિથી આ બન્ને વંશનો સંબંધ સમજાય છે.

સંબોધીને કહ્યું, "તમોએ મિત્રધર્મ બરાબર બજાવ્યો! પોતાની સ્ત્રીઓને ઓજલમાં રાખીને પવિત્ર નબીની સ્ત્રીને લોકો મેદની સમક્ષ લઈ આવ્યા!" બસરાના હાકેમ, ઉસ્માન બીન હનીફે તો તેઓના પર હુમલો કરી યુધ્ધ આરંભી દીધું. જનાબ આયશાએ યુધ્ધ અટકાવી સુલેહની ઇચ્છા દર્શાવતા હાકેમે સ્પષ્ટ શબ્દોમાં કહી દીધું કે તલ્હા અને ઝુબેરે હઝરત અલી અ. ની બયઅત તોડી નાખી છે. તેઓને દુર કરવામાં નહી આવે ત્યાં સુધી સુલેહ પર આવવું અશકય છે." આ ઉપરથી પુન: યુધ્ધના મોરચા મંડાયા જેમા ઘણા બસરાવાસી માર્યા ગયા અને હાકેમ કેદ પકડાયો. તલ્હા અને ઝુબેરે તેને મારી નાખવાની પયરવી કરી પરંતુ જનાબ આયશાએ તેને છોડી મુકયો. હાકેમે સીધા મદીને આવી હઝરત અલી અ. ને સઘળા સમાચાર કહી સંભળાવ્યા.

## જંગે જમલ

હઝરત અલી (અ.) એ કુફાથી યુધ્ધ સામગ્રી મંગાવવાથી, તેમજ હઝરત હસન (અ)ના વિવેચનની સારી અસર થતા વીશ હજાર કુફાવાસીઓ યુધ્ધ સામગ્રીથી સજ્જ થઇને, હઝરત અલી (અ.) ની તરફેણમાં લડવા બસરા તરફ રવાના થયા. બીજી બાજુ હઝરત અલી (અ.) એ પણ મદીનાથી સૈન્ય લઇ બસરા તરફ પ્રયાણ કર્યું અને બસરાના એક વિશાળ મેદાનમાં પડાવ નાખ્યો. ઇતિહાસમાં આ યુધ્ધ "જંગે જમલ" ના નામે ઓળખાય છે, કારણ કે જનાબ આયશાએ એ યુધ્ધ વખતે ઊંટ પર સવાર થઇને સરદારી લીધી હતી.

હઝરત અલી (અ.) એ બે દિવસ સુધી સુલેહની વાટાઘાટ ચલાવી છેવટે આપશ્રીએ જાતે પણ તલ્હા અને ઝુબેરને બોલાવી ફરમાવ્યું : "તમે બયઅતથી બંધાએલા છો, તેથી લડાઇ કરવાનું કારણ રહેતું નથી અને નહી માનશો તો એક સમયે ઝાલીમ થશો.". એવી હઝરત નબી સાહેબની આગાહીની પણ યાદ આપી. આથી ઝુબેર ખામોશ થઇ ગયો. પરંતુ જનાબ આયશાએ ઝુબેરના દીકરા અબ્દુલ્લાહ અને તલ્હાને યુધ્ધમાં શામિલ થવા માટે સમજાવવા લાગ્યા.

બને પક્ષ પાસે વીશ વીશ હજારનું સૈન્ય હતું બન્ને બાજુ મુસલમાનો હતા. તેઓનું લોહી વ્યર્થ ન રેડાય તેટલા માટે હઝરત અલી (અ.) એ છેવટ સુધી સમજુતિ માટે પ્રયાસ ચાલુ રાખ્યો. પરંતુ તેનું કશું પરિણામ આવ્યું નહી અને અંતે યુધ્ધ થયું. માલિક ઉશ્તરે ત્રણ દિશાએથી આક્રમણ કર્યું. મુસલમાનોના લોહીની નીકો વહેતી જોઇ હઝરત અલી (અ.) ઘણાજ ખિન્ન થયા અને પોતાના લશ્કરને ફરમાવ્યું : "આ મુસલમાનોની અરસપરસની લડાઇ છે, કોઇ ભાગે તો તેને ભાગવા દેજો, ઠાર મારવાનો પ્રયત્ન કરજો નહી, ફકત પોતાના બચાવ માટે મકમતાથી ઉભા રહેજો."

બીજી બાજુ પોતાના લશ્કરની ઉશ્કેરણી કરી લડી રહેલા તલ્હા અને ઝુબેર મરણ પામતા, જનાબ આયશાએ સૈનિકમાં પુન: જુસ્સો રેડયો. એ જોતા હઝરત અલી (અ) ને લાગ્યું કે જનાબ આયશાનો ઊંટ મરણ નહી પામે ત્યાં સુધી યુધ્ધ બંધ પડશે નહી, તેથી આપે માલિક ઉશ્તરને આ કાર્ય સોંપ્યું. ઊંટના બચાવ અર્થે સીંતેર પાસબાનો એક પછી એક આવ્યા અને તે સઘળા માલિક ઉશ્તરના હાથે માર્યા ગયા. અંતે તેણે ઊંટના પગપર તલવારનો ઘા કરવાથી ઊંટ ભોંય પર પછડાઇને મરણ પામ્યું. હઝરત અલી (અ.) આ જોઇને જનાબ આયશા પાસે આવ્યા અને તેમને સમજાવી મદીના તરફ રવાના કર્યાં. અહિં હ. અલીની તરફેણમાં આ જંગનું પરિણામ આવ્યું.

## જંગે સિફ્ફીન

હઝરત અલી (અ.) ના વિજયના સમાચાર મુઆવીઆએ શામ ખાતે સાંભળ્યા, ત્યારે પોતાની સ્થિતિ ઘણી કફોડી થએલી જોઇ તેણે એક મોટું લશ્કર તૈયાર કરી હઝરત અલી (અ.) સાથે યુધ્ધ કરવા રવાના કર્યું પાછળથી ઉમર બિન આસ અને છેલ્લે ખુદ અમીર મુઆવીઆએ પણ મોટા લશ્કર સાથે કૂચ કરી. બીજી બાજુ હઝરત અલી (અ.) એ પણ પાયદળ લશ્કર તૈયાર કરી રવાના કર્યું અને તેની કુમકે માલિક બિન ઉશ્તરને સેનાપતિ તરીકે સૈન્ય સાથે મોકલાવ્યો. હઝરત અલી (અ.) નું લશ્કર દજલા ઓળંગી, ફુરાત ચીરી, શામની સરહદમાં દાખલ થઇ ગયું અને પાછળથી હઝરત અલી (અ) આપના સૈન્ય સાથે આવી પહોચ્યા, અમીર મુઆવીઆએ અબુલ આવરને મોખરાની ટુકડીની સરદારી આપીને હઝરત અલી (અ.)નો સામનો કરવા રવાના કર્યો. માર્ગમાં માલિક બિન ઉશ્તર સાથે તેનો ભેટો થતા બન્ને લશ્કરો વચ્ચે યુધ્ધ જામ્યું. અબુલ આવર જગ્યા અનુકૂળ નહી લાગવાથી ફુરાતથી પાછળ હઠીને સિફ્ફી-નમાં લશ્કરની ગોઠવણી કરવા લાગ્યો અને અમીર મુઆવીઆને ખબર આપીને પાણી પર કબ્જો કરી લીધો. પરંતુ હઝરત અલી (અ.) એ સ્પષ્ટ શબ્દોમાં જણાવી દીધું કે "અમો પાણી માટે લડવા નથી આવ્યા, નદી બન્ને લશ્કરના ઉપયોગ માટે ખૂલ્લી રહેવી જોઇએ." અને એમજ થયું.

બીજે દિવસે હઝરત અલી (અ.) એ અમીર મુઆવીઆને લોકમતે સ્વીકારેલી ખિલાફતનો હક કબૂલ રાખવા અને "બયઅત" કરવાનું કહી મોકલાવ્યું. પરંતુ યુધ્ધ સિવાય તેનો કશો ઉતર આપવામાં આવ્યો નહી. આથી હઝરત અલી (અ.) એ લશ્કરના પેટા વિભાગો પાડીને વ્યુહ રચના કરી સૈન્યની હારબંધ ગોઠવણી કરી હલ્લો લઇ જવાનો બંદોબસ્ત કર્યો. અમીર મુઆવીઆએ તેનું અનુકરણ કરીને યુધ્ધ આરંભી દીધુ. આખો ઝીલહજ માસ આ ખૂનખાર યુધ્ધમાં વ્યતિત થઇ ગયો. છતા કાંઇ પરિણામ આવ્યું નહિ. ત્યાર પછી ઇસ્લામી નવા વર્ષ-મોહરમની શરૂઆત થતી હોવાથી આખો મહિનો યુધ્ધ મુલત્વી રહ્યું. કારણ કે એ મહિનામાં અરબ પ્રજા લડવાનું સારૂં ગણતી નથી. આ મહિનો પુરો થતા હઝરત અલી (અ.) અમીર મુઆવીયાને અગાઉ પ્રમાણે પુન: કહેણ મોકલાવ્યું, જેના જવાબમાં અમીર મુઆવિયાએ હઝરત ઉસમાનના ખૂનનું બહાનું આગળ ધર્યું.

આથી હઝરત અલી (અ.) એ તેને કહયું: "મે સુલેહ માટે તમને ઘણા સમજાવ્યા, પરંતુ તમે હક તરફ વળ્યા નહી, હવે લડવા તૈયાર થાઓ!" તરતજ રણ ગર્જનાઓથી મેદાન ગાજી ઊઠયું એક પછી એક યોધ્ધો રણભૂમિમાં આવતો ગયો. આ રીતે સાત દિવસ યુધ્ધ ચાલુ રહયું. ત્યાર પછી હઝરત અલી (અ.) એ સત્વર પરિણામ આણવા માટે યુધ્ધ નીતિ બદલીને, સામૂદા-યક હુમલો કર્યો અને આગળી હરોળ ચીરી નાંખી, આવી સ્થિતિ જોઇને ઉમર આસ ગભરાવવા લાગ્યો અને પોતાના લશ્કરને હઝરત અલી (અ.) ની ફોજની જમણી બાજુના લશ્કર ઉપર અધિક બળપૂર્વક તૂટી પડવાનો હુકમ આપ્યો, જેથી લશ્કર નાસભાગ કરવા લાગ્યું. એ વખતે હઝરત અલી (અ) એ આપના લશ્કરને પાછા ફરવા પોકાર કર્યો, પરંતુ તેઓ પાછા ફર્યા નહી. આવી સ્થિતિ જોઇ મધ્ય અને ડાબી બાજુના લશ્કરને જમણી બાજુએ લડવાનું કહયું પરંતુ તેઓ પણ હિંમત હારી ગયા હતા. પોતાના લશ્કરની આવી નબળી સ્થિતિ જોતા હઝરત અલી અ. એ ઘોડા ઉપરથી કૂદી પડી, તલવાર ખેંચીને ફરમાવ્યું: "હું એકલોજ લડવા માટે પુરતો છું તમારી કાંઇ પણ અગત્યતા નથી." આટલું કહેતાની સાથેજ આપશ્રી એકદમ ધસારો કરીને

શત્રુદળમાં ઘૂસી ગયા. હઝરત અલી (અ.) ના ઈશારાથી લશ્કરમાં નવચેતનનો સંચાર થયો. હઝરત હસન, હઝરત હુસેન અને તેમના ભાઈ હ. મુહમ્મદ હનફિયાએ પણ ઘોડાઓને દોડાવીને શત્રુદળનો નાશ કરતા હઝરત અલી અ. ની નજદીક આવી પહોચ્યા. તેઓનું અનુકરણ બીજા સરદારોએ પણ કર્યું. આ સમયે માલિક ઉશ્તર જોશમાં આવીને યુધ્ધભૂમિને શામીઓના લોહીથી તરબોળ કરી નાંખી યુધ્ધનો રંગ બદલાઈ ગયો અને માલિક ઉશ્તર, અમીર મુઆવિઆ સુધી પહોંચી ગયા. એ જોઈને અમીર મુઆવિઆએ ગભરાટથી નાસવા માંડયું.

શામી લશ્કરમાંથી અબ્દુલ્લાહ બિન ઉમરે બહાર આવીને માલિક ઉશ્તર પર વાર કર્યો હઝરત અલી અ. ના લશ્કરે તેના ટુકડેટુકડા કરી નાખ્યા. બીજી તરફ ઉમર બિન આસ ઉપર અમ્માર બિન યાસિર એકલા તૂટી પડયા. ઉમરે પોતાના સરદારોને ઈશારો કરતા તેઓ સઘળા-ઓએ એકઠા થઈને અમ્મારને શહીદ કરી નાખ્યા. આ રીતે એક બીજા ઉપર થતા હુમલાથી મુસલમાનોનું ખૂન રેડાતુ જોઈને હઝરત અલી (અ.) નું દિલ દ્રવી ઊઠયું. આપશ્રીએ અમીર મુઆવિયાને ફરમાવ્યું: "મુસલમાનોનું લોહી શા માટે રેડે છે? મારી સાથે હાથોહાથ આવી જા. આપણા બન્નેની હાર જીતથી યુધ્ધનો નિર્ણય થઈ જશે." ઉમર બિન આસે અમીર મુઆવિઆને કહયું: "શુરવીરતા તો એમાંજ છે કે તમો હઝરત અલી અ. નો એકલે હાથેજ સામનો કરો!" પરંતુ અમીર મુઆવિયાની હિંમત ચાલી નહિ, જવાબમાં તેણે જણાવ્યું કે, "હું કદી પણ હઝરત અલી (અ.) ની સામે જનાર નથી. તેમની સામે જઈને પાછો જીવતો આવ્યો હોય એવો કોઈ પણ માણસ મેં જોયો નથી!"

અમીર મુઆવિઆએ આ યુધ્ધ નિમંત્રણ સ્વિકાર્યું નહી ત્યારે હઝરત અલી અ. એ પુનઃ રણસંગ્રામમાં ઝંપલાવ્યું અને મજબુત હાથે ઝઝુમવા લાગ્યા. માલિક ઉશ્તરની તલવાર પણ વિજળી વેગે પુનઃ ચાલવા લાગી. આ વખતે અમીર મુઆવિઆએ ઉમર આસ જેઓ એક મહાન સેનાનાયક પણ હતા તેમને કહયું: "જો આ વખતે આપણે નિષ્ફળ નિવડયા તો સદાને માટે આપણો નાશ થઈ જશે, હવે તો કોઈ યુકિત શોધી કાઢવી જોઈએ!" થોડીવાર વિચાર કરીને ઉમર આસે, અમીર મુઆવિઆને કહયું: "મને યુકિત સુઝી આવી છે. થોડાજ વખતમાં યુધ્ધ વિરામશે અને અંતે આપણો વિજય થશે! "ઉમર આસે શામી લશ્કરને પોતાની આ યુકિત જણાવી દેતા સઘળાઓએ કુરાને શરીફને નેજા ઉપર ચડાવી પનાહ માંગતા હોય તેવો દેખાવ કર્યો. એ જોતા હઝરત અલી (અ.) ના લશ્કરે ભૂલાંવામાં પડી અને લડવાનું બંધ કરી દીધું.

આથી હઝરત અલી (અ.) એ લશ્કરને સ્પષ્ટ શબ્દોમાં જણાવ્યું: "શામી લશ્કરના નાશ અને અમીર મુઆવિઆના મરણના ભયથી આ કાવતરૂં રચવામાં આવ્યું છે. તમારે આ પ્રપંચની જરાપણ દરકાર ન કરવી જોઈએ. થોડાજ વખતમાં હવે લડાઈનો અંત આવી જશે અને જીત આપણી છે, તમારે લડવાનું ચાલુ રાખવું જોઈએ!"

હઝરત અલી (અ.) ના લશ્કરે ઉતર આપ્યો: "અમોને પવિત્ર કુરાનનો વાસ્તો દેવામાં આવે છે. પનાહ માંગનારાઓને કેમ કતલ કરીએ?" હઝરત અલી (અ.) એ ફરમાવ્યું આ માત્ર પ્રપંજાળ પાથરવામાં આવી છે. તેઓ ખરા દિલથી પનાહ માંગવા તૈયાર નથી. તમારે એ પ્રપંચમાં ફસાવું ન જોઈએ મને ઓળખો, હું કુરાને નાતિક છું. મારી ફઝીલત પણ કંઈ ઓછી નથી." છતા લશ્કરે વધુ સાંભળવાની કાંઈપણ દરકાર ન કરી. હ. અલી અ. ની આજ્ઞા ઉથાપી મુસલમાનોએ અહિં ગંભીર ભૂલ કરી.

લશ્કરની આવી દશાથી હઝરત અલી અ. એ ઘણાજ ખિન્ન થઇ ફરીવાર એકલે હાથે લડી લેવાનો ઇરાદો જાહેર કર્યો. આ જોઇને હઝરત અલી અ. ના સાથીદારોએ આપશ્રીને ઘેરી લીધા. થોડે દુર માલિક ઉશ્તર શત્રુદળથી લડી રહયા હતા. મામલો બિચકેલો જોતા તેઓ છલાંગ મારીને દોડી આવ્યા અને કહયું : "ઓ કુફાવાસીઓ. તમો આ શું કરી રહયા છો: ? તમો કોનો સામનો કરો છો ? તમો કયાં જઇ રહયા છો ? તેનું તમને ભાન છે ? લડાઇ પૂરી કર્યા વિના અધુરી મુકી દેવાનો આ સમય નથી. જો એમ કરશો તો ઇરાક પાછા સલામત જઇ શકશો નહી !" આ સાંભળી કુફાવાસીઓ ઉશ્કેરાઇને પોતાની તલવારો ખેંચી માલિક ઉશ્તર સામે ધસી ગયા, પરંતુ હઝરત અલી (અ.) એ વચ્ચે પડી તેઓને અટકાવ્યા.

## લવાદોની નિમણુંક

હઝરત અલી (અ.) એ આ પછી શામી લશ્કર જોડે મસલત ચલાવવાનું યોગ્ય ધાર્યું. શામીઓએ પણ સુલેહ કરવાનો તથા બન્ને પક્ષના બે લવાદોની નિમણુંક કરી અને તેઓના નિર્ણયને બંધનકારક ગણવાનો પોતાનો ઇરાદો દર્શાવ્યો અને પોતાના પક્ષના લવાદ તરીકે ઉમર બિન આસનું નામ આપ્યું. હઝરત અલી અ. એ અબ્દુલ્લાહ બિન અબ્બાસ અને ત્યાર પછી માલિક બિન ઉશ્તરને પોતાના પક્ષના લવાદ તરીકે નિમવાની ઇચ્છા દર્શાવી. પરંતુ શામીઓએ એ બન્ને નામો કબૂલ ન કરતા અબુ મુસા અશઅરીનું નામ સુચવ્યું. હઝરત અલી (અ.) અબુ મુસાને પસંદ કરતા નહોતા, છતા પોતાના લશ્કરનો આગ્રહ જોતા ગમે તે પરિણામ આવે તેની પરવા કર્યા વિના આપે મૌન ધારણ કર્યું. આ રીતે હઝરત અલી (અ.) ના પક્ષનો લવાદ અબુ મુસા અશઅરી નિમાયો. લવાદોની નિમણુંક થતા લડાઇ બંધ પડી. આ યુધ્ધમાં બંને પક્ષના વીશ હજાર માણસો માર્યા ગયા.

## ઉમ્મર બિન આસનો પ્રપંચ

સુલેહની શરત અનુસાર આઠ માસ પછી "દુમ્મતુલ જંદલ" માં બન્ને પક્ષના ચારસો માણસો એકઠા થયા. લવાદી ફેંસલો આપવામાં આવે તે પહેલા ઉમર બિન આસે ભોળા અબુ મુસાને ખાનગીમાં મળીને હઝરત અલી (અ.) અને અમીર મુઆવીયા બન્નેને પદભ્રષ્ટ કરી કોઇ ત્રીજી વ્યકિતને ખલીફ બનાવવાનું સમજાવ્યું ઉમર આસની આ યુકિતમાં કેવળ રાજરમત અને પ્રપંચ સમાએલો હતો અબુ મુસા તેનો સહેલાઇથી ભોગ થઇ પડયો. લવાદો પોતાનો ફેંસલો સંભળાવવા આવ્યા ત્યારે ઉમર આસે અબુ મુસાને પોતાનો અભિપ્રાય પહેલા જાહેર કરવા જણાવ્યું. અબ્દુલ્લાહ બિન અબ્બાસે, અબુ મુસાને તેમ કરવા ના પાડી. પરંતુ અબુ મુસાએ કાંઇ ધ્યાન આપ્યું નહિ અને મિમ્બર ઉપર ચઢીને કહયું "હું હઝરત અલી (અ.) અને અમીર મુઆવીઆ, બન્નેનો ખિલાફત ઉપરથી હક કાઢી નાખું છું. મુસલમાનો જેને જોઇએ તેને પોતાનો ખલીફો મુકરર કરે." ત્યાર પછી ઉમર બિન આસે મિમ્બર પર ચઢીને કહયું હું પણ હઝરત અલી (અ.) ને ખલીફપદથી પદભ્રષ્ટ કરૂં છું અને અમીર મુઆવીઆને તેની જગ્યાએ સ્થાપુ છું. તેજ ખરો ખલીફ છે."

અબુ મુસાને ઉમર આસના આ પ્રપંચની સધળું પતી ગયા પછી ખબર પડતા તે ઘણોજ દિલગીર થયો અને ઉમર આસને તેની ચાલબાજી માટે સખ્ત શબ્દોમાં ઠપકો આપ્યો. લવાદોના અસંતોષકારક નિર્ણયને અંગે સુલેહ પડી ભાંગી. મુસ્લિમોને તેમની ગંભીર ભૂલનું પહેલું પરિણામ મળી ગયું.

## મીસરમાં બળવો અને ખારજીઓનાં છળપ્રપંચો

અમીર મુઆવીઆની ઉશ્કેરણીથી મીસરમાં બળવો થયો, તેમા બળવાખોરોને ખુલ્લી રીતે અમીર મુઆવીઆના સહકારીઓએ સહાયતા કરી. આ બળવામાં હઝરત અલી (અ.) ની તરફનો ગવર્નર મહમદ બિન અબુબકર માર્યો ગયો. હઝરત અલી (અ.) ને તેની જાણુ થતા માલિક ઉસ્તરને મીસર ખાતે તેની કુમકે મોકલાવ્યો. પરંતુ અમીર મુઆવીઆના પક્ષકારોએ માર્ગમાં ઝેર આપવાથી તેઓ મરણ પામ્યા. અમીર મુઆવીઆએ ઉમર બિન આસને મીસરના ગવર્નરની પદવી આપી અને ત્યાં પોતાની સતા જમાવી. આ સઘળું બની રહયું હતું. તે દરમ્યાન એક ત્રીજો પક્ષ કાંઇ જુદીજ ગોઠવણુ કરી રહયો હતો. એ પક્ષ ખારજીઓનો હતો. કુફાની મસ્જીદમાં

અબ્દુલરહેમાન ઇબ્ને મુલજીમ, મુબારક બિન અબ્દુલ્લાહ અને ઉમર બિન અબુબકર ત્રણેએ મળીને એવો નિર્ણય કર્યો કે, "ખિલાફતના ઝઘડા કેવળ ત્રણ વ્યકિતઓને માટે થાય છે. આથી હઝરત અલી અ; અમીર મુઆવીઆ અને ઉમર બિન આસને ઠાર કરવા જોઇએ." આ નિર્ણય અનુસાર, અમીર મુંઆવીઆનો વધ કરવા રમઝાન માસની સતરમી તારીખે મુબારક બિન અબ્દુલ્લાહ દમિશ્ક ભણી રવાનો થયો. ઉમર બિન આસનો પ્રાણુ લેવા ઉમર બિને અબુબકરે મીસર તરફ પ્રયાણ કર્યું અને ઇબ્ને મુલજિમ હઝરત અલી અ. ને શહીદ કરવાના ઇરાદાથી કુફામાં રહયો.

રમજાન માસની અઢારમી તારીખે અમીર મુઆવિયા દમિશ્કની મસ્જીદમાંથી બહાર આવવા ઊભા થતા, મુબારકે તેના પર તલવારનો ઘા કર્યો. પરંતુ તે પાછા હઠી જવાથી ખભા ઉપર ઝખમ લાગ્યો અને ખભાનું હાડકું માંસ સાથે કપાઇ ગયું આથીઅમીર મુઆવીઆ જમીન પર પડી ગયા. હાજર રહેલા લોકોએ તરતજ મુબારકને પકડી લીધો. અમીર મુઆવીઆએ ભાનમાં આવ્યા પછી મુબારકનો વધ કરાવ્યો.

મીસરમાં ઉમર આસ બીમાર હોવાથી મસ્જીદમાં આવી ન શકયો તેથી તેણે પોતાના બદલામાં બીન્ત શખ્સને મોકલાવ્યો જેને ઉમર આસ સમજી ઉમર બિન અબુબકરે તેનું ખૂન કર્યું હાજર રહેલાઓ તેને પણ તરતજ પકડી લીધો અને ત્યાંજ તેને કતલ કરી નાખ્યો.

### જંગે નહેરવાન

આ મહાન લડાઇ હઝરત અલી અ. અને ખારજીઓ વચ્ચે નહેરવાન નામના મુકામે થઇ હતી. ખારજી શબ્દ મૂળ અરબી ભાષાનો છે, જેનું બહુવચન "ખારીજ" છે અને જેનો અર્થ સમૂહમાંથી બહાર નીકળેલા થાય છે, તે પ્રમાણે આ ખારજીઓ ખોટી રીતે દોરવાઇ જઇને હઝરત અલી અ.ના પક્ષકારોથી જુદા પડયા હતા અને બળવા કરીને રાજદ્વારી દ્રષ્ટિએ ચાલુ વાતાવરણુમાં ખલલ પાડવાનો ભાગ તેઓએ ભજવ્યો હતો. પરિણામે હઝરત અલી (અ.) ની ખિલાફતના છેલ્લા બે વર્ષ તેમજ ઉમૈયાઓના રાજઅમલ દરમ્યાન બન્ને પક્ષો વચ્ચે આવી મુસ્લિમ સામ્રાજ્યના પૂર્વ ભાગની શાંતિનો ભંગ કર્યો હતો અને ખાસ કરીને હઝરત અલી (અ.) ઉપર અમીર મુઆવીઆને ફાવી જવાનો માર્ગ તેઓએ સરળ બનાવી દીધો હતો.

જંગે સિફ્ફીનમાં અમીર મુઆવીઆએ હઝરત અલી અ. સન્મુખ મૂકેલી દરખાસ્તથી ઇસ્લામમાં ફિરકા પડવાનો પ્રથમ પ્રસંગ ઊભો થયો. તે માટે ખાસ કરી બની તમીમવાળાઓએ તો લડાઇનો સીધો વિરોધ દર્શાવ્યો અને તેઓ ઇલાહી વાણીમાંના "ખુદા સિવાય અન્ય કોઇને

હુકમ કરવાનો અધિકાર નથી–લા હુકમ ઇલ્લા લિલ્લાહ" નો પોકાર કરતા લશ્કરમાંથી નીકળી જઇને ચાલ્યા ગયા, જેથી તેઓ "ખારજી" નામે ઓળખાય છે. તેઓ હરૂરા નામના ગામડા ભણી કૂચ કરી જતા રહયા અને એક અજાણ્યા સિપાહી અબ્દુલ્લાહ બિન વહબ અલ રાશીબાને પોતાના સરદાર તરીકે ચૂંટી કાઢયો. ખારજીઓની બીજી નામસંજ્ઞા "હરૂરિયા" આ ગામડાના નામ ઉપરથી પડી છે આ ખારજીઓનો નાનો સમૂહ ધીરે ધીરે વધતો ગયો અને નહેરવાનની નહેરના કાંઠે છાવણી નાખી પોતાના બળવાખોર લશ્કર સાથે ઇબ્ને વહબે મુકામ કર્યો.

હઝરત મુહમ્મદ (સ.) ની ભવિષ્યવાણી હતી કે, યા અલી. તમારી જાહેરી ખિલાફતના વખતમાં એક સમૂહ તમારી સખ્ત દુશ્મનાવટ કરશે. તેઓ મોઢેથી કુરઆન ! કુરઆન ! કહેશે પરંતુ કુરઆનનાં હુકમની દરકાર કરશે નહિ. એ કોમો આદ અને સમૂદની કોમો જેવી ફરી ગએલી કોમો હશે. તીર કમાનમાંથી નીકળી જાય છે તેમ એ લોકો નાસી જશે. એ કોમ પોતાને મુસલમાન કહેવડાવશે, છતા તેને લેશ પણ ઇમાન હશે નહી." નહેરવાનના ખારજીઓ તેની નિશાની રૂપ હતા. આ ખારજીઓ મદયન સર કરી ત્યાંની પ્રજા ઉપર દરેક પ્રકારના જુલમો કરી ભારે લૂંટફાટ ચલાવતા હતા.

હઝરત અલી (અ.) ને આ ખબર પહોંચ્યા ત્યારે આપશ્રીએ પ્રજાને દુઃખમાંથી છોડાવવાનો ઇરાદો કર્યો. બીજી તરફથી પ્રજાજનોએ પણ પોતાને આ આફતમાંથી મુકત કરવા અરજ કરતા, હઝરત અલી (અ.) એ ખારજીઓ ઉપર ચઢાઇ કરવા વિચાર કર્યો. પરંતુ અમીર મુઆવીઆ શામમા એંસી હજારનું લશ્કર એકઠું કરીને આપશ્રી સામે લડવાની તૈયારી કરવા લાગ્યો હતો. હઝરત અલી (અ.) પણ તેના બચાવમાં લશ્કર એકઠું કરી રહયા હતા. આ લશ્કરને શામ ભણી કૂચ કરવાની હતી પણ સંજોગોને લઇ તેને ખારજીઓ સામે લડવા નહેરવાન ભણી રવાના કર્યું. આ લશ્કરે "મારફીન" નામની મન્ઝિલ પાસે પહોંચી પડાવ નાખ્યો.

ત્યાર પછી બન્ને પક્ષોએ પોતાની હરોળ સમારીને એક બીજાનો સામનો કરવા રાહ જોવા લાગ્યા. હઝરત અલી અ. (એ) પોતાનો વાવટો એક ઊંચાણવાળી ભૂમિ ઉપર ખોડી જાહેર કર્યું કે "જે માણસ શત્રુના લશ્કરમાંથી છૂટો પડી અમારા વાવટા તળે આવશે તેને અમાન આપવામાં આવશે અથવા જે સિપાહીઓ અમારો સામનો નહી કરતા કુફા ભણી ચાલ્યા જશે અથવા મદીના પાછા જશે, તેઓને પણ સલામતી મળશે. આ જાહેર કર્યા પછી હઝરત અલી અ. (એ) ૭ હજાર ચુનન્દા લડવૈયા વાવટાના રક્ષણ માટે ફરતા ગોઠવી દીધા. આ જોઇ ખારજીઓમાં ભય પેસી ગયો, જેથી ખારજીઓમાંથી કેટલાકોએ લડવાનું માંડી વાળી કુફા તરફ પ્રયાણ કર્યું અને કેટલાકોએ હઝરત અલી (અ.) ના વાવટા તળે આવીને અમાન મેળવી. આ સ્થિતિ જોઇને અબ્દુલ્લા બિન વહબ ખારજી વિચારમાં પડયો, કારણ કે આ પ્રકારે લશ્કરનો મોટો ભાગ છૂટો પડી ગયો હતો અને તેની પાસે કેવળ ચાર હજાર જ લડવૈયા રહયા હતા. આ સ્થિતિ નિહાળી ઇબ્ને વહબ નાશી છૂટવા ઇરાદો કર્યો પરંતુ તેમ થવું અશકય હતું. જો તેનું લશ્કર નાસવા જાય તો તે પહેલા જ ઘેરાઇ જાય એવો ભય હતો. આથી તેણે મરણિયા થઇને લડવા માટે લશ્કરને હુકમ આપ્યો.

લડાઇનો ધોરણસર આરંભ થયો. ઈબ્ને વહબ હઝરત અલી અ. ને અસભ્યતા અને તોછડાઇથી સંબોધી પોતાનો સામનો કરવા ઉશ્કેરવા લાગ્યો. હઝરત અલી અ. એ ઝુલફિકારની મૂઠ ઉપર હાથ મુબારક મુકી સામે આવી ઊભા રહયા અને સામસામે વાર થવા લાગ્યા. અંતે અબ્દુલ્લા ઇબ્ને વહબ હઝરત અલી અ. ની ઝુલફિકારનો ભોગ થઇ પડયો અને તેના ઊભા બે સીધા ટૂકડા થઇ જવાથી ચીરાઇ જઇને ભોંય પર પડયો.

ત્યાર પછી હઝરત અલી (અ.) ખારજીઓના લશ્કર ઉપર તૂટી પડયા. શત્રુઓનો પ્રાણ નીકળી ગયો. તેઓમાંના માત્ર નવ જણજ જીવતા રહયા અને આશ્રય શોધી પ્રાણ બચાવવા આમતેમ દોડી રહયા હતા. હઝરત અલી (અ.) ના લશ્કરમાંથી ફકત નવ માણસ માર્યા ગયા. આ લડાઇનું પરિણામ હતું. ખારજીઓનો ઉપદ્રવ શમ્યો. હઝરત અલી અ. એ પોતાના લશ્કર સાથે સંપૂર્ણ જીત મેળવી કુફા ભણી પ્રયાણ કર્યું.

## સલમાન ફારસી

મહાન અસહાબી સલમાન ફારસી મૂળ ઇરાની વંશના હતા. તેમનું અસલ નામ "માહ-બીહ" અથવા "રૂઝબીહ" હતું. કાઝરૂન શિરાઝ વચ્ચે આવેલા "અરજાન" નામના સ્થાનમાં કે બુશાયર અથવા ઇસ્ફહાનના એક ગામડામાં તેમનો જન્મ થયો હતો. તેમના પિતા બુઝખશાન એક ખેડુત અને અગ્નિ પૂજક હતા. તેમના ઘરમાં ઓલવાય નહી તેવી આગ સદા સળગતી રહેતી. સલમાન ફારસીએ યુવાવસ્થામા ખ્રિસ્તી ધર્મ અંગિકાર કર્યો હતો, પરંતુ તેણે ખ્રિસ્તી પાદરી પાસેથી "અરબસ્તાનમાં એક પયગમ્બર જાહેર થશે." એવી ભવિષ્યવાણી સાંભળી હોવાથી તેઓ એક કાફલા સાથે અરબસ્તાન આવ્યા અને ઇસ્લામ ધર્મમાં દાખલ થયા હતા. ઇસ્લામના આરંભમાં જ ઇમાન લાવનારાઓમાંના તેઓ એક હતા. લશ્કરના બચાવ માટે જે ખંદકો (ખાઇઓ) નો "જંગે ખંદક" માં ઉપયોગ કરવામાં આવ્યો હતો, તે ખાઇઓ ખોદવાની સલાહ પણ તેમણે આપી હતી. હઝરત અલી અ ની ખિદમતમાં તેઓ પોતાનું સર્વસ્વ સમજતા હતા. એમનું સ્થાન હઝરત અલી (અ.) ના દ્વાર પરજ હતું. હઝરત મુહમ્મદ (સ.) તેઓને "અંતા મિન્ના અહલુલ બયત" કહીને પોતાની અહલેબયતમાંથી ગણતા હતા. જીવનના અંતિમ સમય સુધી તેઓ હઝરત અલી (અ.) અને હઝરત મુહમ્મદ (સ ) ની સેવામાં તન્મય રહેતા હતા. તેઓ બંદગી તથા દીની ક્રિયાઓ ફારસી ભાષામાં કરતા હતા.

## વફાદાર કમ્બર

હઝરત અલી અ. ના વફાદાર અને પ્રિય ખિદમતગાર તરીકે "કમ્બર" નું નામ ઇસ્લામી જગતમાં જાણીતું છે. તેનું મુખ્ય નામ "ફતાહ" હતું અને હબસ (એબીસીનિયા) ના બાદશાહનો પુત્ર હતો. કમ્બરના માટે સામાન્ય રીતે એવી વાત પ્રચલિત છે કે તેના અધર્મી કાકાએ, હઝરત અલી (અ.) નું માથુ લાવી આપવાની શરતે પોતાની પુત્રીના લગ્ન તેની સાથે કરી આપવાની કબૂલાત આપેલી હોવાથી, કમ્બર મદીને આવી હઝરત અલી (અ ) ની શોધ કરવા લાગ્યો. હઝરત અલી (અ.) ને આવતા જોઇ તેણે "હઝરત અલી કોણ છે? કેવા છે? તેમની શકિત સામે કોઇ ટકી શકે કે કેમ?" વિગેરે બાતમી પૂછી, હઝરત અલી (અ ) એ આ પુછપરછ પરથી તેનો હેતુ જાણી ફરમાવ્યું: "શરીરના બાંધામાં, સ્વભાવમાં અને શકિતમાં તેઓ બરાબર મારા જેવા જ છે. જો તું મને કુસ્તીમાં જીતી શકીશ તો હઝરત અલી (અ.) ને પણ જીતી શકીશ અને તારો હેતું પાર પડશે."

આ સાંભળી કમ્બર હઝરત અલી (અ.) સાથે કુસ્તી લડયો અને તેમા તે હારી ગયો. ત્યાર પછી હઝરત અલી (અ.) એ ફરમાવ્યું: "હું પોતેજ અલી છું! તને મારુ માથું જોઇએ તો લે આ તલવાર અને મારું માથું ખુશીથી ઉતારી તારી મુરાદ બર લાવ!" આ દિલેરીની કમ્બર પર ઊંડી અસર થઇ અને હઝરત અલી (અ.) ને પોતાના આકા તરીકે કબૂલ કરીને તેણે આપશ્રીની ખિદમત સ્વીકારી તથા જીવનભર વફાદાર રહી હઝરત અલી અ પર કુરબાન થનાર એક વફાદાર ખિદમતગાર તરીકે પોતાનું નામ જગતભરમાં અમર કર્યું.

## લા ફતા ઇલ્લા અલી

હ. ઇમામ અલી અ. આપની અદભુત શકિતના કારણે 'લા ફતા' ના શૌર્યભર્યા નામે પણ ઓળખાય છે કેટલાક ઇતિહાસકારો જણાવે છે કે જંગે ઓહદના યુધ્ધ વખતે આપશ્રીએ દાખવેલા અદભૂત શૌર્યને કારણે આપશ્રી 'લા ફતા' તરીકે મશહુર થયા હતા. હિ. સ. ૩ માં થએલા ઓહદના યુધ્ધ વખતે અબુ સુફિયાન અને તેની સ્ત્રી હિંદાએ અરબોના કબીલાઓને ઉશ્કેરી પાંચ હજારનું લશ્કર એકઠું કર્યું હતું, શત્રુઓનું બળ વધુ હોવાથી ઇસ્લામી લશ્કરના કેટલાક સૈનિકો હ. પયગમ્બર સાહેબને મુકી નાસી ગયા હતા પણ જેમના હસ્તક ઇસ્લામી ઝંડો હતો તે શૌર્યવંતા ઇમામ હ. અલી અ. ખૂબ વીરતાથી લડયા. આનો ઉલ્લેખ કરતા 'મઆરેજુન્નબુવત' અને 'કશફુલ ગુમ્માહ' નામના સુન્ની લેખકોના ગ્રંથોમાં જણાવવામાં આવ્યું છે કે આ યુધ્ધ વખતનું હ. ઇમામ અલી અ નું શૌર્ય જોઇ ફિરસ્તાઓએ 'લા ફતા ઇલ્લા અલી, લા સઇફ ઇલ્લા ઝુલફિકાર' નો નાદ કર્યો હતો અને હ. અલી અ. ની દિવ્યશકિતની અજોડતા જગતને જણાવી હતી.

## ઇમામના આશિકો

હ. ઇમામ શાહ અલી અ. ની દિવ્યતાની તેમજ આપમાં રહેલા અલ્લાહના નૂરની જેઓને શનાખત અને ઓળખાણ થઇ તેઓ સર્વેએ પોતાના માલિક અને સ્વરબ તેમજ આકા તરીકે હ. ઇમામ શાહ અલી અ. નો સ્વીકાર કરી આપશ્રીની ભકિતમાં મહાઆનંદ મેળવ્યો.

આપને પરમશકિત અલ્લાહના સ્વરૂપ તરીકે માનનારાઓ પણ આ પૃથ્વી ઉપર છે. હકીમ નાસિર ખુશરૂ દ્વારા બોધ પામેલા અને મધ્ય એશિયામાં આજે લાખોની સંખ્યામાં વસી રહેલા મૌલાઇઓ, આખા ઇરાનમાં પ્રસરેલા અલી ઇલાહીઓ, શામની હદમાં વસવાટ કરી રહેલા નુસેરીઓ, લેબેનોનના પહાડોમાં વસતા દરૂઝીઓ વિગેરે હ. અલી અ. ને ખુદાઇ સ્વરૂપમાં સ્વીકારે છે. નુર પરસ્તોની આ નામાવલિમાં શેખ, ગાલિયા, ખિઝરવી, સુવેદાની, શમ્સી અને બાતિની નામના ફિરકાઓનો પણ સમાવેશ થાય છે. આ સહુ પોતપોતાની રીતે પરંતુ હ. અલી અ. ને ખુદાઇ સ્વરૂપમાં ભાળે છે અને અનન્ય ભકિતભાવથી આપની ભકિત કરે છે.

## જોમો સિફાર્યો

ઘોર અજ્ઞાનના અને અંધકારના સમયે નૂતન અને ચિરંજવી પ્રકાશ–સતત પ્રકાશ આપનાર, સૃષ્ટિના અંત પ્રયંત કાયમ રહેનાર 'ઇલાહિ નૂર' ના જોમાધારી હ. અલી અ. સ. એ જાહેરી રીતે ઇમામતનો દોર સંભાળ્યો અને આ દોર સંભાળ્યા પછી અને તે પૂર્વે સરવરે કાયનાતની પડખે રહીને તેમણે ધર્મનું અને ધાર્મિક જનોનું રક્ષણ કર્યું અને તેમને મુકિત અને પ્રગતિની કેડીએ નવી દ્રષ્ટિ સાથે દોરવ્યા મનુષ્યો અને મનુષ્યજીવનને સ્પર્શતા તમામ પ્રશ્નોમાં આપે ઝમાનાના ઇમામ તરીકે ઇસ્લામીઓને અદભૂત માર્ગદર્શન આપ્યું અને જ્યારે આપશ્રીની ઝળકતી ઇમામતનું ૪૩ મું કિર્તીવંતુ વરસ ચાલતું હતું ત્યારે આપે જોમો સિફાર્યો.

રમઝાન માસની તા ૯ ના અબ્દુલરેહમાન ઇબ્ને મુલજિમ તેના બે સાથીઓ સાથે કુફાની મસ્જિદમાં દાખલ થયો. હઝરત અલી (અ.) એકાંતમાં હતા. આ લોકો હ. ઇમામને શહીદ કરવાના ઇરાદાથી આવ્યા હતા. બન્નેમાંથી એક જણે તલવારનો વાર કર્યો પણ તે ખાલી ગયો. તે પછી બીજી બાજુથી ઇબ્ને મુલજિમે તલવારનો ઘા કર્યો તે હઝરત અલી અ. ના મુબારક માથા પર લાગ્યો તેથી આપશ્રી શારીરિક રીતે સખ્ત ઝખમી થયા. ખૂની અને તેના સાથીઓએ નાસભાગ કરી મૂકી. બે સાથીઓ તો નાસી છૂટયા, પરંતુ ઇબ્ને મુલજિમ પકડાઈ ગયો. હઝરત અલી અ. ને જખમી હાલતમાં ઘેર લઈ જવામાં આવ્યા. આપના જીસ્મ મુબારકની સારવાર કર્યા

છતા જખમ ઝેરી હોવાથી એજ માસની ૨૧ મી તારીખે હીજરી સન ૪૦ માં આપે જોમો સિફાર્યો.

હઝરત અલી અ. એ જાહેરી ખિલાફત પાંચ વર્ષ ભોગવી હતી અને આપશ્રીની ઇમામતનો સમય ૪૩ વર્ષ પર્યંત લંબાયો હતો. આપના પછી ઇમામતની ગાદીએ હ. ઇમામ હુસેન (અ. સ.) બિરાજ્યા.

## હઝરત અલી (અ.) ની કૃતિઓ

હઝરત અલી અ. એ જીવન દરમ્યાન કેટલાક ગ્રંથો લખ્યા હતા એ પૈકી "એકસો વચનો" નું એક પુસ્તક છે જેનું ભાષાંતર રશિદુદીન વતવતે કર્યું છે. હઝરત અલી (અ.) ના બોધ વચનોનું અંગ્રેજી ભાષાંતર કરીને એડીનબર્ગ શહેરમાં વિલિયમ યુલે છાપ્યું છે. "કલામે મૌલા" ના નામે વિખ્યાત પામેલા એ બોધ વચનોના મશહૂર પદો આજે પણ સર્વત્ર વંચાય છે, જેનું દરેક ભાષામાં ભાષાંતર થયું છે. હઝરત અલી (અ.) કાવ્યરચના પણ કરતા હતા. આપશ્રીની કવિતાઓનું એક "દીવાન" પણ છે જે અરબી ભાષાના અભ્યાસમાં ચાલુ છે અને તે અરબી સાહિત્યમાં ઊંચું સ્થાન ધરાવે છે.

હઝરત અલી (અ.) એ જીવન દરમ્યાન જુદા જુદા પ્રસંગોએ આપેલા "ખુતબા" (ભાષણો) નો સંગ્રહ સાહિત્યમાં "નહેજુલ બલાગા" ના નામથી સુવિખ્યાત છે. આ પુસ્તકનું વિવરણ અલ્લામાં ઇબ્નુલ હદીદે સામાન્ય ઇસ્લામની દ્રષ્ટિએ લખ્યું છે. ઉર્દુ ભાષામાં પણ આપના ખુતબાઓનો સંગ્રહ છાપવામાં આવ્યો છે.

## હઝરત અલી અ. ની મહેરદારો

હઝરત અલી અ. ની મોહરદારોના નામ આ પ્રમાણે છે: (૧) જનાબ ફાતિમા ઝોહરા, એમના જીવન દરમ્યાન હઝરત અલી (અ.) એ બીજા લગ્ન કર્યા નહોતા: (૨) ઉમ્મુલ બનીન હરમ બિન ખાલિદ, (૩) અસમા બિન્તે ઉમીસ–અલ–ખસમીઆ, (૪) અમામા બિન્તે અબિલ આસ, (૫) મુખબ્બા બિન્તે અમર–ઉલ–કયસ, (૬) ઉમ્મે સાઅદ બિન્તે ઉરવાહ બિન મસઉદ અસ્સકફીઆ, (૭) લયલા બિન્તે મસઉદ બિન ખાલિદ અતમીમી, (૮) ખઉલા (હનીફા) બિન્તે કયસ ઈ. જાફર અલ હનફિયા, (૯) ઉમ્મે હબીબા બિન્તે રબીઆ.

## શાહઝાદા અને શાહઝાદીઓ

(૧) હ. હસન, (૨) હ. ઇમામ હુસેન, (૩) હ. મોહસિન જેઓ નાનપણમાં ગુજરી ગયા હતા, (૪) હ. ઝયનબ, (૫) હ. ઉમ્મે કુલસુમ એ પાંચે હ. બીબી ફાતિમાના પેટે અવતર્યા હતા.

હ. ખઉલા પેટે (૬) હ. મુહમ્મદ અકબર ઉર્ફે મુહમ્મદ હનીફ, હ. અમામાના પેટે (૭) હ. મુહમ્મદ અલઅસગર, હ. લયલાના પેટે (૮) હ. અબ્દુર્રહમાન બકબ અબુબકર અને (૯) હ. ઉબયદુલ્લાહ, હ. ઉમ્મે હબીબીના પેટે (૧૦) ઉમર અને (૧૧) હ. રૂકૈયા, હ. ઉમ્મુલ બનીના પેટે (૧૨) હ. અબ્બાસ, (૧૩) હ. અબ્દુલ્લાહ, (૧૪) હ. ઉસમાન અને (૧૫) હ. જાફર, હ. અસમાના પેટે (૧૬) યાહયા અને (૧૭) ઔન.

આ ઉપરાંત હ. ઉમ્મુલ હસન હ. ઝયનબ, હ. સુગરા હ. મયમુના, હ. અમામા, હ. ફાતિમા, હ. ઉમ્મે હાની અને હ. ઉમ્મે સલમા હઝરત અલી અ. ની શાહઝાદીઓ હતી.

હઝરત અલી અ. એ જોમો સિફાર્યા બાદ કુફામાં ફુરાત નદીના–પુરમાંથી ગામનું રક્ષણ કરવા માટે બાંધેલા બંધ (પુસ્તા) નજદીક આપના જીસ્મ મુબારકને સુપુર્દે ખાક કરવામાં આવ્યું હતું. અત્રે પાછળથી "નજફ" શહેર વસાવવામાં આવ્યું હતું.

# HAZRAT MOWLANA IMAM SHAH HUSSAIN
(A. H. 40-61)

.........0.........

(૨)

# હઝરત મૌલાના ઈમામ શાહ હુસેન અ૦

(હિજરી સન ૪૦-૬૧)

## જન્મ

હઝરત ઈમામ શાહ હુસેન અ. નો મુબારક જન્મ મદીના શરીફમાં તા. ૩જી શાબાન હિજરી સન ૪ માં થયો હતો. હઝરત ઇમામ હુસેન અ. માતાના ગર્ભાવાસમાં ૭ માસ રહયા હતા. ઇતિહાસકારો દર્શાવે છે કે હઝરત ઇસા બિન મરિયમ અને યાહ્યા બિન ઝકરિયા સિવાય એટલો ટુંકા સમય માતાના ગર્ભાવાસમાં રહીને જનમ્યા હોય તો તે હઝરત ઇમામ હુસેન અ. છે.

## નામ અને લકબ

હઝરત ઇમામ હુસેન અ. ના પિતાશ્રી હઝરત અલી અ. અને આપના માતુશ્રી હઝરત નબી સાહેબના પ્યારા પુત્રી જનાબ ફાતિમતુઝ-ઝોહરા છે. આપનું મુખ્ય નામ હુસેન અને ઉપનામ 'અબા અબ્દુલ્લાહ' હતું. આપશ્રીના લકબો ઘણા છે.

## બાલ્યાવસ્થા

હઝરત ઇમામ હુસેન અ. ની બાલ્યાવસ્થા અને આપશ્રી પ્રત્યે આપના નાનાશ્રી હઝરત નબી મુહમ્મદ સ. ના અનહદ પ્રેમના અનેક બનાવો પુસ્તકોમાં વર્ણવેલા છે. હઝરત મુહમ્મદ સ. હઝરત ઇમામ હુસેન અ. ને ઘણું ચાહતા હતા. હઝરત મુહમ્મદ સ. જ્યારે બંદગી કરતા અને સિજ્દામાં જતા ત્યારે હઝરત ઇમામ હુસેન અ. આપના નાના સાહેબના ખભા ઉપર સ્વાર થતા. તેઓ પાછા ઉતરતા નહિ ત્યાં સુધી નબી સાહેબ સિજદામાં જ રહેતા હતા.

## ત્રણ શરતો

હઝરત મૌલા મુર્તઝાઅલી અ. ની બાદ ઈમામતની મસનદ પર હઝરત ઇમામ હુસેન અ. બિરાજમાન થયા.

એમના વડીલ બંધુ હઝરત હસન અ. ને લોકોએ અમીર મુઆવિયા સામે ઇસ્લામમાં દાખલ થતી બાદશાહતની પહેલી બિદઅતને નિર્મુળ કરવા માટે તૈયાર થવા કહ્યું. પરંતુ હઝરત હસન અ. તો સંસાર વિરકત થઇ યાદે ઇલાહીમાં લીન રહેતા હતા અને મુસ્લિમોનું વ્યર્થ લોહી રેડાય એ ચાહતા નહોતા, છતા કુફાવાસીઓના આગ્રહથી એમણે યુધ્ધના મોરચા માંડયા હતા. પરંતુ આ યુધ્ધમાં પણ છેલ્લી ઘડીએ કુફાવાસીઓ બેવફા નીવડતા, હઝરત હસન અ. એ અમીર મુઆવિયા સાથે સુલેહ કરી અને આ ત્રણ શરતે સુલેહ થઇ: ૧. હઝરત અલી અ. માટે જાહેર કે ખાનગીમાં ભૂંડા શબ્દો બોલવા નહિ. ૨. હઝરત અલી અ. ના કુટુંબને ખર્ચ પુરતું વર્ષાસન આપવું અને ૩. અમીર મુઆવિયા પોતાના પછી કોઇને રાજગાદીએ નિમી જાય નહિ.

આ સુલેહ થયા પછી જાહેરમાં તો શાંતિ જણાવા લાગી, પરંતુ અમીર મુઆવિયાના હૃદયમાં ત્રીજી શરત ખટકતી હોવાથી તેનો ઇલાજ કરવા તે અંદરખાનેની યોજનાઓ ઘડવા લાગ્યો કારણ કે હઝરત ઉસ્માનના ખૂનના બદલાના હેઠળ તેણે મેળવેલી રાજસતા પોતાના વંશ માટે મૂકી જવાની તેની ઇચ્છા હતી.

'તારીખુલ ઇસ્લામ' ના કર્તા જણાવે છે કે મુઆવિયા પોતાની હયાતીમાં જ પોતાના પુત્ર યઝીદને રાજગાદીએ નિમવાનો પ્રયાસ કરતો હતો, કારણ કે યઝીદ હઠીલો ને દુરાચારી હોવાથી મુઆવિયાના સાથીદારોના વિચારો પણ તેના માટે સારા નહોતા અને તેનામાં કોઇ જાતની લાયકાત નહોતી, વળી યઝીદ જાતે રાજ્ય લોભી હોવાથી ચાલુ ઘટનાઓ ઉપર બહુ લક્ષ આપતો હતો અને તેથી અમીર મુઆવિયાના મનમા પણ તેના સાથીદારોએ કાંઇ જુદુંજ ઠસાવેલું હતુ છતા પણ, હઝરત હસન અ. સાથે થયેલી શરત ભવિષ્યમાં નડશે અને હઝરત હસન અ. જયાં સુધી હૈયાત હોય ત્યાં સુધી યઝીદ નિર્વિઘ્ને રાજયધિકારી થઈ શકશે નહિ, એમ અમીર મુઆવિયા ધારતો હોવાથી તેણે હઝરત હસન અ. ને ઝેર આપવા માટે, હઝરત હસન અ. ની બીબી જાઅદાને એક લાખ દિરહમ અને યઝીદ સાથે લગ્ન કરી આપવાની લાલચ આપી. બીબી જાઅદા આ લાલચમાં ફસાઇ ગઇ અને બેવફા નીવડી, પોતાના પતિને ઝેર આપ્યું, જેથી એમની વફાત થઇ. આ દુ:ખદ બનાવ પછી મુઓવિયાએ બીબી જાએદાને ઠરાવેલી રકમ મોકલાવી કહેવડાવ્યું કે, "લાલચને વશ થઇ પોતાના પતિનો પ્રાણ હરનાર સ્ત્રી ઉપર વફાદારી માટે વિશ્વાસ શી રીતે રાખી શકાય? આ કારણે યઝીદ સાથેના લગ્નનો સ્વીકાર કરી શકાય એમ નથી." આ સાંભળીને જાએદાના પસ્તાવાનો પાર રહયો નહિ. આ પ્રમાણે અમીર મુઆવિયાનો હેતુ પાર પડી જતા તેણે બીજી નડતરો દૂર કરવા તરફ પોતાનું લક્ષ રોકયું.

## યઝીદની બયઅત માટે મુઆવિયાની ચળવળ

કુફાના હાકેમ મુઘીરા બીન શોઅબાને હાકમપદનો ઘણો મોહ હતો. અમીર મુઆવિયાની ઇચ્છા ન હોવા છતા યઝીદની બયઅત લેવાના બહાને તે પોતાના હાકમપદને ટકાવી રાખવા માંગતો હતો, 'તારીખુલ ખુલ્ફાના' મંતવ્ય અનુસાર મુઘીરા બિન શોઅબાના સુચનથી યઝીદની બયતની ચળવળના મુળ નંખાયા હતા. પોતાના સ્વાર્થ ખાતર તેણે કરેલા સૂચનથી, યઝીદને ખિલાફતપદે બેસાડવાનો અમીર મુઆવિયાનો વિચાર દ્રઢ થઇ જતાં તેણે હવે વ્યવહારુ સ્વરૂપ ધારણ કર્યું. સર્વથી પહેલાં શામ–જ્યાં બની ઉમૈયાનો પ્રભાવ સારો હતો અને તે પછી ઇરાકવાસીઓથી યઝીદની બયઅત લેવામાં આવી

હિજરી સન ૫૧ માં અમીર મુઆવિયાએ હજને બહાને મકકા શરીફ જઇ યઝીદ માટે પોતાની મૌજુદગીમાં પરાણે બયઅત લેવા માંડી, એ વખતે આગેવાન ગણાતા ચાર શખ્સો હતા ૧. હઝરત ઇમામ હુસેન અ. ૨. પ્રથમ ખલીફ હઝરત અબુબકરના પુત્ર અબ્દુર્રેહમાન, ૩. બીજા ખલીફ ઉમરના પુત્ર અબ્દુલ્લાહ. ૪. અબ્દુલ્લાહ બિન ઝુબેર; આ ચાર શખ્સો ભવિષ્યમાં યઝીદના માર્ગમાં કંટકરૂપ થઇ પડશે એમ અમીર મુઆવિયા માનતો હોવાથી પ્રથમ તેણે અબ્દુલ્લાહ બિન ઉમરને અને પછી અબ્દુર્રેહમાન બિન અબુબકરને પોતા પાસે તેડાવીને યઝીદની બયઅત કરવા માટે સમજાવ્યા, પરંતુ તેઓ બન્નેએ જયારે સ્પષ્ટ શબ્દોમાં ઇન્કાર કર્યો ત્યારે અમીર મુઆવિયાએ ધમકી આપતાં કહ્યું: "હું એટલુંજ જોવા ઇચ્છું છું કે યઝીદથી કોણ કોણ વિરુધ્ધ છે?" અબ્દુર્રેહમાને તો તેનો કડક જવાબ આપી રૂખસદ લીધી.

ત્યાર બાદ અબ્દુલ્લાહ બિન ઝુબેરનો વારો આવ્યો. અમીર મુઆવિયાએ તેને કહ્યું: "તું તો એક પ્રપંચી લોકડી છો અને તેં આ બન્નેના કાનમાં ફુંક મારીને તેઓનો અભિપ્રાય બદલાવી નાખ્યો છે." આ સાંભળી ઇબ્ને ઝુબેરે કહ્યું: "જો તમે ખિલાફતથી કંટાળી ગયા હો તો પછી સિંહાસનનો ત્યાગ શા માટે કરતા નથી?" આ જવાબ આપી ઇબ્ને ઝુબેર રવાના થઇ ગયા. પછી અમીર મુઆવિયાએ મિમ્બર પર ચઢીને લોકોને સંબોધીને કહ્યુ કે: "અમોએ વિરોધીઓની આવી વાતો સાંભળી છે. તેઓનું કહેવું છે કે અબ્દુલ્લાહ બિન ઉમર, અબ્દુર્રહમાન બિન અબુબકર અને અબ્દુલ્લાહ બિન ઝુબેર કોઇ કાળે પણ યઝીદની બયઅત કરવાના નથી, વસ્તુત: તેઓએ બયઅત કરી છે." લોકોએ જવાબ આપ્યો કે આમ જનતા સમક્ષ તેઓ બયઅત કરશે નહિ ત્યાંસુધી અમે માનવાના નથી.

આમ છતાં યઝીદની ખિલાફતના કાર્યમાં ખલેલ ન પડે તે માટે, શહેરમાં એવી અફવા ઉડાવવામાં આવી કે ઉપલા ત્રણે આગેવાનોએ યઝીદની બયઅત કરી લીધી છે. ખરી રીતે તો એ ત્રણે જણ તેની વિરુધ્ધતા કરી રહ્યા હતા, બીજી તરફથી મરવાન બિન હકમ મદીના મુનવ્વરામાં યઝીદ તરફથી લોકોની બયઅત પરાણે લઇ રહ્યો હતો. આ પ્રયત્ન ચાલુ હતા તે દરમ્યાન અમીર મુઆવિયાનું હિજરી સન ૬૦ના રજબ માસમાં અવસાન થયું.

## યઝીદ રાજગાદીએ.

અમીર મુઆવિયાના મરણ પછી યઝીદ પોતે બહાર પડયો. શામીઓએ તેની બયઅત કરી લીધી. ત્યારબાદ યઝીદે મદીનાવાસીઓને પોતાની બયઅત કરવાનો સંદેશો મોકલાવ્યો. હઝરત ઇમામ હુસેન અ. તથા અબ્દુલ્લાહ બિન ઝુબેરે તેનો અસ્વીકાર કર્યો અને તેજ રાત્રે તેઓ મદીના મુનવ્વરા છોડી મકકા મોઅઝ્ઝમા ભણી પ્રયાણ કરી ગયા.

## કુફાવાસીઓનું આમંત્રણ

આ સમયે હઝરત ઇમામ હુસેન અ. રાજ્યસત્તાથી અલગપણું જાળવી રહ્યા હતા, અને તે યઝીદની બયઅત નહિ કરવાના હેતુને લઇને હતું. આ દરમ્યાન હઝરત ઇમામ હુસેન અ. પર કુફાવાસીઓના અનેક પત્રો આવવા લાગ્યા. જેમાં યઝીદના કારણે ઇસ્લામમાં પ્રચાર પામતી અધર્મિ માન્યતા અટકાવવાનો આગ્રહ થઇ રહ્યો હતો અને યઝીદના દુરાચારને લઇને પ્રજાજનોને ભોગવવા પડતાં કષ્ટોનો હ્રદયદ્રાવક ચિતાર પણ આપવામાં આવ્યો હતો. આટલું છતાં હઝરત ઇમામ હુસેન અ. શાંતજ રહ્યા હતા.

કુફાવાસીઓ અધીરા થઈ ગયા અને આપશ્રીની હુઝુરમાં ડેપ્યુટેશન સાથે એક પત્ર મોકલ્યો, જેમાં લખવામાં આવ્યું હતું કે: "યઝીદે અત્યાચાર માંડયો છે. નિર્દોષ લોકોનાં ખૂન કરાવે છે અને તેમનાં ધન માલ લુંટાવે છે. ચોતરફ ત્રાસ વર્તી રહ્યો છે. અમે આપને હજારો પત્રો લખી ચુકયા છીએ, હવે અમો કુફાવાસીઓ આપને અરજ કરીએ છીએ કે કૃપા કરી આપ એક વખત કૂફામાં આવો, અમો આપની સાથે રહીને યઝીદ સામે ધર્મયુધ્ધ લડીશું અને તેમ કરતાં અમારું મૃત્યુ થશે તો ઘણી ખુશી સાથે મૃત્યુને ભેટીશું. ખુદાના ખાતર અમોને અધર્મતામાંથી ઉગારો અને ફરીથી હકની સ્થાપના કરો. અમે દરેક રીતે આપની સેવામાં હાજર છીએ.

# HAZRAT MOWLANA IMAM MUHAMMAD BIN ISMAIL

(A. H. 158-197)

.......... O.........

(૭)

# હઝરત મૌલાના ઈમામ મુહમ્મદ બિન ઈસમાઈલ અ૦

(હિજરી સન ૧૫૮–૧૯૭)

હઝરત ઇમામ મુહમ્મદ બિન ઈસમાઇલ અ. હિજરી સન ૧૫૮ માં ઇમામતની મસનદે બિરાજમાન થયા. આ સમયે આપની ઉમર ૨૬ વર્ષની હતી, જ્યારે આપના નાના ભાઈ શાહઝાદા હ. અલી બિન ઇસમાઇલ ૧૯ વર્ષના હતા. હ. ઈમામનો લકબ "વસી મુહમ્મદ" પણ હતો આ બન્ને ભાઇઓ આપના દાદાશ્રી હ. ઈમામ જાફર સાદિક અ. પાસે મદીના ખાતે રહેતા હતા. જે સમયથી હઝરત ઇમામ ઇસમાઇલ અ. ની દુશ્મની કરવા માટે અબ્બાસી ખલીફ અલ મનસુરે કમર કસી ત્યારથી જ હઝરત ઇમામ જાફર સાદિક અ. એ પોતાના આ બન્ને પૌત્રનું જતન કર્યું હતું. હઝરત ઈમામ જાફર સાદિક અ. ની વફાત પ્રર્યંત બન્ને ભાઇઓ એજ પ્રમાણે રહયા હતા. હઝરત ઇમામ ઇસમાઇલ અ. ની વફાત થવાના વર્ષમાં જ ખલીફ મનસુરનું પણ મરણ નીપજ્યું હતું અને એજ વર્ષથી હઝરત ઇમામ મુહમ્મદ બિન ઇસમાઇલ અ. ની ઇમામ તરીકેની કારકિર્દીનો આરંભ થાય છે.

ખલીફ મનસુર અબ્બાસી પછી તેનો પુત્ર મહેદી બિન મન્સુર ખિલાફતપદે આવ્યો અને હિજરી સન ૧૬૯ માં તે પણ મરણ પામ્યો. અબ્બાસી વંશનો એ ત્રીજો બાદશાહ હતો. તે પછી તેનો પુત્ર મુસા હાદી બિન મહેદી અબ્બાસી ખિલાફત પર આવ્યો, જેનું હિજરી સન ૧૭૦ માં એટલે માત્ર એક વર્ષ રાજઅમલ ભોગવી મૃત્યું થયું તેના અવસાન પછી તેનો ભાઇ હારૂન અર્રશિદ અબ્બાસીએ ખલીફપદ ધારણ કર્યું. તેનું મરણ હિજરી સન ૧૯૩ માં એટલે હઝરત ઇમામ મુહમ્મદ બિન ઇસમાઇલ અ. ની વફાત પહેલા ચાર વર્ષ અગાઉ થયું હતું. જેથી ઇમામનો તે સમકાલીન હતો. તેણે પણ પોતાના દાદા મન્સુર બીન અબ્બાસીની રાજનીતિ ધારણ કરી બની ફાતિમી પ્રત્યેની પોતાની તેવીજ વલણુ ચાલુ રાખી હતી.

## ઇસમાઇલી ધર્મનો પ્રચાર

હઝરત ઇમામ મુહમ્મદ બિન ઇસમાઇલ અ. એ આપના પિતાશ્રીની વફાત પછી અબ્બાસી ખલીફાઓની દુશ્મનીભરી રાજનીતિને અંગે ખાનગી નિવાસ ચાલુ રાખ્યો અને દઅવતનું કામ પણ તે પ્રકારેજ આગળ વધારતા રહયા. ઇમામના સંખ્યાબંધ દાઇઓ દૂર દૂરના શહેરોમાં જઇને દઅવતનું કાર્ય ઉમંગભેર બજાવતા હતા. પરિણામે હજારો લોકો ઇસમાઇલી દાઇઓના હાથે ઇમામની બયઅત કરતા હતા. આમ પ્રતિકુળ સંજોગો વચ્ચે પણ ઈમામતનો પ્રકાશ ઘણા દેશોમાં ફેલાવા માંડયો હતો.

હઝરત ઇમામ મુહમ્મદ બિન ઇસમાઇલ અ. જાતે પણ એક શહેરથી બીજા શહેરમાં ફરતા રહેતા હતા તથા આપના દાદાશ્રી હઝરત ઇમામ જાફર સાદિક અ. ના મદીનામાંના નિવાસ સ્થળે પણ આવતા હતા જ્યા દાઇઓ તથા મુખ્ય અગ્રેસરોની ખાનગીમાં ધાર્મિક સભાઓ ભર. વામાં આવતી હતી. આ પ્રકારે થોડાક વિશ્વાસુ માણસો સિવાય આમ લોકોને ઇમામના નિવાસની ખબર પડતી ન્હોતી. પરંતુ પ્રસંગોપાત દાઇઓ આપની મુલાકાતો લેતા રહેતા હતા અને પત્ર વ્યવહાર પણ કરતા હતા. સઘળા દાઇઓ અને અગ્રેસરો હ. ઇમામ પ્રત્યે વફાદારીથી વર્તતા હતા અને મઝહબને લગતા સઘળા વ્યવહારોમાં ઇમામના હુકમ અનુસાર કાર્ય કરે જતા હતા.

## ઇમામ પ્રત્યે ખલીફ હારૂન અર્રશિદની રાજનીતિ

ખલીફા હારૂન અરંશિદ અબ્બાસી હિજરી સન ૧૭૦ માં ખિલાફતપદે આવ્યા પછી તેણે હ. ઇમામની શોધખોળ માટે પોતાના જાસુસોને જુદી જુદી દિશાઓમાં મોકલ્યા. તેઓ તરફથી ખલીફાને ખબર મળી કે હઝરત ઇમામ ઇસમાઇલ અ. સલમિયા ખાતે વફાત પામ્યા છે અને આપની ગાદી ઉપર હઝરત ઇમામ મુહમ્મદ બિન ઇસમાઇલ અ. બિરાજે છે અને મદીના તરફ ગયા છે. આ બાતમી ઉપરથી ખલીફા હારૂન અરંશીદે ઇમામને પકડવા પોતાના માણસોને મદીના તરફ રવાના કર્યા.

ખલીફા હારૂને પોતાની બેગમ ઝુબૈદાને પણ આ વિષે વાત કરી હતી. ઝુબૈદા બુધ્ધિશાળી અને બની ફાતિમીઓ પર આસ્થા રાખનારી સ્ત્રી હતી. હઝરત પયગમ્બરના વંશધરો પ્રત્યેની પોતાના પતિ ખલીફ હારૂન અરંશિદની વિરોધી વલણ તે જાણતી હતી, છતા તેણે કદી પણ પોતાની લાગણીની જાણ તેને પડવા દીધી નહોતી. દાઇઓની ખાનગી સભા માટે મદીના ખાતેના હ. ઇમામ જાફર સાદિક અ. ના મકાનમાં હઝરત ઇમામ મુહમ્મદ બિન ઇસમાઇલ અ. આવનાર હોવાથી ખલીફના માણસો આપને પકડવા જનાર છે, એ જાણ્યા પછી તે વ્યાકુળ બની ગઇ અને હ. ઇમામને માહિતગાર કરવા પોતાના એક ખાનગી વિશ્વાસુ માણસને તેણે ઉતાવળે રવાના કર્યો. હઝરત ઇમામ મુહમ્મદ બિન ઇસમાઇલ અ. ને ખલીફના ઇરાદાની જાણ થતા પોતાના ભાઇ શાહઝાદા હ. અલી સાથે આપે કુફા તરફ પ્રયાણ કર્યું. કેટલોક વખત સુધી હ. ઇમામે કુફામાં ખાનગી નિવાસ રાખ્યો પરંતુ, ત્યાં પણ શાંતિથી રહેવા દેવામાં નહિ આવતા આપે કુફા છોડયું.

## હ. ઇમામની મુબારક શાદી

ખલીફા હારૂન અરંશિદ તરફથી ઇસહાક બિન અબ્બાસ અલ ફારસી "રય" પ્રાંતના ગવર્નર હતા. હાલમાં એ પ્રાંતને તહેરાન કહેવામાં આવે છે. ગવર્નરની બહેન સારાહ નજર કેદી તરીકે ખલીફાના મહેલમાં રહેતા હતા. ઇસહાક બિન અબ્બાસ અલ ફારસી ખાનગી રીતે બની ફાતિમીનો મોહિબ હતો. તેની બહેન સારાહ પણ બની ફાતિમી પ્રત્યે સારી ભાવના ધરાવતી હતી. સારાહને ફાતિમા નામની એક પુત્રી હતી, જે પોતાના પિતાના મરણ પછી પોતાના મામા ઇસહાક બિન અબ્બાસ અલ ફારસીને ત્યાં ઉછરી હતી. હઝરત ઇમામ ઇસમાઇલ અ. અને હઝરત ઇમામ મુહમ્મદ બિન ઇસમાઇલ અ. ની ખબરો વારંવાર ઝુબૈદા બેગમ સારાહ મારફતે પૂછાવતી હતી અને સારાહ તેને એ વિષયમાં ભરોષાપાત્ર ખબરો પૂરી પાડતી હતી. એકવાર સારાહે હઝરત ઇમામ મુહમ્મદ બિન ઇસમાઇલ અ. સાથે પોતાની પુત્રી ફાતિમાને પરણાવવાનો ઇરાદો ઝુબૈદા બેગમને જણાવતા તેણે એ ઇરાદા પ્રત્યે ખુશાલી બતાવી. આ સઘળું ખાનગીમાં બન્યું.

આ બનાવ પછી ઝુબેદા બેગમે સારાહને નજર કેદમાંથી છોડવવા પુષ્કળ પ્રયત્નો કર્યા અને અંતે તેની કોશિશોથી સારાહ છૂટી અને તેમને "રય" જવા દેવામાં આવ્યા. સારાહ "રય" ખાતે પાછી ફરી ત્યારે ઝુબેદા સાથે થયેલી વાતચીતથી અમીર ઇસહાકને માહિતગાર કર્યા અને તેમણે આ વાત કબુલ રાખી. તે પછી પોતાની પુત્રી ફાતિમાને વિશ્વાસુ માણસો સાથે હઝરત ઇમામ મુહમ્મદ બિન ઇસમાઇલ અ. ના નિવાસે મોકલી આપી. ત્યાં ઇમામ સાથે લગ્ન થયા. આ બાનુના પેટે હ. ઇમામ શાહ વફી અહેમદનો મુબારક જન્મ થયો અને હ. ઇમામ વફી એહમદની ઉમર બે વર્ષની હતી, તે વખતે આપના માતુશ્રી વફાત પામ્યા. હ. ઇમામ મુહમ્મદ બિન ઇસમાઇલ અ. આ દરમ્યાન "રય" માં રહેતા હતા. હ. ઇમામના બાળપુત્રનું નામ હ. "અબ્દુલ્લાહ" હતું અને તેઓ વફી એહમદના લકબથી જાણીતા થયા હતા.

## હ. ઇમામનો "રય"માં નિવાસ

ખલીફ હારૂન અર્રશિદને પોતાના જાસુસો તરફથી એવા સમાચાર મળ્યા કે હઝરત ઇમામ મુહમ્મદ બિન ઇસમાઇલ અ. "રય" ખાતે અમીર ઇસહાક બિન અબ્બાસ અલ-ફારસીને ત્યા રહે છે. આથી ખલીફાએ હ. ઇમામને તાકીદે કેદ કરી બગદાદ ખાતે મોકલી દેવાનો કાગળ "રય"ના ગવર્નરને લખ્યો. એ કાર્ય કરવા માટે તેમને મોટા હોદ્દા અને જાગીરો આપવાનું વચન પણ પત્રમાં આપ્યું હતું.

અમીર ઇસહાકે આ કાગળ હ. ઇમામને દેખાડયો. તે પછી તેમણે ખલીફ હારૂન અર્રશિદને જવાબ લખી મોકલ્યો કે, "હઝરત મુહમ્મદ બિન ઇસમાઇલ અ. નો પતો અત્યાર પર્યંત લાગ્યો નથી, છતા તપાસ ચાલુ છે. તેઓ કેદ પકડાતા બગદાદ ખાતે રવાના કરવામાં આવશે!"

આ બનાવ પછી થોડો સમય રહીને ફરીથી ખલીફ હારૂન અર્રશિદને તેના જાસુસોએ ખબર આપી કે, હઝરત ઇમામ મુહમ્મદ બિન ઇસમાઇલ અ. હજુ સુધી અમીર ઇસહાક સાથે "રય" માં છે અને ત્યાંથી તેઓ દાઈઓને દઅવત માટે મોકલાવે છે.

આ ખબર પરથી ખલીફે ફરીથી અમીર ઇસહાકને ધમકી ભરેલો કાગળ લખ્યો અને લખ્યું કે જો "તમે હ. ઇમામને બગદાદ નહિ મોકલાવશો તો લશ્કરને લઇને હું "રય" આવીશ!"

## રયના ગવર્નર અમીર ઇસહાકની કુરબાની

આ કાગળ પણ અમીર ઇસહાકે હ. ઇમામને દેખાડયો જેથી શાહઝાદા અબ્દુલ્લાહને લઇ હ. ઇમામ ઇરાનના "નિહાવંદ" શહેરના સુરક્ષિત કિલ્લા તરફ જવા તૈયાર થયા. આ શહેર તથા કિલ્લો અમીર ઇસહાકના પરમ મિત્ર મનસુર બિન જોશનના તાબામાં હતો. અમીર ઇસહાકે જે બીના બની હતી તે સઘળી અમીર મનસુરને લખી જણાવી અને તેમના પાસેથી અમીર ઇસહાકે કાઝરૂન પાસે આવેલો "સરહતા" નામની એક ખીણનો વિસ્તાર ખરીદી લીધો. ત્યારપછી હઝરત ઇમામ મુહમ્મદ બિન ઇસમાઇલ અ. આપના પરિવાર સાથે ત્યા જઈ વસ્યા. અત્રેના વસવાટ દરમ્યાન ઇમામે દાઇઓની પણ નવેસરથી વ્યવસ્થા કરી અને તેમને જુદા જુદા પ્રાંતોમા દઅવત કરવાનું કાર્ય સોપ્યું.

ખલીફ હારૂન અર્રશિદના બીજા કાગળનો જવાબ પણ આગલા કાગળ જેવોજ અમીર ઇસહાકે મોકલાવતા, ખલીફ છુપવેશમાં એક મોટું લશ્કર લઇ "રય" આવ્યો અને અમીર ઇસ

... હ. ઇમામના રહેઠાણની બાતમી મેળવવા દબાણ કર્યું. પરંતુ એમણે કોઇપણ પ્રકારની માહિતી આપી નહિ. અમીર ઇસહાકની આવી અડગ વલણથી ખલીફને વિશેષ રોષ ચડયો અને અમીરને ચાબુકના ફટકાઓ મારવાનો હુકમ કર્યો. ચાબુકના મારથી તેમની પીઠ ફાટી ગઇ અને અંતે સખ્ત મારની અસરથી અમીરનું મૃત્યુ થયું. અમીર ઇસહાકે હ. ઇમામની સેવા માટે પોતાના પ્રાણની કુરબાની આપી અને અથાગ પ્રયત્નો કર્યા છતા પણ હ. ઇમામની શોધખોળમાં ખલીફ હારૂન અર્રશિદ નિષ્ફળ નીવડયો.

## હ. ઇમામના બીજા લગ્ન

હઝરત ઇમામ મુહમ્મદ બિન ઇસમાઇલ અ. નિહાવંદ ઇલાકાના કાઝરૂમાની "સરહતા"ની ખીણના વિસ્તારમાં રહેતા હતા. અહી હ. ઇમામે અમીર અબુ મનસુર બિન જોશનની પુત્રી વેરે લગ્ન કર્યાં. જેમને પેટે ચાર પુત્રો જન્મ્યા. એક તરફ હ. ઇમામને કેદ કરવા ખલીફના જાસુસો નિષ્ફળ કોશિશો કરી રહયા હતા, જયારે બીજી તરફ ઇમામતનું નૂર પ્રકાશમાન બની ચોમેર પ્રસરી રહયું હતું અને મઝહબનો પ્રચાર વધ્યે જતો હતો; જીવના જોખમે હ. ઇમામના દાઇઓ દઅવત કરી રહયા હતા જેના પરીણામે મુરીદોના કાફલાના કાફલા નિહાવંદ ભણી હ. ઇમામના દીદાર માટે આવતા હતા.

## હ. ઇમામના મકાનને ઘેરો

મઝહબના વધતા જતા પ્રચારની ખબર બગદાદમાં ફરીથી ખલીફ હારૂન અર્રશિદને પડી. હવે તેણે મુહમ્મદ બિન અલી ખુરાસાનીને ૨૫૦ ઘોડેસ્વારો સાથે "નિહાવંદ" મોકલ્યો અને "સરહતા" ગામમાં જઇને હઝરત ઇમામને કેદ પકડી પોતાની પાસે લઇ આવવા અને આ કાર્ય સામે કોઇપણ માથું ઊંચકે તો તેનો સખ્તાઇથી સામનો કરવા અને છેવટ સુધી લડીને હ. ઇમામને કોઇપણ રીતે જવા દેવાની તક નહિ આપવા ભલામણ કરી.

મુહમ્મદ બિન અલી ખુરાસાની પોતાના ઘોડેસ્વાર લશ્કર સાથે "નિહાવંદ" આવી પહોંચ્યો અને ત્યાંથી "સરહતા" આવી તેણે બપોરના વખતે હ. ઇમામનું મકાન ઘેરી લીધું. આ અચાનક આવી પડેલા ઘેરાથી હ. ઇમામના મુરીદો અકળાયા. મુહમ્મદ બિન અલી ખુરાસાની ઘોડા પરથી ઉતરીને આગળ વધ્યો અને હ. ઇમામ જયા બિરાજયા હતા ત્યા આવી ઉભો રહયો. આ સમયે હ. ઇમામનો નૂરાની પ્રભાવ જોઇને આપશ્રી સાથે વાતચીત કરવાની તેની હિંમત ચાલી નહિ. દરમ્યાન ઇમામે તેના તરફ નજર કરી અને તેના ઉપર એવી તો ઊંડી અસર થઇ કે, પોતાના ઇરાદાથી હાથ ઉઠાવી લઇ ઇમામના ચરણોમાં તેણે માથું ઝુકાવી દીધું. હ. ઇમામે પોતાના હાથ મુબારકથી તેને ઊભો કરી "કોઇપણ શોક કરવાનું કારણ નથી", એમ માયાભરી રીતે ફરમાવી તેના માથા ઉપર પોતાનો હાથ મુબારક ફેરવ્યો.

## 'સાબુર' માં ઇમામનો નિવાસ

ત્યારબાદ મુહમ્મદ બિન અલી ખુરાસાનીએ હ. ઇમામને બગદાદના ખલીફની આપશ્રીના વિરુધ્ધની સઘળી ચળવળ વિષેની વિગત કહી સંભળાવી અને સાવચેત રહેવા વિનંતિ કરી. આ વાતચીત પછી હ. ઇમામ નિહાવંદ પ્રગણાથી કૂચ કરી મુહમ્મદ બિન અલી ખુરાસાની સાથે

"સાબુર" નગરમાં આવી લાગ્યા અને ત્યાંના જાણીતા શહેરી કમાસ બિન જુહના ઘેર મુકામ કર્યો "સાબુર" ખાતેના હ. ઇમામના નિવાસ દરમ્યાન ઇમામે કમાસની પુત્રી "રીયત" સાથે લગ્ન કર્યાં જેમના પેટે એક પુત્રનો જન્મ થયો. પુત્રના જન્મ પછી બે મહીને હ. ઇમામના આ ત્રીજા મહેરદાર "રીયત" ની વફાત થઇ.

"સાબુર" માં ઠરીઠામ થયા પછી હઝરત ઇમામ મુહમ્મદ બિન ઇસમાઇલ અ. એ અતરાફના મુલકોમાં ઘણી મુસાફરીઓ કરી દાઅવતનું કાર્ય પૂર જોશમાં શરૂ કર્યું. પરિણામે અત્રે પણ ઘણા લોકો ઇમામના હાથ મુબારક ઉપર "બયઅત" કરી.

## મહમુદાબાદ શહેર વસાવ્યું

"તારીખે ફિરશ્તા" ના કર્તા મુહમ્મદ કાસિમ ફિરશ્તા લખે છે કેઃ હઝરત ઇમામ મુહમ્મદ બિન ઇસ્માઇલ અ. આપના પિતા અને દાદાની વફાત પછી મદીનાથી "રય" ભણી હિજરત કરી ગયા અને વર્ષો પર્યંત આ મુલકમાં વસવાટ રાખ્યો. અત્રે આપે આપના નામ પરથી "મહમુદાબાદ" નામનું એક શહેર વસાવ્યું જે આજે પણ મૌજુદ છે.

## જોમો સિફાર્યો

હઝરત ઇમામ મુહમ્મદ બિન ઇસમાઇલ અ. ને "સાબુર" માં પણ ધર્મના વિરોધીઓએ શાંતિથી રહેવા દીધા નહિ. ખલીફ હારૂન અર્રશિદના માણસો હ. ઇમામનો પીછો પકડવા અત્રે પણ આવ્યા, જેથી હ. ઇમામ "સાબુર" થી ખાનગી રીતે "ફરગાના" ભણી વિદાય થયા, "ફરગાના" માં નિવાસ કર્યા પછી દાઇઓ સાથેનો સઘળો પત્ર વ્યવહાર હ. ઇમામે બંધ કર્યો. થોડા વખત પછી "ફરગાન" થી પણ પ્રયાણ કરી આપના પિતાશ્રીના સલમિયા ખાતેના નિવાસમાં આવી રહયા. સલમિયા ખાતે પણ આપની સતામણીઓ કાંઇ ઓછી થઇ નહિ. પરંતુ એવી સ્થિતિમાં પણ ઇમામે પોતાનું કાર્ય ચાલુજ રાખ્યું. આપના ઝમાનામાં દાઅવતની ગૌરવભરી પ્રગતિ થઇ ઇસમાઇલી મઝહબના પ્રચારનું કાર્ય વેગપૂર્વક ચાલુ હતું, એ દરમ્યાન હિજરી સન ૧૯૭ માં આપે જોમો સિફાર્યો. આપના મુબારક જીસ્મને મહેમુદાબાદ ખાતે સુપુર્દે ખાક કરવામાં આવ્યું.

## હ. ઇમામનો પરિવાર

હઝરત ઇમામ મુહમ્મદ બિન ઇસમાઇલ અ. પોતાની પાછળ ત્રણ પુત્રો મૂકી ગયા હતા. આપના પ્રથમ મહેરદાર હ. ફાતિમાના કુખે જન્મેલા વડા પુત્ર હ. અબ્દુલ્લાહ આપના પછી ઇમામતની ગાદી ઉપર "વફી એહમદ" ના લકબથી બિરાજ્યા. "નિહાવંદ" ના અમીર મનસુર બિન જોશનની પુત્રી નેક અખતરના કુખે જન્મેલા શાહઝાદા હ. હુસેન અને શાહઝાદા હ. અલી પણ આપની સાથે રહેતા હતા.

ખલીફ હારૂન અર્રશિદ હિજરી સન ૧૯૩ માં મરણ પામ્યો અને તેના પછી તેનો પુત્ર અમીન બિન હારૂન અર્રશિદ ખિલાફત ઉપર આવ્યો. તે ચાર વર્ષ રાજ્ય ભોગવી મરણ પામ્યો. હ ઇમામ મુહમ્મદ બિન ઇસમાઇલ અ. ની ઇમામતની કારકીર્દી દરમ્યાન આ બનાવ બન્યા હતા. હઝરત ઇમામ મુહમ્મદ બિન ઇસમાઇલ અ. ની વફાત થઇ ત્યારે ખલીફ અમીન અબ્બાસી ગાદી ઉપર હતો.

# HAZRAT MOWLANA IMAM WAFI AHMED.

## ( A. H. 197–212 )

..........()..........

(૮)

# હઝરત મૌલાના ઈમામ વફી એહમદ અ૦

## ( હિજરી સન ૧૯૭–૨૧૨ )

હઝરત મૌલાના ઇમામ શાહ વફી એહમદ અ. નું મૂળ નામ હ. અબ્દુલ્લાહ બિન મુહમ્મદ બિન ઇસમાઇલ હતું. "જાફર અલ–મુસદક" તરીકે પણ આપશ્રી ઓળખાય છે, આપના માતુશ્રીનું નામ ફાતિમા હતું, જેઓ "૨૫" ના અમીર ઇસહાક બિન અબ્બાસના બહેન સારાહના પુત્રી થતા હતા.

હઝરત મૌલાના ઇમામ શાહ વફી એહમદ અ. હિજરી સન ૧૯૭માં ઇમામતની મસનદ પર બિરાજમાન થયા હતા. આપ ઘણાજ આનંદી સ્વભાવના હોવાથી, વાતચીત તથા ઉપદેશ હંમેશા હસતે મુખે કરતા હતા આપ ઇમામત પર આવ્યા ત્યારે બગદાદનો ખલીફ અમીન બિન હારૂન અર્રશિદ અબ્બાસી હતો, પરંતુ તે હિજરી સન ૧૯૮ માં મરણ પામતા તેનો ભાઇ અલ–મામુન અબ્બાસી સિંહાસને આવ્યો. ખલીફ અલ–મામુનને બની ફાતિમી ખાનદાનનું વડપણ અને ગૌરવ ખૂંચ્યા કરતું હોવાથી, તેણે પણ પોતાના પૂર્વજો પ્રમાણે અહલેબયત તરફની દુશ્મની ચાલુ રાખી હતી. હઝરત અલી અ. ના વંશ સાથે દુશ્મની રાખવાના કારણે તેના રાજઅમલ દરમ્યાન ઘણા બળવા થયા હતા. તેણે હઝરત ઇમામ વફી એહમદ અ. ની શોધખોળ માંટે પોતાના સામ્રાજ્યના જુદા જુદા ભાગોમાં ઘણા જાસુસો રાખ્યા હતા. એ જાસુસો હ. ઇમામને ઓળખવા ભુલ કરતા અને બિચારા બીજા નિર્દોષ લોકોના ખૂનો કરી નાખતા હતા. મઝહબના દાઇઓ સાથે તેમનો ભેટો થઇ જતા, તેઓની પણ ઘણીજ સતામણી કરવામાં આવતી હતી અને તેઓના પાસેથી હ. ઇમામની બાતમી મેળવવા માટે સખતમાં સખત તકલીફો આપતા હતા, છતા એ ફિદાઇ દાઇઓ પોતાના પ્રાણ જતા સુધી હ. ઇમામની માહિતી બતાવવાનો ઇન્કાર કરતા હતા.

### હ. ઇમામના શાહઝાદા અલી અલ–લયસ આગેવાન તરીકે

હઝરત ઇમામ વફી એહમદ અ. એ આપના પિતાશ્રીની વફાત પછી, નિહાવંદ પ્રગણામાં અમીર મનસુર બિન જોશનના પિત્રાઇ અમીર હમદાનને ત્યાં ઉતારો કર્યો હતો. અમીર હમદાને પોતાની પુત્રી આમેનાખાતુનના લગ્ન હઝરત ઇમામ સાથે કરી આપ્યા. અમીર હમદાન ધર્મપ્રેમી હોવાથી, હ. ઇમામની સેવામાં હરહમેશા મશ્ગુલ રહેતા હતા. આમેનાખાતુનના કુખે એક પુત્ર અલી અને ફાતિમા નામની પુત્રી જનમ્યા હતા. શાહઝાદા અલીને, તેમના નાનાએ "અલ–લયસ" નો લકબ આપ્યો હતો.

અબ્બાસીઓ ઇમામત સાથે ઉગ્ર શત્રુતા રાખતા હતા એ હ. ઇમામ જાણતા હોવાથી, તેમજ અબ્બાસીઓની દુશ્મની ઓછી થઇ જાય એટલા ખાતર આપશ્રી મરયાદ (૧). ખાતે મકાન બાંધી, એક સોદાગર તરીકે ખાનગીમાં વસવાટ કરવા લાગ્યા અને જાહેરી કામકાજ શાહજાદા હ. અલી અલ-લયસને સોંપી આપ થોડાક સમય નિવૃત્તિમાં રહ્યા. મરયાદમાં હ. ઇમામના ખાનગી રહેઠાણ દરમ્યાન દાઇઓ તથા ફિદાઇઓએ શાહઝાદા હ. અલી અલ-લયસની આગેવાની હેઠળ દઅવત વિગેરેનું કાર્ય કરવાનું ચાલુ રાખ્યું હતું. આ દરમ્યાન એહમદ ઇબ્ને અલ-કય્યાલે ઇમામનો દાવો કર્યો હોઇ તેની પ્રપંચી જાળમાં એક અજ્ઞાન સમૂહના લોકો સપડાઇ પડયા, કારણ કે તેણે પોતાના અનુયાયીઓને કયામતના દિવસે મહાન દરજ્જો આપવાની લાલચ આપી હતી. થોડાજ સમય પછી તેનું પોકળ ખુલ્લું પડી જવાથી તેના પોતાનાજ અનુયાયીઓએ તેને મારીને તેના કટકે કટકા કરી નાખ્યાં.

## ઈસ્માઈલી ધર્મનો પ્રચાર

આ બનાવ પછી હઝરત ઇમામ વફી એહમદ અ. એ નિહાવંદથી આપના ૩૨ વિશ્વાસુ દાઇઓ સાથે "દયલમ" પરગણા તરફ કૂચ કરી અને "અશનાશ" નામના ગામમાં મુકામ કર્યો અને આપના સાથે આવેલા ૩૨ દાઇઓને આખા દયલમ પરગણામાં ફેલાવી દીધા. તેઓની દાઅવતના પરિણામે મઝહબનો ઘણોજ પ્રચાર થવા પામ્યો. અશનાશના રહેઠાણ દરમ્યાન હઝરત ઇમામ વફી એહેમદ અ. એ અલવી ખાનદાનની એક બાનુ સાથે લગ્ન કર્યાં અને તેમના કુખે એહમદ નામના પુત્રનો જન્મ થયો, જેઓ 'તકી મુહમ્મદ" ના લકબથી રોશન થઇ, હઝરત ઇમામ વફી એહમદ અ. પછી ઇમામત પર આવ્યા હતા.

## ખલીફ મામુનની ભેદી રાજનીતિ

હઝરત પયગમ્બર સ. ની આલ પ્રત્યેની ખલીફ મનસુર દવાનીકની શત્રુતાભરી રાજનીતિ ખલીફ અલ-મામુને પણ ઘણીજ સખ્તાઇથી અમલમાં મૂકી, જેથી ઇસ્લામી આલમમાં ઘણા બળવા થવા લાગ્યા. હઝરત ઇમામ જાફર સાદિક અ. ના સમયથી વાતાવરણ ઉગ્ર હતું, તેવીજ સ્થિતિ અલ-મામુનના સમયમાં પણ હતી. આથી ખલીફ મામુને બળથી નહિ પણ કળથી કામ કરવાની રાજનીતિ અમલમાં મૂકી. અલવીઓના એક બળવાન પક્ષને શાંત પાડી કાબૂમાં લાવવા હઝરત અલી રઝા બિન મુસા કાઝિમને ગાદી વારસ ઠરાવી, પોતાની પુત્રી ઉમ્મે હબીબા જોડે લગ્ન કરી આપ્યા અને તેમના નામના સિકકા પણ પડાવ્યા. ખલીફની ભેદી રાજનીતિના ઊંડા દાવપેચ અબ્બાસીઓ પ્રથમ સમજી શકયા નહી, પરંતુ અંતે અબ્બાસી ખિલાફતનો અંત ખલીફ મામુનના હાથેજ આવવા માંડયો છે, એમ તેઓને લાગવા માંડયું જેથી ક્રોધવેશમાં તેઓએ ઇબ્રાહિમ બિન મહેદીને અબ્બાસીઓની ગાદીએ બેસાડી ખલીફ મામુનને પદભ્રષ્ટ કરી નાખ્યો. પરિણામે સામસામા પક્ષો ઊભા થયા, રાજ્યમાં લૂંટફાટ ચાલી અને સર્વત્ર અંધેર વ્યાપી ગયું. અબ્બાસી વઝીર ફઝલ નવા ખલીફા ઇબ્રાહીમથી સર્વ વાતો છૂપાવતો હોવાની હકીકત ખલીફની જાણમાં આવતા વઝીર અને નવા ખલીફ વચ્ચે મતભેદ થયો. પદભ્રષ્ટ ખલીફ મામુને આ તકનો લાભ લઇ વઝીર ફઝલને મરાવી નાખ્યો અને ઝેર ભેળવેલી દ્રાક્ષ મોકલવાથી હઝરત અલી રઝા

---

૧. ઈમામનું મજકુર રહેઠાણ "મરયાદના કિલ્લા" તરીકે ઇતિહાસ પ્રસિદ્ધ છે. સીરિયાના એક ઈસ્માઈલી સરદાર શેખ સિનાનની સરદારી હેઠળ ખ્રિસ્તીઓ સાથેના ત્રીજા ક્રુસેડ-ધર્મ યુધ્ધમાં આ કિલ્લાએ અગત્યનો ભાગ ભજવ્યો હતો. જેનું વર્ણન હઝરત મઉલાના ઇમામ અલા મુહમ્મદ અ. ના ઈતિહાસમાં આવશે.

બિન મુસા કાઝિમનુ પણ તરતજ અવસાન થયું, પણ લોકોને અંધારામાં રાખવા જાહેરી રીતે પોતાની ભલી લાગણી દેખાડી તેમની કબ્ર ઉપર પાછળથી એક મકબરો ચણાવ્યો. એમ કરીને ઉશ્કેરાયલી પ્રજાના મનને શાંતી આપી અને રાજ્યની લગામ પોતાના હાથમાં લઇ લીધી.

## ઇમામના ભાઇ ફાતિમી સેવાધારી તરીકે

હઝરત ઇમામ વફી એહમદ અ. એ નિહાવંદથી "દયલમ" ભણી જતી વખતે પોતાના ભાઇ હઝરત હુસેન બિન મુહમ્મદ બિન ઇસ્માઇલને ધર્મ પ્રચાર કરવાની આજ્ઞા આપી હતી અને સઘળા મોમિનોને તેમને સહકાર આપવા ફરમાવ્યું હતું.

હઝરત હુસેન બિન મુહમ્મદ બિન ઇસ્માઇલ નિહાવંદથી વ્યાપારી પોશાકમાં યાત્રાળુઓ સાથે મક્કા તરફ રવાના થયા. તેઓ સામરા ખાતે આવી પહોંચ્યા પછી અહેવાઝવાસીઓ સાથે તેમની મુલાકાત થતા તેમને ખબર મળી કે "ઇમામ"ના "ખાનગી" વસવાટના સબબે અહેવાઝ ખાતેના દાઇઓ તેમના નામે અર્થાત હુસેન બિન મુહમ્મદના નામે દઅવત કરે છે અને તેઓ કહે છે કે, હઝરત ઇમામ વફી એહમદ અ. પછી આપના ભાઇ "ઇમામ" છે. આવી વસ્તુસ્થિતિ જોતા તેઓને ખેદ થયો અને તરત અહેવાઝ ભણી રવાના થઇ દાઇઓને તેડાવીને ખરી વાતથી વાકેફ કરી તેઓને જણાવ્યું કે "ઇમામ" દયલમ ખાતે વસવાટ કરી રહ્યા છે પરંતુ એ વસવાટ ખાનગી હોવાથી તમો તેની જાહેરાત કરશો નહિ, આ વાત ફક્ત તમો દાઇઓની જાણ માટે છે. હું પોતે તો ઇમામનો અદના સેવક છું.

## અહેવાઝમાં ઇસમાઇલી મિજલસ

આ પછી અહેવાઝના ઇસમાઇલીઓની એક આમ મિજલસ ભરવામાં આવી તેમા પણ હઝરત હુસેન બિન મુહમ્મદે બુલંદ અવાજે હઝરત ઇમામ વફી એહમદ અ. તરફથી આશિર્વાદ પહોંચાડતા કહ્યું :-"ઇમામ દુનિયાની સપાટી ઉપર હંમેશા હયાત અને મૌજુદ રહે છે. અલ્લાહની સૃષ્ટિમાં આપણે સઘળા ઇમામના દાસ છીએ હું "ઇમામ" નથી પણ તેમના તરફનો એક અદના દાસ છું. તમે પોતાના હૃદયને સત્ય વિચારથી પવિત્ર રાખજો. કદીપણ શૈતાનની બાજી ખાશો નહિ શૈતાન ઇન્સાનના લિબાસમાં આવે છે. અને તે દિલમાં વસવસો નાખે છે, તેથી સાવચેત રહી ઇમામના દામનગીર રહેજો!"

## ફાતિમી સેવાધારીઓની ફિદાગીરી

હઝરત ઇમામ વફી અહેમદ અ ના ફરઝંદ હ અલી અલ-લયસને આપના પિતાશ્રી તરફથી સત્તાની રૂએ જે કામકાજ કરવાની નવાજિશ કરવામાં આવી હતી, તે પ્રમાણે તેઓ નિહાવંદ ખાતે કાર્ય કરી રહ્યા હતા, ત્યા ખાતે તેઓએ બે હજાર જેટલાં મુરીદોને "ઇમામ"ને નામે "બૈયત" કરાવી.

એક વખતે શાહઝાદા હ. અલી પોતાના સાથીઓ સાથે શિકાર કરવા ગયા હતા, ત્યાં સંજોગવશાત હ. ઇમામની શોધમાં નીકળેલા અબ્બાસી લશ્કરનો ભેટો થતા, તેઓ દુશ્મનો વચ્ચે ઘેરાઇ ગયા. શાહઝાદા અલી સાથે બહુજ થોડા સાથીઓ હતા. છતા તેઓ દુશ્મનો સાથે વીરતાથી ઝઝુમી "શહીદ" થયા. આ દરમ્યાન હઝરત હુસેન બિન મુહમ્મદ બિન ઇસમાઇલ અહેવાઝથી સલીના ભણી રવાના થયા. સલીનામાં તેમને પોતાના ભત્રીજાના શહીદ થવાના સમાચાર મળતાં

ત્યાંથી ખાનગી રીતે કૂચ કરી "ખારઝમ"ના રસ્તે હ. ઇમામની હુઝુરમાં જવા પ્રયાણ કર્યું, હ. ઈમામની શોધ માટે દુશ્મનોના જૂથના જૂથ ફરી રહ્યા હતા અને માર્ગ પરથી પસાર થતી વટેમાર્ગુઓ પાસેથી બાતમી મેળવવા તેમની સતામણી કરી રહયા હતા. હઝરત હુસેન પણ એજ માર્ગથી પસાર થતા દુશ્મનો વચ્ચે ઘેરાઇ ગયા. બન્ને પક્ષો વચ્ચે યુધ્ધ થયું, તેમા હઝરત હુસેન બિન મુહમ્મદ પોતાના સાંથીદારો સહિત શહીદ થયા.

આ વખતે નિહાવંદના પહાડોમાં શાહઝાદા હ. અલી અલ–લયસના ફરજંદ, શાહઝાદા હ. અહેમદ અલ–લયસ એકલા રહેતા હતા. એમની વય ઘણી નાની હોવાથી દુશ્મનોથી બચાવી રાખવા "દાના" દાયાએ તેમને નિહાવંદથી લઇ જઇને "મહેદીકુનગાહ" નામના ગામડામાં વસવાટ કર્યો આ ગામડામાં એમની બાલ્યવસ્થાનો મોટો ભાગ પસાર થયો. દાયા ઇમાનદાર હતો. મહેદી-કુનગાહમાંજ તેઓ યુવાન થયા હતા. કુદરતે તેમને વિલક્ષણ બુધ્ધિ આપી હતી. તેમણે પણ ઇસ્મા-માઇલી મઝહબનું દાઅવત કાર્ય હાથ ધર્યું અને દ્રઢતાથી તથા ચાતુર્યતાથી આગળ વધાર્યું. ટોળાબંધ લોકો એમનો સદબોધ સાંભળવા આવતા હતા. એમના પ્રભાવથી મહેદીકુનગાહના હજારો રહેવાસીઓ સતપંથી બન્યા. આગળ જતા અતરાફની ભૂમિમાં ઇસમાઇલીઓનો વિસ્તાર વધતા શાહઝાદા હ. એહમદ બિન અલી અલ–લયસે ચાર હજાર નરવીરોનું લશ્કર તૈયાર કરી "સલીના" ભણી કૂચ કરી, દુશ્મનોનો વીરતાપૂર્વક મુકાબલો કરી નિહાવંદમાં પ્રવેશ્યા જ્યાં દાઅવતનું કાર્ય આગળ ધપાવવા બંદોબસ્ત કર્યો.

## ફરી સલમિયામાં

હઝરત ઇમામ આપના ફરજંદ અને ભાઇની શહાદત પછી આપના ગાદીવારસ ફરજંદ "તકી મુહમ્મદ"ને લઇને "સામરા" રવાના થયા. કેટલોક વખત ત્યાં ગાળ્યા પછી શામ ભણી પ્રયાણ કર્યું અને ત્યાંથી સલમિયામાં એક વેપારી તરીકે સહકુટુંબ નિવાસ કર્યો. જ્યારે સાથે આવેલા દાઇઓએ વેપારીના આડતિયા તરીકે અતરાફના દેશોમાં મુસાફરીઓ કરી, દઅવતનું કાર્ય કુશળતાપુર્વક કરવાનું ચાલુ રાખ્યું.

## દાઇઓની દીદાર માટે ઈમામની શોધ

હઝરત ઇમામ વફી એહમદ અ. ની મહાન પરહેઝગારી અને સદગુણોને અંગે સલમિયાના લોકો આપનું અત્યંત સન્માન કરતા હતા, તેઓ ઇમામને એક ઊંચા દરજ્જાના અમીર અથવા શ્રીમંત વેપારી સમજતા હતા અને હ. ઈમામ પણ અતરાફના દુશ્મનોનું વાતાવરણ જોઇ ખાસ લોકો સિવાય આમ વર્ગમાં સામાન્ય રીતેજ રહેતા હતા. આથી હ. ઇમામના વસવાટની કોઇને પણ ચોકકસ ખબર પડતી ન હતી. વળી હ. ઇમામે એટલા બધા સ્થળો બદલ્યા હતા અને દેશ-પરદેશની સંખ્યાબંધ મુસાફરીઓ કરેલી હતી કે જેથી હ. ઇમામ કયા છે, એ કહેવું પણ મુશ્કિલ થઇ પડયું હતું. આવી પરિસ્થિતિ વચ્ચે કેટલોક વખત નીકળી ગયા પછી હ. ઇમામના દીદાર માટે તલસતા કેટલાક પ્રેમીઓએ કોઇપણ રીતે હ. ઇમામને શોધીને આપના દીદારથી મુશર્રફ થવાનો નિર્ણય કર્યો. આ નિર્ણય ઉપર આવ્યા પછી નામાંકિત દાઇઓ કુરમુઝ અને તેમના પુત્ર મહેદી, સુરહાબ બિન રુસ્તમ અને તેમનો પુત્ર ઇમરાન મળી ચાર જણાઓએ લાંબી મુસા-ફરીની તૈયારી કરી. મુસાફરીના ખર્ચને પહોંચી વળવા ઇસમાઇલી મુરીદોએ ચાર હજાર દીનારનો ફાળો કરી આપ્યો, જેમાંથી તેઓએ અત્તર તથા બાળકોને આનંદ આપનારી વસ્તુઓ ખરીદ કરી,

સોદાગર તરીકે તેઓ ગામેગામ ફરતા રહી હ. ઇમામની શોધખોળ ચાલુ રાખી. અત્તારી તરીકે તેઓ શોખીનોને અને બાળકોને રમકડાના વ્યાપારી તરીકે ખુશ કરતા હતા. આવી રીતે ચારે જણા એકેક કરીને દિવસે જુદા જુદા ગામોમાં જતા અને રાત્રે એક નિયત કરેલા સ્થાને ભેગા થતા. લોકોના ટોળા આ નવીન વેપારીઓને ઘેરી વળતા હતા અને બાળકો ખરીદી માટે પોતાના માબાપોને તેડી લાવતા હતા.

## સલમિયામાં હ. ઇમામની મુલાકાત

આ પ્રવાસી સોદાગરો દીદારની ઝંખનામાં હ. ઇમામની શોધ કરતા અને તક મળતા દઅવતનું કામ પણ કરી લેતા હતા. પ્રવાસ દરમ્યાન કોઇ ધર્મબંધુ મળી જતા ઇમામનો પતો મેળવવા જીજ્ઞાસાભરી પુછપરછ પણ કરતા હતા. જ્યાં જતા ત્યાં ઇમામના રૂપરંગનું વર્ણન કરી ગામમાં કોઇ એવી વ્યક્તિ હોવા વિષે ગામ લોક પાસેથી બાતમી મેળવતા હતા. એક ગામમાં પતો ન મળતા બીજે ગામ જતા આ પ્રમાણે ફરતા ફરતા દાઇ હુરમુઝના પુત્ર મહેદી "સલમિયા"માં આવી પહોંચ્યા અને પુછપરછ કરતા ઘણી મુશ્કિલીથી ઇમામના રહેઠાણની ખબર પડી જેથી તેઓ ત્યાં પહોંચી ગયા અને અત્યંત આનંદ વચ્ચે તેઓએ ઇમામના દીદાર કરી દસ્તબોશી કરી. (૧) હઝરત ઇમામ વફી એહમદ અ. આપના મુરીદ મહેદીની વફાદારીથી ઘણા ખુશી થયા અને દુઆઆશિષ ફરમાવ્યા. તે પછી મહેદીએ પોતાના સાથીદારોને પણ તેડાવી લીધા અને ચારે જણાએ સાથે મળી ફરીવાર પવિત્ર ઇમામની મુલાકાત લીધી હ. ઇમામના દિદારનો લાભ લઇ, હ. ઇમામના આશીર્વાદ સહિત તેઓ પોતાને વતન પાછા ફર્યા અને પોતાના જીવનના અંત સુધી હ. ઇમામની સેવા કરવા મઝહબી પ્રચારમાં મશગુલ રહયા.

## જોમો સિધાર્યા

હઝરત ઇમામ વફી એહમદ અ. છેવટ સુધી સલમિયામાં જ રહયા હતા. પોતાના પછી પોતાના પુત્ર હઝરત ઇમામ તકી મુહમ્મદ અ. ને ઇમામત સોંપી અને સઘળા દાઇઓને તેની ખબર આપી. આપશ્રીએ હિજરી સન ૨૧૨ માં જોમો સિધાર્યા. આપના મુબારક જીરમને સલમિયામાં સુપુર્દે ખાક કરવામાં આવ્યું. આપના એક પૌત્ર શાહઝાદા હ. એહમદ બીન અલી અલ-લયસ હઝરત ઇમામ તકી મુહમ્મદ અ. ઇમામત પર આવ્યા પછી પોતાના પિતાશ્રીની પ્રણાલિકા ચાલુ રાખી ધર્મપ્રચાર કરતા હતાં.

૧ સઇયદના ઇદ્રીસ કૃત ઉયુનુલ-અખબાર

# HAZRAT MOWLANA IMAM TAQI MUHAMED

## ( A. H. 212–225 )

..............O..............

(૯)

# હઝરત મૌલાના ઈમામ તકી મુહમ્મદ અ૦

## ( હિજરી સન ૨૧૨–૨૨૫ )

હઝરત ઇમામ તકી મુહમ્મદ અ. નું મુળનામ હ. એહમદ બિન અબ્દુલ્લાહ બિન મુહમ્મદ બિન ઇસમાઇલ છે. "અતકી" આપ નામદારનો લકબ હોવાથી ઇસ્લામી આલમમાં "તકી મુહમ્મદ" ના નામે વિખ્યાત થયા છે. ઉપરાંત આપશ્રી ઘણાજ લોકપ્રિય હોવાથી "મુહમ્મદ અલ–હબીબ" અર્થાત "વહાલા મુહમ્મદ"ના લાડકા નામે પણ જાણીતા છે. આપ નામદાર હિજરી સન ૨૧૨ માં ઇમામતના મસનદ પર બિરાજમાન થયા ત્યારે બગદાદના ખલીફ અલ–મામુન અબ્બાસીને સિંહાસન પર આવ્યે ૧૪ વર્ષ પસાર થઇ ગયા હતા. પોતાની હમેશની રાજનીતિ અનુસાર તેણે પણ પવિત્ર ઇમામની શોધ કરવાની અનહદ કોશિશો કરી, પરંતુ તે તેમાં છેવટ સુધી ફાવ્યો નહિ.

### બૃહદ ગ્રંથ અખ્વાનુસ્સફા

હારૂન અર્રશીદના શાસનકાળમાં ગ્રીક, સંસ્કૃત ઇત્યાદી ભાષાઓમાંની જુદી જુદી વિદ્યાઓ અને ફિલસૂફીના ગ્રંથોના અરબીમાં તરજૂમા કરવા માટે રાજ્ય તરફથી ઉતેજન મળતું હોવાના કારણે ઇસ્લામી ફિલસૂફીનો કંઇક અંશે વિકાસ થવાનો આરંભ થતા, સામાન્ય વિદ્વાન સમુદાય ફિલસૂફી તરફ ઢળવા લાગ્યો હતો. જો કે ફિલસૂફીનો આ આરંભ–કાળ હોવાથી તેને સામાન્યવર્ગ પચાવી નહોતો શકતો. કારણ કે તેમા નિરંકુશતાનું તત્વ વધુ પ્રમાણમાં હતું, તેથી ઇસ્લામ ધર્મ અને વિજ્ઞાન એ બન્ને વસ્તુઓ જુદી છે, એવો વાદવિવાદ અને ઝગડો બન્ને પક્ષ તરફથી ઉત્પન્ન થયો હતો. એ વખતે ખલીફ મામુનના ધાર્મિક વિચારોમાં પણ પરિવર્તન થયુ હતું. તે "મુતઝલ્લી" અથવા "મુ'અતઝલા" ફિરકાના વિચારો ધરાવતો થયો અને એ પંથને લગતા પોતાના નિરંકુશ વિચારો ઇસ્લામના ઉપલા વર્ગમાં પરાણે ઠસાવવાની પ્રવૃતિ આદરી. વળી તેની એવી પણ માન્યતા હતી કે કુરાને શરીફની રચના આ દુનિયામાં થઇ છે. જેના સામે અહેલે સુન્નત વલ જમાઅતના ચાર વડા પેશ્વા પૈકી એક હઝરત એહમદ બિન હમ્બલે વિરુધતાનો ઝંડો ઉઠાવ્યો જેના લીધે તેમને જેલનિવાસ ભોગવવો પડયો. (૧)

ખલીફ અલ–મામુનની આ રીતે ધર્મમાં સુધારા વધારા કરવાની ચળવળમાં જડવાદનું મિશ્રણ હોવાથી સરવરે કાયનાત હઝરત રસુલ સ. ના શિક્ષણ અનુસારના સત્ય ધર્મથી ઇસ્લામીઓ થોડેક અંશે વિમુખ થવા લાગ્યા. જેથી તેના માટે યોગ્ય અને સંગીન ઉપાય થવાની ખાસ

---

૧. આ કરૂણ બનાવ અલ્લામા જલાલુદીન સિયુતી કૃત "તારીખુલ ખુલ્ફા" માં વર્ણવામાં આવી છે.

જરૂરત ઊભી થઇ હતી, એટલું જ નહિ પણ ધર્મ અને ફિલસૂફી અલગ અલગ હોવાના ઝઘડાથી આમ લોકોના દિલ સત્ય જાણવા તલસી રહ્યા હતા. આવી પરિસ્થિતિ દરમ્યાન હઝરત ઇમામ તકી મુહમ્મદ અ. ના દાઇઓ દઅવત માટે ઇસ્લામી આલમમાં ફરી રહ્યા હતા, તેઓની જાણમાં આ બાબત આવતા તેઓએ ઇસ્લામી આલમમાંથી આ કલુષિત વાતાવરણને પોતાની નૂરની શકિત વડે શુધ્ધ કરવા "ઇલ્મના બાબ" હઝરત ઇમામ તકી મુહમ્મદ અ. ને વિનંતિ કરી જેથી હ. ઇમામે ફિલસૂફીની દ્રષ્ટિએ ચર્ચા કરતો એક બૃહદ ગ્રંથ તૈયાર કર્યો. આ ગ્રંથના બાવન રિસાલા છે. દરેક રિસાલામાં જુદી જુદી જ્ઞાન ચર્ચાઓ કરવામાં આવેલી છે અને છેલ્લા રિસાલામાં એ સઘળા વિષયના સારરૂપ ચર્ચા કરવામાં આવેલી છે. આ છેલ્લો રિસાલો ઉપસંહારરૂપ લખાયલો હોઇ તેનું નામ "રિસાલતુલ-જામીઆ" રાખવામાં આવ્યું છે. જેનો સવિસ્તર અહેવાલ ઉયુનુલ-અખબાર નામના ઇતિહાસિક ગ્રંથના ચોથા ભાગમાં આપવામાં આવ્યો છે. આ એન્સાઇકલોપિડિયા-સર્વજ્ઞાનસંગ્રહ "અખવાનુસ્સફા" ના નામે જગપ્રસિધ્ધ છે, જેની અમરકીર્તિ આજે પણ ઇસ્લામી આલમ ઉપરાંત પૂર્વ અને પશ્ચિમના સાંસ્કૃતિક જગતમાં કાયમ છે. 'અહેલે મઆરિફત' ની દ્રષ્ટિમાં કુરાને શરીફ પછી "અખ્વાનુસ્સફા' પ્રથમ દરજ્જો ધરાવે છે. રાજ્યદ્વારી કારણોસર હ. ઇમામે આપનું નામ અને નિવાસ ગુપ્ત રાખેલા હોવાથી આ રિસાલાના લેખક તરીકે ઇમામે પોતાનું તખલ્લુસ "હુમાયુન" રાખ્યું હતું. એ ઉપનામમાં પણ એક ખુબી એ રહેલી છે કે, હ. ઇમામના મુબારક નામની અબજદની ગણત્રીએ જેટલી સંખ્યા થાય છે, તેટલો "હુમાયુન" શબ્દનો પણ એકંદર સરવાળો આવે છે. આ અમર ગ્રંથ "અખવાનુસ્સફામાં" ઇલ્મે ઇલાહી, ઇલ્મે હિકમત, ઇલ્મે મઅરિફત તેમજ જુદી જુદી અનેક વિદ્યાઓ અને ધર્મજ્ઞાનનો સંગ્રહ છે, એટલું જ નહિ પણ તેમા જગતના કોઇપણ વિષયની ચર્ચા બાકી રાખવામાં આવી નથી.

## બની ફાતિમી ઇમામ જગતમાં મૌજુદ છે.

આ ગ્રંથ તૈયાર થઇ રહયા પછી એક દિવસે અબ્બાસી ખિલાફતના પાટનગર બગદાદની બાવન મસ્જિદોના કિબ્લેગાહ-મહેરાબમાં રાત્રીના સમય દરમ્યાન જુદા જુદા રિસાલાઓ રાખી દેવામાં આવ્યા સવાર થતા લોકોની નજર તેના પર પડતા એ વિષે તરેહવાર ચર્ચાઓ થવા લાગી. અંતે ખલીફ મામુન પાસે આ રિસાલાઓ લઇ જવામાં આવ્યા. ખલીફ આ રિસાલાઓ જોઇ પહેલા તો દિગમુઢ બની ગયો. ત્યાર પછી તેણે ઉલમાઓને બોલાવ્યા, જેઓ પણ એ જોઇ આશ્ચર્યચકિત બની ગયા. ખલીફ મામુનને લાગ્યું કે, આ પુસ્તક કોઇ સાધારણ વિદ્વાનનું લખેલું નથી અને ધર્મજ્ઞાનના અધિકારી પવિત્ર ઇમામ વિના અન્ય કોઇ તે લખી શકે નહિ. આથી તેના મનમાં ચોકકસ થઇ ગયું કે બની ફાતમિ વંશના વારસદાર ઇમામ આ જગતમાં મોજુદ છે અને મારી સ્વાર્થ સલામતી માટે આપની શોધ કરવી જોઇએ. અત્યાર સુધી તે એમ માનતો હતો કે બની ફાતિમી વંશમાંથી હવે કોઇ રહ્યું નથી. ધર્મ અને ફિલસૂફી પરસ્પર વિરૂધ્ધ નહિ પરંતુ સમાનતા ધરાવનારી વસ્તુઓ હોવાની ચર્ચા "અખ્વાનુસ્સફા" માં આપવામાં આવેલી હોવાથી એ ઝમાનાના આલિમો વચ્ચે 'એ બન્ને વિષયમાં ભિન્નતા હોવાનો' ચાલતો વાદ ટાળવામાં આ પુસ્તકની ભારે અસર થઇ હતી. લોકો પર થયેલી સારી અસર દાબી દેવા માટે આ સાધન દ્વારા પોતાની મતલબ સાધી લેવાની તક ખલીફે એમા જોઇ અને તેથી હ. ઇમામને હાથ કરવા માટેનો તેનો ઇરાદો મજબૂત થયો.

## દાઈ અબુ તિરમિઝી

આ સમય દરમ્યાન, સંજોગવશાત અબુ તિરમઝિ નામના એક દાઇ બગદાદમાં આવ્યા.

ખલીફ મામુને તેની મુલાકાત લીધી. ખલીફે પોતાના દિલમાં દર્દ પેદા થયું હોય એવો દંભ કરીને ધીમે ધીમે દાઇના હૃદય પર સારી અસર નાખી તેને પોતાની નઝદીક રાખ્યો. આ દરમ્યાન દાઇના દાનાઇભર્યાં સુખુનો અને વાતચીત પણ ઘણી અજાયબી પમાડનારાં હતા. ખલીફ પણ જાણે હ. ઇમામનો આશક અને નિખાલસ મોમિન હોય એવો દેખાવ કરી વર્તવા લાગ્યો. ખલીફ મામુન અબ્બાસીનો આ ફરેબ હતો તે દાઇ તિરમિઝી સમજી શકયો નહિ, તેને ખલીફ પર પૂરેપૂરો વિશ્વાસ આવી ગયો. અંતે બરાબર તક સાધીને, ખલીફ મામુને પાસા ફેંકી કહ્યું, "હું હ. ઇમામતો પરવાનો છું જો હ. ઇમામની મને મુલાકાત થઈ જાય તો હું મારી તમામ સલતનત અને મુલ્ક હ. ઇમામના ચરણોમાં ધરી દઇ ધન્ય બનું !" આ સાંભળીને દાઇનું હૃદય પીગળી ગયું, તેણે સર્વે સત્ય માની અને એક વખતે ખાનગીમાં–ખલીફને ખબર ન પડે એવી રીતે–રવાના થઇ હઝરત ઇમામ તકી મુહમ્મદની અ. ની હુઝુરમાં રજૂ થયો. હ. ઇમામને ખલીફ મામુનની સઘળી કેફિયત કહી સંભળાવીને કહ્યું, "યા ઇમામ, ખલીફ મામુન હવે પોતાના ઝુલ્મ માટે શરમીંદા છે માટે હવે આપ સલતનતના માલિક થઇ જગતમાં રોશન થાવ !"

જવાબમાં હ. ઇમામે ફરમાવ્યુ : "તિરમિઝી, તું જાણતો નથી, ખલીફનું દિલ કિન્નાથી ભરપૂર છે, તે સદંતર જૂઠો છે. તેનું દિલ પથ્થર કરતા પણ વધારે સખ્ત છે !" આમ છતા દાઇ વારંવાર આગ્રહ કરવા લાગ્યો. હ. ઇમામે જોયું કે દાઇને પરિણામ શું આવશે તેની ખબર નથી, ત્યારે હ. ઇમામે ફરમાવ્યું : "તિરમિઝી, તને ભરોસો છે તો તું મામુન પાસે જઇને અલ–ઇમામ તરીકે દાવો કર અને જો તે ખરેખર ઇમામને માનવાવાળો હશે તો તેણે જે વાયદા કર્યા છે તે પ્રમાણે તને ખિલાફત આપી સર્વસ્વ તને અર્પણ કરશે જો આમ બને તો મને ખબર આપજે તો હું જાહેર રીતે આવીશ" ત્યારે દાઇએ અરજ કરી, "યા સાહેબુલ ઝમાન, એ બુધ્ધિવંત બાદશાહ છે, તે ઇમામતની નિશાનીઓ જોશે અને મારી પરીક્ષા કરશે !" આથી ઇમામે પુનઃ ફરમાવ્યું કે, "તને સર્વ વસ્તુઓ મયસ્સર થશે ! અમારા નૂરના પ્રતાપે મામુનના હવાસ ઉડી જશે અને કસોટી કરશે તો તેને યકીન થશે !" પરંતુ ખુબ યાદ રાખજે, કે મામુન હરગીઝ વફા નહિ કરે અને તને કતલ કરી નાખશે !" છતા તિરમિઝી મામુન પાસે ગયો અને કહ્યું કે, "હું તમામ આલમનો ઇમામ છું ફક્ત તારી શત્રુતાથી હું લોકોથી મારી ઇમામત પોશીદા રાખતો હતો. હવે તને ખાત્રી થાય કે હું રહેબર અને ઇમામ છું !" આ સાંભળીને ખલીફે દાઇ સાથે સવાલ જવાબ કરીને તેની પરિક્ષા કરી દીની બાબતો અને ફિલસુફીની મુશ્કિલઓની તિરમિઝી સાથે છણાવટ કરી. તિરમિઝીના વર્ણનથી ખલીફને ખાત્રી થઇ ગઇ કે ખચીત તિરમિઝી ઝમાનાનો ઇમામ છે. એજ વખતે જલ્લાદને બોલાવી અને તેને કતલ કરાવી નાખ્યો. "મોસમે બહાર"ના કર્તા આ દ્રષ્ટાંત પૂર્ણ કરતા જણાવે છે કે, "ખરેખર ઇમામનો ઇરાદો ખુદાતઆલાનો ઇરાદો છે અને ઇમામનો કૌલ હકક જલ્લે શાનહુનો કૌલ છે, ખુદાવંદેઆલમની કુવ્વત જેવી ઇમામની કુવ્વત છે (૧).

## અબ્બાસી રાજ્યમાં અવ્યવસ્થા અને બળવો

અબ્બાસી સલતનત આ સમયે બહુ સંકડામણમાંથી પસાર થઇ રહી હતી. એક પછી એક વિદ્રોહ તેની સામે થતા હતા, જેને શમાવવા માટે અબ્બાસી ફોજ સતત રોકાયલી રહેતી હતી આ વાતાવરણ વચ્ચે હિજરી સન ૨૦૫ માં "તાહેરિયા" વંશના લોકોએ 'ખુરાસાન' તથા

---

૧. "મોસમે બહાર" પાનું ૩૦૬

'માવરા ઉન્નહર ના પ્રગણા જીતી લીધા. હિજરી સન ૨૦૬ માં "ઝિયાદિયા" વંશે યમન જીતી લીધું. હિજરી સન ૨૧૦ માં 'ઝુલફિયા' વંશવાળાઓએ કુર્દિસ્તાન અને હમદાનમાં પોતાનું રાજ્ય સ્થાપ્યું. 'અલ-જઝીરા' માં નસર બિન સિબ્ત ઉકેલીએ સખ્ત બળવો જગાડયો અને પાંચ વર્ષ પર્યંત તેનું આક્રમણ ચાલુ રહ્યું. હઝરત જાફરે તૈયાર તથા કેટલાક અલ્વી વંશના નબીરાઓએ આ સ્થિતિ અનૂકુળ જાણી હથિયાર ઉપાડયા. ઝૈદી પંથવાળા મુહમ્મદ બિન ઇબ્રાહિમ તબાતિબાઇએ કુફામાં બળવો કર્યો અને સાથે સાથે તેણે "આલે-રસુલ" ના નામે લોકોને દઅવત પણ કરવા માંડી. બની શયબાનના એક મોટા સરદાર અબુ સરાયાસરી બિન મન્સુર શયબાનીએ તેમને સહાયતા આપી, જે અબ્બાસીઓના વડા વઝીર ફઝલના એક સરદાર અને સેનાપતિ હરસમાના લશ્કરી સરદારોમાંના એક હતા બન્નેએ એકત્ર બળ વડે કુફાના અબ્બાસી ગવર્નર હસન બિન સુહેલના સૈન્યને પરાજિત કરી આખા દક્ષિણ ઇરાક ઉપર કબ્જો મેળવ્યો. વિજયના બીજા દિને મુહમ્મદ બિન ઇબ્રાહિમ તબાતિબાઇ મરણ પામ્યો. જેથી અબુ સરાયે તેની જગ્યાએ મુહમ્મદ બિન ઝૈદને અમીર બનાવ્યો. અબ્બાસી સેનાપતિ હસન બિન સુહેલે અબુ સરાયા સામે બીજીવાર આક્રમણ કર્યું પરંતુ તેમા તેણે ફરીથી હાર ખાધી. આ દરમ્યાન ઝૈદી અબુ સરાયાના પક્ષમાં અલ્વીઓ ભળ્યા અને તેઓ દરેક જગ્યાએ ફરી વળ્યા.

હવે અબુ સરાયાએ કુફામાં રહીને બસરા, વાસિત તથા મદયન બાજુ ઝૈદી લશ્કર મોકલાવ્યું અને ઇરાકના ઘણા પ્રાંતો તથા શહેરો તેણે જીતી લીધા. અલ્વીઓમાં તેથી ઉત્સાહ વધ્યો અને એકત્ર બળથી અબ્બાસીઓના ઘરોને તેઓએ આગ લગાડી નાશ કર્યો આ કાર્યમાં બસરા તથા અહેવાઝના ઝૈદીઓ તરફથી નિમાયેલા ગવર્નર ઝૈદ બિન મુસા કાઝિમે મોટો ભાગ ભજવેલો હોવાથી તે "ઝૈદુન્નાર-આતશી ઝૈદ" તરીકે ઓળખાવા લાગ્યો હતો. મક્કા મોઅઝમાની યાત્રાની મોસમ આવતા અબુ સરાયાએ હુસેન બિન હસન બિન ઇમામ ઝયનુલ આબેદીનને મક્કાના ગવર્નર નિમ્યા. ઇબ્રાહિમ બિન મુસા કાઝિમને યમનના સુબા તરીકે અને ફારસના ગવર્નર તરીકે ઇસમાઇલ બિન મુસા કાઝિમને નિયુકત કર્યા. મદયન બાજુ હઝરત હસન બિન અલીના વંશજ મુહમ્મદ બિન સુલેમાન બિન દાઉદ બિન હસન મુસન્નાને મોકલી બગદાદ ઉપર પૂર્વ દિશાએથી ચડાઇ લઇ જવા જણાવ્યું. આ પ્રકારે અબુ સરાયાનો રાજ્ય વિસ્તાર વધતા વધતા વિશાળ બની ગયો.

## અશાંત વાતાવરણ

અબ્બાસી ખલીફના વડા વઝીર ફઝલ બિન સુહેલે અબુ સરાયાને પરાજિત કરવા હરસમા નામના સેનાપતિને રવાના કર્યો. જગપ્રસિધ્ધ નહેરવાનના યુધ્ધ સ્થળે બન્ને પક્ષો વચ્ચે ખુનખાર લડાઇ થઇ, જેમા અબુ સરાયા માર્યો ગયો અને મુહમ્મદ બિન ઝૈદ પકડાઇ જતા તેને ખલીફ મામુન પાસે લઇ જવામાં આવ્યો. અબુ સરાયાનો દોર એવી રીતે દસ મહિના પર્યંત ચાલ્યો.

તે પછી હિજાઝની પ્રજાએ મુહમ્મદ બિન જાફરને પોતાના અમીર બનાવ્યા. તેમના વિરુધ્ધ યમનમાં ઇબ્રાહિમ બિન મુસા કાઝિમે માથું ઊંચક્યું; પરિણામે તેઓની વચ્ચે ઇરાનની સરહદથી લઇ યમનની સરહદ સુધી લડાઇ જાગી. એ દરમ્યાન વડા વઝીર ફઝલના હાથે અબ્બાસી સેનાપતિ હરસમા અંગત દુશ્મનીના સબબે માર્યો ગયો; તેના મરણ પછી તેને ચાહનારા લશ્કરે બગદાદમાં બળવો કર્યો.

આવી રાજખટપટો વચ્ચે ખલીફ મામુન અબ્બાસીનું હિજરી સન ૨૧૮ માં મૃત્યું થયું અને તેની ગાદીએ તેનો ભાઇ મોઅતસિમ અબ્બાસી આવ્યો. મામુનના પુત્ર અબ્બાસને રાજકીય

દ્રષ્ટિએ રાજપદ સોંપવામાં આવ્યું તહિ. ખલીફ થયા થયા પછી પોતાના ભાઇ મામુનનું અનુકરણ કરી મોઅતસિમ રાજકારોબાર ચલાવવા લાગ્યો. હકદાર અબ્બાસ પ્રત્યે રાજ્યનું અરબ લશ્કર સારી ચાહના ધરાવતું હતું. મોઅતસિમે એ ભય ટાળવા નવું તુર્ક સૈન્ય તૈયાર કર્યું, જેની સહાયતાથી પોતાના રાજઅમલમાં થયેલા કેટલાક વિગ્રહો તે જીતી શકયો હતો. તુર્ક લશ્કરને અરબ સૈન્યનું સ્થાન મળતા અરબો ઉશ્કેરાયા. અબ્બાસે રાજ્ય સામે બળવો કર્યો, તેમા તેઓએ તેનો સાથ આપ્યો, પરંતુ અબ્બાસ માર્યો ગયો અને તેના મરણની સાથે અરબ લશ્કરનું સ્થાન હંમેશ માટે તુર્ક સૈન્યે લીધું.

હઝરત મુહમ્મદ તકી બિન અલી રઝા બિન મુસા કાઝમ પોતાની પત્ની સાથે ખલીફ મોઅતસિમની મુલાકાતે બગદાદ ગયા, જ્યાં તેમને મારી નાંખવામાં આવ્યા. ખલીફ મોઅતસિમ પણ એક પ્રાણઘાતક બીમારીનો ભોગ થઇ હિજરી સન ૨૨૭ મા મરણ પામ્યો.

## જોમો સિફાર્યો

હઝરત ઇમામ તકી મુહમ્મદ અ. ના સમયમાં રાજકીય જગતમાં આવી અશાંતિ પ્રવર્તી રહી હતી, છતા આપશ્રી શામના હેમ્સ (ઇમીસા) નજદીકના સલમિયા ખાતે આપના દાદાના રહેઠાણમાં નિવાસ રાખીને, દૂરદરાજના દેશોમાં દાઇઓ મોકલતા હતા, જેઓ મઝહબના પ્રચાર કાર્ય માટે યમન, બેહરેન, યમામા, મિસર સોમાલીલેન્ડ, વિગેરે સ્થળોમાં ફેલાઇ ગયા હતા. પંજાબ-હિન્દુસ્તાનમાં પણ દાઅવત આવી ચૂકી હતી. હ. ઇમામ જાતે પણ વ્યાપારી વેશે સલમિયા છોડી લાંબી મુસાફરીએ રવાના થયા હતા. સલમિયાથી કુફા, કુફાથી દયલમ, ત્યાંથી અસકર મુકર્રમ અને ત્યાંથી આપશ્રી પાછા સલમિયા આવી રહયા હતા, કારણ કે તે વખતે હ. ઇમામનું મુખ્ય મથક "સલમિયા" હતું, અત્રે હિજરી સન ૨૨૫ માં આપે જોમો સિફાર્યો અને જીસ્મ મુબારકને પણ સલમિયામાંજ સુપુર્દે ખાક કરવામાં આવ્યું.

હઝરત ઇમામ તકી મુહમ્મદ અ. ના બે ફરજંદો : હ. ઇબ્રાહિમ અને હ. હુસેન હતા. હઝરત ઇબ્રાહિમ આપની હયાતીમાંજ વફાત પામ્યા હતા, જેથી હ. "હુસેન" ને જાંનશીન નિમ્યા. જેઓ આપના પિતાની વફાત પછી ઇમામતની મસનદ પર "રઝી અબ્દુલ્લાહ" નો લકબ ધારણ કરી બિરાજમાન થયા. આપશ્રીએ આપના કાકાની પુત્રી જોડે લગ્ન કર્યા હતા.

# HAZRAT MOWLANA IMAM RAZI ABDULAH

(A. H. 255–268)

.........O.........

(૧૦)

# હઝરત મૌલાના ઈમામ રઝી અબ્દુલ્લાહ અ૦

(હિજરી સન ૨૨૫–૨૬૮)

હઝરત ઇમામ રઝી અબ્દુલ્લાહ (અ.) નું મુળનામ હ. હુસેન બિન એહમદ બિન અબ્દુલ્લાહ હતું. 'રઝી અબ્દુલ્લાહ' આપનો લકબ હતો. હઝરત ઇમામ રઝી અબ્દુલ્લા અ. નો સમકાલીન ખલીફ, મામુનનો ભાઇ ખલીફ મોઅતસિમ હતો. હઝરત ઇમામ રઝી અબ્દુલ્લાહ ઇમામતની મસનદ પર બિરાજ્યા, તેના ત્રણ વર્ષ બાદ એટલે હિજરી સન ૨૨૭ માં ખલીફ મોઅતસિમ મરણ પામ્યો. હઝરત ઇમામની ઇમામત દરમ્યાન બીજા પણ ૭ ખલીફાઓ થયા હતા. ખલીફ મોઅતસિમ પછી અલ–વાસિક, હિજરી સન ૨૨૭–૨૩૨, તેનો ભાઇ અલ–મુત્તવકિકલ ૨૩૨–૨૪૭, તેનો પુત્ર અબુ જાફર મુરતનસિર ૨૪૭–૨૪૮, મોઅતસિમનો પુત્ર મુસ્તઇન ૨૪૮–૨૫૨, મોઅતઝિર બિન મુતવકિકલ ૨૫૨–૨૫૫, અલ–વસિકનો પુત્ર મોહતદી ૨૫૫–૨૫૬. અબ્બાસી ખલીફ મોઅ. તમિદ બિન મુતવકિકલ ૨૫૬–૨૭૯, પણ ઇમામનો સમકાલિન હતો.

હઝરત ઇમામ રઝી અબ્દુલ્લાહ અ. એ ઇમામતની મસનદ પર બિરાજ્યા પછી ધર્મ પ્રચારનું કાર્ય વ્યવસ્થિત કર્યું અને દૂરદરાજના મુલકોમાં દાઇઓ મારફતે 'અખવાનુસ્સફા' નો પણ પ્રચાર કરી સાબિતિઓ કાયમ કરી હતી.

'ઝહરૂલ માઅની' માં જણાવ્યા પ્રમાણે હઝરત ઇમામ તકી મુહમ્મદ અ. રચિત "અખ્વાનુસ્સફા" ગ્રંથમાંથી હઝરત ઇમામ રઝી અબ્દુલ્લાહ અ. એ એક બોધદાયક અને અત્યંત ઉપયોગી સંક્ષિપ્ત રીતે સારગ્રંથ રચીને તેનો પણ પ્રચાર કર્યો હતો. જેનું નામ આપે "જમીઅતુલ જામીઆ" રાખ્યું હતું, આ ઉપરાંત જેઓ સત્ય ધર્મની શોધમાં હતા તેમને સત્ય ધર્મમાં દાખલ કરતા હતા. આ રીતે ધર્મનો પ્રચાર ચોતરફ થઇ રહ્યો હતો, અબ્બાસીઓ ભયની નજરે વધતી જતી સઘળી હિલચાલ તપાસી રહયા હતા. આથી દાઇઓ નામ, ઠામ અને ઠેકાણું તદ્દન ગુપ્ત રાખતા હતા, છતા બહુજ વફાદાર અનુયાયીઓ પાસે ખાનગીમાં જાહેર કરતા હતા.

હઝરત ઇમામ રઝી અબ્દુલ્લાહ અ એ ધર્મપ્રચારનું કાર્ય વ્યવસ્થિત કરી કુફા તરફ પ્રયાણ કર્યું. જ્યા આપની સાથે ઇબ્ને હવશબની મુલાકાત થઇ, જેઓ પાછળથી મહાન દાઇ થયા હતા

## વફાદાર દાઈ ઇબ્ને હવશબ

ઇબ્ને હવશબનું પૂરું નામ અબુલ કાસિમ અલ-હુસેન બિન અલ-ફરહ બિન હવશબ હતું. તેઓ કુફાના રહેવાસી હતા અને ઇસ્લામી ધર્મનો અંગિકાર કર્યો તે પહેલા તેઓ ઇસ્નાઅશરી મઝહબના એક ઉલમા હતા અને ઇમામની ઝહુરાતની પરિક્ષા કરતા હતા એક વખત અચાનક હઝરત ઇમામ સાથે તેમની મુલાકાત થઇ. હઝરત ઇમામના સમાગામના ફળરૂપે તેમની ઇચ્છા ફળીભુત થઇ અને તેમણે સતપંથનો અંગિકાર કર્યો. પાછળથી તેઓ દાઈ થયા હોવાથી, હઝરત ઇમામ તરફથી તેમને યમનની દઅવતનું કાર્ય સોંપવામાં આવ્યું હતું.

## યમનમાં સતપંથનો પ્રચાર

હઝરત ઇમામ રઝી અબ્દુલ્લાહ અ. ની આજ્ઞાનુસાર વફાદાર દાઇ ઇબ્ને હવશબે, યમનના એક ઇસમાઇલી અલી બિન ફઝલ સાથે યમન તરફ પ્રયાણ કર્યું અને ત્યા ધર્મ પ્રચારનું એક મોટું મથક સ્થાપ્યું. આ કાર્ય માટેની તેમની બુધ્ધિમતા વિશાળજ્ઞાન અને સદગુણના પ્રતાપે, અસંખ્ય લોકોના મન પર ધર્મના આદર્શનીય રહસ્યોની પવિત્ર અસર થઇ અને લોકોની મોટી સંખ્યાએ તેમની મારફતે હઝરત ઇમામ રઝી અબ્દુલ્લાહ અ. ની બયઅત કરી યમનની દઅવતમાં યોગ્ય સફળતા મળ્યા પછી દાઇ ઇબ્ને હવશબે આજુબાજુના પ્રાકાઓમાં પોતાના હાથ તળેના દાઇઓને રવાના કર્યા. જેથી ત્યા પણ ધર્મનો સારો પ્રચાર થવા પામ્યો. 'સન્આ' માં પણ સતપંથનો ઝંડો ફરકાવવામાં આવ્યો. જેના પરિણામે દાઇ ઇબ્ને હવશબને હઝરત ઇમામ રઝી અબ્દુલ્લાહ અ. એ "દાઇયુલ-કિબાર-વડા દાઇઓનો" દરજ્જો નવાજિશ ફરમાવી અને તેમના હાથ તળે દાઇઓની એક મોટી સંખ્યા સોંપવામાં આવી, જેઓ ધર્મપ્રચારનું કાર્ય પુરજોશથી કરવા લાગ્યા. દાઇયુલ-કિબાર ઇબ્ને હવશબે દઅવતનું કાર્ય હઝરત ઇમામ રઝી અબ્દુલ્લાહ અ. ના સમયમાં ખાનગી રીતે ચાલુ રાખ્યું હતું.

યમન તરફનું સતપંથના પ્રચારનું કાર્ય પૂરજોશમાં આરંભી, હઝરત ઇમામ રઝી અબ્દુલ્લાહ અ. રયથી હમદાન અને હમદાનથી ઇરાનના આઝારબાઇજાન થઇ ઇસ્તમ્બુલમાં આવી વસવાટ કર્યો. અહિં પણ હ ઇમામે મઝહબના પ્રચારકાર્ય માટે આજુબાજુના ગામોમાં દાઈઓ રવાના કર્યા ત્યારપછી આપ પુનઃ સલમિયા પધાર્યા અને બાદમા આપે અસ્કર મુકર્રમમાં વસવાટ કર્યા હતા. અહિં શાહઝાદા હ. મુહમ્મદ મહેદી અ નો મુબારક જન્મ થયો

## અદભૂત અને દિવ્ય ભવિષ્યવાણી

હઝરત ઇમામ રઝી અબ્દુલ્લાહ અ. એક સમયે જીસ્માની રીતે બીમાર હતા તે વખતે આપના ફરઝંદ હઝરત મુહમ્મદ મહેદી અ. ને પાસે તેડાવી ફરમાવ્યું : "મારા નૂર ચશ્મ ફરઝંદ, તમોને દુરદરાજ મુલકોમાં જવું પડશે અને આપણા નાના હઝરત નબી મુહમ્મદ સ. ની જે મહાન ભવિષ્યવાણી છે, તે તમારા દ્વારા પૂર્ણ થશે અને 'મહેદી' તરીકે તમો દુનિયામાં રોશન થશો."

"ઝહરૂલ માઅની" ના નિર્દેષ અનુસાર હ. ઇમામના દાઇઓ હઝરત નબી મુહમ્મદ સ. ની મુબારક હદીસ : "ફી રાસે સલાસા મિયા તતલઉશ શમ્સ મિન મગરિબ" મારી બાદ ત્રણસો વર્ષે સૂર્ય "મગરિબ તરફથી ઉગશે." એ ભવિષ્યવાણી ટાંકીને ખુશ વધાઇ આપી પોતાનું પ્રચાર કાર્ય પૂરજોશમાં કરતા હતા અને આ ભવિષ્યવાણી અનુસાર "મહેદી" ના ઝહુરાતનો સમય ઘણોજ નજદીક આવી લાગ્યો હોવાનાં ખુશીભર્યાં સમાચારો આપતા હતા.

ફાતમિ ખાનદાન તરફથી જુદા જુદા ખલીફાઓની શત્રુતાના કારણે દુન્યવી રીતે ધર્મ અને ધાર્મિકજનોના કલ્યાણ ખાતર કેટલાક ફાતમિ ઇમામોએ જાહેરમાં દેખાવ દેવાનું યોગ્ય માન્યું નહોતું. પરંતુ હવે સમય પલટાવા લાગ્યો હતો સત્યના સૂર્યે અસત્યનો નાશ કર્યો હતો; સત્યધર્મ પ્રકાશી રહયો હતો. અંતે સરવરે કાયનાતની દિવ્ય ભવિષ્યવાણી અનુસાર "મહેદી" ના પ્રગટીકરણનો સમય આવી રહયો હતો.

## જોમો સિફાર્યો

"ઉયનુલ અખબારના" ના જણાવ્યા પ્રમાણે હઝરત ઇમામ રઝી અબ્દુલ્લાહ અ. આપના સલમિયાના વસવાટ દરમ્યાન "હાશમી" તરીકે જાણીતા થયા હતા. અહિ સલમિયામાં પણ અબ્બાસી જાસૂસોની શત્રુતાથી આપે અસકર મુકરંમ તરફ પ્રયાણ કર્યું અને ત્યાં હિજરી સન ૨૬૮ માં આપે જોમો સિફાર્યો અને આપના પછી શાહઝાદા હઝરત મુહમ્મદ મહેદી અ. ઇમામતની મસનદ પર બિરાજમાન થયા.

Hazrat Mowlana Imam Muhammed Mahdi

" " " Qa'im

" " " Mansur

# PART III

# N. W. AFRICA & IMAMAT

# ભાગ ૩ જો.

## મઘરિબ આફ્રિકા અને ઈમામત

હઝરત મૌલાના ઇમામ મુહમ્મદ મહેદી અ.

" " " કાયમ અ.

" " " મનસુર અ.

# HAZRAT MOWLANA IMAM MUHAMMED MAHDI

(A. H. 268–322)

........()..........

(૧૧)

# હઝરત મૌલાના ઈમામ મુહમ્મદ મહેદી અ૦

(હિજરી સન ૨૬૮–૩૨૨)

હઝરત મૌલાના ઇમામ મુહમ્મદ મહેદી અ. નું પૂરૂં નામ અબુલ કાસિમ મુહમ્મદ અબ્દુલ્લાહ બિન હુસેન બિન અહમદ બિન અબ્દુલ્લાહ છે. આપની કુનિયત–નામસંજ્ઞા અબુલ કાસિમ, લકબ "મહેદી" અને નામ મુહમ્મદ છે. આપનો જન્મ મુબારક હિજરી સન ૨૬૦ ના સવ્વાલ માસમા, તા. ૧૨મી ને વાર સોમવારના થયો હતો અને હઝરત ઇમામ રઝી અબ્દુલ્લાહ અ. પછી હિજરી સન ૨૬૮ માં ઇમામતની મસનદ પર બિરાજમાન થયા.

## ઈમામના કાકા સૈયદુલ ખયર

હઝરત ઇમામ મુહમ્મદ મહેદી અ. ના મુબારક લગ્ન આપના કાકા હઝરત મુહમ્મદ બિન અહમદની નેક અખ્તર પુત્રી સાથે થયા હતા. આપના કાકાનો લકબ અબુઅલી અલ–હકીમ તથા 'સયદુલ ખયર' હતો. હઝરત ઇમામ મુહમ્મદ મહેદી અ. બાળ વયમાં હતા તે વખતે આપનું પોષણ પણ એમને સુપરત કરવામાં આવ્યું હતું, પરંતુ હઝરત ઇમામ રઝી અબ્દુલ્લાહ અ ની વફાત બાદ સૈયદુલ ખયરે પોતાના એક પુત્રને "ઇમામ" તરીકે જાહેર કરવાનો ઇરાદો કરતા તે પુત્ર મરણ પામ્યો. બીજા પુત્ર માટે ઇરાદો કરતા બીજો પણ મરણ પામ્યો. 'ઉયનુલ અખબાર' અને 'ઇસ્તિતારૂલ–ઇમામ' ના નિર્દેશ અનુસાર હ. ઇમામ મહેદી અ. ના કાકા સૈયદુલ ખયરના આ પ્રમાણે એક પછી એક બધા પુત્રો (૧) ગુજરી ગયા ત્યારે તેમણે પોતાની ભૂલ માટે પ્રાયશ્ચિત કર્યું.

## સમકાલીન ખલીફાઓ

હઝરત ઇમામ મુહમ્મદ મહેદી અ. ઇમામતની ગાદી પર બિરાજ્યા તે વખતે બગદાદમાં મોઅતમિદ બિન મુતવક્કિલ ખિલાફતપદે હતો. ઉપરાંત હઝરત ઇમામ મુહમ્મદ મહેદી અ. ના સમકાલીન ખલીફાઓ મોઅતદિદ ૨૭૯–૨૮૯, મુકતફી ૨૮૯–૨૯૫, મુકતદિર ૨૯૫–૩૨૦ અને કાહિર ૩૨૦–૩૩૯ સુધી ખિલાફત પર હતા. આ અબ્બાસી ખલીફાઓની અને ખાસ કરીને મુકતદિર

---

૧. "ઇસ્તિતારૂલ ઈમામ" નામના પુસ્તકના જણાવ્યા પ્રમાણે દશ પુત્રો અને "મોસમે બહાર" ના જણાવ્યા પ્રમાણે આઠ પુત્રો ગુજરી ગયા.

ખલીફની જોહાકીભરી વર્તણુંકથી સઘળી જનતા ત્રાસી ઊઠી હતી. પવિત્ર ઇમામની વિરુધ્ધતા પણ ચાલુ હતી. તેઓના જાસૂસો હઝરત ઇમામની હિલચાલની દરેક બાતમી મેળવવાની કોશિશ કરી રહ્યા હતા.

## યાકુબ બિન લયસની વીરતા

બની અબ્બાસીઓ સામે બહાદુરીપૂર્વક બંડ ઉઠાવનારમાં યાકુબ બિન લયસનું નામ મોખરે છે. સફારી વંશમાં જન્મેલા આ યોધ્ધાએ આપ બળે ગરીબાઇમાંથી આગળ વધી અબ્બાસીઓના કબજા હેઠળના ખુરાસાન, સીસ્તાન, માજન્દ્રાન, કેરમાન અને ખુનિસ્તાન ઉપર હિ. સ. ૨૫૯ માં વિજય મેળવ્યો હતો અને આ પ્રદેશોનો શાસક બન્યો હતો.

યાકુબની ઇચ્છા અબ્બાસી અમલનો અંત આણવાની હતી પરંતુ તેણે કળથી કામ લેવાનું નક્કી કર્યું અને કાસદ મારફત અબ્બાસી ખલીફને સંદેશો મોકલ્યો કે : 'તમે ખલીફ છો તેથી હું તમારી બયત લેવા માંગું છું.'

યાકુબના આ સંદેશા પાછળ રહેલો ભય ચાલાક ખલીફ પામી ગયો. યાકુબ બની ફાતિમીનો પ્રેમી હતો એ ખલીફ જાણતો હતો પણ યાકુબની બહાદુરી પણ ખલીફના જાણમાં હતી તેથી ખલીફે પણ કળથી કામ લીધું. તેણે પોતાના દરબારીઓની સહાયથી પોતાના પક્ષના આલીમો મારફત યાકુબ માટે એવો ફતવો જાહેર કરાવ્યો કે, 'યાકુબ બંડખોર છે, તેની નીતિ રાજ્યને બરબાદ કરવાની અને રાજા બનવાની છે.' ફતવામાં બની અબ્બાસીઓની મહતાના ગુણગાન પણ ગાવામાં આવ્યા હતા. આ ફતવાના પરિણામે ઘણાઓ યાકુબના પક્ષમાંથી નીકળી અબ્બાસીઓના પક્ષમાં ભળી ગયા.

આ યુક્તિને યાકુબ સમજી ગયો અને તેણે સીધો સામનો કરવા નિર્ણય કર્યો. પરિણામે લડાઇ થઇ. યાકુબના પક્ષે સંખ્યા ઘણી ઓછી હતી છતા હિંમતથી સામનો કર્યો પણ અંતે સમય જોઇ આ વખતે પાછા ફરવાનું યાકુબે યોગ્ય ધાર્યું અને અમીર યાકુબ ખુરાસાન પાછો ફર્યો. ખુરાસાન આવી તેણે વિશાળ પાયા ઉપર યુધ્ધની તૈયારીઓ કરવા માંડી. પંચોતેર હજારનું જંગી સૈન્ય તેણે એકઠું કર્યું.

ખલીફને આની ખબર પડતા સુલેહ માટે કહેવરાવ્યું પરંતુ યાકુબે ખલીફને જવાબ મોકલતા કહ્યું : 'મને રાજ્ય કે ધન-વૈભવની લાલસા નથી. મારી તલવાર જુલ્મગારો માટે ઉઠી છે અને જુલ્મોનો નાશ કરીને જ તે મ્યાનમાં જશે. સાચા હકદારો બની ફાતિમિઓની સંપૂર્ણ વફાદારી અદા કરી આ શમશેર હું મ્યાન કરીશ.'

આ પછી લડાઇની જોશભેર તૈયારીઓ થવા લાગી. અમીર યાકુબે પોતાના પ્રદેશનો રાજ્યભાર પોતાના ભાઇ ઉમર બિન લયસને સુપ્રત કર્યો અને તેને સફારી વંશના બાદશાહ તરીકે જાહેર કર્યો બની અબ્બાસીઓ સામે તે ફરી એક વખત યુધ્ધ કરી શકે તે પહેલા અચાનક કોઇ રોગમાં તે સપડાયો, અને ઇલાજો છતા હિ. સ. ૨૬૫ માં તેનું અવસાન થયું.

## કરમતી ફિરકો

આ સમયે કરમતી ફિરકો કે જે અર્ધ ધાર્મિક અને અર્ધ રાજકીય આશયવાળો એક હતો. તેણે અબ્બાસી વંશના પાયા હલાવ્યા. હિજરી સન ૨૭૮ માં કરમતીઓએ

પ્રથમ બળવો જગાડયો હતો. સામાન્ય માન્યતા પ્રમાણે એ પંથનો પહેલો પ્રચારક ખુઝિસ્તાનનો વતની હમદાન બિન અશઅસ અલ–કરમતી નામનો એક અજાણ્યો શખ્સ હતો. જે ઉપરથી તેના અનુયાયીઓ કરમતી તરીકે ઓળખાય છે.

હિજરી સન ૨૭૮ થી ઉપર જણાવ્યા મુજબ અલ–કરમતીએ જુદા જુદા સરદારો હેઠળ રાજસત્તા સામે માથું ઊંચકી દેશભરમાં કેટલાક વર્ષો પર્યંત અશાંતિ ફેલાવી દીધી. બની ફાતિમીઓની ખિલાફતના આરંભ કાળમા પણ આ બળવાખોરોનો ફિસાદ ચાલુ હતો.

## દીદાર માટે ઈમામની શોધમાં

હઝરત ઇમામ ઇસમાઇલ અ. થી લઇને તેમના પછીના ઇમામો અબ્બાસી ખલીફાઓના અત્યાચારોને અંગે પોતાના નિવાસ ખાનગી રાખતા હોવાથી તેઓના નિવાસની કોઇને ભાગ્યેજ ખબર પડતી હતી. એટલું જ નહિ પણ ઘણા અનુયાયીઓ ઇમામના જાહેરી દીદાર માટે તલસતા હતા અને તેના માટે ઇમામની શોધમાં નિકળતા હતા.

હઝરત ઇમામ વફી એહમદ અ. ના દિદાર માટે દાઇ હુરમઝ તથા તેમના સાથીઓ કેવી રીતે ઇમામની શોધમાં નિકળ્યા હતા તેનું વર્ણન આગળ આવી ગયું છે. એજ પ્રમાણે હઝરત ઇમામ મુહમ્મદ મહેદી અ. ની દસ્તબોશી અને અને દીદાર કરવા અબુ ગફીર, અબુ સલમા, અબુલ હસન બિન અત–તિરમિઝી. જિયાદ બિન અલ-ખશાઅ્મી, અહમદ બિન અલ-મવસિલી અને અબુ મુહમ્મદ અલ–કુફી નામના ૭ મુખ્ય દાઇઓ ઇમામના દિદાર અર્થે ફારસ, ઇરાક, હરાન અને યમન પ્રાંતનો પ્રવાસ કરવા વેપારીઓના વેશે મુસાફરી પર નીકળ્યા. પ્રવાસ કરતા કરતા તેઓ હલબ મેસોપોટેમીઆ અને અન્ય સ્થળોએ એક વર્ષ પર્યંત જાનના જોખમે સતત મુસાફરીઓ કરી છતાં દિદાર થયા નહિ. ત્યાર પછી તેઓ હિમ્સ (ઇમીસી) પરગણામાં ગયા. હઝરત ઇમામ મુહમ્મદ મહેદી અ. પણ આ પરગણામાં "જબલુસ–સુમાક" નામની ટેકરીઓમાંના "ચકલીનું મઠ" એ નામના આશ્રમમાં વસવાટ કરી રહયા હતા. દાઇ અબુગફીર અને જિયાદ અહિંથી પસાર થતા, હઝરત ઇમામના સમાચાર સાંપડયા કે તુરતજ બન્ને દાઇઓએ હુઝુરમા પહોંચી જઇ દિદાર કર્યા. હ. ઇમામની આજ્ઞાનુસાર અન્ય દાઇઓને બોલાવવામાં આવતા તેઓ સઘળાઓએ પણ અત્યંત હર્ષથી હઝરત ઇમામ મહેદી અ. ના દિદાર કર્યા. હઝરત ઇમામે તેઓને ફરમાનો ફરમાવી અન્ય સઘળા દાઇઓને તેમજ વફાદાર મુરિદોને મુલાકાતના સમાચારો અને મુબારક ફરમાનો પહોંચાડવા પોતપોતાના સ્થાને જવાને હુકમ કર્યો તે મુજબ તેઓ રવાના થયા. (૧)

## ઈમામ મુહમ્મદ મહેદી અ૦ સલમિયામાં

હઝરત ઇમામ મુહમ્મદ મહેદી અ. આ પછી સલમિયામાં પોતાના દાદાશ્રી હઝરત ઇસમાઇલ અ. નું નિવાસ સ્થાને વેપારી વેશે વસવાટ કરવા લાગ્યા. અહિં હઝરત ઇમામને જુદા જુદા સ્થળોએ ધર્મબોધ કરતા દાઇઓ તરફથી કાસિદો મારફતે મોમિનોના સમાચારો નિયમત મળતા હતા. હઝરત ઇમામ મુહમ્મદ મહેદી અ. આ સમયે પોતાને "હાશમી" તરીકે પણ ઓળખાવતા હતા. કેટલાક અબ્બાસીઓ પણ પોતાને "હાશમી" તરીકે ઓળખાવતા હતા. આ સઘળા "હાશમી" ઓ તરફ આપશ્રી ઘણોજ સારો સંબંધ ધરાવતા હતા એટલું જ નહિ

૧ સઇયદના અહમદ બિન ઇબ્રાહીમ નયસાબુરી કૃત "ઇસ્તિતાફલ ઈમામ"

પરંતુ સલમિયાના ગવર્નરો પ્રત્યે પણ સારો પ્રેમભાવ રાખી તેઓને અવારનવાર ભેટ સોગાદો મોકલતા હતા. પરંતુ જ્યારે અબ્બાસી ખલીફ તરફથી સલમિયાના ગવર્નર તરીકે એક તુર્કી ગુલામની નિમણૂંક થઇ ત્યારે હઝરત ઇમામની બાતમી મેળવી, બગદાદ જઇ અબ્બાસી ખલીફના કાન ભંભેરી હઝરત ઇમામ મુહમ્મદ અ ને ગિરફતાર કરવાનો ખલીફનો હુકમ લઇ લશ્કર સાથે સલમિયા તરફ કુચ કરવાની તૈયારી કરવા લાગ્યો.

## દાઇયુલ કિબાર અબુલ હુસેન

હઝરત ઇમામ મુહમ્મદ મહેદી અ. આપની મસનદ પર બિરાજ્યા પછી તરતજ આપ. શ્રીએ દાઇ અબુલ હુસેન બિન અલ–અસવદની દાઇયુલ–કિબાર યાને સર્વ દાઇઓના વડા તરીકેની નિમણૂંક કરી, દઅવત માટે મિસર મોકલ્યા હતા. આ પછી સઘળો પત્રવ્યવહાર તેમના ઉપર આવતો હતો અને તેઓ હઝરત ઇમામની હુજુરમાં પહોંચાડતા હતા પ્રથમ જે વ્યવસ્થા ચાલતી હતી તેમા પણ તેઓએ ફેરફાર કરી નાખ્યો. એવામાં કુફાના એક દાઇ અબુ મુહમ્મદની વફાત થતા તેના ત્રણ પુત્રો: મુહમ્મદ, અબુલ કાસિમ અને અબુ મહઝુલે સંપ કરીને પોતાના બનેવી અબુલ અબ્બાસને ધર્મદ્રોહી માનીને તેનું ખૂન કર્યું; આ સમાચાર દાઇ અબુલ હુસેનને મિસરમાં મળતાં તેમણે અબુલ કાસિમને કુફાની દઅવતના ઓધ્ધા પરથી પદભ્રષ્ટ કર્યો, પરિણામે, અબુલ કાસિમ અને તેના બન્ને ભાઇઓ મુહમ્મદ અને અબુ મહઝુલના મનમાં દુશ્મનીનું બીજ રોપાયું; જેથી તેઓ દાઇયુલ–કિબાર અબુલ હુસેન તથા લાગ મળે તો હઝરત ઇમામ મુહમ્મદ મહેદી અ. ને શહીદ કરવાની વેતરણ કરવા લાગ્યા. (૧.)

## મહાન વિજેતા મિશનરી અબુ અબ્દુલ્લાહ

આ દરમ્યાન બસરાના કોટવાલ અબુ અબ્દુલ્લાહ અને તેમના ભાઇ અબુલ અબ્બાસે, "બાબુલ–અબવાબ" દાઇ ફિરોઝ મારફતે ઇસમાઇલી ધર્મ અંગીકાર કર્યો હતો. અબુ અબ્દુલ્લાહનું પુરું નામ અબુ અબ્દુલ્લાહ અલ–હુસેન બિન અહમદ બિન ઝકરિયા હતું. તેઓ યમન પ્રાંતના પાટનગર 'સન્આ' ના વતની હતા. એમને ઇતિહાસમાં "સુફી" અથવા "શીઇ" (૨) તરીકે ઓળખવામાં આવે છે. સતપંથ અખત્યાર કર્યા પછી તેમને એ લકબો મળ્યા હતા. સતપંથી થયા પછી બસરાના કોટવાલનો ઓધ્ધો છોડીને હ. ઇમામના ચરણોમાં પોતાની સેવા અર્પણ કરી મઝહબી કાયમાં મશગુલ થયા હતા. તેઓ ઘણા વિદ્વાન અને રાજકારોબારની અતિ ઉંચ સમજશકિત ધરાવતા હતા. હઝરત ઇમાનની આજ્ઞાનુસાર તેઓ ઇસમાંઇલી ધર્મની ફિલસુફીનું જ્ઞાન સંપાદન કરવા મિસર ગયા હતા. ત્યારપછી તેઓને યમનમાં દાઇયુલ કિબાર,–વડા દાઇ ઇબ્ને હવશબ હસ્તક રાખવામાં આવ્યા હતા.

## મગરિબ આફ્રિકામાં ઇસ્માઇલી ધર્મપ્રચાર

અબુ અબ્દુલ્લાહ પૂરેપૂરા પારંગત થયા પછી તેમને 'મગરિબ' (આફ્રિકા) તરફ બરબરી અને બની કતામાના કબીલાના અરબોમાં દાઇ તરીકે ધર્મ પ્રચારનું કાર્ય કરવા માટે

---

"ઇત્તિઆઝુલ-ઈમામ" ના જણાવ્યા પ્રમાણે અબુ મહઝુલે પાછળથી અબુલ હુસેન ઉપર બરબાર હુંડી સેને રિબાવી મારી નાખ્યો. જ્યારે અબુ મહઝુલે ઘણીજ લુંટફાટ કરી બળવો કર્યો હોવાથી અબ્બાસી ખલીફ મુઅતદિદ તેને બગદાદ પકડી મંગાવી અને ઘણીજ ખરાબ રીતે રિબાવીને મારી નાખ્યો.

૨ "સુફી" આત્મજ્ઞાનીને કહેવામાં આવે છે, જેને ઈલ્મે રૂહાનીનું જ્ઞાન હોય "શીઈ" એ "શીયા" શબ્દનું એક

રવાના કરવામાં આવ્યા. તેઓ કંઇપણ સાધન કે સંપતિ પોતાના સાથે લઇ ગયા નહોતા અને પોતે એકલાજ આફ્રિકા તરફ જઇને ઇમામની આજ્ઞાનુસાર દઅવતના કાર્યનો આરંભ કર્યો હતો. તેઓ ઘણાજ દઢ નિશ્ચયી, પ્રભાવશાળી અને ખંતીલા હોવાથી, સતત પ્રયાસો વડે અને મીઠીવાણી જેવા ઉતમ ગુણોના પ્રતાપે કતામા અને બરબરી કબીલાઓમાં ઘણાજ લોકપ્રિય થઇ પડયા હતા. પરિણામે મોટી સંખ્યાના બરબરી અને કતામાના આરબોએ ઇસ્માઇલી ધર્મનો અંગીકાર કર્યો હતો. આ બરબરી અને કતામાના લોકો જન્મથીજ લડવૈયા અને શુરવીર હતા.

## સલમિયાથી ઇમામ મહેદીની રવાનગી

ઉપર જણાવ્યા પ્રમાણે એક બાજુથી તુરકી ગુલામ સૈન્ય લઇને સલમિયા તરફ આવી રહ્યો હતો; બીજી તરફથી કરમતીઓએ પણ બળવો કર્યો હોવાથી, તેઓનું સૈન્ય સલમિયા પર હુમલો કરવા આવી રહ્યું હતું. આથી અબ્બાસી ખલીફે, આ હુમલો હઝરત ઇમામ મુહમ્મદ મહેદી અ. ની સૂચના અનુસાર થઇ રહ્યો હોવાનું માનીને, સલમિયા તરફ કૂચ કરી રહેલા તુરકી ગુલામને, કરમતીઓને માર્ગમાંજ રોકી દઇને, તેઓથી પહેલા સલમિયાનો કબજો લઇ લેવા માટે બગદાદથી હુકમ મોકલ્યો. બગદાદ ખાતેના હઝરત ઇમામ મુહમ્મદ મહેદી અ ના દાઇઓને જાણ થતા તેઓએ આ ઉલ્કાપાતના સમાચાર, તુરકી ગુલામનું સૈન્ય સલમિયા પહોંચે તેના પહેલા હઝરત ઇમામને 'સંદેશવાહક–કબુતર' મારફતે પહોંચાડી દીધેલ હોવાથી, આપશ્રી હિજરી સન ૨૮૬ માં સલમિયા છોડી દમિશ્ક તરફ રવાના થઇ ગયા. આ વખતે હઝરત ઇમામના શાહઝાદા હઝરત કાયમ જેઓ બાળ વયમાં હતા, તેઓ તથા 'બાબુલ–અબવાબ' વડા દાઇ ફિરોઝ, વફાદાર નોકર તૈયબ, કતામા ટેરીટરીના દાઇ અબુ અબ્દુલ્લાહના ભાઇ અબુલ અબ્બાસ અને હજુરીઓ જાફર બિન અલી અલ–હાજિબ આપના સાથે હતા. હઝરત ઇમામ દમિશ્ક પધાર્યા ત્યારે અબ્બાસી ખલીફ મોઅતદિદ તરફથી કેદ કરવાનો હુકમ દમિશ્કના ગવરનરને મળી ગયેલો હોવાની આપને જાણ થતા, હઝરત ઇમામે ટાઇબિરીયા તરફ પ્રયાણ કર્યું. ટાઇબિરીયાના એક સ્થાનિક દાઇ માર્ગમાં પવિત્ર ઇમામની રાહ જોતા ઉભા હતા; કારણ કે તેમને 'સંદેશવાહક–કબુતર' મારફતે સમાચાર મળી ગયા હતા કે પવિત્ર ઇમામે સલમિયા છોડયું તેજ દિવસે પાછળથી કરમતીઓએ સલમિયા પર હુમલો કર્યો છે અને ઉપરથી તુરકી ગુલામનું સૈન્ય આવતા, ઘણીજ ખુવારી થવા પામી છે અને સલમિયાના ઘણા રહેવાસીઓની કતલ કરવામાં આવી છે અને જાસુસો પાછળ આવી રહયા છે, કેમકે અબુ મહફુઝે મરતામરતા પણ વેરભાવે હ. ઇમામની બાતમી આપી દીધી હતી. આથી હ. ઇમામે ટાઇબિરીયાથી રમલા તરફ પ્રયાણ કર્યું. આ ગામ પેલેસ્ટાઇનમાં આવેલું છે.

## 'રમલા' ના ઇસ્માઇલી ગવર્નર

'રમલા' ના ગવર્નર, હઝરત ઇમામ મુહમ્મદ મહેદી અ. ના ચૂસ્ત અનુયાયી હોવાથી તેમણે પવિત્ર ઇમામની ઘણીજ પ્રેમપૂર્વક આગતા સ્વાગતા કરી. અત્રે પણ આપને કેદ કરવાનો અબ્બાસી ખલીફનો પરવાનો લઇને દમિશ્કથી એક કાસિદ ગવર્નર પાસે આવ્યો હતો, પરંતુ ગવર્નરે તેને ઉડતો જવાબ આપી રવાના કરી દીધો. રમલામાં હઝરત ઇમામ ઘણો વખત રહ્યા હતા.

૧. જુઓ રાઇઝ ઓફ ધી ફાતમાઇડ પાનું ૧૯૩

# HAZRAT MOWLANA IMAM AZIZ

**(A. H. 365-386)**

........O........

(૧૫)

## હઝરત મૌલાના ઈમામ અઝીઝ અ૦

(હિજરી સન ૩૬૫-૩૮૬)

હઝરત ઇમામ અઝીઝ અ. હિજરી સન ૩૬૫ના રબીઉલ આખિરની તા. ૧૫મીએ ફાતિમી ખિલાફત અને ઇમામતની ગાદીએ બિરાજમાન થયા. તાઇ બિન મુતીઅ ૩૬૩-૩૮૧ અને કાદિર બિન મુકતદિર ૩૮૧-૪૨૨ હ. ઇમામના સમકાલીન અબ્બાસી ખલીફ હતા.

હ. ઇમામનું પૂરું નામ અબુલ મન્સુર નિઝાર અલ-અઝીઝબિલ્લાહ અ. હતું. આપનો જન્મ "મહેદિયા"માં હિજરી સન ૩૪૪ના મહોર્રમ માસની તા. ૧૪મીને ગુરુવારના દિને થયો હતો. હ. ઇમામે ૨૧ વર્ષની યુવાન વયે રાજ્ય અને ધર્મની લગામ પોતાના હાથમાં લીધી હતી.

હઝરત ઇમામ અઝીઝ અ. તખ્ત પર બિરાજતા ફાતિમી રાજ્યકર્મચારીઓ અને પ્રજાજનોએ આપની બયઅત લઇ વફાદારી પ્રગટ કરી. આપના અમલમાં રાજકારોબારના દસ્તાવેજો પર ખલીફ તરીકે જે મહોર લગાડવામાં આવતી હતી, તેના પર "યનસરૂલ અઝીઝુલ જબ્બારો નબસરિલ ઇમામિન નિઝાર" કોતરેલું હતું.

'રવઝતુસસફા'માં જણાવ્યા પ્રમાણે હઝરત ઇમામ અઝીઝ અ.ની બયઅત લેનારાઓમાં આપના કાકા હ. હયદર, આપના પિતાના કાકા હ. અબુલ ફુરાત અને આપના દાદાના કાકા પણ હતા. બયઅતના દિને હ. ઇમામે એક પવિત્ર ખુતબો તવાજેશ કર્યો જેમાં પ્રજાને ઘણી અમૂલી શિખામણો આપવામાં આવી હતી.

### હ. ઈમામના રાજ્યઅમલના ફાતિમી ચલણી સિક્કાઓ

ઇતિહાસકાર લેન-પુલ દર્શાવે છે કે હઝરત ઇમામ અઝીઝ અ.ના ચલણી સિક્કાઓ મિસર ('ફુસ્તાત')માં હિજરી સન ૩૬૫ થી ૩૮૬ પેલેસ્ટાઇન (રમલા)માં હિજરી સન ૩૬૮ થી ૩૮૩, મહેદિયામાં હિજરી સન ૩૭૦ થી ૩૮૪, ઇફ્રિકિયા અને મનસુરિયામાં હિજરી સન ૩૬૭ થી ૩૮૬, સકલિયામાં હિજરી સન ૩૬૬ થી ૩૭૭, શામના ટ્રોપોલીસમાં હિજરી સન ૩૭૪ અને મક્કામાં હિજરી સન ૩૬૬માં પાડવામાં આવ્યા હતા.

મિસરની ટંકશાળમાં સિક્કા દર વર્ષે પાડવામાં આવતા હતા, ત્યારે અન્ય ટંકશાળોમાં જરૂરત અનુસાર સિક્કા છપાતા હતા. જે સિક્કાઓ યુરોપવાસીઓને મળી આવ્યા છે તે સઘળા સોનાના છે, પરંતુ રૂપાનાણું પણ ઘણા મોટા પ્રમાણમાં ચાલતું હતું.

## હ. ઇમામ અઝીઝ અ.નો ન્યાયઘંટ

હઝરત ઇમામ અઝીઝ અ.ના સઘળા ઇતિહાસકારોએ ગુણગાન ગાયા છે. તેઓ લખે છે કે: હઝરત ઇમામ અઝીઝ અ. ઉમદા સ્વભાવના, દયાભાવ રાખનારા નરવીર, બુધ્ધિશીલ, ધૈર્યવાન, સહનશીલ, સદવર્તનશાળી અને ગુનેહગારોને ક્ષમા આપનારા ઉમદા ગુણવાળા એક રાજવી હતા. આપ દુશ્મન પર કૃપા કરતા બલ્કે કેટલીક વખતે તેને નવાજી પણ દેતા હતા. આપ ન્યાયપ્રિય, ઉપરાંત વિદ્યા અને જ્ઞાનમાં પણ પ્રવીણ હતા. સાહિત્યપ્રેમી અને કવિ પણ હતા. અરબી ઇતિહાસકારોએ આપની કેટલીક કાવ્યપંકિતઓ પણ આપી છે. દુરાચારીઓ સાથે સખ્તાઇથી કામ લેનારા, નિડર અને અચ્છા શિકારી તરીકે આપને ઇતિહાસકાર ઓલિયરીએ ઓળખાવ્યા છે. કોઇપણ પ્રજાજન આપની બેધડક મુલાકાત લઇ શકતો. હઝરત દાઉદ અ.ના •મશહુર થયેલા "ન્યાયઘંટ"વાળી પ્રથા હ. ઇમામે અદાલતમાં દાખલ કરી હતી.(૧) અશ્વ, ઝવેરાત વિગેરેની પરિક્ષા હ. ઇમામનું વિશિષ્ટ લક્ષણ હતું. હઝરત ઇમામ અઝીઝ અ.નો રંગ ઘઉંવર્ણો, રૂખસાર રકતવર્ણીય, આંખો મોટી અને જયોતિર્મયી, આકૃતિ ભવ્ય કેસરી સિંહનો ભાસ કરાવતી હતી.

## ખ્રિસ્તી દેવળ બાંધવાની પરવાનગી

ઇતિહાસકાર ઓલિયરી કહે છે કે, હઝરત ઇમામ અઝીઝ અ. સર્વે ધર્મવાળા તરફ ભારે પ્રેમ ધરાવતા હતા, હ. ઇમામના એક મહોરદાર ખ્રિસ્તી હતા, જેઓના બે ભાઇઓને ખ્રિસ્તી ધર્મના "માલકાઇટ" સંપ્રદાયના "પેટ્રીયાર્ક" નિમવામાં આવ્યા હતા. "ફુસ્તાત"માં "અબુસૈફેન" નું ખંડિયર થયેલું મંદિર ફરી બાંધવાની કિપ્તી પેટ્રીયાર્કને હ. ઇમામે પરવાનગી આપી હતી.

## ધાર્મિક છુટાપણું

ઇતિહાસકાર લેન પુલ લખે છે કે હ. ઇમામના રાજયમાં ધાર્મિક છુટાપણું ખાસ નોંધનીય હતું. ખ્રિસ્તી મઝહબના બીશપ સેવરસને કાઝી ઇબ્ને નોઅમાન જેવા વિખ્યાત મુસ્લિમ આલિમ સાથે ધાર્મિક સિધ્ધાંતોના મુદ્દાઓ ઉપર વાદવિવાદ કરવા માટે હ. ઇમામ ઉત્તેજન આપતા હતા.

હઝરત ઇમામ અઝીઝ અ.ના દરબારમાં બે વર્ષ પર્યંત ઇસા બિન નેસ્ટોરિયસ નામનો ખ્રિસ્તી વઝીર હતો. દીવાની કામકાજ માટે પણ ગેરમુસ્લિમોને તક આપી હતી હ. ઇમામના શાસનકાળના અંતિમ ભાગમાં યુનાની સમ્રાટ બેસિલનો સામનો કરવા છસો લડાયક બારકસોનો કાફલો હ. ઇમામે તૈયાર કરાવ્યો હતો; તેમાંથી નીલ નદી પરની "મકસ"ની ગોદીમાં પડેલા સર્વથી મોટા અગ્યાર બારકસોને કોઇએ આગ લગાડી દીધી. વહાણના ખલાસીઓ અને અમલદારોને આજુબાજુ વસતા યુનાનીઓ ઉપર શક જતાં એક મોટું હુલ્લડ થયું, જેમાં પુષ્કળ યુનાનીઓ મરણ પામ્યા. તેમના ઘરો લૂંટી લેવામાં આવ્યા આટલું છતાં ખ્રિસ્તીઓ વિરુધ્ધની એ દિલચાલ નહોતી. હ ઇમામે તુર્કી તથા બરબરી સૈન્યને મોકલી આ રમખાણુ તરતજ દાબી દીધું અને છ મહિના જેટલી મુદતમાં ઇબ્ને નેસ્ટોરિયસની ખંતથી સર્વ કરતાં ચરસ છ નૌકાઓ તૈયાર કરવામાં આવી.

## વડા વઝીર યાકુબ બિન કિલીસ

હ ઇમામના વડો વઝીર યકુબ બિન કિલીસ હતા જે જન્મથી હઝરત મુસા અ.નો અનુયાયી હતો. તેના પિતાએ તેને પ્રથમ શામ ભણી રવાના કર્યો અને ત્યાંથી મિસર આવી

૧. આ યાદગાર પ્રથાનું અનુકરણ મોગલ સમ્રાટ જહાંગીરે કર્યું હતું.

થયું. પોતાની કુશળતાથી ત્યાર પછી તેણે ખજાનચીનો ઓધ્ધો પ્રાપ્ત કર્યો હિજરી સન ૩૫૬માં તેણે પવિત્ર ઇસ્લામ ધર્મનો સ્વીકાર કર્યો. અમીર કાપુરનું હિજરી સન ૩૫૬માં મૃત્યુ થતાં મિસરમાં વ્યાપી રહેલા અંધેર દરમ્યાન વઝીર ઇબ્નુલ ફુરાતે યાકુબના ધનસંપત્તિ લૂંટી તેને કેદખાનામાં પૂર્યો, જ્યાંથી તે છટકી જઇ કયરવાનમાં હઝરત ઇમામ મોએઝ અ.ની પનાહમાં આવી રહ્યો હતો અને આગળ જણાવ્યા મુજબ હ. ઇમામે મિસરના વિજય માટે ગાઝી જોહર સાથે તેને મોકલ્યો હતો. ત્યારથી તેના ઉપર હ. ઇમામની અમીદ્રષ્ટિ વધતી ગઇ હતી અને અંતે તે વડા પ્રધાન પદે પહોંચ્યો. યાકુબ વિદ્યાજ્ઞાનનો ભારે શોખ ધરાવતો હતો. બીજા પ્રધાનો પણ જ્ઞાન પ્રત્યે ચાહના ધરાવતા હતા, પરંતુ યાકુબનો ચાહ સઘળા કરતાં વધી જાય એવો હતો. ધાર્મિક દાવાને અંગે ફાતિમી વંશજો રાજ્યાસને બિરાજ્યા હોવાથી તેમનાં વિરોધીઓનો અને અન્ય વંશના ખલીફાઓને ટેકો આપનારા સાહિત્યનો પ્રચાર લોકોમાં કરવામાં આવતો હતો, જેમાં કેટલાક જાણીતા વિદ્વાનોની એક લાંબી હારમાળા સંકલિત હતી. આ વિરોધી પ્રચારની સાથે સત્યની તુલના થઇ શકે એવું સાહિત્ય મંડળ સ્થાપવા અને તેના નિભાવ માટે રાજ્ય પાસેથી ગ્રાન્ટ મેળવી સત્તાધારી પુસ્તકો બહાર પાડવા, તેનો અભ્યાસ ચાલુ રાખવા અને તેને દરેક ઉત્તેજન આપવાની ગોઠવણ કરવામાં આવે તો બહારથી આવતા વિરોધ પક્ષના સાહિત્યના પ્રવાહ સામે તે ઢાલનું કામ આપી શકે, એ ખાસ જરૂરનું હતું. યાકુબ બિન કિલીસે તે માટે જાતે પુસ્તકો લખ્યા અને એ પુસ્તકોમાંના શિક્ષણ અનુસાર વર્તનારા ચારિત્રવાન પુરુષો તૈયાર કરવા માટે એક યુનિવર્સિટિ (વિદ્યાપીઠ) બનાવવાની તેમણે યોજના તૈયાર કરી.

## જગપ્રસિધ્ધ વિશ્વ વિદ્યાલય જામ-એ-અઝહર

હઝરત ઇમામ અઝીઝ અ જેઓ મિસરના બીજા બની ફાતિમી ખલીફ હતા આપના સમયમાં વઝીર યાકુબ બિન કિલીસે હ. ઇમામના હુકમ મુજબ યુનિવર્સિટીની યોજના તૈયાર કરી. જેના ખર્ચ માટે હ. ઇમામે મંજૂરી આપતા, પ્રથમ ૩૫ વિદ્યાર્થીઓ માટેની વ્યવસ્થા કરવામાં આવી અને તે માટેની ગોઠવણ ગાઝી જોહરે પાટનગર કેરોની જોડાજોડ બંધાવેલ ઇબાદતગાહ "જામ્એ અઝહર"માં કરવામાં આવી. આવી રીતે "અલ-અઝહર" યુનિવર્સિટીની શરૂઆત થઇ. જેના નામમાં પણ એક વિશેષતા સમાયલી છે ઇસમાઇલી ઇમામો બની ફાતિમી હોવાના સબબે એ વંશ સૂચક નામ એ વિદ્યાપીઠ માટે પસંદ કરવામાં આવ્યું. હ. બીબી ફાતિમાનો પ્રસિધ્ધ લકબ "અઝ-ઝોહરા" (તેજસ્વી) છે અને આપની સ્મૃતિમાં "અઝહર" નામ રાખવામાં આવ્યું. આ સંસ્થાની ક્રમેક્રમે અદભૂત થઇ અને તે જગતની એક ભવ્ય યુનિવર્સિટિમાં ફેરવાઇ ગઇ હતી. આ યુનિવર્સિટીનો લાભ લેવા દુનિયાના પ્રત્યેક ભાગમાંથી દેશ વિદેશના લોકો આવતા હતા. એમા ધર્મના ભેદભાવ વગર દરેક પ્રકારનું ઇલ્મ શીખવવામાં આવતું હતું. આ યુનિવર્સિટિ આજે પણ જગત માટે ઇલ્મના કેન્દ્ર તરીકે સુપ્રસિધ્ધ છે અને સર્વપ્રિય છે.

"લીટરરી હિસ્ટ્રી ઓફ પરશિયા"ના કર્તા પ્રોફેસર ઇ. જી બ્રાઉન જણાવે છે કે: કેરોની યુનિવર્સિટિમાં નામાંકિત પ્રોફેસરોને સાંભળવા માટે લોકોની ઠઠ જામતી હતી. ઉપરાંત દરેક ધર્મો પ્રત્યે સંપૂર્ણ સહિષ્ણુતા બતાવવામાં આવતી હતી."

જો કે બની ફાતિમી રાજ્યઅમલ પછી અન્ય વંશના મુસ્લિમ રાજ્યકર્તાઓએ તેની સ્થાપનાના હેતુને બદલી નાખીને જુના (ઓર્થોડોક્ષ) વિચારનું એક મહાન કેન્દ્ર બનાવ્યું હતું. પોતાની સઘળી હરીફ સંસ્થાઓને ઝાંખી પાડી દેવાવાળા તેના કયા સંજોગો

હતા, તે એટલા બધા ખુલ્લા નથી, છતા સ્પેન અને ઇરાકની યુનિવર્સિટિઓથી કેરોનું વિશ્વવિદ્યાલય હજી પણ કેવી રીતે જીવંત છે તે આપણે સમજી શકીએ છીએ. આ દેશોમાં તે સમયે કોઇ નગર કેન્દ્ર તરીકે નહોતું, ત્યારે ઇસ્લામનું "દારૂલ–ખિલાફત" કેરો હતું. ઇમામોએ પણ તેને સર્વોપરીપદ સોંપ્યું હતું. કોન્સટેન્ટીનોપલ ઇસ્લામી નહિ પણ વિદેશી ભાષા બોલનારું શહેર હતું. "અઝહર" વિશ્વવિદ્યાલયની તે સમયમાં પણ ઘણી હરીફ સંસ્થાઓ હતી. પાછળના યુગમાં અર્થાત મમ્લુકોના શાસનકાળમાં પોતાનું નામ અમર રાખવા લગભગ દરેક બાદશાહે એકેક વિદ્યાપીઠ બાંધી તેના પાછળ ઉદાર રકમો ખર્ચી હતી. આટલું છતાં "અઝહર" અન્ય સંસ્થાઓથી આગળ વધી હતી, તેનું કારણ એ હતું કે તે સર્વથી પુરાણી, કીર્તિવંત અને ચડિયાતી આદર્શ સંસ્થા હતી અને તેનું નામ આખી ઇસ્લામી આલમમાં જાણીતું થયું હતું. આ સંસ્થા સિવાયના અન્ય વિદ્યાર્થીઓને કીર્તિવંત બનવાની તક ભાગ્યેજ મળતી હતી.

## એક હજાર વરસો પછી અલ અઝહર

મહાન ફાતિમી ઇમામ સ્થાપિત આ જગપ્રસિધ્ધ શૈક્ષણિક કેન્દ્રને આજે એક હજાર વરસ જેટલો સમય થવા આવ્યો છે–આ લખાયું છે ત્યારે એટલે ઇ. સ. ૧૯૫૯, હિ. સ. ૧૩૭૯ માં, છતા આજે એક હજાર વરસોથી એ કેળવણીકેન્દ્ર વિશ્વમાં બેજોડ અને બેનમૂન તરીકેની પોતાની વિશેષતાઓ જાળવી રહયું છે અને પુર્વ તેમજ પશ્ચિમના જગતને પોતા તરફ ખેંચી રહયું છે., વધુને વધુ આકર્ષી રહયું છે.

આજે એક હજાર વરસો પછી આવેલા જગતના પલટાઓમાં આ મહાન કેળવણી કેન્દ્રને એટમિક યુગ પ્રમાણેની આધુનિકતાઓ અર્પવામાં આવી રહી છે. અગાઉ અઝહરના વિદ્યાર્થીઓ ચટાઇ ઉપર બેસી જ્ઞાન મેળવતા પણ આજે અઝહરના વિદ્યાર્થીઓ અને જ્ઞાન આપનારા પ્રોફેસરો માટે દરેક પ્રકારની આધુનિક સગવડો કરવામાં આવી છે.

અપંગો અને અંધજનો પણ તાલીમ મેળવી એક મનુષ્ય તરીકે જીવી શકે છે એવું આજના જગતને સમજાયું છે પણ એ સમજાવનાર અને એ સિધ્ધાંત પ્રતિપાદન કરનાર પ્રથમ કેળવણી કેન્દ્ર અઝહર હતું જેનો આજના જગતે ખૂલ્લો સ્વીકાર કર્યો છે. આજે અઝહરમાં અંગ્રેજી, ફ્રેંચ અને જર્મન ભાષાઓનું જ્ઞાન આપવામાં આવે છે અને આ ભાષાઓમાં જગતને પયગામ આપનારા આલિમો અઝહરમાં તાલીમ મેળવી રહયા છે. ઉપલી ભાષાઓનું શિક્ષણ જામે એ અઝહરમાં હાલમા ફરજિયાત કરવામાં આવ્યું છે.

આ વિદ્યાપીઠ પોતાની આધુનિક પ્રયોગશાળા પણ આજે ધરાવે છે ઉપરાંત ૧૯૫૯ ના વરસમાં લાખો ડોલરોને ખર્ચે અદ્યતન મિશન સીટી–ધર્મપ્રચાર નગરીનું બાંધકામ પૂર્ણ કરવામાં આવ્યું છે. આ મકાનમાં પાચ હજાર વિદેશી વિદ્યાર્થીઓને રાખવાની જોગવાઇ કરવામાં આવી છે.

હિંદ, પાકિસ્તાન, આફ્રિકા, અફઘાનિસ્તાન, ઇન્ડોનેશિયા, ન્યુઝિલેન્ડ અને ફિલીપાઇન્સ ઉપરાંત વિશ્વના અનેક દેશોના વિદ્યાર્થીઓ આજ અઝહરમાં તાલીમ મેળવી રહયા છે. આજે અહિં શિક્ષણ લેનારાઓની સંખ્યા ૧૦,૦૦૦ ની આંકવામાં આવે છે.

૧૯૫૯ ના વરસમાં આ વિદ્યાપીઠ માટે પ્રગટ થયેલી ઉપર મુજબની માહિતીપૂર્ણ હકીકતોમાં વધુમાં જણાવવામાં આવ્યું હતું કે આ વિદ્યાપીઠના આરંભકાળે શિક્ષણ મેળવનારાઓની સંખ્યા



દાઈઉદ્-દુઆત હકીમ નાસિર ખુસરૂ: એક જાણીતા ઇસમાઇલી ફિલસુફ, કવિ, મિશનરી અને પ્રવાસી.



**શેખુર્રઈસ હકીમ અબુ અલી હુસેન ઇબ્ને સીના,**

યુરોપીયન જગતમાં જેઓ આજે "એવીસીના"ના નામે સુપ્રસિધ્ધ છે તે શેખુર્રઈસ હકીમ અબુ અલી સીના ઇસમાઇલીઓનું અપુર્વ અને અનુપમ ગૌરવછે. દસમી સદીના આરંભકાળે, આજથી એક હજાર વરસ અગાઉ થઇ ગયેલા આ નરવીર ઇસમાઇલી તેઓના સમયના મહાન "ફિઝિશિયન" (તબીબ) હતા. તેઓ એક વિદ્વાન સુફી પણ હતા. એક અજોડ તબીબ તરીકે આજે સમગ્ર જગત તેમને યાદ કરે છે.

૩૫ ની હતી જે વધીને આજે ૧૦,૦૦૦ જેટલી થઇ હતી. ૧૯મી સદિમા મિસરના રાજવી મુહ. મ્મદઅલીએ પણ કેટલાક સુધારાઓ કર્યા હતા. અઝહરમાં તાલીમ લેતા ઝળકતી કારકિર્દીવાલા વિદ્યાર્થીઓને કાયદાશાસ્ત્ર, રસાયણશાસ્ત્ર, રાજકારણ, વિજ્ઞાન અને તબીબીજ્ઞાન આપવા પરદેશ પણ મોકલવામાં આવે છે.

એક હજાર વરસો પશ્ચાર થયા છતા આજે આ મહાન વિદ્યાપીઠે પોતાની ઐતિહાસિકતા, મહાનતા અને ગૌરવ જાળવી રાખ્યા છે. તેમા વધારાઓ થઇ રહયા છે.

## મિસરની જાહોજલાલી

મિસરમાં બની ફાતિમી સલતનતની સ્થાપના થયા પછી, મિસરની સર્વ પ્રકારે ઘણી જ પ્રગતિ થતાં, તેની જાહોજલાલી બહુ વધવા પામી હતી. ખાસ કરીને હઝરત ઇમામ અઝીઝ અ.ના સમયનું રાજ્ય સૌથી ઊંચામાં ઊંચી કક્ષાએ પહોંચ્યું હતું.

"અઝહર" યુનિવર્સિટીની સ્થાપના કરીને ફાતિમીઓએ મિસર અને સમસ્ત ઇસ્લામી આલમ ઉપર મહાન અહેસાન કર્યો છે. "અઝહર" યુનિવર્સિટીએ ઇસ્લામની ભૌતિક અને આધ્યાત્મિક પ્રગતિ સાધવામાં પણ ઘણો જ અગત્યનો ભાગ ભજવ્યો હતો. દુષ્કાળ અને સિરિયાથી દુશ્મનીઓના હુમલાઓ આવ્યા છતાં ફાતિમીઓએ મજબૂતાથી કામ લીધું હોવાથી ભૂમધ્ય સમુદ્રના કિનારાઓના પ્રદેશોની હદ સુધી અલ્જિરિયાથી સિરિયા અને અરબસ્તાનના પવિત્ર સ્થળોએ પણ બની ફાતિમીઓની સતા પ્રસરી હતી. લોકોના જાનમાલની સલામતી વધવાથી મિસરની વસ્તીમાં વધારો થયો અને વેપાર રોજગારમાં પણ અત્યંત પ્રગતિ થઇ હતી.(૧)

આર્થિક વિકાસ માટે પણ હઝરત ઇમામ અઝીઝ અ એ ઘણા જ સુધારા કર્યા. આપે લાંચ રૂશ્વતની બદી નાબૂદ કરી અને ભેટ સોગાદો લેવાનો રિવાજ સદંતર બંધ કરાવ્યો હતો. દરેક અમલદાર તથા રાજમહેલના નોકર ચાકરોને નક્કી કરેલો ચોકકસ પગાર આપવાનો રિવાજ દાખલ કર્યો. ઉપરાંત ઇરાની બનાવટના નવી જાતના કસબી અમામાઓ, સોનાજડિત બખતરો અને એવી અન્ય અનેક સામગ્રીઓ હઝરત ઇમામે પોતાના રાજ્યમાં દાખલ કરી હતી.

## હ. ઇમામનો રાજ્ય વિસ્તાર

હઝરત ઇમામ શાહ અઝીઝ અ ના શાસનકાળમાં 'તારીખે ઇસ્લામ'ના કથન અનુસાર ફાતિમી સામ્રાજ્યનો વિસ્તાર વધ્યો હતો. (એમીસા), હમાત, સીઝર અને હલબ ફતેહ કરી એ મુલ્કો બની ફાતિમી સલતનત સાથે જોડી દેવામાં આવ્યા હતા. હિજરી સન ૩૮૨માં મોસલના હાકેમ મુખ્ખલીદ બિન મુસૈયબ અકીલીએ પોતાના સમસ્ત રાજ્યમાં અર્થાત મોસલ, મદયન, કુફા અને અંબાર વિગેરેનો જેમાં સમાવેશ થાય છે, ત્યાં હ. ઇમામના ચલણી સિકકા ચાલુ કરીને હ. ઇમામનું નામ ખુત્બામાં દાખલ કર્યું હતું.

ફાતિમીઓનું સઘળું સૈન્ય બની કતામાં લોકોનું હતું. તેઓ ફિદાઇ અને વિશ્વાસુ લડવૈયા હતા. દુશ્મનોનો વખતો વખત સામનો કરવો પડતો હોવાથી તેને સંગઠિત કરી સારા પાયા ઉપર લાવવા હ ઇમામે લક્ષ આપ્યું. સાથે સાથે તુર્કી દેલમી અને ઇરાની સૈનિકોનું પણ લશ્કર ઊભું કરવામાં આવ્યું હતું, જેથી બન્ને પક્ષો વચ્ચેનું સમતોલપણું જળવાઇ રહે, કતામી તથા બરબરી

(૧) જુઓ ઇન્સાઇકલોપિડિયા ઓફ રિલિજીયન એન્ડ એથીકસ ગ્રંથ ૮મો પાના ૬૦૦-૬૦૧

લશ્કર "મધરિબા" (પશ્ચિમ દેશના વતનીઓ) અને તુર્કી તથા દેલમીઓ "મશારિકા" (પુર્વ દેશના વતનીઓ) તરીકે ઓળખાતા હતા.

## અમીર ઇફતગીન તક સાધે છે

અમીર ઇફતગીન શામ ખાતે મોટું લશ્કર લઇ આવવાના સમાચાર ફેલાતા, દમિશ્કના કેટલાક વિઘ્ન સંતોષીઓએ તેના સાથે પત્રવહેવાર કરી, ફાતિમીઓને હાંકી કાઢવાની શરતે તેને અમીર તરીકે કબૂલ રાખવાનું વચન આપ્યું.

ઇતિહાસકાર ઓલિયરીનું કથન છે કે ફાતિમીઓ તરફ અણગમાની લાગણી ધરાવનાર કેટલાક ધર્મઝનૂની દમિશ્કવાસીઓની આ શરતો તરફ લલચાઇ ઇફતગીન તક સાધીને સાનિયતલ-ઉકાબ સુધી આગળ વધી ગયો. ફાતિમીઓ શામમાં યુનાનીઓ ત્રિપોલી પર હૂમલો લઇ આવવાના હોવાથી તેઓનો સામનો કરવામાં રોકાયેલા હતા, આથી ઇફતગીન કોઇપણ સામના વગર દમિશ્કમાં દાખલ થઇ ગયો.

ઇફતગીને દમિશ્ક શહેરનો કાવાદાવાથી પૂરેપૂરો કબ્જો મેળવી લીધા બાદ શિષ્ટાચાર અનુસાર બગદાદના અબ્બાસી ખલીફનું વડપણ તેણે સ્વીકાર્યું છતાં તેને બની ફાતિમીઓની બીક રહેતી હોવાથી તેણે કરમતીઓ સાથે મિત્રાચારી બાંધી, કરમતીઓએ પણ ઇફતગીનને મદદ આપવા કબુલાત આપી. પરિણામે તેઓનું એક મોટું સૈન્ય દમિશ્ક આવી પહોંચ્યું.

## દમિશ્કના રાજકારણનો કોયડો

બની ફાતિમીઓએ મિસર તાબે કરી લેવાના પરિણામે શામના કોયડાની શરૂઆત થઇ હતી અને તે પ્રથમથીજ મિસરના ફાતિમી રાજ્ય માટે ભારરૂપ થઇ પડયો હતો. હઝરત ઇમામ મોએઝે અ. પોતાની વફાત વખતે વડા વઝીર ઇબ્ને કિલીસને ત્રણ ભલામણો કરી હતી. તેમાંની એક એ હતી કે "જુમ્આના ખુત્બા"માં તથા ચલણી સિક્કાઓમાં હ. ઇમામનુ નામ રાખવામાં આવે ને હમદાનીઓ જોડે સુલેહ જાળવી રાખવી અને તે પ્રમાણે યુનાનીઓ જોડે પણ સારો વર્તાવ કરવો. શામને સત્તામાં રાખવાની ઇચ્છા મિસરના રાજકર્તાઓ માટે સદાય મુશ્કિલરૂપ નીવડી છે, તે માટે ફાતિમી ખલીફની વિધીસરની સાર્વભૌમ સત્તાનો તે સ્વીકાર કરે તો વધુ કંઇ ન મેળવવાની સલાહ આપી હતી. જ્યારે અત્યારે પણ સમય વર્તીને ચાલવાનું હતું. કરમતીઓનો ભય પણ મિસરના દ્વાર પર ઝઝુમતો હતો. પોતાની નેમમાં ફાવવા માટે કરમતીઓએ ઇફતગીન સાથે મિત્રાચારી સાધી હતી, કારણ કે દમિશ્કમાંથી તેને ફાતિમી ગવર્નર માવર્દને હાંકી કહાડયો હતો.

## ગાઝી જૌહર દમિશ્કના રણસંગ્રામમાં

હઝરત ઇમામ અઝીઝે અ. શામનો સવાલ ગાઝી જૌહરને સોંપ્યો અને એક મોટું સૈન્ય તેમને સોંપવામાં આવ્યું. ગાઝી જૌહરના આગમનના સમચાર મળ્યા તે સમયે કરમતીઓ "રમલા" મુકામે હતા અને "અક્કા" સામે ઇફતગીને છાવણી નાંખી હતી, ગાઝી જૌહરના આવવાની ખબર સાંભળતાં કરમતીઓ ગભરાયા અને તેઓ "રમલા"થી નાસી છૂટયા. ગાઝી જૌહરે તેનો કબ્જો લીધો. કેટલાક કરમતીઓ છેક પોતાના વતન "લાહસા" ભણી કૂચ કરી ગયા જ્યારે બીજા ચારે દિશામાં વિખરાઇ ગયા હતા. પોતાને નિરાધાર અવસ્થામાં આવી પડેલો

જોઇ 'તાઇબારિયા' ભણી ઇફતગીન પાછળ હઠી ગયો. જ્યાં કેટલાક વિખરાઇ ગયેલા કરમતીઓને પોતાના વાવટા તળે એકઠા કર્યા અને તે પછી પોતાની તુર્કી ફોજની સહાયથી ગાઝી જોહર સામે યુધ્ધમાં ઉતરવાની તૈયારી કરી. પહેલાં તેણે 'હાઉરાન' અને 'દમિશ્ક' પાસેના ઇલાકા 'બસ-નિયા'માંથી લડાયક સામગ્રી મેળવી અને શહેરને ઘેરા સામે ટક્કર ઝીલવી પડે તો તે માટે અન્ન પાણી પણ પૂરતા પ્રમાણમાં સંઘરી લીધા.

ઝીલકાદ મહિનાના અંત ભાગમાં ગાઝી જોહર પણ ત્યાં ખાતે આવી પહોંચ્યા. તેમણે દમિશ્ક આગળ પોતાની છાવણી નાંખી. છાવણીની આજુબાજુ ઊંડી ખંદકો ખોદવામાં આવી અને પોતાના સૈનિકો આવજાવ કરી શકે તે માટે વચ્ચોવચ્ચ માર્ગ મૂકવામાં આવ્યો. ઇફતગીને પોતાના સરદાર કાસમ શરેખને અનિયમિત ધાડાં નાખવા અને સામનો થતાં હુમલો પણ કરવાનું કામ સોંપ્યું અને નિયમિત સૈન્ય શહેરમાં રાખવામાં આવ્યું. હિજરી સન ૩૬૬ના રબીઉલ-આખિરની તા. ૧૧મી સુધી લડાઇ ચાલુ રહી, છતાં ફાતિમીઓને કાંઇપણ લાભ દેખાતો નહોતો જેથી ગાઝી જોહરનો ઉત્સાહ મંદ પડી ગયો. અમીર ઇફતગીન શહેર છોડી નાસી જવાના વિચા-રમાં હતો, પરંતુ દમિશ્ક છોડવા પહેલા તેણે સઘળી તરફથી મદદ મેળવવાના પ્રયત્નો કર્યા છેવટે તેને આશાભર્યા સમાચાર મળ્યા કે તેની કુમકે કરમતી સરદાર હસન બિન અહેમદ અલ-આઅ-સમ આવી રહ્યો છે. ગાઝી જોહરને આ સમાચાર મળતાં ઇફતગીન સાથે સંધી કરવામાં તેઓએ ડહાપણ જોયું અને ઇફતગીનની ભારે ખુશાલી વચ્ચે ત્યાંથી ચાલી જવાનું ગાઝી જોહરે કબુલ કર્યું. તે પછી તેઓ 'તાઇબારિયા'માં આવી પહોંચ્યા. આ વાત કરમતીઓને માલૂમ પડતાં ફાતિમી લશ્કરની તેણે પૂંઠ પકડી અને બન્ને લશ્કર 'રમલા' મુકામે સામસામા થઇ જતાં એક નાની લડાઇ થઇ, જેમા કરમતી સરદાર હસન બિન અહેમદનું મૃત્યુ થયું, જેથી કરમતીઓના "કબીર"નો ઓધ્ધો તેનાં પિત્રાઇ જાફરને સોંપાયો; જ્યારે અબુ સૈયદના છ પુત્રોમાંના એકજ હયાત પુત્ર યુસુફની સત્તા તળે કરમતી લશ્કર આવ્યું, એ પછી છ "સૈયદો"ના હસ્તક પોતાનું લશ્કરી બળ મૂકવાનો રિવાજ કરમતીઓમાં પડયો. ખરી રીતે કહેતા એ છ જણાની "ઇલેકટીવ મિલીટરી કાઉન્સીલ" (નિયુકત લશ્કરી મંડળ) બનતી હતી,

## સુલેહના સંદેશા

કરમતી સરદાર હસન બિન અહેમદના મરણ પછી કરમતીઓ અને ઇફતગીનના પક્ષો વચ્ચે ઝગડો ઊભો થયો. પરિણામે કરમતીઓ તેને મૂકીને ચાલ્યા ગયા. છતા ઇફતગીન હિંમત હાર્યો નહિ અને ગાઝી જોહર સાથે લડવાનો નિર્ણય કર્યો. બન્ને પક્ષ વચ્ચે યુધ્ધ થતા ગાઝી જોહરને હાર ખમીને "અસ્કેલાન" ભણી ચાલ્યા જવું પડયું. આ ફતેહથી ફુલાઇ જઇને ઇફતગીને "અસ્કેલાન" ઉપર ઘેરો નાખ્યો. બીજી તરફથી હ. ઇમામ શાહ અઝીઝ અ. ને પોતાના લશ્કરની હારના સમાચાર મળતા આપે ગાઝી જોહરની સહાયતા માટે જાતે રવાના થવાની તૈયારી કરી. મિસરમાં સામગ્રી એકઠી કરતા થોડો વિલંબ થયો. તે દરમ્યાન ઇફતગીન અને ગાઝી જોહર વચ્ચે આ બે શરતે સંધી થઇ: ૧ ગાઝી જોહરે બદલાની અમુક રકમ આપવી અને ૨ "અસ્કેલાન" શહેરના દ્વાર પર ઇફતગીન પોતાની તલવાર લટકાવે તેની હેઠળથી ગાઝી જોહરનું લશ્કર શાંતિથી પસાર થાય આ શરતો કબૂલ રખાઇ અને ફાતિમી સૈન્ય "રમલા"ના માર્ગે મિસર ભણી રવાના થયું.

## હ. ઇમામ અઝીઝ યુદ્ધમાં—ઇફ્તગીનનો પરાજય

પરંતુ હઝરત ઇમામ અઝીઝ અ. મોટા લશ્કર સાથે તેમની કુમકે આવતા હતા, માર્ગમા ગાઝી જોહર સાથે ભેટો થતા ઇફતગીન પર હલ્લો લઇ જવા બન્ને લશ્કરે એકત્ર થઇને દમિશ્ક ભણી પાછા ફરી આગળ વધવા માંડયું. આ ખબર ઇફતગીનને "તાબરિયા" માં મળી. થોડાજ વખતમાં ફાતિમી સૈન્ય દુશ્મનોની સરહદ ઉપર આવી પહોંચ્યું અને બન્ને પક્ષો વચ્ચે યુધ્ધ થયું દમિશ્ક પડયું. તેના પર બની ફાતિમી વાવટો ફરકતો થયો અને થોડા સમયમાં જ ઇફતગીનની હાર થઇ તે એકદમ નાસી છૂટયો. આ લડાઇ હિજરી સન ૩૬૮ ના મોહર્રમ માસની તા. ૨૩મીને ગુરૂવારના દિને થઇ હતી. કેટલાક ફાતિમી સૈનિકોએ ઇફતગીનને કેદ પકડીને હઝરત ઇમામ અઝીઝ અ. ની સેવામાં હાજર કર્યો. તેને બીજા તુર્કી કેદીઓ સાથે મિસર લઇ જવામાં આવ્યો.

"રવઝતુરસફા" ના જણાવ્યા મુજબ ઇફતગીનનો હૃદય પલટો થયો હતો અને હ. ઇમામે પણ તરતજ ઉદાર દિલે તેને માફી આપી હતી.

## ઇફ્તગીનનું સન્માન

કેરો શહેરમાં પહોંચ્યા પછી હ. ઇમામે ઇફતગીનને ઘણી બક્ષિશો, ખિલાત અને રહેવા માટે એક ભવ્ય મકાન આપવામાં આવ્યું. ફાતિમી દરબારમાં એક માન્યવર પરોણા તરીકે તે રહેવા લાગ્યો. ઇફતગીન હ. ઇમામ અઝીઝ અ. ના ઉપકારથી સદા ઋણી રહેતો અને સહુને હ. ઇમામની ક્ષમાવૃતિ અને ઉદારતાની હકીકતો કહેતો

હ. ઇમામે લશ્કરી ગુણો ધરાવતા તુર્કીઓનો એક વિભાગ ઊભો કરવાની યોજના કરી અને તે અનુસાર કેરો ખાતેના તુર્કી અને દેલમી કેદીઓને છૂટા કરીને ઇફતગીનની સરદારી તળે મુકવામાં આવ્યા અને આ રીતે હ. ઇમામે પોતાનું સ્વતંત્ર અંગરક્ષક સૈન્ય બનાવ્યું. હિજરી સન ૩૭૨ માં ઇફતગીનનું મૃત્યુ થતા સુધી હ. ઇમામની તેના પ્રત્યે માયાભરી નજર રહી અને તે પણ એક સેવક તરીકે હ. ઇમામની સેવામા રહયો.

## યુસુફ ઝીરીને ટ્રીપોલી ભેટ અપાયું

"તારીખુલ ઇસ્લામ" ના કર્તા દર્શાવે છે કે, યુસુફ (બિલ્કીન) બિન ઝીરીએ મઘરિબના આખા મુલક પર ફરી કબજો જમાવ્યા પછી હઝરત ઇમામ અઝીઝ અ. પાસે ટ્રીપોલી અને તેના વિસ્તારના મુલકો પોતાના તાબામાં સોંપી દેવાની અ.જ કરતા હિજરી સન ૩૬૮ માં "સરત અને "અજદાબિયા" ના પ્રદેશ સાથે ટ્રીપોલીનો આખો પ્રાંત તેને ભેટ દેવામાં આવ્યો.

યુસુફ (બિલ્કીન) ઝીરીએ મઘરિબમાં "ઝનાત" ના કબીલાનો બળવો સમાવ્યો હતો. અબરા બિન ઉમ્મુલ અન્સારે નબુવ્વતનો દાવો કરતા તેની સાથે યુધ્ધ કર્યું હતું. બની ઇદરીસના પાયતખ્ત "ફાસ"–ફેઝ અને 'સિજિલમાસા" ઉપર તેણે ફરીથી અધિકાર જમાવ્યો હતો. મઘરિબુલ અકસાના કેટલાક ઇલાકા સ્પેનનો ઉમ્વી ખલીફ દબાવી બેઠો હતો, તેની સાથે યુધ્ધ કરી યુસુફે સઘળા ફાતિમી મુલકો પાછા કબ્જે લીધા. હિજરી સન ૩૭૧ મા બની ઉમૈયાના મૂળ આ મુલકોમાંથી તદન ઉખેડી નાખવામાં આવ્યા.

યુસુફ ઝીરીનું હિજરી સન ૩૭૩ મા મરણ થતા તેનો પુત્ર મનસુર ટ્રીપોલી અને ટયુનીસનો રાજકર્તા થયો. તેણે હઝરત ઇમામ અઝીઝ અ. ને દસ લાખ દીનારનું નજરાણું આપ્યું. યુસુફ ઝીરીના મરણની તક સાધી બની ઉમૈયા ફરીવાર મઘરિબુલ અકસા ભણી ધસી આવ્યા અને ત્યાનો કબજો લીધો.

## સકલિયાનું રાજકારણ

હિજરી સન ૩૬૮ મા સકલિયાના ફાતિમી ગવર્નરે "કિરતના" અને "કલરિયા" માં "ટારિન્ત" અને "ઉરવાનિયા" સર કરી લીધા હતા. હિજરી સન ૩૭૧માં ફલેન્ડર્સનો બાદશાહ ઓડવીલ ક્રુઝેડ (ધર્મયુધ્ધ) પર નિકળ્યો હતો. તેણે માલ્ટાનો કિલ્લો તાબે કર્યો. આ કિલ્લો પાછો મેળવવા ફાતિમી ગવર્નરે બાદશાહ ઓડવીલ સામે ચઢાઇ કરી. હિજરી સન ૩૭૨ માં સકલિયાનો ગવર્નર એ લડાઇમાં માર્યો ગયો. સકલિયાવાસીઓએ રણસંગ્રામમાંજ તેના પુત્ર જાબીરને તેના પિતાનું વડપણ આપ્યું. તે પછી ફાતિમી સૈન્યે એવો એક સખ્ત હુમલો કર્યો કે બાદશાહ ઓડવીલને નાસી જવું પડયું અને જાબીર સકલિયા ભણી પાછો ફર્યો. તેનો રાજયવહીવટ નિષ્ફળ નીવડવાથી હ. ઇમામે તેને પદભ્રષ્ટ કરી અબુલ કાસિમના ભત્રિજા જાફર બિન મુહમ્મદ બિન હસન કલ્બીને સકલિયાનો ગવર્નર બનાવ્યો. હિજરી સન ૩૭૫માં તેનું મૃત્યુ થતાં તેના ભાઇ અબ્દુલ્લાહને ગવર્નરપદ આપવામાં આવ્યું. હિજરી સન ૩૭૯ મા તે પણ મરણ પામતા અબુલ ફુતુહ યુસુફ બિન અબ્દુલ્લાહને આ ઓંધો સોંપાયો

## દમિશ્કમાં ફરી ફાતિમી વાવટો ફરકયો

ઇફતગીનના શરણે થયા પછી આપણે દમિશ્કના મામલાને એમજ છોડયો છે; તે ભણી ફરીવાર નજર નાખશું. ઇફતગીનની ગેરહાજરી દરમ્યાન એના વઝીર કુસ્શામે દમિશ્કનો કબજો કરી લીધો હતાં, જો કે તેણે હ. ઇમામ અઝીઝ અ. નો ખુત્બો ચાલુ રાખ્યો હતો; આ સબબે હ. ઇમામે તેને બહાલ રાખ્યો. હિજરી સન ૩૭૨ માં મિસર બોલાવીને તેને પદભ્રષ્ટ કરવામાં આવ્યો અને તેના સ્થાને દમિશ્કનો ગવર્નર ખતલજ નિમાયો. પરંતુ, તે પણ યોગ્ય પૂરવાર ન થવાથી "બકજુર" નામના શખ્સને આ ઓધ્ધો અપાયો. આગળ જતા તેની પણ અભિમાનવૃતિ ઉભારવા લાગતા પ્રજાજનોને તે પણ પીડવા લાગ્યો.

ગવર્નર "બકજુરે" પ્રજાજનો સાથે સારું વર્તન નહિ ચલાવતા હિજરી સન ૩૭૮ માં તેની જગ્યાએ હઝરત ઇમામ અઝીઝે પોતાના સેવક મુનીરને ગવર્નર જનરલ બનાવ્યો. મુનીર દમિશ્કમાં હરીઠામ થયો. રાજયમાં તેની સઘળી સત્તા પૂર્ણપણે જામી જતા પોતાની સ્વતંત્ર હકુમત સ્થાપવાની તેની લાલસા થઇ આવી. હિજરી સન ૩૮૬ માં તેણે માથું ઊંચકયું. તેની બેઇમાનીથી નારાજ થઇ તેના ગર્વનું ખંડન કરવા "મંજુતગીન" નામના તુર્ક સરદારને હઝરત ઇમામ અઝીઝ અ. એ દમિશ્ક ભણી રવાના કર્યો, જેણે ત્યાં પહોંચતા વ્હેંતજ દમિશ્ક ઉપર આક્રમણ કર્યું. મુનીરે મદોન્મત થઇ તેનો સામનો કર્યો. પરંતુ "મંજુતગીન" ના સખ્ત હુમલા સામે તે ટકી શકયો નહિ અને અંતે તેને રણભૂમિ છોડીને નાસી જવું પડયું. આ યુધ્ધ પછી ફરીવાર દમિશ્ક તથા તેના તાબાના મુલકો ઉપર બની ફાતિમીઓનો વાવટો ફરકતો થયો.

## પેલેસ્ટાઇનની લૂંટફાટ

હિજરી સન ૩૬૯ માં એક એવો બનાવ બન્યો કે, પેલેસ્ટાઇનના સબળા આરબો અને બની તય નામના લાગવગવાળા કબીલાના સરદાર અમીર મુફરંજ બિન દગફલ બિનુલ જરીહ ઘણો બળવાન થઇ પડતા, પોતાની સત્તાનો દુરૂપયોગ કરી રમલાના આજુબાજુના પ્રદેશમાં ભારે ત્રાસ ફેલાવીને લૂંટફાટ ચલાવી રહયો હતો. હઝરત ઇમામ અઝીઝ અ. એ આ વર્ષમાં તુર્ક સરદાર બુક્તગીનની સરદારી હેઠળ તેનું બળ તોડી પાડવા એક લશ્કર મોકલ્યું. અમીર મુફરંજ સાથે ફાતિમ સૈન્યનું યુધ્ધ થવાના પરિણામે તે હારી ગયો અને ત્યાંથી નાસી જઇને અન્તાકિયા (એન્ટીઓક) ના ગવર્નરની પનાહમાં છુપાયો. તે પછી સાઅદુલ્લાહ હમદાનીના તાબાના 'હેમ્સ' નગર ભણી તે ચાલ્યો ગયો.

## ગાઝી જૌહરનું અવસાન

ગાઝી જોહરે હ. ઇમામની છેલ્લા દમ સુધી એક વીર ફિદાઇ તરીકે અનહદ સેવા બજાવી હતી. ઇબ્ને ખલિકાનના કથન અનુસાર ગાઝી જૌહરે પોતાની આખી જીંદગી સુધી ઉદારતા દાખવી હતી. તેમણે બની ફાતિમી રાજ્યકાળમાં અતિશય ઉચ્ચ કોટીના તેજસ્વી નર તરીકેની લાંબી કારકિર્દી પસાર કરી હતી. આજે પણ ગાઝી જૌહરનું નામ ફાતિમી ઇતિહાસના પાનાઓ પર ઉજ્જવળ સ્થાન ધરાવે છે. છેલ્લી લડાઇ શામમા લડી અને તેમા સંપૂર્ણ વિજય મેળવ્યા પછી તેમણે હ. ઇમામની સેવામાં રહી નિવૃતિમાં દિવસો ગુજાર્યા હતા. હિજરી સન ૩૮૧ માં ઝીલકાદ માસની તા. ૨૦ મીએ મિસરમાં તેમની વફાત થઇ. હઝરત ઇમામ અઝીઝ અ. એ જાતે તેમના જનાઝામાં પધારીને આ વીર ફાતિમી યોધ્ધાને અંતિમ માન આપ્યું હતું.

## કીર્તિવંત ફાતિમી પ્રધાન

યાકુબ ઇબ્ને કિલીસે પણ વઝીર તરીકે બની ફાતિમી ખલીફની પંદર વર્ષ સુધી સેવા બજાવી હતી. દેશની આંતરિક શાંતિ અને રાજ્યની આર્થિક સ્થિતિ તેમણે ઘણા મજબૂત પાયા પર લાવી મૂકી હતી. હિજરી ૩૬૮ માં તેમનું અવસાન થયું હતું.

## હ. ઇમામના કવિબંધુ હ. તમીમ

હઝરત ઇમામ અઝીઝ અ. ના ભાઇ હઝરત અબુ અલી તમીમ અતિ ઉચ્ચ બુધ્ધિમતા ધરાવતા હતાં તેઓ એક ઉચ્ચ શ્રેણીના કવિ હતા તેમના કાવ્યોની એક મોટી સંખ્યા સોઅલબી કૃત 'યતીમ તુદહર' માંથી મળી આવે છે. "દવલુલ મન્કતિયા" ના કર્તા લખે છે કે, તેમનું અવસાન હિજરી સન ૩૭૪ ના ઝીલકાદ માસમા મિસર ખાતે થયું હતું. તેમની અંતિમ ક્રિયામાં હઝરત ઇમામ અઝીઝ અ. એ ભાગ લીધો હતો. તેમના પોતાના બગીચામાં તેમને દફન કરવામાં આવ્યા. કાઝી મુહમ્મદ ઇબ્નુલ નોઅમાને તેમને ગુસલ આપ્યું હતું એમના શબને "જુબ્બા" વિંટાળવામાં આવ્યા હતા, "કરાફા" ના કબ્રસ્તાનની ઇબાદતગાહમાં છેલ્લી બંદગી પડવામાં આવી હતી.

## કાઝી મુહમ્મદનું અવસાન

કાઝી મુહમ્મદ ઇબ્ને નોઅમાન પણ ઘણાજ વિદ્વાન પુરુષ હતા, જેઓ ચૌદ વર્ષ પર્યંત બંદગી કરાવવા માટેના પેશ ઇમામ અને ટંકશાળ તથા તોલ માપના ડાયરેકટર હતા તેમને વડા જજ–કાઝીયુલ કુઝઝાત પણ નિમવામાં આવ્યા હતા. સિકંદિયા, હરમૈન અને શામના કાઝી

તરીકેનો માનભર્યો ઓધ્ધો પણ તેઓ ભોગવતા હતા. તેમના પુત્ર અબ્દુલ અઝીઝના લગ્ન ગાઝી જોહરની પુત્રી વેરે કરવામાં આવ્યા હતા. હ. ઇમામે તેમના ઉપર ઘણી નવાજિશ કરી હતી. કાઝી મુહમ્મદ ઇબ્ને નોઅમાનનું હિજરી સન ૩૮૯ માં અવસાન થયું હતું.

## દેશની આબાદી

હઝરત ઇમામ અઝીઝ અ. ના સમયમાં બાંધકામોને લગતા જે સુધારા વધારા થયા તેમા મુખ્ય મોતીચોક, કરાફાનું કબ્રસ્તાન. સુવર્ણ રાજમહેલ, કસ્ત્રલ સગીર, આપના માતુશ્રીનો રોજો, હાકિમના નામે ઓળખાતી ઇબાદતગાહ, કેટલાક ઉપયોગી પુલો, નહેરો તથા દરિયાઇ ગોદીઓનો પણ સમાવેશ થાય છે. હ. ઇમામના રાજયકાળમાં લોકો એટલા બધા સુખી હતા કે દરરોજ દિવસે ઇદ અને રાત્રે શબેબરાત પ્રમાણે ખુશહાલ જીવન ગુજારતા હતા

## જોમો સિફાર્યો

હઝરત ઇમામ અઝીઝ અ. ના રાજ્યઅમલના અંતિમ દિવસોમાં રૂમના ખ્રિસ્તીઓ, શામના કેટલાક બની ફાતિમી ઇલાકાઓમાં લુંટફાટ અને ખૂનરેજી ચલાવી રહ્યા હતા. તેઓની સાન ઠેકાણે લાવવા હ. ઇમામ પોતે ચઢાઇ લઇ ગયા હતા. હિજરી સન ૩૮૬માં બિલબિસ મુકામે હ. ઇમામ પહોંચ્યા. ત્યા ખૂનખાર યુધ્ધ થયું, તેમાં શારીરિક રીતે ઝખમી થતાં આપની જીસ્માની તબીયત લથડી પડી. આથી કાઝીયુલ કુઝઝાત મુહમ્મદ બિન નોઅમાન અને જનરલ અબુ મહમ્મદ અલ હસન ઇબ્ને અમ્મારને પોતાની પાસે તેડાવી હઝરત હાકિમ અ. જેઓ તે વખતે જીસ્માની રીતે માત્ર અગિયાર વર્ષની વયના હતા તેમને પોતાની પાછળ ઇમામ તથા ખલીફ તરીકે રાજ્યાસને બેસાડવાની ભલામણ કરી. તે પછી પોતાના પુત્રના મુખ મુબારક ઉપર ચુંબન કર્યું. હિજરી સન ૩૮૬ને રમઝાન માસની તા. ૨૮મીના દિને હઝરત ઇમામ અઝીઝ અ.એ જોમો સિફારતાં ઇમામતની મસનદ ઉપર અને ખિલાફત પર આપના શાહઝાદા હઝરત ઇમામ હાકિમ અબુ અલી અ. બિરાજ્યા.

## હઝરત ઇમામ અઝીઝ અ.ની અંતિમ ક્રિયા

હઝરત ઇમામ અઝીઝ અ.ની જીસ્માની વિદાયના બીજે દિને હઝરત ઇમામ હાકિમ અબુ અલી અ. આપની અંતિમ જીસ્માની ક્રિયા માટે બિલ્બિસથી મિસર પાછા ફર્યા. હઝરત ઇમામ મોએઝ અ.ની મઝારની બાજુમાં રાજમહેલના એક ભાગમાં જીસ્મ મુબારકને જુમિદાહ આપવામાં આવ્યો.

# HAZRAT MOWLANA IMAM HAKIM

(A. H. 386-411)

.........O.........

(૧૬)

# હઝરત મૌલાના ઈમામ હાકેમ અ૦

(હિજરી સન ૩૮૬-૪૧૧)

હઝરત ઇમામ હાકિમ અબુ અલી અ.નો મુબારક જન્મ 'કાહિરા મોઇઝિયા' (કેરા)માં હિજરી સન ૩૭૫ના રબીઉલ અવ્વલની તારીખ ૨૩મીને ગુરુવારની રાત્રે થયો હતો. આપનું પૂરું નામ હ. અબુ અલી મન્સુર અલ-હાકિમ બેઅમ્રિલ્લાહ અ. હતું. આપ હિજરી સન ૩૮૬ની તા ૨૮મી રમઝાનના ઇમામતની મસનદ અને બની ફાતિમી ખિલાફતની ગાદી ઉપર બિરાજમાન થયા. એ વખતે આપની શારીરિક વય માત્ર અગિયાર વર્ષની હતી. કાદિર બિન મુકતદિર અબ્બાસી ૩૮૧-૪૨૨, હઝરત ઇમામનો સમકાલિન હતો.

## હ. ઇમામના ગુણદર્શન

ઇબ્ને ઝુલાક લખે છે કે, હઝરત ઇમામ હાકિમ અબુ અલી અ. સખી, શૂરવીર, ન્યાયી, વિદ્વાન અને 'સાહિબે કરામત' હતા.

આપે વિદ્યા પ્રચાર માટે વિદ્યાલયોને ઘણું ઉતેજન આપી તેના નિભાવ અર્થે જાગીરોની બક્ષિશ કરી હતી અને વિદ્યાર્થીઓને શિક્ષણ આપવા વિદ્વાનો અને ધર્મશાસ્ત્રીઓને મુકરર કર્યા હતા.

સામાન્ય રીતે ઇબ્ને યુનુસ તરીકે ઓળખાતા, વિખ્યાત ખગોળશાસ્ત્રીએ હઝરત ઇમામ હાકિમ અબુ અલી અ.ના નામ ઉપર એક ઉતમ પ્રકારનું "પંચાંગ" ચાર વિભાગમા તૈયાર કર્યું છે જે ",હાકિમી પંચાંગ" તરીકે આજે પણ વિખ્યાત છે.

## હ. ઇમામનાં રાજ્યનું ચલણ

હઝરત ઇમામ હાકિમ અબુ અલી અ.ના ચલણી સિક્કા મિસર, (ફુસ્તાત), મનસુરિયા, મહેદિયા, ઝવીલા, સકલિયા, દમિશ્ક, અક્કા, અસ્કેલાન, પેલેસ્ટાઇન, ટાઇબીરિયા, ટ્રીપોલી, અલ-કાહિરા, અલ-મહ્દસા મક્કા અને મદીનામાં પાડવામાં આવતા હતા.

હઝરત ઇમામ હાકિમ અ. ના સોનાં રૂપાનાં નાણાંની અજાયબી પમાડનારી વિગતો ઇતિહાસકાર મિકેઝીએ લખી છે તે અનુસાર રાજ્યનું ચલણ નિયમિત કરવા અર્થે તેનું વજન પણ ચોક્કસ રાખવા માટે કાચના તોલ બનાવવામાં આવ્યા હતા

હઝરત ઇમામ હાકિમ અબુ અલી અ.ના રાજયકાળની મળી આવેલી એક સોનાની ૦।
દીનારનું વજન આશરે ૧૫ાા અને ૧૫ ગ્રેન (ઘઉં ભાર) જેટલું છે. એના અગ્ર ભાગનો લેખ ૨૫૮ટ વાંચી શકાય છે, જયારે વિભાગમા "અલમન્સુર અબુ અલી અલ-ઇમામ અલ-હાકિમ બેઅમ્રિલ્લાહ અમીરૂલ મો'મેનીન" શબ્દો ૨૫૮ટ દેખાય છે. હિજરી સન અને ટંકશાળના નામ અર્ધા ભૂંસાયલા છે.

## હ. ઈમામનો રાજ્યાભિષેક અને બૈયત

હઝરત ઇમામ અઝીઝ અ.ની દૈહિક વિદાયના ત્રીજે દિને સવારમાં રાજમહેલમાં રાજ્યાભિષેકનો દરબાર ભરવામાં આવ્યો હતો. બાળ શહેનશાહ વિધિસર પોતાના પૂર્વજોના સિંહાસન પર બિરાજમાન થયા. સઘળા ઉમરાવો અને દરબારી અગ્રેસરો પોતાનાં ઓધ્ધા અનુસાર એક એક પછી આવી અને બાળ શહેનશાહ પ્રત્યે વફાદારીનાં સોગંદ લીધા.

આ પછી હઝરત ઇમામ અઝીઝ અ.ના વિશ્વાસુ તુર્કી ગુલામ બર્જવાને સહુથી પહેલા હ. ઇમામની બૈયત કરી. હ. ઇમામ અઝીઝે પોતાની વફાતના સમયે હ. ઇમામ હાકિમ અબુ અલી અ.ના 'શિક્ષક' તરીકે તેને નિમ્યો હતો. એનું પૂરું અબુલ ફુતુહ યુસુફ બિન અબ્દુલ્લાહ બર્જવાન હતું. હિજરી સન ૩૮૮માં, મિસર, હિજાઝ, શામ અને મઘરિબનો 'નાઝિમ'-વહીવટી અમલદાર અને ફાતિમીઓના સઘળા એસ્ટેટોનો 'સુપરવાઇઝર' બર્જવાન હતો. કેરોના એક મહોલ્લાનું નામ આજે પણ 'બર્જવાન' છે.

બર્જવાને બયઅત કર્યા બાદ હાજર રહેલાઓએ બયઅત કરી. બગઅતનું કાર્ય પૂર્ણ થતા હઝરત ઇમામ હાકિમ બેઅમ્રિલ્લાહ અ.ને 'ઝમાનાના ઇમામ' અને હાકેમુલ વકત બની ફાતિમી ખલીફ તરીકે જાહેર કરવામાં આવ્યા 'શિક્ષક' બર્જવાન સાથે કાઝી નોઅમાનને અને ઇબ્ને અમ્મારને દેખરેખ રાખવા માટે નિમવામાં આવ્યા હતા.

## ઈબ્ને અમ્માર અમીનુદ-દૌલા

આ સમયે ઇસા બિન નેસ્ટોરીઅસને કાઢી મૂકીને કેરોમાં કતામાં પક્ષનો આગેવાન ઇબ્ને અમ્માર વડા વઝીરના ઓધ્ધા પર આવ્યો. તેની સાથે રાજ્યના મંત્રીની પદવી પણ જોડાએલી હતી. વળી તેણે અમીનુદ-દૌલા(૧) નો ખિતાબ ધારણ કર્યો.

## બર્જવાન અને ઈબ્ને અમ્માર વચ્ચે ચકમક

બર્જવાન ધીમે ધીમે પણ સંગીનતાથી પોતાનો વગવસીલો વધારતો જતો હતો. હઝરત ઇમામ અઝીઝ અ.એ પોતાના રાજયકાળમાં 'કતામા' અને અન્ય 'બરબરી' કબીલાઓની સાથે સમતોલપણું જાળવવા ખાતર તુર્કી અને ઇરાનીઓ (દેલમીઓ)ને લશ્કરમાં દાખલ કર્યા હતા. એ લોકોએ બર્જવાનને ટેકો આપ્યો છે, એવા સમાચાર ઇબ્ને અમ્મારને મળતા વેંતજ તેણે શામના તુર્કી ગવર્નર મંજુતગીનને કાબૂમાં રાખવા પોતાની કોમના એક બરબરી સરદાર સુલેમાન ઇબ્ને જાફર ફલાહની સરદારી હેઠળ લશ્કર મોકલ્યું આથી 'અસ્કેલાન" અને "રમલા" માં બન્ને પક્ષો વચ્ચે નાની

---

૧ ઈતિહાસકાર. ઓલિયરીના મત મુજબ બની ફાતિમી રાજ્યમાં "દઉલા" શબ્દ પ્રયોગ કરવામાં આવ્યો હોય તો આ પહેલીજવાર છે. ડીસેસીના કથન અનુસાર આ સમયની નવીન ભાવનાનું એ સુચક છે અત્યાર સુધી બની ફાતિમીના વરાધરો સપળાથી વધા ધર્મગુરૂ "ઈમામ" કહેવાતા હતા. તેઓ પ્રથમ ઈફ્રિકિયામાં અને પછી મિસરમાં રાજ્ય સ્થાપવા શક્તિમાન થયા જેથી દુન્યવી હકુમતના અર્થસુચક રૂપ "દઉલા" શબ્દ-પ્રયોગ થયેલો દેખાય છે.

લડાઇ પણ થઇ, જેમા તુર્કી લશ્કરની હાર થતા, મંજુતગીન કેદ પકડાયો અને મિસર મોકલવામાં આવ્યો. કેરોમાં તુર્કી પક્ષ બહુ બળવાન હોવાથી મંજુતગીનની દિલસોઝી મેળવ્યા વિના પોતે સર્વસત્તાધિશ બની શકે તેમ ન હોવાથી ઇબ્ને અમ્મારે પોતાનો પક્ષ મજબૂત બનાવવા મંજુતગીનનું સારામાં સારું સન્માન કર્યું.

મંજુતગીન પર વિજય મેળવ્યા બાદ સુલેમાન ઇબ્ને જાફર ફલાહને શામનો ગવર્નર બનાવવામાં આવ્યો અને તે ત્યાંથી ચઢાઇ લઇ જઇને ટાઇબીરિયાસ ભણી આગળ વધ્યો. આં દરમ્યાન તેણે પોતાના ભાઇ અલીને પોતાના નાયબ તરીકે દમિશ્ક મોકલાવ્યો પરંતુ દમિશ્કના પ્રજાજનોએ તેને ગવર્નર તરીકે માન્ય રાખ્યો નહિ અને શહેરમાં પણ દાખલ થવા દીધો નહિ. આ સમય દરમ્યાન સુલેમાનનો એક ધમકી પત્ર દમિશ્કની પ્રજાને મળ્યો, જેથી ગભરાઇ જઇને દમિશ્કવાસીઓએ પોતાનો વિરોધ તજી દીધો અને અલીને શહેરમાં દાખલ થવાની અરજ કરી. પરંતુ તેણે આ સમયે પોતાનો મિજાજ ગુમાવ્યો અને પ્રજાજનોને કતલ કરી નાખ્યા અને શહેરના કેટલાક ભાગો બાળી મૂકયા, પછી શહેર બહાર છાવણી નાખી અલી પડયો રહયો. થોડા સમયમાં સુલેમાન આવી લાગ્યો. પ્રજાજનોએ તેના પાસેથી માફી માગી અને વફાદારીના સોગંદ ખાવા લાગ્યા, આથી સુલેમાને તેઓને માફી આપી. શામી ટ્રીપોલી દરિયા કાંઠેનું એક અગત્યનું બંદર હતું, તે કતામી કબીલાના બરબરી ગવર્નર અર્થાત પોતાના ખુદના સરદાર ઇબ્ને અમ્મારના પક્ષકાર જયશના તાબામાં હતું, તો પણ પોતાના જુદા દ્રષ્ટિબિંદને કારણે સુલેમાને તેને પદભ્રષ્ટ કરી. પોતાના ભાઇ અલીને સોંપ્યું. જયશ નારાજ થઇ મિસર પાછો ફર્યો અને બર્જવાનના પક્ષમાં ભળી ગયો.

## ઇબ્ને અમ્મારની હાર

બર્જવાનના કાવાદાવા કેરોમાં સફળ થયા હતા તેની મદદે તુર્કીઓ અને દેલમીઓનું મજબૂત બળ હોવાથી, તેમજ ઇબ્ને અમ્મારના પક્ષનો મોટો ભાગ શામમાં હોવાથી બર્જવાનની સત્તા નમાવવા હાલ તે અશકત હતો. આ બન્ને અગ્રેસરોની સાઠમારી અને અંદરો અંદરના કુસંપને અંગે કેરો શહેરમાં ધોળે દિવસે લૂંટ, ખૂનો અને અમર્યાદાના ગુનાઓ વધી પડયા હતા. આવી સ્થિતિ વચ્ચે કેટલાક વહેમીઓ એમા હ. ઇમામનો હાથ હોવાનું માનીને ઇબ્ને અમ્મારને હ. ઇમામ વિરૂધ્ધ કાવતરાં કરવા માટે ઉશ્કેરવા લાગ્યા. ઇબ્ને અમ્મર આવી દુષ્ટ સલાહથી કંપી ઉઠયો. જો કે રાજ્યની સર્વ સત્તા તે હાથ કરવા માગતો હતો તો પણ આવા દુષ્ટ ઇરાદાથી તને અલગ રહેવાની સલાહ આપી ઘણો ઠપકો આપ્યો.

બર્જવાનની સત્તા એટલી વધી ગઇ હતી કે, અમીર ઉમરાવો અને મોટા અધિકારીઓમાં તડ પડવા લાગ્યા. "મશારિકા" તરીકે ઓળખાતું તુર્કી અને ઇરાની લશ્કર બર્જવાનના પક્ષમાં ભળી ગયું જ્યારે ઇબ્ને અમ્મારના પક્ષમા "મઘરિબ" સૈન્ય તો હતુંજ, કારણ કે તે જાતે પણ કત્તામી કબીલાનો હતો. આ રીતે બર્જવાન અને ઇબ્ને અમ્મારના વચ્ચેની શત્રુતાએ ભયંકર રૂપ પકડયું. શહેર તથા શહેર બહારના પરાંઓમાં બન્ને સૈન્યો વચ્ચે રમખાણ થવા લાગ્યા જેમા છેવટે ઇબ્ને અમ્મારના પક્ષની હાર થઇ. રાજદ્વારી ખટપટમાંથી અળગો થઇ ઘેર બેસી રહે તો ઇબ્ને અમ્મારને વર્ષાશન આપવા અને જાગીર દેવાનું વચન બર્જવાને આપ્યું. ઇબ્ને અમ્મારે આ સઘળું સ્વીકારી લીધું. બર્જવાનના સઘળા પાસા સંરખા પડતા હોવાથી અને રાજકારણમાં તેનો કોઇપણ મજબૂત હરીફ રહયો ન હોવાથી પોતાની જીત સમજીને ગર્વિષ્ઠ બની જઇ હ. 'ઇમામ'ની સભ્યતા અને સન્માન જાળવવામાં તે પછાત પડવા લાગ્યો.

હિજરી સન ૩૮૭ માં ઇબ્ને અમ્મારની પડતી થયા પછી બર્જવાને "વાસિત" અને "સીકાર'ના ઓધ્ધાઓ પોતે હાથ કરીને રાજયનો કર્તાહર્તા બની બેઠો. બર્જવાને તે પછી સર્વથી પહેલા જે સવાલ હાથમાં લીધો તે દમિશ્કનો હતો. તેણે દમિશ્કની પ્રજાને લખી મોકલાવ્યું કે, "સુલેમાન ઇબ્ને જાફર ફલાહનો વિરોધ કરો, કત્તામા કબીલાની સતા પડી ભાંગેલી હોવાથી વડી સરકાર અર્થાત બની ફાતિમી ખલીફ તરફથી તમોને પુરેપૂરી કુમક આપવાની ખાત્રી આપવામાં આવે છે.

દમિશ્કના લોકોને આ પ્રકારે ઉત્તેજન મળવાથી તેઓએ સુલેમાનને શહેરમાંથી હાંકી કહાડયો. આટલું છતા એ ખાસ લક્ષમાં રાખવાનું છે કે તુર્કી અથવા કતામા એ બન્નેમાંથી કોઇપણ પક્ષ અંતિમ હદ સુધી જવા જેટલી સંગીનતા મિસરમાં ધરાવતો નહોતો. શામમાંથી બરબર સૈન્ય પાછું ફરે તેમા ભય રહેલો હોવાનું બર્જવાન ખૂબ સમજતો હતો. તેણે થોડા સમય પર્યંત ઇબ્ને અમ્મારને તેના ખુદનાજ ઘરમાંજ રાજકેદી તરીકે નજર કેદ રાખ્યો હતો. છતા તેની સઘળી જાગીરો અને આવકના સાધનો કાયમ રાખવામાં આવ્યા અને થોડા દિવસો પછી તેને છુટો મુકવામાં આવ્યો હતો. તે હવે બહાર અને દરબારમાં પણ આવજાવ કરી શકતો હતો.

## જનરલ જયશની ફતેહ

સુલેમાન જાફર ફલાહની પડતી પછી શામમાં ગેરવ્યવસ્થા થવાથી એક બાજુ બદુઇન સરદાર મુફર્રજ બિન દગફલ બિન જર્રાહે રમલા અને તેની આજુબાજુના ગામોમાં ધાડા મારવાનું ચાલુ કર્યું અને બીજી બાજુ "ઓલાકા"ની સરદારી હેઠળ "તાયેરે" બળવો કર્યો અને શહેનશાહ ડયુકસની સરદારી હેઠળ યુનાનીઓએ "એપામિયા" પર ઘેરો નાખ્યો. આ રીતે બે બાજુના વિદ્રોહથી ગભરાઇ ન જતા બર્જવાને એક વખતના ઇબ્ને અમ્મારના પક્ષકાર જયશની સરદારી હેઠળ શામ ભણી મુફર્રજને તાબે કરવા લશ્કર મોકલ્યું. જ્યા પહોંચતાજ સુલેમાન ઇબ્ને જાફર ફલાહને કેદ કરી મિસર રવાના કરવામાં આવ્યો અને ત્યા બળવાખોરો સાથે યુધ્ધ થતા તેઓની હાર થઇ અને તેઓ શરણે આવ્યા.

ત્યાર પછી હુસેન બિન અબ્દુલ્લાહની સરદારી હેઠળ કેટલુંક લશ્કર જયશે "તાયર" ખાતે મોકલ્યું અને પોતે મુફર્રજ પર ચઢાઇ લઇ ગયો. માર્ગમાં "ઓલાકા" અને મિસરથી આવેલા બની ફાતિમી લશ્કર વચ્ચે ઝપાઝપી થઇ. ઓલાકાને યુનાનના બાદશાહની તાત્કાલિક મદદ ન મળવાથી તેની સખત હાર થઇ અને તાયરવાસીઓ બિન શરતે શરણે આવ્યા. ઓલાકાને બંદીવાન કરી મિસર મોકલી આપવામાં આવ્યો.

બીજી તરફ જયશ પોતાના મોટા લશ્કર સહિત મુફર્રજ પર આક્રમણ કરવા આગળ વધી રહ્યો હતો, એ જોઇને મુફર્રજ ડરીને નાઠો. જયશ દમિશ્કમાં દાખલ થયો. જયશ કતામા કબીલાનો એક બરબરી હોવાથી પ્રજા ચિંતાતુર બની, જેથી જયશે ખાત્રી આપનારું ભાષણ કર્યું. પરિણામે પ્રજાજનો પોતાની જાન માલની સલામતી વિષે નચિંત બની શરણે આવ્યા. દમિશ્કનો ...મી રહેલો ભય આ રીતે દૂર થવા પામ્યો અને પ્રજા પણ સંતુષ્ટ થઇ.

## એક કુર્દ યુવાનની બહાદુરી

દમિશ્કની અશાંત સ્થિતિનો લાભ લઇ છેલ્લા કેટલાક વર્ષોથી યુનાનીઓ મુસ્લિમ પ્રજાને પીડી રહ્યા હતા, તેનો ઉત્તર આપવાનો હવે જયશે વિચાર કર્યો. દમિશ્કમાં પૂર્ણ શાંતિ સ્થપાયા

પછી પોતાના બહોળા લશ્કરને લઇને 'એપામિયા' ભણી તેણે કુચ કરી અને યુનાની બાદશાહ ડયુકસનો સામનો કર્યો. બન્ને પક્ષો વચ્ચે દારૂણ યુધ્ધ થયું. બન્ને પક્ષોની એમાં મોટી ખુવારી થઇ. કમનસીબે જયશ આ યુધ્ધમાં હારી જતાં તે પાછળ હઠયો અને પાછળ હઠતા મુસ્લિમોની પૂંઠ પકડવાને બદલે દુશ્મનો લુંટફાટ કરવામાં મશગુલ બન્યા. એ દરમ્યાન એહમદ ઇબ્ને અબ્દુ. લહક નામનો એક કુર્દ યુવાન પોતાના એક નાના દળ સાથે યુનાનીઓ પર ચઢી આવ્યો. યુનાની બાદશાહ પોતાના અફસરો અને પુત્રો સાથે એક કુંડાળામાં ઘેરાઇને ઊભો હતો. વળી તે જીતથી અભિમાની પણ બન્યો હતો, તેને અંગે એહમદની નાની ટોળી જોઇ દુશ્મનો શરણે આવે છે એમ તેણે માની લીધુ.

નજદીક આવતાં વેંતજ યુનાની શહેનશાહ ડયુકસ પર એહમદ તલવાર લઇને તૂટી પડયો અને તેના એક જ ઘાથી યુનાની બાદશાહ મરણ પામ્યો. પોતાના બાદશાહના આવા ઓચિંતા અવસાનથી યુનાનીઓ ગભરાટમાં પડયા; એ તક હાથ આવેલી જોઇને મુસ્લિમોએ એકદમ ધસારો કર્યો અને વિજયી નીવડયા. આ પ્રકારે અણધારેલી ફતેહ મળતાં જયશ ત્યાંથી 'અંતાકિયા' તરફ ચઢાઇ લઇ જવા આગળ વધ્યો. ત્યાર પછી તે પાછો દમિશ્ક આવ્યો. યુનાનીઓનો હવે ભય ટળી ગયો હતો, તેથી તેણે સ્થાનિક કબીલાઓના સરદારો જેઓ અવારનવાર દગા ફસાદ કરી આખા શામમાં બળવો જગાડતા હતા, તેઓ બધાઓને યુકિતપ્રયુકિતઓથી કતલ કરી નાખ્યા અને કેટલાકોને કેદ પકડી મિસર રવાના કરી દીધા. જનરલ જયશની આ રાજદ્વારી કુનેહથી શામમાં ફરી શાંતિ અને વ્યવસ્થા સ્થપાઇ.

## જયશે હ. ઈમામને અર્પણ કરેલી મિલકતો

જયશે પોતાના અવસાન પહેલાં પોતાની સઘળી માલમિલકતનું 'વીલ'-વસિયતનામું કર્યું હતું, જેમાં લખ્યું હતું કે "આ માલમિલકતના માલિક બની ફાતિમી ખલીફ હઝરત ઇમામ હાકિમ અબુ અલી અ છે, એમાં મારા પુત્રો કે કુટુબીઓનો કાંઇપણ હક નથી."

ઇતિહાસકાર એોલિયરી એ મિલકતનો અડસટો ૨,૦૦,૦૦૦ સોના મહોરો હોવાનું જણાવે છે. હિજરી સન ૩૯૦માં જયશનું મૃત્ય થતાં તેનો પુત્ર એ 'વીલ' લઇ મિસર આવ્યો અને હ. ઇમામના કદમ મુબારકમાં મૂકીને અરજ ગુજારી કે: "આ સર્વે માલ મિલ્કતનો કબજો લેવાની કૃપા કરો."

હઝરત ઇમામ હાકિમ અબુ અલી અ.એ પ્રસન્ન થઇ ફરમાવ્યું :— "તારા પિતાનું વસિયતનામું અમોએ વાંચ્યું છે, અને ધન દોલત અને મિલકતની જે વ્યવસ્થા કરી છે, તેની યાદી પણ જોઇ ગયા છીએ. હવે અમારી ઇચ્છા છે કે આ સઘળી ધનસંપતિ તારા કલ્યાણ અને આબાદી અર્થે તું ભોગવ !" આવી ઉદારતાના અનેક દ્રષ્ટાંતો હઝરત ઇમામ હાકિમ અબુ અલી અ.ની આખીએ રાજકારકિર્દીમાં મળી આવે છે અને તેને અંગે તેઓ પ્રજામાં ઘણા જ લોકપ્રિય થઇ પડયા હતા.

## બર્જવાનનો ઘમંડ અને સત્તામદ

'શામ'ની લડાઇ ચાલુ હતી તે દરમ્યાન બર્જવાને 'બરકા' અને 'ટ્રાબલીસ' કબજે કરવા પણ લશ્કર મોકલાવ્યું હતું અહિ પણ પોતાના આશયમાં ફતેહમંદ થતા આખાય બની ફાતિમી

સામ્રાજ્યમાંના બળવાખોરોને તાબે કરવામાં આવ્યા. પરિણામે સઘળું ઠરીઠામ થયા પછી કતામી કબીલામા ફહલ બિન ઇસમાઈલને "તાયર"નો ગવર્નર નિમવામાં આવ્યો. ગુલામ "યનાસ"ના કાબૂ તળે "બરકા" મૂકાયું, મમલુક મયસુરને ટ્રાબ્લીસ સોંપવામાં આવ્યું. મમલુક યમનનાં અધિકારમાં સરહદ ઉપરનાં થાણા 'ગીઝા' અને 'અસ્કેલાન' રાખવામાં આવ્યા. યુનાનીઓને શાંત રાખવા માટે તેમની જોડે ૧૦ વર્ષ પર્યંતના સુલેહના કરારો કરવામાં આવ્યા.

દમિશ્ક અને યુનાનીઓ પરના આ વિજયથી અમીર ઉમરાવો અને પ્રજાજનો ઉપર બર્જવાનનો સારો પ્રભાવ પડ્યો અને પોતાની સફળ કાર્યવાહીથી ગર્વિષ્ઠ થઇ તે પોતાને સર્વ-સત્તાધારી માનવા લાગ્યો. સત્તાના મદમા હવે હઝરત ઇમામ હાકિમ અબુ અલી અ.ની મંજૂરી વગર તે સર્વ કારોબાર કરવા લાગ્યો. હ. ઇમામ તેની સામે વાંધો ઉઠાવતા બર્જવાન તેની કશી પણ દરકાર કરતો નહિ. પોતાના ઇમામ અને માલિક પ્રત્યેની બર્જવાનની આ વર્તણુંક અસહ્ય હતી. એટલું જ નહિ પણ એનાથી આગળ વધીને બર્જવાન હ. ઇમામ વિરુધ્ધ કાવતરાં યોજવા લાગ્યો. પરિણામે હિજરી સન ૩૯૦માં એક શાહી છત્રધારી અબુલ ફઝલ રયદાને ઉશ્કેરાઇને તેના પેટમાં છરી ઘોચીને તેને મારી નાખ્યો.

## હ. ઈમામ હાકિમ અબુ અલી અ. રાજ્યસત્તા સંભાળે છે

બર્જવાનના મૃત્યુના લીધે શહેરમાં બળવો ફાટી નિકળ્યો. પોતાની રૈયત સાથે કામ લેવાનો હ. ઇમામનો આ પહેલો પ્રસંગ હતો. બળવાની શરૂઆત થતાં જ મહેલમાંથી હ. ઇમામ બહાર નીકળી શહેરમાં આવીને પ્રજા સન્મુખ જાહેર કર્યું કે: "બર્જવાને મારી વિરુધ્ધ કાવતરું રચ્યું હોવાથી તે શાહી 'છત્રધારી'ના હાથે માર્યો ગયો છે. તમોને તમારા બાદશાહના આ ખુલાસાથી સંતોષ થશે અને તમો પહેલાંની જેમ સુલેહશાંતિથી રહેશો એવી હું આશા રાખું છું." હઝરત ઇમામ હાકિમ અબુ અલી અ.ના આ ઉદ્દગારો સાંભળી બળવાખોરો શાંત થયા અને તરત જ શાંતિ પ્રસરી ગઇ.

બર્જવાનના મૃત્યુ પછી હઝરત ઇમામ હાકિમ અબુ અલી અ.એ સત્તા સંભાળી. હઝરત ઇમામ હવે આપના ગુણુનો પરિચય પ્રજાને કરાવવા લાગ્યા. આપે બર્જવાનના હોદ્દા પર ખ્રિસ્તી કોમના એક આગેવાન ફહદ બિન ઇબ્રાહિમની નિમણુંક કરી. ગાઝી જોહરના પુત્ર હુસેનને "કાયદુલ કવ્વાદ"નો ખિતાબ અર્પણ કરી વડો સેનાપતિ બનાવ્યો. રૂદબારવાળા સાલેહને 'સિ... સિકાતુલ સૈફ વલ કલમ", ઇબ્ને આબ્દુનને "અલ-કાઝી". ઇસા ઇબ્ને નેસ્ટોરિયસના પુત્ર ઝુર્આને "અશ્શાફી", અલ-હુસેન બિન તાહેરને "અમીનુલ રિયાસતૈન" વગેરે લકબોથી નવાજવામાં આવ્યાં. ફહલ બિન તમીમને દમિશ્કનો ગવર્નર બનાવવામાં આવ્યો, પરંતુ ટૂંક સમયમાં તેનું મૃત્યુ થતાં તેની જગ્યાએ અલી બિન ફલાહની હ. ઇમામે નિમણુંક કરી.

## હ. ઈમામની ઉમદા રાજનીતિ

સ્વતંત્રપણે પોતાના હાથમાં રાજતંત્રની લગામ લેવાની સાથેજ હઝરત ઇમામ હાકિમ અબુ અલી અ. રાજ્યની વ્યવસ્થામાં મશ્ગુલ થયા. હિજરી સન ૩૮૯માં હ. ઇમામ તરફથી ઢંઢેરો બહાર પાડવામાં આવ્યો કે રાત્રે શહેરના દરવાજા બંધ કરવા નહિ અને સઘળા મકાનો અને દુકાનોના પણ દરવાજા

ખુલ્લા રાખવા. શહેરમાં રાતે દિવા તથા મશાલો બળતી મુકવાનો પણ હુકમ કર્યો. ગન્જ કાઉન્સીલ પણ રાત્રે ભરવાનો હુકમ કહાડવામાં આવ્યો. આ સમયથી ઇસમાઇલી મઝહબની ધાર્મિક મિજલસો પણ રાતે મળવા લાગી. ચોર કે લુંટારાનો ભય જરાપણ રહયો નહિ. હ. ઇમામ પોતે પણ શહેરમાં એક સામાન્ય શહેરી માફક ફરતા હતા. ચોકીદારો અને પહેરેગીરો હ. ઇમામની આવી રાજનીતિથી ચોકતા રહેતા હતા અને પોતાનો પહેરો બરાબર સંભાળતા હતા

હઝરત ઇમામ હાકિમ અબુ અલી આપના પૂર્વજોની નીતિ અનુસાર ખ્રિસ્તીઓ અને યહુદીઓ પ્રત્યે પણ ધાર્મિક સહિષ્ણુતા દાખવતા હતા. અગાઉ જણાવ્યા પ્રમાણે ઇમામના માતુશ્રી ખ્રસાઇ બાનુ હતા. આ પણ સમભાવના પરિણામે એક જોડાણ રૂપ હતું. હ. ઇમામે પોતાના અમલદારો પ્રત્યે પણ ઉદાર વર્તાવ રાખ્યો હતો. પ્રજા આથી આપને ઘણી ચાહતી હતી.

હઝરત ઇમામ હાકિમ અબુ અલી અ. આપના પૂર્વજો પ્રમાણે જાહેર બાંધકામમાં પણ ભાર રસ લેતા હતા અને જ્ઞાનપ્રચાર અર્થેની આપની કોશિશો આજેય યાદગાર છે. હિજરી સન ૩૯૩ માં આપે "જોમ્એ રાશીદા" નામક એક ઇબાદતગાહ બાંધી અને શહેરમાં દસ્તી ધરાવતા ઇબાદતખાનાઓના નિભાવ અર્થે મોટી રકમોની ગ્રાંટ બાંધી આપી.

## ઇતિહાસ પ્રસિધ્ધ દારૂલ-હિકમત

"આસારે મુહમ્મદી" ના ગ્રંથકર્તા જણાવે છે કે હઝરત ઇમામ હાકિમ અબુ અલી અ. એ હિજરી સન ૩૯૫ મા "દારૂલ-હિકમત" નામની એક શિક્ષણ સંસ્થા સ્થાપી હતી, તેને "દારૂલ-ઇલ્મ" પણ કહેવામાં આવે છે. તેમા લાભ લેતા અભ્યાસીઓ માટે ખાસ "અભ્યાસક્રમ" ચીવટથી તૈયાર કરવામાં આવ્યા બાદ તે પ્રમાણે કેળવણી આપવા માટે ખાસ પ્રવીણ, સુશિક્ષિત અને સુસંસ્કારી અધ્યાપકો રોકવામાં આવ્યા હતા. અધ્યાપકોની પસંદગી કરવાની હોય ત્યારે પ્રથમ ઉમેદવારોને હ. ઇમામની હુઝુરમાં જવું પડતુ. જ્યાં હ. ઇમામ તેની સાથે ધર્મશાસ્ત્ર, વૈદક, ફિલસુફી અને ખગોળશાસ્ત્રના વિષયો પર ચર્ચા કરતા હતા ચર્ચા પછી લાયક જણાતા તેને અધ્યાપકની પદવિ મળતી હતી. આ શિક્ષણ સંસ્થામાં દીન અને દુનિયાનું ઘણાજ ઉચ્ચ પ્રકારનું શિક્ષણ આપવામાં આવતું હતું; એટલુંજ નહિ પણ હિકમત અને મઆરિફતનું જ્ઞાન આપી "રૂહાની" બાબતોમાં પણ અભ્યાસીઓને પારગત બનાવવામાં આવતા હતા જેથી અભ્યાસીઓ અહર્નિશ તત્વજ્ઞાન અને આધ્યાત્મિક વિષયોનું મંથન કરી ઉપસ્થિત થતી ગૂંચવણોનું નિરાકરણ કરતા અને જે વસ્તુનું નિરાકરણ થવું મુશ્કિલ લાગે તેનું નિરાકરણ હઝરત ઇમામ હાકિમ અબુ અલી અ. ને અદબ સહિત પૂછી લેતા. આ શિક્ષણ સંસ્થા ખાસ લોકો માટે એક આશિર્વાદરૂપ થઇ પડી હતી. જો કે સંચાલકોની હિમ્મતના અભાવે તે પાછળથી બંધ થવા પામી હતી, તો પણ આજેય તેની કીર્તિ ઇતિહાસ પ્રસિધ્ધ છે.

## વિદ્યાર્થીઓને ડિગ્રીઓ અને જબ્બાઓ

જામ-એ-અઝહર તો ફાતિમી શાસનકાળ દરમિયાનની એક મહાન વિદ્યાપીઠ બની ચૂકી ઉપરાંત મદરસએ જોહરિયા. દારૂલ ઉલ્મ એને કુતુબખાનાઓ જેવી શિક્ષણસંસ્થાઓ પણ ફાતિમી ઇમામો નિભાવતા હતા અને જ્ઞાનપ્રચારને વેગ આપતા હતા. શિક્ષણ પ્રાપ્ત કરનારાઓને જ્ઞાન. પ્રાપ્તિ માટેની દરેક સુવિધાઓ મળી શકે તે માટે ફાતિમી ઇમામો છૂટે હાથે નાણા અર્પતા હતા. તે સમયે મિસરમાં જે પુસ્તકાલય હતું તે વિશ્વનું સર્વેથી મોટું અને મહાન પુસ્તકાલય ગણાતું

હતું. આ લાયબ્રેરીમાં બે લાખ ઉપરાંત પુસ્તકો હતા જેમાં હસ્તલેખિત પુસ્તકો પણ ખૂબ મોટ. સંખ્યામાં હતા જે પ્રાચીન વિદ્યાઓ ઉપર પ્રકાશ પાડતા. દારૂલ હિકમત પાછળ બે લાખ અને સતાવન હજાર દીનારનો ખર્ચ આવતો હતો એમ માનવામાં આવે છે.

હુન્નર ઉદ્યોગ, વૈજ્ઞાનિક તાલીમ વિગેરે પ્રકારની તાલીમો માટે પણ ફાતિમી ઇમામોએ પુષ્કળ લક્ષ આપ્યું હતું અને આ માટે ચાર લાખ અને બ્યાસી હજાર દીનારને મંજૂર ફરમાવ્યા હતા. આ વિદ્યાલયોમાંથી શિક્ષણ પ્રાપ્ત કરનાર વિદ્યાર્થીઓને ડિગ્રીઓ–પદવીઓ આપવાની પ્રથા ફાતિમી ઇમામોના કાળમાં શરૂ કરવામાં આવી જે આજે પણ ચાલુ છે, આજે ડિગ્રીઓ સાથે જે જબ્બાઓ વિદ્યાર્થીઓને આપવામાં આવે છે તે પ્રથા પણ ફાતિમી શાસનકાળ દરમિયાન જ શરૂ થઇ હતી. જેને જબ્બાઓ મળતાં તેને 'ખફતા' અને 'ખલા' તરીકે સંબોધવામાં આવતા, ધાર્મિક શિક્ષણ પ્રાપ્ત કરનારને પણ ડિગ્રીઓ આપવામાં આવતી જેમાંની મુખ્ય ડિગ્રીઓ 'હુઝતે આઝમ' 'હુઝતે અઝાબર' અને 'હુઝતે માદુક' તરીકે ઓળખાતી હતી. હ. ઇમામના ફરમાનથી યુનિવર્સિટીના વડા આ ડિગ્રીઓ અર્પણ કરતા.

## દાઈઉદ્દ દુઆતનો ઓદ્ધો

બની ફાતિમીઓના શાસનકાળમાં વડા કાઝી અર્થાત ચીફ જસ્ટીસ પછીનો દ જ્જો વડા દાઇનો રહેતો હતો. બન્ને એક જ પ્રકારનો સામાન્ય રીતે સફેદ પોષાક ધારણ કરતા હતા, વડા દાઇના હાથ તળે બીજા બાર મદદનીશો રહેતા હતા. વડા દાઇ 'દાઇઉદ્દ–દુઆત'ના લકબથી ઓળખાતા હતા. મઝહબમાં જેઓ દાખલ થતા હતા, તેમને ધાર્મિક વિષયોમાં વાકેફ કરવાનું કામ પણ તેઓ બજાવતા હતા. હઝરત ઇમામ હાકિમ અબુ અલી અ.ના રાજ્યકાળમાં 'દાઇઉદ્દ–દુઆત'નો ઓધ્ધો બની અબદુલ કવિના ખાનદાનમાં વંશપરંપરા ઉતરતો આવ્યો હતો.

## હ. ઈમામ હાકિમ અબુ અલી અ.ની યાદગાર ઇમારતો

હઝરત ઇમામ અઝીઝ અ. એ બાબ–અલ–ફુતુહ નામના દ્વાર નજીક એક ઇબાદતગાહ ચણાવવાનું કામ હિજરી સન ૩૮૦માં શરૂ કર્યું હતું અને હિજરી સન ૩૮૧ સુધીમાં તેનું ચણતર લોકો બંદગી ગુજારી શકે તેટલું થયું હતું. પરંતુ હઝરત ઇમામ હાકિમ અબુ અલી અ.ના રાજ્યઅમલ દરમ્યાન હિ. સ. ૩૯૪માં એ ઇબાદતખાનાનું બાંધકામ સંપૂર્ણ થયું. એ માટે હ. ઇમામે ચાલીસ હજાર અશરફી ખર્ચી હતી અને તે ઇતિહાસમાં આજેય "જામેએ–હાકિમ" તરીકે મશહુર છે. કાળચક્રની ગતિને લઇને એ ઇબાદતખાનું આજે બિસ્માર હાલતમાં છે, તો પણ તેની એક વેળાની જાહોજલાલી અને ભવ્યતાનો ખ્યાલ આંખે જોનારને આવ્યા વગર રહેતો નથી.

જામે અઝહરનો ઉલ્લેખ હઝરત ઇમામ મોએઝ અ. તથા હઝરત ઇમામ અઝીઝ અ.ના જીવનવૃતાંતમાં કેટલોક આવી ગયો છે, પણ ખરી રીતે કહેતાં એ વિશ્વવિખ્યાત વિદ્યાલયને લોકપ્રિય બનાવનાર તો હઝરત ઇમામ હાકિમ અબુ અલી અ.જ છે. એ કારણે પ્રોફેસર માર્ગોલીઅથ–જામેએ અઝહરના બીજા સ્થાપક તરીકે હ. ઇમામ હાકિમ અબુ અલી અ.ને જણાવે છે. આપે ત્રણ ઇબાદતગાહો સ્થાપી અને એક મહાન પુસ્તકાલયની સ્થાપના કરી. આ પુસ્તકાલય "કસ્ર–અલ–મશરિક"માં આવેલું હતું જેનું ભેટ ખત આજે પણ સાચવી રાખવામાં આવ્યું છે અને તેમાં હ. ઇમામે આપેલા નાણા અને તેનો કારોબાર કેવી રીતે કરવો તેની વિસ્તારપૂર્વક વિગતો આપવામાં આવી છે. આ ખતમાં હ. ઇમામે બાંધેલી ઇબાદતગાહો, અલ–અઝહર વિશ્વવિદ્યાલય,

સાર્વજનિક પુસ્તકાલય અને એકેડેમીને આપેલી ભેટોનું વર્ણન કરેલું છે. અલ-અઝહર પછી બની ફાતિમી વંશધરોએ બંધાવેલા મકાનોમાં હઝરત ઇમામ હાકિમ અબુ અલી અ.ની 'જામેએ-રશીદા'નું સ્થાન છે. જે કેરો શહેરની પહેલી દીવાલની બહાર અને બીજી દીવાલની અંદરના ઘેરાવામાં આવેલી છે. આજે તે ખંડિયેર સ્થિતિમાં પડેલી દેખાય છે. એક લેકચર હોલ પણ ઇમામે બંધાવ્યો હતો. જેના માટે પ્રોફેસરોની નિમણુંક કરવામાં આવી હતી.

## દારૂબંધી તથા અનીતિનો અટકાવ

હિજરી સન ૩૯૨માં હઝરત ઇમામ હાકિમ અબુ અલી અ.એ એક સરકારી વટહુકમ દ્વારા રાજ્યમાં દારૂબંધી જાહેર કરી. આ કાનુનનો ખૂબજ સખ્તાઇથી અમલ પણ કરવામાં આવ્યો.

આ ઉપરાંત અનીતિમાન સ્ત્રીઓને પણ ભારે સજા કરવામાં આવતી હતી. વૃધ્ધ વયની જાસૂસ સ્ત્રીઓ હ. ઇમામ તરફથી ગુનાની તપાસ કરતી હતી. અનિતીમાન સ્ત્રીઓ અને દુરાચારી પુરુષોને દીવાલ સાથે ચણી લેવામાં આવતા હતા. આજે અમલમાં મૂકાતા આવાજ કાનૂનની શરૂઆત કરનાર ઇસમાઇલી ઇમામ હતા.

## હ૦ ઇમામની નગરચર્યા

સ્ટેનલી લેન-પુલના કથન અનુસાર હઝરત ઇમામ હાકિમ અબુ અલી અ. જાહેરજીવનની સમાગમમાં જેમ જેમ વધુ આવતા ગયા તેમ તેમ આપનો પરિચય લોકોને થતો ગયો. પ્રજામાં છૂપાવેશે ભળાઇ જવાની આપને ટેવ હતી અને એવી રીતે લોકોના સુખદુ:ખથી આપે જાતે માહિતગાર રહેતા. રાત્રે આપ નગરચર્યા જોવા ફરતા ઉપરાંત દરબાર પણ ભરતા, બજારમાં વેપારીઓના તોલમાપ જાતે તપાસતા.

## યહુદીઓ-ખ્રિસ્તીઓ માટે પ્રજાની ફરિયાદો

ખ્રિસ્તીઓ અને યહુદીઓ પ્રત્યે પ્રજાજનોની પુષ્કળ ફરીયાદો હ ઇમામ પાસે આવી હતી મિકરીઝી જણાવે છે કે ખ્રિસ્તીઓ અને યહુદીઓ બની ફાતિમીઓના રાજ્યઅમલ દરમ્યાન સરકારી ઓધ્ધાઓ ધરાવતા હોવાથી લોકો પર ઝુલ્મ ગુજારી ખૂબ ધનસંપતિ તેઓએ એકઠી કરી હતી. અને તેઓ મદોન્મત બન્યા હતા. આ નિરંકુશતા ટાળવા રાજદ્વારી કુનેહવાળી સખ્તાઇનો અમલ કરવામાં આવ્યો.

## અન્ય શાહી વટહુકમો

ઉપરાંત હ. ઇમામની આજ્ઞા પ્રમાણે "મલુખિયા" ખાવાની મનાઇ કરવામાં આવી, શરાબ કબજે કરી નીલ નદીમાં વહેવડાવી દેવામા આવ્યું, જૂગારની બદી ટાળવા "દામ" જેવી રમતોનો પણ નિષેધ કરવામાં આવ્યો અને તેના પાટિયા અને સોગઠાં બાળી નખાયા.

"તારીખુલ ઇસ્લામ" માં જણાવ્યા પ્રમાણે હ. ઇમામના હુકમને અનુસરી કોઇપણ પ્રજાજન શરાબ કે ભીંગડા વગરની માછલીનો વેપાર કરી શકતો નહોતો. ગુલામો ખરીદવાની પણ મનાઇ કરવામાં આવી હતી.

ખુદાની ખલકત સન્મુખ જમીન સુધી ઝુકવાનો રિવાજ ફાતીમીઓની "બિદઅત" હોઇ હિજરી સન ૪૦૨ મા ખલીફાના અદબ ખાતર ભૂમિને ચૂંમવાની અને સલામ કરતી વખતે ચૂંબન કરવાનો રિવાજ હઝરત ઇમામ હાકિમ અબુ અલી અ. એ બંધ કરાવ્યો હતો. આ સાલમા ગાયનવાદનનો ધંધો કરનારાઓને અને નજુમીઓને દેશનિકાલ કરવામાં આવ્યા. પ્રજાના સામાન્ય વર્ગ સુધીના લોકોને એક સરખી રીતે ન્યાય મળે તે માટે લોકોની અરજી હ. ઇમામ જાતે સાંભળતા અને તેને ચૂકાદો આપતા.

## અબુ રકવાનો બળવો–ફઝલની ફતેહ

હિજરી સન ૩૯૬ માં મધરિબ આફ્રિકા ખાતે એક બળવો ફાટી નીકળ્યો અને થોડા સમયમાં તેણે ભારે ગંભીર રુપ ધારણ કર્યું. આ બળવાના પરિણામે લોકોને પણ ચિંતા થવા લાગી. એ ફિસાદના મૂળ ઘણા ઊંડા હતા. સ્પેનની ઉમ્વી સત્તા તળેના મુલક જોડે તેને સીધો સંબંધ હતો. આ બળવાનો નેતા અબુ રકવા નામનો એક શખ્સ હતો, જે દરવેશી પ્રમાણે પોતાની સાથે એક છાગળ રાખતો હતો. પ્રથમ તે મિસર ગયો અને ત્યાંથી મકકા, યમન, શામ, જઇ પહોંચ્યો, દરેક સ્થળે ઉમ્વી વંશને ટેકો આપનારો પક્ષ ઊભો કરવાનો તેનો ખાસ હેતુ હતો. તે પોતાના કુશળતા ભર્યા પ્રચાર કાર્યના પરિણામે બની ફાતિમીઓનો વિરોધ કરતા અનુયાયીઓ મેળવી શકયો. તે પછી "રસુલ બે અમ્રિલ્લાહ" અને "મન્સુરે અદુ–અલ્લાહ" ના લકબ ધારણ કરી તેણે પોતાને અમીર તરીકે જાહેર કર્યો. તેના અનુયાયીઓમાં "ઝનાટા"વાલાઓનું મોટું દળ હતું. હજી લાંબો સમય પસાર થયો નહોતો કે કેટલાક બરબરી કબીલાઓ તથા કેરોના લોકો પણ તેની સાથે જોડાયા, લડાયક તાલિમ વિનાના એક મોટા સૈન્યની સરદારી લઇ અબુ રકવા પૂર્વ ભણી આગળ વધ્યો અને 'બરકા' પર આક્રમણ કરી તે તેણે કબજે કર્યું. તેના મુકાબલા માટે ઇનાકની સરદારી તળે ગયેલ ફાતિમી લશ્કરના માર્ગમાં પાણીની તંગી અને અન્ય કપરા સંજોગોમાં થયેલી હારના સમાચાર મિસરમાં હઝરત ઇમામ હાકિમ અબુ અલી અ.ને મળતાં ફઝલ બિન સાલેહની સરદારી હેઠળ બીજું લશ્કર મોકલવાની આપે આજ્ઞા કરી. દરમ્યાન અબુ રકવા પ્રથમ થયેલી જીતથી ગર્વિષ્ઠ બની મિસર પર ચડી આવવા આગળ વધવા લાગ્યો. બની ફાતિમી લશ્કરે ગીઝામાં છાવણી નાંખી, દુશ્મનો આવીને છાપો મારે તેના પહેલાં જનરલ ફઝલે તેઓના પર અણધાર્યો હુમલો કર્યો જેથી તેઓ ગભરાઇ ગયા. હઝરત ઇમામે ફઝલની કુમકે બીજું ચાર હઝારનું ઘોડેસ્વાર લશ્કર મોકલાવ્યું. આ ખબર રકવાને પડતાં તે નાસી છૂટયો. ફઝલે તેની લાંબે સુધી પૂંઠ પકડી, અબુ રકવા પોતાનો જીવ બચાવવા ન્યુબિયામાં ભરાઇ બેઠો અને ન્યુબિયાના બાદશાહ પાસે બની ફાતિમી એલચી તરીકે ઢોંગ કરીને થોડા દિવસ પરોણા તરીકે રહયો. અંતે ફઝલને ખબર પડી જતા તેને કેદ કર્યો અને અંતે તેનો નાશ થયો.

હઝરત ઇમામ હાકિમ અબુ અલી અ.એ હિજરી સન ૩૯૮માં રાજ્યના વડા સેનાપતિ–કમાન્ડર–ઇન–ચીફનો ઓધ્ધો સાલેહ બિન અલી રૂદબારીને આપ્યો. આ વર્ષના રજબ માસની ૧૬મી તારીખે કાઝીયુલ–કુઝઝાત અને વડા દાઇ અબ્દુલ અઝીઝ ફારેગ થતાં, તેની જગ્યા માલિક બિન સઇદ અલ–ફાર્કીને આપવામાં આવી અને દમિશ્કના ગવર્નર તરીકે અલી બિન ફલાહની નિમણૂંક થઇ.

## ધાર્મિક સ્વતંત્રતા

ઇબ્ને ખલ્લિકાન લખે છે કે, ઇસ્લામના આરંભકાળના ખલીફાઓના "તબર્રા" (ધાર્મિક

ઝમીઓ અને ગોરી વંશના લોકો હસ્તક આવ્યો. આ બન્ને સરખે ભાગે પોતાની વચ્ચે એ પ્રાંત વહેંચી લીધો. મહાન મુહમ્મદ બિન કિયા બુઝુર્ગનું અવસાન પણ એજ વર્ષમા થયું હતું. તેઓએ હઝરત ઇમામ હાદી અ; હઝરત ઇમામ મોહતદી અ. અને હઝરત ઇમામ કાહિર અ.ની અડગપણે સેવા બજાવી પોતાનું જીવન સાર્થક કરી હઝરત ઇમામના કીર્તિવંત સેવાધારીઓમા પોતાનું નામ ઉજજવળ બનાવ્યું હતું.

અંધાધુંધીના આ યુગમા હિજરી સન ૫૩૭મા ફારસમા રૂકુએના, હિજરી સન ૫૪૯ મા દમિશ્કમા તુગતગીનના વંશજોના, હિજરી સન ૫૫૩ મા યમનમા નજશાહના અને હિજરી સન ૫૫૫મા ખુરાસાનમા ગોરી વંશના રાજ્યઅમલનો અંત આવ્યો હતો અને તેના સ્થાને "અઝહમ" મા 'ઝીકી' અને હેમ્સના "અય્યુબીઓ" રાજસત્તા ઉપર આવ્યા હતા. સુલતાન સંજરના મરણના ત્રણ વર્ષ અગાઉ આ સઘળાથી બળવાન અને પૂર્વ તથા પશ્ચિમના દેશોના રાક્ષસ સમા જંગીસ-ખાનનો જન્મ થયો, જેણે એકવારના ફળદ્રુપ દેશોને જંગલ સમાન વેરાન બનાવ્યા અને જંગ-લોને લોહીધારાઓથી બાંજવી દીધાં.

## અય્યુબી સત્તાની સ્થાપના-મુસ્તેઅલવી રાજસત્તા અંત

હેમ્સના અય્યુબી રાજકર્તાઓનો ફાતિમી ખલીફાઓ સાથે સંબંધ હોવાથી તેનો ઉલ્લેખ કરવો અહીં ઉપયોગી થઇ પડશે. સલજુકી રાજ્યના કટકેકટકા થયા પછી અતાબેગના લકબથી દમિશ્ક, મોસલ, શામ, જઝીરા (વાસિત), વિગેરે સ્થળે જે સ્વતંત્ર રાજ્યો કાયમ થયા તેમા ઇરાકના અતાબેગ નૂરૂદીન મહમ્મદ ઇમાદુદીન ઝંગી શામમા હકુમત કરતો હતો એ ખ્રિસ્તી ક્રુઝેડરોનો સર્વથી બળવાન વિરોધી હતો. "તાયર" નો બિશપ તેના ગુણદોષનું વર્ણન કરતા લખે છે કે, નૂરૂદીન ડાહ્યો અને સારી સમજ શકિતવાળો માણસ હતો. તેના લોકોની માન્યતા અનુસાર તે ખુદાથી ડરવાવાળો શખ્સ હતો. તેણે પોતાના બાપદાદાના વારસામા વૃધ્ધિ કરી હતી. તેના વિજયના ફળરૂપે અંતાકિયા અને ગઝલીનનો રાજ્યકર્તા રેમન્ડ અને કાઉન્ટ ઓફ ત્રીપોલી પડયા. પરિણામે મોટી ગનીમત સહિત તલબસર, અંતબ, અસાસ, રયદાન, તખાલિદ, હર્સ, કફ-સરૂદ, મરોશ અને નહેરૂલ હુઝ, હિજરી સન ૫૪૬ મા આ સઘળા એ વિજેતાના હાથમા આવ્યા. ખરૂં કહેતા મોસલ અને હલબનો કબજો નૂરદીનના હાથમા હોવાથી તે ઉત્તરનો શામનો સાર્વભોમ સ્વામિ હતો, પરંતુ દક્ષિણ શામનો ભાગ તેને ખૂંચતો હતો. તેણે બે વાર દમિશ્ક પર ઘેરો નાખ્યો હતો. છેવટે ક્રુઝેડરોના ભયથી શહેરીઓ તેને શરણે આવ્યા અને શામમા સલજુકીઓના છેલ્લા બાદશાહ મઝહરૂદીને, પોતાની મરજીથી રાજગાદી છોડી નિવૃત્ત થવાની ઇચ્છા દેખાડતા તેને પ્રથમ "હુમ્સ" અને પછી "બાલીશ" મળ્યા અને અંતે મઝહરદીન બગદાદ ચાલ્યો ગયો.

નૂરદીને અઠાવીસ વર્ષ દરમ્યાન પચ્ચાસથી વધુ કિલ્લાઓ જીત્યા હતા. પોતાના રાજ્યના દરેક શહેરોમા ઇબાદતગાહો અને પાઠશાળાઓ બંધાવી હતી. દમિશ્કની 'દારુ-ઉલ-હદીસ" એમા સવંથી વધુ વિખ્યાત છે ધાર્મિક માન્યતા અને રાજકીય નીતિની કારણે નૂરદીને ફાતિમી ખલીફાઓ તા બગદાદના અબ્બાસીઓની તરફેણમા રહેવાનું વધુ સલાહભર્યું ગણ્યું હતું. આ સમયે મિસરમા ભારે અંધાધુંધી ચાલી રહી હતી અને પાછલા યુગના ફાતિમી ખલીફ પાસેથી તાજ ખૂંચવી લેવાની તક હવે આવી લાગેલી જોઇ નૂરદીને તેનો પૂરેપૂરો લાભ લીધો. તેણે પોતાના નાયબ સલાહુદીનને ફાતિમીની કુમકના બહાને મિસર રવાના કર્યો. તેણે વડા વઝીર તરીકેનો હોદ્દો લીધા પછી સઘળી સત્તા પોતાના હાથમા લેવાની વેતરણ કરી. સલાહુદીને બગદાદના અબ્બાસી ખલીફાઓનું

નામ ખુત્બામા દાખલ કર્યું. સાથે સાથે એ નામ પછી શામના પોતાના બાદશાહ અતાબેગ નૂરદીનનું નામ લેવાનો હુકમ કર્યો.

## આલમુતનું બળવાન ઇસ્માઇલી રાજ્ય-પ્રજાના સુખ સલામતી

જો કે એક બીજી શાખા આલમુતના કિલ્લામા પોતાનો પાયો નાંખીને બળવાન બની બેઠી હતી, જેને ઇતિહાસકારો પૂર્વના ઇસમાઇલી તરીકે ઓળખાવે છે. ઇસમાઇલીઓના ઇતિહાસમા આ એક અતિશય અગત્યની ઘટના છે કે મિસરની ખિલાફતના ખંડિયેરો ઉપર સલાહુદીને અય્યુબી વંશની સ્થાપના કરી પરંતુ તેની સામે પોતાના પગો ઉપર ઊભેલું એક બળવાન અને મહાન હરીફ રાજ્ય આલમુતના પહાડોમા હસ્તી ધરાવતું હતું.

હઝરત ઇમામ કાહિર અ. ના જમાનામા સંભાળભરી રાજ્ય વ્યવસ્થા અંગે આર્થિક અને ખેતીવાડીની ખિલવણી થઇ. ઇસમાઇલી રાજ્યવિસ્તારમા વસતી પ્રજા સુખથી પોતાનું જીવન નિર્ગમન કરવા લાગી. વળી આલમુત અને લામસ્તર જેવા કિલ્લાની અભેદ દિવાલો અને અજીત બાંધકામોથી દુશ્મનોની વારંવારની ચઢાઇઓથી પણ પ્રજાને રક્ષણ મળ્યું. આ સમયે ઇસમાઇ-લીઓની હાક વાગતી હોવાથી ઇસમાઇલીઓ પર ચઢાઇ લાવવાની પણ કોઇની હિંમત ચાલતી નહોતી. આવી સુખદ સ્થિતિમા ઇસમાઇલીઓ રાજ્યની ભલાઇ અને હઝરત ઇમામની સેવામા કૂચ કદમ કરી આગળ વધે જતા હતા.

## પીર સૈયદ ઇસ્લામદીન (રેહ.) આલમુતમા

પીર સૈયદ ઇસ્લામદીન (રેહ.) નો જન્મ હિજરી સન ૫૧૬ ના ઝીલહજ માસની તા. ૨૧ મીએ સબ્ઝવારમા થયો હતો. તેઓ ઇસ્લામી તવારિખમા "સૈયદ સલામદીન" ના નામે સુવિખ્યાત છે. હઝરત ઇમામ કાહિર અ. ઇમામતની મસનદ પર જલ્વા અફરોઝ થયા એ સમયે પીર સૈયદ ઇસ્લામદીન (રેહ.) એક કાફલા સાથે આલમુત આવ્યા હતા અને હઝરત ઇમામની મુલાકાત અને દસ્તબોશી કરી હતી. પીર ઇસ્લામદીન (રેહ.) ઘણા પ્રભાવશાળી હતા. તેઓએ ધર્મનો પ્રચાર પણ બહોળા પ્રમાણમા કર્યો હતો. તેઓ પચીસ વર્ષ સુધી પીરાતન ભોગવીને હિજરી સન ૫૭૫ મા વફાત પામ્યા હતા. તેમના સૈયદ અબ્દુલ હાદી, સૈયદ જલાલુદીન અને સૈયદ સલાહુદીન નામના ત્રણ ફરઝંદો હતા.

## જામે સિફાર્યો

હઝરત ઇમામ કાહિર અ. ને ઇમામત અને ખિલાફતની મસનદ ઉપર આવ્યે પાંચમુ વર્ષ પૂરું થયું હતું અને "શેખુલ જબ્બલ" મુહમ્મદ બીને કિયા બુઝુર્ગને આ ફાની દુનિયા છોડયે અમુક મહિના પસાર થઇ ગયા. એ સમયે હઝરત ઇમામે આપના શાહઝાદા હઝરત હસન અલા ઝિ ક્રિયા સલામ અ. ને ફરમાવ્યું :—"અમોએ તમારા માટે સઘળી સામગ્રી તૈયાર કરી રાખી છે. હવે પછી તમો એકલાજ ઇમામત અને રાજ્યગાદીના માલિક છો !"

આપના ફરજંદને ભલામણ કર્યા પછી થોડા દિવસ પસાર થયા હતા અને હિજરી સન ૫૫૭ મા હઝરત ઇમામ કાહિર અ. એ જામે સિફાર્યો. આ પછી હઝરત ઇમામ હસન અલા ઝિકહરીયા સલામ અ. ઇમામતની મસનદ પર બિરાજમાન થયા અને રાજ્યની લગામ પણ સંપૂર્ણપણે હાથમા લીધી.

# HAZRAT MOWLANA IMAM SHAH HASAN ALA ZIKRHIS-SALAM

( A. H. 557-561 )

............0............

(૨૩)

# હઝરત મૌલાના ઈમામ શાહ હસન અલા ઝિક્રિયા—સલામ અ૦

( હિજરી સન ૫૫૭-૫૬૧ )

હઝરત મૌલાના ઇમામ શાહ હસન અલા ઝિક્રિયાસલામ અ. નો મુબારક જન્મ "તારીખે જહાંગુશા" ના જણાવ્યા પ્રમાણે હિજરી સન ૫૦૬ મા 'આલમુત' ખાતે થયો હતો. હઝરત મૌલાના ઇમામ શાહ હસન અ. નો મુબારક લકબ: "અલા ઝિક્રહિસ્સલામ" છે. જેનું અપભ્રંસ "અલા ઝિક્રિયા સલામ" થયું કે જે નામથી આપશ્રી ઓળખાય છે.

હઝરત મૌલાના ઇમામ શાહ હસન અલા ઝિક્રિયા સલામ અ. હિજરી સન ૫૫૭ મા ઇમામતની મસનદ પર બિરાજમાન થવા ઉપરાંત 'આલમુત' ના હાકેમ તરીકે રાજ્યની લગામ આપના હાથમા લીધી. "આસારે મુહમ્મદી" ની કૃતિમા દર્શાવ્યા મુજબ આ સમયે આસપાસનાં સઘળા રાજ્યોમા હઝરત ઇમામની સતાની એવી અસર પડી ગઇ હતી કે કોઇપણ સત્તા હઝરત ઇમામ સામે માથું ઊંચકી શકતી નહિ, ઇસ્માઇલીઓ મહાન ગૌરવભર્યું જીવન જીવી રહ્યા હતા.

જોન માલકમ પોતાની કૃતિ "હિસ્ટરી ઓફ પરશિયા" મા લખે છે કે. "મુહમ્મદ ઇબ્ને કિયા બુઝુર્ગ ઉમ્મીદે સત્તાનો નામ ખાતર સ્વીકાર કર્યો હતો અને એ રાજવીએ પોતાને વઝીર બનાવી સંતોષ માની લીધો હતો. કારણ કે મુખ્ય રાજ્યકર્તાને તેના પદ ઉપર સ્થાપવાથી ધાર્મિક સબંધો પરિણમ્યા હતા.

આ ઘટના હઝરત ઇમામ કાહિર અ ના સમયની છે, જ્યારે હઝરત ઇમામ હસન અલા ઝિક્રિયા સલામ અ. આપના જાંનશીન હતા અને આપશ્રી ઇમામતની મસનદ પર બિરાજમાન થયા તે સમયે મુહમ્મદ બિન કિયા બુઝુર્ગ હિજરી સન ૫૫૭મા આ ફાની દુનિયા છોડી ગયા હતા.

## રાજ્યમા અસંખ્ય સુધારાવધારા

હઝરત ઇમામ હસન અલા ઝિક્રિયા સલામ અ. ના સમયમા એક અગત્યનું પરિવર્તન થયું હતું. અગાઉ જણાવ્યા પ્રમાણે અત્યાર સુધી આલમુતમા 'ઇમામત' અને 'હકુમત' જુદી

જુદી હતી, પરંતુ હઝરત ઇમામ હસન અલા ઝિકિયા સલામ અ. એ ઇમામતની મસનદ પર બિરાજમાન થઇ આલમુતની રાજ્યસત્તા એટલે "હકુમત" પણ આપના હાથમા લીધી.

મિસરમા ઇમામોના ગૌરવશાળી રાજ્ય પછી આલમુતમા ફરીવાર રાજ્ય કારકીર્દીનો આરંભ થયો. આપે મસનદનશીન થતાજ રાજ્યવ્યવસ્થામા પુષ્કળ સુધારાવધારા કર્યા. ધર્મને લગતી બાબતોમા પણ નવું ચેતન રેડયું અને જુદા જુદા કિલ્લાઓમા વસતા મોટા મોટા સરદારો અને અમલદારોને તથા દાઇઓ, નકીબો અને ગવર્નરોને આલમુતના કિલ્લામા એક જશન કરી તેમા આવવાનું આમંત્રણ આપ્યું અને હઝરત ઇમામે એ પ્રસંગે પહેલીજવાર રાજ્યકારોબારની તપાસણી પણ કરી હતી.

## હઝરત ઇમામનું અનેક વિદ્યાઓ પર પ્રભુત્વ

"રવઝતુસ્સફા" ના કથન અનુસાર "હઝરત ઇમામ હસન ઝિકિયાયા સલામ અ. એ યુવાવસ્થામા પગ મૂકયો ત્યારે ઇસમાઇલી મઝહબ, દીની ઇલ્મ તથા અકાયદોની ચર્ચામા આપનો સમય તેઓ વ્યતિત કરતા હતા. એ પ્રકારે ઇલ્મની અવસ્થા ગાળ્યા પછી "અકલી" અને મન્તિકી (તર્કશાસ્ત્રીય) મસઅલાઓમા પોતાનું મન પરોવ્યું અને તે પછી આ સઘળા ઇલ્મને "મકસદ" અને "તાવીલ" નો લિબાસ પહેરાવીને અનુયાયીઓની રહેબરી કરવા અને હિદાયત આપવા બહાર આવ્યા. ઇસમાઇલીઓ હઝરત ઇમામ પ્રત્યે હમેશા વફાદાર રહેતા હતા. આ પ્રકારે ઇસમાઇલી મઝહબના મૂળતત્વોનો બહોળો પ્રચાર થવા લાગ્યો."

હઝરત ઇમામ હસન અલા ઝિકિયા સલામ અ.ની રાજ્યકારકિર્દીનું વર્ણન કરવા પહેલા આપશ્રીના નસબી હકીકત માટે પ્રથમ લખવાની જરૂરત છે, કારણ કે આગળ આપણે વાંચી ગયા છીએ કે હઝરત ઇમામ મુહમ્મદ મહેદી અ. ના સમયમા અબ્બાસી ખલીફ મુકતદિરે તેમજ હઝરત ઇમામ મુસ્તનસિર બિલ્લાહ અ. ના સમયમા અબ્બાસી ખલીફ કાયમ બિન કાદિરબિલ્લાહે ઉલમાઓને લાલચો આપીને, રાજ્યસત્તાના બળે ખોટી વંશાવળીઓ બનાવી હઝરત ઇમામના નસબને વિકૃત સ્વરૂપમા રજૂ કરી, લોકોમા શંકા ફેલાવવા તથા ઇસમાઇલીઓને ચલાયમાન કરવા અનેક કોશિશો કરી હતી, જો કે આવા વિપરિત સંજોગોમા પણ હઝરત ઇમામનો પ્રભાવ અને સત્યના જાહેર થઇ જતા એવા સઘળા કાવત્રાઓ નિષ્ફળ નિવડયાં હતા.

આ સમયે પણ અબ્બાસીઓએ ઇમામની શત્રુતા ન તજી, "આસારે મુહમ્મદી" ના કથન પ્રમાણે એ સમયના અબ્બાસી ખલીફના હૃદયમા હઝરત ઇમામ હસન અલા ઝિકરિયા સલામ અ. નો અનહદ ભય પેસી ગયેલો હોવાથી લોકોના વિચાર નબળા બનાવવા અર્થે દરેક સ્થળે એવી ખબર તેણે ફેલાવવા માંડી કે, હઝરત ઇમામ મુસ્તનસિર બિલ્લાહ અ. સાથે પોતાની નસબ જોડાણનો દાવો હસન અલા ઝિકરિયા સલામ અ. કરે છે, પરંતુ તે દાવો ખોટો છે. એક બનાવટી વંશાવળી બનાવી અબ્બાસીઓએ પોતાના રાજ્યની હદમા ફેલાવી લોકોને હઝરત ઇમામથી ગુમરાહ કરવા કોશિશ કરી.

## હઝરત ઇમામનો ઇતિહાસિક ખુત્બો–વંશનું સ્પષ્ટીકરણ

હઝરત ઇમામ હસન અલા ઝિકરિયા સલામ અ. એ હિજરી સન ૫૫૯ ના તા. ૧૭ મી રમઝાનના દિને એક ખુત્બો આપ્યો. એ દિવસે, રૂદબાર, કોહિસ્તાન, લામસ્તર, આલમુત, ઇસ્ફહાન,

કાઇન, બિરજંદ અને બીજા આસપાસમા વસતા સઘળા ઇસમાઇલીઓ આલમુતમા એકઠા થયા. પહેલા હઝરત ઇમામે એક જંગી દરબાર ભરવા હુકમ આપ્યો હતો. હઝરત ઇમામે સઘળી હાજર રહેલી ખલકતને સંબોધીને ફરમાવ્યું કે, "હું તમારો બરહક ઇમામ છું, અમારા અનુયાયીઓ અમારા કલામો પર ઇમાન આણશે અમારો નસબ આ પ્રમાણે છે : હસન બિન કાહિર બિન મોહતદી બિન હાદી બિન નિઝાર બિન મુસ્તનસિર બિલ્લાહ. "કિયામત" અમારી જાતથી 'કાયમ' થશે અને અમારા વંશનું આ સ્પષ્ટિકરણ છે. તે વિરુધ્ધ જનાર મઝહબથી ગુમરાહ છે."

## આલમુતના ઇસમાઇલીઓનો મહોત્સવ "ઇદુલ કયામ"

ત્યારબાદ હઝરત ઇમામે કયામતનો સંકેત કરતા ફરમાવ્યું કે, "આજ દિને સઘળી શરિયતી તકલીફોથી તમોને હું સ્વતંત્ર કરું છું. આજે તમારે માટે રહેમતના દ્વાર ઉઘડી ગયા છે. તમો સઘળાને આ જગતમા શરિયત અને કયામતના ભેદથી માહિતગાર કર્યા છે, હવે પછી તમારામાના જે અમોને ન ઓળખતા હોય તેઓને ખુલ્લા શબ્દોમા જાણ કરીએ છીએ કે, અમો યુગના ઇમામ છીએ. ઝમાનો અમારી તાબેદારી સ્વીકારવા તૈયાર છે. એવા સમયમા તમને વિચાર કરવાનું કારણ રહેતું નથી. આ લડાઇનો અવસર છે, તેમા કવાયત સંભવે નહિ. જો કવાયતમા મશ્ગુલ રહેશો તો માર્યા જશો. શરીઅત એ કવાયત અને લડાઇ એ 'આમાલ' છે. 'આમાલ' વડેજ તમો કયામતના ભયથી બચી જશો. પાક પરવરદિગારની નઝદિકી આમાલથીજ છે અને ખુદાની નિકટ જઇ પહોંચવાનો અર્થજ "કયામત" થાય છે."

આ વિવેચન પછી હઝરત ઇમામે મિમ્બર પરથી હેઠળ આવી સઘળા હાજર રહેલાઓને મુબારકી આપતા ફરમાવ્યું કે, "આજ ઇદનો દિવસ છે માટે સઘળાઓ ખુશાલી મનાવો." આ મુબારક દિનને ઘણીજ ધામધુમ અને દમામદાર રીતે સઘળા ઇસમાઇલીઓએ ઉજવ્યો અને એ દીનને 'ઇદુલ કિયામ' ના નામે ઓળખવા લાગ્યા. દર વર્ષે ઇસમાઇલીઓ આ દિનને ઉજવતા રહયા; આ સબબે શરીઅતમાંજ દીનધર્મને સંપૂર્ણ સમજતી ઇસ્લામી પ્રજા ખળભળી ઉઠી અને ઇસમાઇલીઓ ઉપર દ્વેષથી ગંદા વિશેષણો લગાડયા જેની નોંધો આજે પણ ઇતિહાસોમા મળી આવે છે.

"હબિસ્તાન-ઉલ મઝાહિબ" ની કૃતિમા ઉપલું વર્ણન કર્યા બાદ જણાવેલું છે કે, "હઝરત ઇમામ હસન અલા ઝિકરિયા સલામે ખિલાફતપદે પોતાનું આસન લીધું ત્યારે આપના રાજ્યના અમીર ઉમરાવો અને અફસરોને બલદતુલ ઇકબાલ-ભાગ્યવંત ભૂમિમા એકઠા કરીને ફરમાવ્યું કે, "હું ઇમામે વકત છું અને "અમ્રો નહી" (૧) વસ્તુત: શરીઅતી રસ્મો અને રિવાજો છે, જેની તકલીફો લોકો ઉપરથી ઉપાડી લઉ છું કારણ કે આ કયામતનો ઝમાનો છે."

ઘણા ઇતિહાસકારોનો એવો મત છે કે મજકુર 'ઇદુલ કયામ' નો દિવસ ૧૭મી રમઝાનનો હતો. જે દિવસે અમીરૂલ મોઅમેનીન હઝરત અલી અ. અબદુર્રહેમાન ઇબ્ને મુલજીમના હાથે ઝખમી થયા હતા. એટલે કે 'દુનિયાથી' છુટવું અને 'ઉકબા' થી જોડાવું. એ પરિપૂર્ણતાએ પહોં

૧ અમ્રો નહી-વિધિનિષેધો અર્થાત અમુક કરવા અથવા નકરવા આદિની શાસ્ત્રાજ્ઞાઓ.

ગેલા આત્માની બિજજતનું સાધન છે અને એ સબબે એ દિનને 'ઇદુલ કયામ'નામ પાડી હઝરત ઇમામે આપના દાદા બુઝુર્ગવારની શાનને રોશન કરી છે.

'રવઝતુસ્સફા' મા એવો ઉલ્લેખ કરવામા આવ્યો છે કે, એક પ્રતિષ્ઠાવાન માણસે મૌલાના યુસુફ શાહ કાતિબ પાસેથી સાંભળ્યું હતું કે, "હું આલમુતમા ગયો હતો ત્યારે ત્યા આગળ આ પ્રમાણે એક બયઅત લખેલી મેં જોઇ હતી :–

બર દાશ્ત ગિલે શરઅ બ તાઇદે ઇઝદી,
મખદુમ રોઝગાર અલી ઝિક્ર હિસ્સલામ

અર્થાત :–ખુદાની મદદથી શરીઅતના તોકને ઝમાનાના મંખ્દુમ–માલિક અલા ઝિકરિયા સલામ અ. એ કાઢી નાખ્યો."

## "મોમિનાબાદ" મા "ઇદુલ કયામ" નો મહોત્સવ

હઝરત ઇમામ હસન અલા ઝિકરિયા સલામ અ. ની આ જાહેરાતની પત્ર દ્વારા સઘળા સ્થળોએ ઇસમાઇલી વસ્તીને ખબર આપવામા આવી, જેમા કોહિસ્તાનના હસન બિન સબ્બાહના નાયબ રઇસ મુઝફ્ફરના નામરાશિનો પણ સમાવેશ થાય છે. એમને મોકલવામા આવેલા પત્રમા હઝરત ઇમામ તરફથી જણાવવામા આવ્યું હતું કે "જમીનની સપાટી ઉપર હું ખુદાનો ખલીફો છું અને કોહિસ્તાનનો રઇસ અમારો ખલીફો છે, એ દેશની પ્રજાએ અમારો હુકમ બજાવી લાવ. ની આવશ્યકતા છે અને રઇસ મુઝફ્ફરના વચનને અમારું વચન સમજે."

આ કાગળમાની ભલામણને અનુસરીને મોમિનાબાદના કિલ્લામા રઇસ મુઝફ્ફરે હઝરત મનો ઇનાયત થયલો પત્ર વાચી સંભળાવ્યો જે પરથી ત્યાની ઇસમાઇલી પ્રજાએ "ઇદુલ કયામ" મનાવી અને એ પ્રમાણે બીજા ઇસમાઇલી ઉમરાવોએ પણ હઝરત ઇમામના કાગળમાંની ભલામણો અમલમા મૂકી હતી.

## ઇસમાઇલી સિધ્ધાંતોનું રહસ્ય

"દબિસ્તાન–ઉલ–મઝાહિબ" મા ઉલ્લેખ કરવામા આવ્યો છે કે, ઇસમાઇલીઓના અકીદામા ઇમામે હક તરફથી થતી નફસની તપાસણીને "કયામત" કહે છે. તેઓનું માનવુ છે કે, લોકો ખુદાની નજદીકમા પહોચે છે ત્યારે કયામત કાયમ થાય છે અને તે સમયે શરીઅતની તકલીફ દૂર થઇ જાય છે. આ "કયામત"નો અર્થ એવો છે કે પોતાના ઇમામતના ઝમાનામા ખલકત (સર્જન) ને તેના ખાલિક (સર્જનહાર) સાથે ઇમામે વાસિલ (સંયોગ) કરવાથી તેઓના ઉપરથી શરીઅતની રસ્મો ઉપાડી લે છે.

"આસારે મુહમ્મદી" ના કથન પ્રમાણે હઝરત ઇમામ હસન અલા ઝિકરિયા સલામ અ.એ આલોકના જે રહસ્ય સમજાવ્યા છે તે પ્રમાણે જગત કદીમ છે. ઝમાનો અનંત છે. કયામત રૂહાની (આત્મિક) છે. બહિશ્ત અને દોઝખ 'મઆનવી' (બાતમી–સૂક્ષ્મ) છે. દરેક મનુષ્યની કયામત તેનું મોત છે. 'બાતિનમા સ્થિરજનોએ ખુદાની સેવામા રહેવું જોઇએ અને 'ઝાહેર' મા ...ાતાની ઇચ્છા પ્રમાણેનું જીવન ગાળવું જોઇએ, જેને અંગે બંધનકર્તા બંધનો સ્થિરજનો પરથી ઉઠાવી લેવામા આવે છે.

હઝરત ઇમામ હસન અલા ઝિક્રિયા સલામ અ. આપના રાજ્યની શાખા તળેના સઘળા મુલ્કોના ઇસમાઇલીઓને એકઠા કરી ફરમાવ્યું: "કાયમ-ઉલ-કયામત" મારાથી છે. એ દિવ આલમુતના સઘળા ઇસમાઇલીઓએ મહાન ઉત્સવ ઉજવ્યો અને ઇતિહાસમા એ દિન "ઇદુ કયામ" તરીકે પ્રસિદ્ધિમા આવ્યો. આલમોતની આ ઘટના ઘણીજ મહત્વની હતી.

## શેખ ઇરાકી કોણ હતો?

હઝરત ઇમામ મોહતદી અ. તરફથી શામની હકુમત ચલાવવા માટે નિમાયેલા ગવર્નર અબુ મુહમ્મદે એક દિવસ સાંભળ્યું કે એક અજાણ્યો માણસ "કહફ" ની બાજુના "બરતરશુન" નામના ગામડામા વસવાટ કરવા આવ્યો છે અને તે પોતાને ઇરાકી અરબી જણાવે છે. ગામડામા તે બાળકોને લખવા વાચવાનું શિખવતો હતો. કોઇ ગામડીઓ બીમાર પડતો તો તેને આ અજાણ્યા માણસ પાસેથી ઝટ ઉપચાર મળી આવતો હતો; આ દરવેશની ખ્યાતિ તત્કાળ સઘળા દેશોમા ફેલાઇ ગઇ હતી અને તે એક "સંત" તરીકે ઓળખાવા લાગ્યો લોકો તેને "હકીમ" ના ઉપનામથી પણ સંબોધતા હતા, બંદગી વેળાએ તે કલાકોના કલાકો સુધી એક ચિતે બેસી રહેતો હતો. આવો એક અસાધારણ શખ્સ "કહફ" ના હાકિમની કુતૂહલતા જગાડે એ સ્વાભાવિક હતું. અબુ મુહમ્મદે તેને કિલ્લામા બોલાવીને તેના જીવન નિર્વાહ માટે તથા પોતાની નજદીક રહેવા કરવાની સગવડ કરી આપી, જે પેલા સખ્સે માન્ય રાખી અને સાત વર્ષ સુધી તે એવી રીતે કહફમા રહ્યો, દરમ્યાન જે સદ્ગુણો અને ચારિત્ર વડે તેની ઇસમાઇલીઓમા ખ્યાતિ થવા પ હતી તેનો વધુ અને વધુ તે વિકાસ કરતો ગયો. લોકો તેનું નામ જાણતા નહોતા તેથી તેને શે ઇરાકી કહેતા હતા.

## સિનાનનો પ્રથમ પરિચય

જ્યારે અબુ મુહમ્મદની વય ૮૦ કે ૯૦ વર્ષની થઇ અને તે સખ્ત બીમાર પડયો ત્યારે પેલો અજાણ્યો શખ્શ—શેખ ઇરાકી તેના ઓરડામા દાખલ થઇને કંઇપણ લાંબી વાતચીતમા ન ઉતરતા અબુ મુહમ્મદને જણાવ્યું કે "હવે તમારા જીવનનો અંત નજદીક આવી લાગ્યો છે. તમારું અવસાન થાય તે પહેલા તમારૂં પદ મને હઝરત ઇમામે અર્પણ કર્યું છે તમે તેની તપાસ લઇ લો તો બહેતર થશે." આ વાત સાભળી અબુમુહમ્મદ ચોંકી ઉઠયો. જે અદના શખ્સ સાથે એક સામાન્ય ચાકર જેવો સાત વર્ષ પર્યંત વર્તાવ રાખવામા આવ્યો હતો, તે સાત વર્ષ પછી હઝરત ઇમામે પસંદ કરેલા તેનો ઉત્તરાધિકારી! સાથે સાથે અબુ મુહમ્મદે આ હકીમ અથવા શેખ ઇરાકીનું નામ પણ જાણી લીધું જે તેણે "રશીદુદીન સિનાન" જણાવ્યું. એવી રીતે તે લોકોની નજર સન્મુખ સિનાનના નામે અને સલાહુદીનના જગમશહુર હરીફ તરીકે બહાર આવ્યો.

## સિનાન એક લોખંડી પુરૂષ

આ ઇસમાઇલી સરદાર "સિનાન"નું જીવનચરિત્ર ફ્રેન્ચ ભાષામા "લયા મેત્ર દેઝ આસાસે" અર્થાત શામના ઇસમાઇલી શેખના નામે લખવામા આવ્યું છે. તેમા વર્ણવેલું છે કે જે વ્યક્તિ શેખ "સિનાન"ના ટૂંકા નામથી વિખ્યાત થઇ છે, એનું પૂરું નામ અબુલ હસન બિન સુલેમ બિન મુહમ્મદ રશીદુદીન હતું. એનો જન્મ બસરા ખાતે થયો હતો. જર્મન વિદ્વાન "વેસ્ટફિલ લખે છે કે "અકોશ સાદાન" નામના ગામમા તે પારણે ઝુલ્યો હતો, સમજણો થતા તેણે એવા

પરાક્રમો કરી દેખાડયા છે કે જેમા તેની પૂર્વે ભાગ્યેજ માનવ કલ્પનામા આવ્યા હોય અન્ય કેટલાકોમાં એવી માન્યતા છે કે "મવદુદ" ના નામે ખ્યાતિ પામેલા માણસ પણ સિનાનજ છે. આખનો મહાન ઇતિહાસકાર કમાલુદીન પણ એ પ્રમાણેજ વર્ણવે છે.

## સિનાન આલમુતમા–શામના વડા દાઇના ઓદ્ધાની નવાજિશ

ઇતિહાસકાર યાકુતી દર્શાવે છે કે, સિનાનના પિતા "અંકારા સાદાન"મા એક સરદાર હતા આ શહેર નુસેરીઓથી વસાયેલું હતું, જેઓ હઝરત અલી અ ને અલ્લાહ તરીકે માને છે. સિનાનનો નિવાસ કિલ્લામાજ હતો, જેનો તેણે પોતાના ભાઇઓમા અણબનાવ થતા પાછળથી ત્યાગ કર્યો હતો. તે ઇસમાઇલી સિધ્ધાંતોમા માનતો થયો હતો. છતા તેના શિક્ષણમા જે નુસેરી અસર છે, તે વિસરી શકાય તેવી નથી. સિનાનના સમયમા નુસેરીઓની બોલબાલા હતી. તેની સામે ઇસમાઇલીઓનું બળ નરમ પડતુ જણાયું હતું. આવા કટોકટીના સમયમા ઇસમાઇલી મઝહબમા જોડાવાનો નિશ્ચય કરી કંઇપણ સાધન અને વાહન વગર પગપાળા સિનાન આલમુત ગઢમા આવી પહોંચ્યો. મુહમ્મદ બિન કિયા બુઝુર્ગે તેને પોતાના પુત્ર હસન અને હુસેન પ્રમાણે રાખ્યો. મુહમ્મદ બિન કિયા બુઝર્ગનું અવસાન થતા હઝરત ઇમામ હસન અલા ઝિકરિયા સલામ અ એ સિનાનને વડા દાઇના ઓધ્ધો આપીને શામ ખાતે "ફરમાન પત્ર" સાથે રવાના કર્યો અને ઇસમાઇલીઓની સહાયતાથી "કહફ" ખાતે પહોંચી હ. ઇમામની આજ્ઞા અનુસાર ત્યાના ઇસમાઇલી વડા અબુ મુહમ્મદની તહેનાતમા રહેતા હતા..

## હ૦ ઇમામ વિરુદ્ધ કાવતરૂં

હઝરત ઇમામ હસન અલા ઝિકરિયા સલામે અ. પોતાને "કાયમુલ કિયામત તરીકે જાહેર શરીઅતની રિવાજ રસમને બંધ કરી, અલ્લાહતાલાના સામે સરળ રીતે મન જોડી દેવાની ખામણુ આપી હતી. આ ઉપરથી કેટલાક અધૂરા લોકો છંછેડાઇ પડયા હતા; એ કારણે વખતો-વખત મસઅલાઓનો ઉકેલ કરવા માટે દંભી શખ્સોની સલાહ લેવામા આવતી હતી તેથી કારોબાર સદંતર બંધ પડી ગયો; જેના અંગે રોષે ભરાઇને તેઓ હઝરત ઇમામને શહીદ કરવા તક શોધી રહયા હતા, પરંતુ એક બાદશાહ સુધી પહોંચવાની વાત સહેલી નહોતી, એટલે તેઓએ હઝરત ઇમામના સાળા હસન ઇબ્ને નામવારને પોતાના પ્રપંચમા ફસાવી લાલચો આપી. આ કાવતરા-ખોરોની ભંભેરણીમા હસન આવી ગયો. બીજી તરફ બાદશાહી મહેલમા દાખલ થવાનું તેને માટે સહજ હોવાથી, હિજરી સન ૫૬૧ ના રબીઉલ અવ્વલ માસની તારીખ ૬ઠ્ઠીએ લામસરના કિલ્લામા હઝરત ઇમામ હસન અલા ઝિકિયા સલામ અ. પર હસને ખંજર વડે હુમલો કરતા આપે જનો સિધાર્યો.

હઝરત ઇમામ હસન અલા ઝિકિયા સલામ અ. બુવૈયા ખાનદાનમાથી ઉતરી આવેલા નામવાર નામના સદ્‌ગૃહસ્થની પુત્રી સાથે પરણ્યા હતા. તેમની કુખેથી શાહઝાદા મુહમ્મદનો જન્મ થયો હતો જેઓ લામસરના કિલ્લામા વસવાટ કરી રહયા હતા. હઝરત ઇમામ હસન અલા ઝિકયા સલામ અ. ની દૈહિક વિદાય પછી આપના શાહઝાદા હઝરત ઇમામ અલા મુહમ્મદ અ. ઇમામતની મસનદ પર બિરાજમાન થવા ઉપરાંત રાજ્યની લગામ પણ હાથમા લીધી.

હઝરત ઇમામ મોહતદી અ. હઝરત ઇમામ કાહિર અ. અને હઝરત ઇમામ હસન મળી એ ત્રણે ઇમામોને કેટલાક ઇતિહાસકારોએ અલા ઝિકહિસલામ (અલા ઝિકરિયા સલામ) ના એકજ લકબથી સંબોધ્યા છે.

મ્મદે અ. વધુ જોરશોરથી ધર્મનો પ્રચાર કરી લોકોને હિદાયત આપતા હતા પ્રોફેસર બ્રાઉન આપના ઊંડા જ્ઞાન વિષે પ્રશંસા કરતા જણાવે છે કે મહાન સુન્ની વિદ્વાન ફખરૂદીન રાઝીને પણ આપે ઇલ્મથી ઇસમાઇલી બનાવ્યા હતા. (૧)

## અલ્લામા ફખરૂદ્દીન રાઝી

અલ્લામા ફખરૂદીન રાઝી સુન્ની સંપ્રદાયના એક મહાન વિદ્વાન હતા. તેઓ આઝરબાયજાનના માર્ગથી હઝરત ઇમામ અલા મુહમ્મદ અ ના સમયમા પોતાના વતન રય (તહેરાન) મા ગયા જ્યા તેઓ ઇસમાઇલીઓની પ્રશંસા કરવા લાગ્યા અને તેમની વાદપધ્ધતિ અને સિધ્ધાંતોની સંગીનતા માટે વારંવાર પોતાના ઊંચા અભિપ્રાય પ્રજા સન્મુખ જણાવતા હતા, જો કે કેટલાકોના મત અનુસાર અલ્લામા ફખરૂદીન રાઝી ઇસમાઇલી પંથના અનુયાયી નહોતા, પરંતુ ઇસમાઇલીઓના સિધ્ધાંતોને પોતાના સ્વતંત્ર મતથી વખાણનારા હતા. અલ્લામાના એ પ્રકારના વર્તનથી પ્રજાના આમવર્ગોમા એવી ગેરસમજૂતી ફેલાવા લાગી હતી કે, અલ્લામાએ અંદરખાનેથી ઇસમાઇલી મઝહબનો સ્વીકાર કરી લીધો છે અને એક દાઇ તરીકે રાજકીય ધોરણે દઅવતનું કામ તેઓ કરી રહયા છે. આ અફવાનો બહોળો પ્રચાર થતા અલ્લામા ફખરૂદીનના કાને પણ આ વાત પહોંચી, એ સમયે તેઓ અહલે સુન્નત વલ જમાતમા સારી પ્રતિષ્ઠતા ધરાવતા હતા માટે એવી અફવા ફેલાતી અટકાવી પોતાની પ્રતિષ્ઠાને હાની ન પહોંચે એવા ઇરાદાથી તેમના ઉપર અજ્ઞાનતાથી નાખવામા આવતું તહોમત દૂર કરવાના આવેશમા એક વેળા તેઓ જાહેર રીતે મિમ્બર પર ચઢીને ઇસમાઇલીઓની અપકીર્તિ ગાવા માંડી પરંતુ પોતા પરનું તોહમત દૂર કરવાનો જે માર્ગ અલ્લામાએ લીધો હતો તે ઘણો સંકુચિત ભાવનાવાળો હોવાથી સ્વભાવિક રીતે ઇસમાઇલીઓના દિલને તે આઘાત પહોંચાડનારો નિવડ્યો.

અલ્લામા ફખરૂદીન રાઝીએ ઇસમાઇલીઓ વિરુધ્ધ જાહેર રીતે બોલવા માંડયું છે એ સમાચાર આલમુતમા પહોંચતા ઇસમાઇલીઓના દિલ દુઃખાયા અને ત્યાનું વાતાવણ ગરમ બન્યું, જેથી અલ્લામા ફખરૂદીન રાઝીને જેમ બને તેમ ઇસમાઇલી મઝહબ વિરૂધ્ધ થતા અટકાવવા માટે પગલા ભરવામા આવ્યા અને એક વીર ઇસમાઇલી તે માટે રવાના થયો. તે પછી વિદ્યાર્થી તરીકે અલ્લામાની સેવામા એ ઇસમાઇલી રહેવા લાગ્યો. એક દિવસ અલ્લામા પોતાના ઓરડામા એકલા હતા ત્યારે પ્રસંગ જોઇ એ વીર ઇસમાઇલીએ અંદર પ્રવેશ કર્યો અને અલ્લામાને ઇસમાઇલી મઝહબનું અપમાન કરવાથી અટકવાની સખ્ત ચેતવણી આપી. આની ધારી અસર થઇ અને અલ્લામાએ કબુલાત આપી કે હવે પછી ઇસમાઇલી મઝહબ માટે કદી પણ હું હલકુ બોલીશ નહિ. આ વચન અનુસાર અલ્લામાએ પોતાના જીવન પર્યંત ઇસમાઇલી મઝહબ માટે અપમાનજનક એક પણ શબ્દ ઉચ્ચાર્યો નહિ.

## દુશ્મનો પ્રત્યે ઇસમાઇલીઓનું વલણ

આ અચંબો પમાડનારી ઘટના સંબંધમા પોતાનો અભિપ્રાય દર્શાવતા ઇતિહાસકાર વોન હેમર લખે છે કે, જો કે મીર ખોંદ, દવલતશાહ અને ગફારી આદી કેટલાક ઇરાની ઇતિહાસકારોએ

---

૧ લિટરરી હિસ્ટ્રી ઓફ પરશિયા ભાગ રજો પાનું-૪૫૫

સંજોગ અને સમયને અનુકૂળ થોડાક ફેરફાર સહિત એ ઘટના વર્ણવી છે, તો પણ આલમુતના રાજસત્તાધારીઓ પોતાના દુશ્મનોને મારવાની નીતિ ધરાવતા નહોતા. ઇસમાઇલીઓની ધાર્મિક વડી અદાલત ઇસમાઇલીઓના દુશ્મનોનો નાશ કરી નાખવા કરતા તેમને પોતાના મિત્ર બનાવવાનુ વધુ પસંદ કરતી હતી.

## હઝરત ઈમામ શાહ અલા મુહમ્મદ અ. ની ઉદાર રાજનીતિ

અલ્લામા ફખરૂદી રાઝી ત્યાર પછી ઘોરી બાદશાહ ગ્યાસુદીન અને શાહબુદીન પાસે ખ્વારિઝમ ગયા અને ત્યાંથી સુલતાન મુહમ્મદ ખ્વારિઝમશાહના દરબારમા અલ્લામાએ પોતાનું આયુષ્ય ગુજાર્યું. એ દરબારમા મૌલાના જલાલુદીન રૂમીના પિતા શેખ બહાઉદીન પણ એક માનનીય વ્યક્તિ હતા. અત્રેના વસવાટ દરમ્યાન અલ્લામા રાઝી અને મૌલાના રૂમીના પિતા શેખ બહાઉદીન વચ્ચે મતભેદ થતા શેખ ખ્વારિઝમશાહનો દરબાર મૂકીને પોતાના વતન કોનિયા (રૂમ) મા નિવાસ કર્યો. આ સમયે મહાન સૂફી કવિવર મૌલાના રૂમી ૭ વર્ષની બાળવયમા હતા

"આસારે મહમ્મદી" ના કર્તા જણાવે છે કે હઝરત ઇમામ અલા મુહમ્મદ અ. ની ઉદાર રાજનીતિના પરિણામે આમ ઇસ્લામી જનતા સાથે ઇસમાઇલીઓનો ઘણો સારો સંબંધ હતો. આ સમયે અન્ય ધર્માવલંબીઓનું ઇસમાઇલીઓ પ્રત્યે જે વિરુધ્ધ વાતાવરણ હતું તે પણ દુર થઇ ગયું હતું.

## સુલતાન સલાહુદીન અને ઇસમાઇલીઓ

મૌલવી અબદુલ હલીમ 'શરર' ના નિર્દેશ અનુસાર આ યુગમા ઇરાન મધે ઇસમાઇલીઓની કુવ્વત વધતી જતી હતી, પરંતુ શામના પ્રગણામા સુલતાન સલાહુદીનના વિજયોને લઇને મિસરમાના ઇસમાઇલીઓના બળને ઘણી હાની પહોંચી હતી. આપણે આગળ જોઇ ગયા તેમ ઇસ્માઇલીઓના એક વેળાના રાજકેન્દ્ર મિસરને પોતાના તાબામા લેનાર વ્યક્તિ એજ સુલતાન સલાહુદીન છે, જેણે મિસર પર પોતાનો અધિકાર જમાવ્યો હતો. તે દરમિયાન આલમુતમા આવી વસેલી બની ફાતિમી મુખ્ય શાખા ઇસમાઇલી નિઝારી તરીકે છૂટી પડી ગઇ હતી અને તેથી મિસરની સત્તા વિવશ સ્થિતિમા નબળી બનવા પામી હતી. એ સમયે એકજ ઇસમાઇલી મઝહબના અનુયાયીઓની બે શાખાઓ પડી જવાનો આ યુગ પલટો હતો, જેને અંગે જ એક ત્રીજી વ્યક્તિ એમા હાથ નાખવા માટે શક્તિશાળી બની હતી. આ ભાગલાના પરિણામે સુલતાન સલાહુદીને શામનો કેટલોક ભાગ પણ પોતાના કબજે કરી લઇને આસપાસના નાના નાના ઇસ્લામી રાજ્યોની હિમાયતી બનીને બેઠો હતો. ઇસમાઇલીઓથી તો તે હંમેશા વેરભાવ રાખતો હતો. પરંતુ જ્યારે તે શામના ઇસમાઇલીઓની સરહદમા ઘૂસી આવવાની પયરવી કરવા લાગ્યો ત્યારે તેને અટકાવવા ચાર ઇસમાઇલીઓ બહાર પડયા અને હલબ શહેરની બહાર તેણે નાખેલી છાવણીમા ઘૂસી તક સાધીને સુલતાન પર તૂટી પડયા સુલતાન આકસ્મિક રીતે બચી ગયો પરંતુ આ બનાવ પછી તેના દિલમા એવી ધાક બેસી ગઇ કે ઇસમાઇલીઓની સરહદ પરથી તે પાછો હટી ગયો અને "મસિયાફ" ના ઇસમાઇલી કિલ્લા પરનો ઘેરા પણ તેણે ઉઠાવી લીધા

જો કે સુલતાન સલાહુદીનની જિંદગીનો મોટો ભાગ યુરોપના ધાર્મિક યુધ્ધના જુસ્સાવાળા ક્રુઝેડરોના હુમલાને રોકવામા પસાર થયો હતો, તો પણ તે ઇસમાઇલીઓ પર તક મળતા હુમલા કરવાનું ચૂકતો નહિ.

ઇતિહાસકાર વોન હેમર પોતાના ઇતિહાસમા જણાવે છે કે ક્રુઝેડરો ખ્રિસ્તી ધર્મના હિમાયતી હોવાનો દાવો કરતા હતા અને મુસ્લિમો પાસેથી પવિત્ર સ્થળો પોતાના કબજામા લેવા પ્રયત્નો કરી રહયા હતા, તો પણ શામમા પહોંચ્યા પહેલા તેઓએ ખ્રિસ્તી ગ્રીક સંપ્રદાય પ્રત્યેનું પોતાનું ભેદભાવભર્યું વલણ પોતાની કારકિર્દીમા સ્પષ્ટ દેખાડી આપ્યું હતું. અર્થાત પૂર્વ દેશના સઘળા ખ્રિસ્તી સંપ્રદાયો સાથે તેઓ ખુલ્લી દુશ્મની ધરાવતા હતા. આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે ક્રુઝેડરોના દુશ્મનો કેવળ મુસ્લિમોજ નહોતા. આ ક્રુઝેડરોના સમયમા અબુલ હસન બિન સુલેમાન બિન મુહમ્મદ રશીદુદીન સિનાન નામનો લોખંડી પુરુષ પણ બહાર આવીને પોતાના પ્રચંડ બળ વડે ધરતીને ધમધમાવી નાખી.

## સિનાનનું પોલીસ અને જાસૂસ ખાતું–સંદેશવાહક કબુતરોનો ઉપયોગ

સિનાને હિજરી સન ૫૫૭ મા શામના અભેદ કિલ્લામા આવી અને સાત વર્ષ સુધી પોતાની રીતભાતથી લોકોના મન જીતી લીધા જે આપણે હઝરત ઇમામ શાહ હસન અલા ઝિક્રિયા અ. ના વૃતાંતમા વાંચી ગયા છીએ. શામના ઇસમાઇલી આગેવાન શેખ અબુ મુહમ્મદનું અવસાન થયા પછી તેમની વડી પદવિ ખ્વાજા અલી નામનો એક શખ્સ પચાવી પાડવા તૈયાર થયો અને "કહફ" વાસીઓના મોટા ભાગે તેની તરફેણમા જાહેરાત કરી. જેથી એક નરવીર ઇસમાઇલીએ તેનો વધ કર્યો. આ ખબર આલમુતમા પહોંચતા હઝરત ઇમામ શાહ અલા મુહમ્મદ એ હિજરી સન ૫૬૪ મા સિનાનને અબુ મુહમ્મદની પદવી આપી તેમજ હઝરત ઇમામે ના હસ્ત મુબારકથી એક પત્ર લખીને "કહફ" મા પ્રદેશમા ફેલાયલી અશાંતિમા ઇસમાઇલીઓનું રક્ષણ કરવાની ભલામણ કરી.

સિનાને પોતાના રક્ષણ અર્થે એક જંગી છૂપી પોલીસ ખાતું સ્થાપ્યું હતું. તેથી તેની સામે થતા કાવત્રાનો ભેદ તેને મળી જતા તે સાવધ બની પોતાની સામેના કાવાદાવાઓને નિષ્ફળ બનાવવા માટેનો આવી રીતે પતો મેળવી તત્કાળ તેનો ઉપાય કરતો હતો, તે જોઇને કાવતરાંખોરો અજાયબીમા પડી જતા હતા. સિનાને હલબના કિલ્લાના અંદરના ખાનગી ભાગમા એક કબુતરખાનું પણ રાખ્યું હતું. એ સઘળા કબુતર કેળવાયેલા અને સંદેશા લાવનારા હતા, જેથી જુદા જુદા દેશોમાના પોતાના જાસૂસોનો પત્રવ્યવહાર અને સમાચારો તેને આ સંદેશવાહક કબુતરો મારફતે મળી જતા હતા. તેના જવાબો પણ તરત એજ રીતે મોકલવામા આવતા હતા, જેથી એ સમયમા સિનાન સામે માથું ઊંચકવા કે દુશ્મની કરવાની કોઇની હિંમત ભાગ્યેજ ચાલતી હતી. કાવતરું સ્થાયું કે તેનો તરતજ ઉપાય થઇ જતો હતો.

## સિનાનીઓ અને આલમુતના ઇસમાઇલીઓ

સિનાન પુર્વજન્મના સિધ્ધાંતમા માનતો હતો અને માનવ આત્માને હઝરત ઇમામની ઓળખાણ થયા બાદ તે પરિપૂર્ણ થાય છે, એવો તેનો અકીદો હતો. એ માન્યતા અનુસાર પ્રમાણે લોકો ત્યાર કઇવાર ધરતી પર શુભ કાર્યો કરે છે. પાપી થઇને મરનાર મનુષ્યનો આત્મા પણ જગતમા આવે છે પરંતુ એક જાનવરના દેહમા આવીને દુનિયા પર દોજખ ભોગવે છે.

કહેવાય છે કે એક દિવસે સિનાન પોતાના કેટલાક સાથીઓ સાથે માર્ગમાથી પસાર થઇ રહયો હતો, એટલામા એક સર્પ તેની નજરે પડયો સાથીઓ તે સર્પને મારવા ધસી ગયા.

સિનાને તેઓને અટકાવતા કહ્યું : "એ સર્પ કદદ વિના અન્ય કોઇ નથી. સર્પ રૂપે શિક્ષા ખમવી એ તેનું દોઝખ છે. તેને મારી નાખીને મુક્ત કરવો યોગ્ય નથી." એ શખ્સે ખ્વાજા અલીનો વધ કર્યો હતો.

સ્પેનના અરબ પ્રવાસી ઇબ્ને જુબેરે હિજરી સન ૫૬૯ મા શામનો પ્રવાસ કર્યો હતો તે લખે છે કે, લેબેનોની સરહદની પાંખો ઉપર ઇસમાઇલી મઝહબવાળાઓના કિલ્લાઓ મે જોયા હતા. ત્યા સિનાનને અવતારી પુરુષ માનનારી એક કોમ વસતી હતી. તેઓ તેના હુકમ પર પોતાના પ્રાણ કુરબાન કરવા તૈયાર રહેતા હતા કદાચ ઊંચા પ્રર્વત પરથી પડતું મૂકવાનો હુકમ કરવામા આવતો, તો તેનો અમલ કરવામા તેઓ જરાપણ પાછી પાની કરતા નહિ.

સિનાનને માનનારા ઇસમાઇલીઓ પોતાને "સિનાનીઓ" તરીકે ઓળખાવતા હતા અને આલમુતના પવિત્ર ઇસમાઇલી ઇમામ પર તેઓનું યકીન હતું. પરંતુ પાછળથી તેઓ થોડા સમય સુધી જુદા પડી ગયા હતા, એવું કેટલાક ઇતિહાસકારોનું માનવું છે.

સિનાનની પ્રવૃત્તિઓની સ.ક્ષી અન્ય મુસ્લિમ ઇતિહાસકારો પણ આપે છે. "ધરબી" નામનો એક ઇતિહાસકાર કહે છે કે, તેણે પોતાના પંથવાળાઓ માટે કિલ્લાઓ બાંધ્યા અને અન્ય કિલ્લા. ઓનું સમારકામ કરાવ્યું. 'કદમૂસ' ની નિકટમા આવેલા ખ્વાબીના કિલ્લાનું સમારકામ તેણેજ કરાવ્યું હતું.

## શામમા ઇસમાઇલીઓમા અભેદ કિલ્લાઓ

હિજરી સન ૫૬૩ મા વિખ્યાત નૂરુદીન જંગી હલબનો બાદશાહ હતો, જેને સિનાનીઓના રાજ્ય હદ અને સત્તાનો આભાસ ભાગ્યે થયો હતો, કારણ એ સમયે એ લોકો પોતાના અભેદ કિલ્લાઓમા પોતાનું સલામતીભર્યું જીવન વ્યતિત કરતા હતા. પરંતુ નૂરુદીને ધર્માંધતાથી પ્રેરા. ઇને એક સમયે આ અભેદ કિલ્લાવાળા પ્રદેશમાના 'સમાક' પર્વતમા પેસવાનો પ્રયાસ કર્યો હતો.

સમાકની એ પહાડી હારમાળા જૂ ખ્ય સમુદ્રની સમાન રેખામા આવેલી હોઇ લેબેનોનના ગગનચૂંબી પ્રર્વતો સાથે જોડાઇ જાય છે. [illegible] જગવિખ્યાત કિલ્લો એની અંદર આવેલો છે. બીજા ૧૮ ગામો સહિત આ ગામ હમા (એપીફેનિયા) ના પ્રદેશમા આવેલું છે. ઇસમાઇલીઓના બળની પ્રતિમા રૂપ ૧૦ પહાડી કિલ્લામાનો એક મુખ્ય દુર્ગ એ સમયમા 'મસ્યાફ' હતો જેમા ક્રુઝેડના સમકાલિન ઇતિહાસકારોના અડસટ્ટા મુજબ ૬૦ હજારથી વધુ માણસોની વસ્તી હતી ક્રુઝેડના ઇતિહાસના એક મુખ્ય સત્તાધારી નોંધ લેનાર ટાયરના વિલિયમે એ વાતનું સમર્થન કર્યુ છે. આ ૧૦ કિલ્લાઓમાથી ત્રણ મસ્યાફ, કદમોસ અને કહફનો ઉલ્લેખ આગળ આવી ગયો છે અન્યના નામો આ પ્રમાણે છે :– અકકાર, હુસ્નલ, કિયાદ, સિફતા, અલીકા, હુરનલ, કરનેશ, સેહનીન. ઝરમીન : એ શામના ઇસમાઇલીઓના પહેલા સંસ્થાનો છે. આ દુર્ગમ્ય કિલ્લાઓ ઉત્તર શા મા સિનાનની ભારે ધાક પડતી હતી.

## બોલતો કાગળ

સિનાન ઇસમાઇલીઓનો સરદાર બન્યો ત્યારે નૂરુદીન જંગીને લાગ્યું કે તેનો એક [illegible] હરીફ જાગ્યો છે, માટે તેને પરાજિત કરવો જોઇએ. તેણે સિનાન સામે સૈન્યો મોકલ્યા બન્નેના

પક્ષકારો વચ્ચે ઘણી લડાઇઓ થઇ; છેવટે નૂરદીન જંગીના સઘળી કોશિશો નિષ્ફળ નીવડતા, હિજરી સન ૬૧૨ મા નૂરદીન જંગી પોતેજ લશ્કર સાથે ચઢાઇ લઇ આવ્યો.

એક દિવસ પરોઢીએ બિછાનામાથી ઉઠી બાદશાહ ઊભો થયો તો પોતાના મસ્તક પાસે જમીનમા ચીઠ્ઠી સાથે એક ખંજર ઘોચેલું દીઠું જેમા લખ્યું હતું કે "આજ સાંજ સુધીમા છાવણી ઉઠાવીને અહિંથી કૂચ કરીશ નહિ તો પછી ખંજર તારો પ્રાણ લેશે." આ ઘટના કઝ-વીનીએ વર્ણવી છે અને તે વધુમા ઉમેરે છે કે નૂરદીન જંગી એ ચીઠ્ઠી જોતાજ છાવણી ઉઠાવી કૂચ કરી ગયો. નૂરદીન જંગીએ કુલ્લ અઢાર વખત ચઢાઇઓ કરી હતી.

નૂરદીન જંગી અને ઇસમાઇલીઓના શામી સરદાર સિનાન વચ્ચે ચાલેલા અચંબો પમાડ-નાર પત્રવ્યવહારની સુલતાન સલાહુદીનના વઝીર કાઝી અલ ફાઝિલે નકલ ઉતારી લીધી છે અને તે ઇબ્ને ખલ્લિકાને પોતાના જગમશહૂર ઇતિહાસગ્રંથમા જાળવી રાખી છે. આ પ્રકારે સિનાન ઉપર ફાવવાના ઘણા પ્રયત્નો કર્યા છતા નૂરદીન જંગી સફળ થયો નહિ અને અંતે તેનું અવસાન થયું. હવે તેનો પુત્ર મલિક સાલેહ, કુમાશતગીનની દેખરેખ તળે પોતાનો પિતાનો ઉત્તરાધિકારી થયો, દરમ્યાન પોતાના જૂના માલિકના પુત્ર માટે હલબ ફરી હાથ કરવાની યોજના સુલતાન સલાહુદીન ગોઠવી રહયો હતો.

## ઈસમાઇલીઓ પર સુલતાન સલાહુદીનનું આક્રમણ—
## નરવીર સિનાનની રાજદ્વારી કુનેહ

સુલતાન સલાહુદીન છ અઠવાડીઆ પછી એટલે હિજરી સન ૫૭૧ મા ઇસમાઇલી મુલકો ઉપર ચઢાઇ લઇ આવ્યો અને મરયાફના કિલ્લા સુધી આવી કિલ્લાની આસપાસ ઘેરો નાખ્યો. એ સમયે સિનાન કદમોસના ઇલાકાના એક ગામડામા હતો, જ્યા સુલતાન સલાહુદીના કાસિદ સાથે તેને ભેટો થતા તેની પાસેનું સુલતાનનું ફરમાન જાણી લીધા પછી સિનાન મરયાફ ભણી રવાના થયો. જ્યા કિલ્લાને ઘેરાયલો જોઇને તે એક પહાડ પર ચઢી ગયો. તેની સાથે બે ઇસમા-ઇલીઓ અને એક હજુરિયો હતો. આ ત્રણ પૈકીનો એક સિનાનના હુકમથી સુલતાનના તંબૂમા ઘૂસી ગયો અને અગાઉ પ્રમાણે ચેતવણી આપી. સુલતાનને તેની સાથે ડહાપણથી કામ લેવાનું વ્યાજબી લાગ્યું. પરંતુ તેણે બહારથી એવો દેખાવ કર્યો નહિ. જ્યારે ઘેરો ઉપાડી લેવાની વાત આવી ત્યારે સિનાને સુલતાનના કાકા શાહબુદીનને પોતાના ભત્રીજા સુલતાનને સમજાવવા કહ્યું અને જણાવ્યું કે જો સુલતાન સમજશે નહિ તો શાહબુદીન, સુલતાન અને તેના અમીર ઉમરા-વોને ઇસમાઇલીઓની તલવારનો સ્વાદ ચાખવો પડશે શાહબુદીને સુલતાન સલાહુદીનને વસ્તુસ્થિ-તિની સમજ પાડી અને તે અનુસાર સલાહુદીન પોતાના કાકાની સમજાવટથી લશ્કર વિખેરી નાખી ઇસમાઇલી મુલક ખાલી કરી ગયો અને મિસરના કોઇ ગામમા જઇ એકાંતમા રહેવા લાગ્યો.

સિનાનના જાસુસો દરેક રાજ્યકર્તાની છાવણીમા રહેતા હતા અને જરૂર પડતા દરેક જગ્યાએ સરકી જતા હતા હતા. સ્વાંગ ધરવામા તેઓ નિપુણ હતા. પ્રસંગની વાટ જોવામા ધીરજ કેવી રીતે ધરવી તે તેઓ સારી રીતે જાણતા હતા. સુલતાને છુપી રીતે સિનાન સાથે કોલકરાર કર્યા અને હવે પછી કદી પણ ઇસમાઇલી રાજ્ય ઉપર આક્રમણ ન કરવાનું સુલતાને સ્વીકાર્યું.

## મારકવીસ કોનરેડના ખૂનનો કોયડો !

મૌલવી અબ્દુલ હલીમ શરર લખે છે કે, એક સમયે સિનાને એક ઇસમાઇલી રાજદૂતને ખ્રિસ્તી બાદશાહ એમરી પાસે મોકલ્યો. ત્યારે ત્યાના રાજ્યની ગેરવ્યવસ્થાના પરિણામે ધર્મ ઝનૂનીઓના હાથે એ રાજદૂત માર્યો ગયો. આથી સિનાનના રોષનો પાર રહ્યો નહિ અને તેણે ખ્રિસ્તી બાદશાહ પાસે ખૂનીની માગણી કરતા, તેનો પણ અસ્વીકાર કરવામા આવ્યો. પરિણામે ઇસમાઇલીઓ અને પેલેસ્ટાઇનના રાજ્ય વચ્ચે રાજ્યદ્વારી સંબંધો બગડવા પામ્યા અને ખ્રિસ્તીઓએ ઇસમાઇલીઓની સહાનુભૂતિ ગુમાવી.

ત્યાર પછી મારકવીસ કોનરેડના ખૂનવાળી ઘટના બનવા પામી. ક્રુઝેડની ત્રીજી લડાઇના સમયમા ઇંગ્લંડનો કીંગ રિચર્ડ લાયન હાર્ટેડ અને ફ્રાન્સનો શહેનશાહ ફિલીપ જેરૂસલમ પહોંચ્યા પછી સ્ત્રીઓના સંબંધોને અંગેની ઇર્ષાઓએ આ બન્ને બાદશાહો વચ્ચે અદેખાઇની આગ ભડકાવી. થોડાક સમય પછી ફ્રાન્સનો શહેનશાહ ફિલીપ સ્વદેશ તરફ જતી વખતે પોતાના ઉતરાધિકારી તરીકે કોનરેડને મુકરર કરતો ગયો. કોનરેડે ઇંગ્લંડના રાજા કીંગ રિચર્ડના કામકાજોની ટીકા કરી, તેને દરેક બાબતમા દોષિત ઠરાવી, શહેનશાહ ફિલીપનોજ પક્ષ ખેંચતો હતો, જેથી કીંગ રીચર્ડ તેના પર રોષે ભરાયો અને થોડા દિવસો પછી તાયરની ખુલ્લી બજારમા મારકવીસનું ખૂન થયું.

જો કે ઇતિહાસકારો આ વિષે જુદા જુદા મત ધરાવે છે. કેટલાકનું માનવું છે કે આ કીંગ રિચર્ડના છૂપા કાવતરાનું પરિણામ હતું. અન્ય મુસ્લિમ ઇતિહાસકારોનું માનવું છે કે, સલાહુદીન અને સિનાન બન્નેનું આ એક ચોકઠું હતું અને તેના કારણમા દર્શાવવામા આવે છે કે મારકવીસ ઓફ મોન્ટફેરાટે ઇસમાઇલીઓના રાજદૂતના ખુનીને નહિ સોપતા સિનાનને નારાજ થવાનું કારણ આપ્યું હતું, તેમજ સુલતાન સલાહુદીનની આંખો સન્મુખ તાયરના મુસ્લિમ કેદીઓને કત્લ કરવાનો કોનરેડને હુકમ આપ્યો હતો. સુલતાન સલાહુદીન કે સિનાન એ નિર્દય કાર્ય ભૂલી શકે નહિ અને તેનો બદલો એ સિવાય બીજી રીતે લેવાનું સર્વથા અશકય હોવાનું પણ માનવામા આવે છે.

## સિનાન-સલાહુદીન મિત્રાચારી

ઇતિહાસકાર અબુલ ફિદા લખે છે કે કોનરેડ ડી મોન્ટફેરાટનું ખૂન થયા પછી જેરૂસલમ અને તાયરના હાકમોને સુલેહના કરાર માટે સલાહુદીન અને કીંગ રિચર્ડ લાયન હાર્ટેડ મળ્યા ત્યારે સલાહુદીને એવી શરત રજૂ કરી કે ઇસમાઇલીઓના મુલકો એક સ્વતંત્ર દેશ તરીકે રહેવા દેવા અને સિનાનને બદલો વાળી આપવો. વળી એ બન્ને હાકેમોની સત્તા તળેના ગામડાઓમા ઇસમાઇલી ધર્મનો પ્રચાર કરવા માટેની છુટ પણ આપવી. આ રીતે સુલતાન સલાહુદીન અને સિનાન વચ્ચે મિત્રાચારીભરી સંધી થઇ.

## સિનાન સલાહુદીનની કુમકે-ઇસમાઇલીઓને "દાર-તબલીગ" સ્થાપવાની છુટ

ઇસમાઇલીઓનું એ વિષયમા કહેવું છે કે, એક ફ્રેન્ચ બાદશાહની સરદારી તળે દરિયાઇ માર્ગે આક્રા-એકર ઉપર ખ્રિસ્તીઓ હુમલો લઇ આવ્યા હતા, એ બિનાની સિનાનને જાણ થતા

તેણે ધાર્યું કે પોતાનો મિત્ર સલાહુદીન ઘણો ભયથી ભારે મુશ્કેલીમા આવી પડશે. તેથી તેણે ફ્રેન્ચ ભાષા જાણનારા બે ઇસમાઇલીઓને ફ્રેન્ચ પોશાક ધારણ કરવાનો હુકમ આપ્યો અને ચઢાઇ લઇ આવેલા ફ્રેન્ચ બાદશાહને ફ્રેન્ચ બાદશાહને ખતમ પહોંચાડી દેવાનું કામ સોંપ્યું અને બીજી તરફ સિનાન પોતે પણ સલાહુદીનની મદદે જઇ પહોંચ્યો. સુલતાન પોતાના દુશ્મનો ઉપર હલ્લો કરવાનો ઇરાદો કરી રહ્યો હતો, તે દરમ્યાન સિનાનની મદદ મળી જતા તેમણે દુશ્મનોને નસાડી મૂકયા.

ત્યાર પછી સુલતાન સલાહુદીને ઇસમાઇલીઓને અનેક ઇલાકાઓની મહેસૂલ ભેટ આપી અને કેરો, દમાશ, હમીસા, (હેમ્સ) હમાત, અને હલાતમા ઇસમાઇલીઓને "દારૂલ તબલીગ" સ્થાપવાની સત્તા આપી. જેના પુરાતન અમૂલ્ય અવશેષો અત્યારે પણ મોજુદ છે.

## ઇસમાઇલીઓની અજોડ ફિદાગીરી–કાઉન્ટ શેમ્પેની અજાયબી

કોનરેડનું ખુન થયુ તેના બે વર્ષ પછી કાઉન્ટ શેમ્પેન યુરોપથી પેલેસ્ટાઇનની ભૂમિના પ્રવાસે જતા માર્ગમા "મસ્યાફ" નગરમા સિનાનનો મહેમાન થયો હતો, એ વખતે તેને કિલ્લાઓનુ બાંધકામ, બૂરૂજો તેમજ ખાઇઓ દેખાડવામા આવી હતી, ત્યારે બુરજના દરેક પગથિયા પર બબ્બે સિપાહીઓ હારબંધ ઊભા હતા. ખાસ કરીને બુરજ પર સઘળાથી છેડે ઉભેલા સફેદ પોશાકવાળા સિપાહીઓમાંથી બેને આંગળીથી ઇશારો કરતા વેંતજ તેઓ ઊંડી ખાઇમા કૂદી પડયા અને મૃત્યુના શરણે થયા. આ દેખાડીને સિનાન બોલ્યા: "કાઉન્ટ, આ બે જણથીજ અમારા વફાદાર સૈનિકોનો અંત આવી જતો નથી પરંતુ આ સફેદ પોશાક પહેરીને જેટલા સિપાહીઓ ઊભા છે, તેઓ સઘળા એજ પ્રકારે મારા હુકમ પર મરી ફીટનાર છે." આ જોઇને કાઉન્ટે કહ્યું :–"આવી પ્રાણ કુરબાન કરનારી રયત કોઇ નસીબદાર મુકટધારીનેજ પ્રાપ્ત થઇ શકે છે."

## સલાહુદીન તથા સિનાનનું અવસાન–ઇસમાઇલીઓની સુખદ સ્થિતિ

મોન્ટફેરાટનું મૃત્યુ થયા પછી પણ સુલતાન સલાહુદીન, કીંગ રિચર્ડ લાયન હાર્ટેડ અને સિનાનની એક સરખી મિત્રાચારી ચાલુ રહી હતી ક્રુઝેડની લડાઇમાં અંત આવ્યા પછી સુલતાન સલાહુદીન તેમજ સિનાન વધારે જીવી શકયા નહિ અને બન્નેનું એકજ વર્ષમા અવસાન થયું. સુલતાન સલાહુદીનનું અવસાન હિજરી સન ૫૮૯ મા થયું તે પછી છ માસ રહીને સિનાન પણ આ નાશવંત જગત છોડી ગયો.

હઝરત ઇમામ શાહ અલા મુહમ્મદ અ. ના સમયમા ઇસમાઇલીઓની સ્થિતિ ઘણી સુખદ હતી. એક ઇસમાઇલી કવિના નીચેના શબ્દોમા પ્રજાના સંતુષ્ટ માનસનો આભાસ પડઘો પડે છે:–

ગમ રા કુજા વજુદ બિમાનદ કે સિમા બરીન,
નામે ખુશી મુહમ્મદ અલી ઝિક્રન્સલામ.

અર્થાત :–જ્યારે હઝરત ઇમામ શાહ અલા મુહમ્મદ અલી બિન ઝિક્રહિસ્સલામનું ખુશીભર્યું નામ હૃદયમા સ્થાન લે છે તો પછી દિલગીરીને તેમા સ્થાન જ કયાં છે?

## રઇસ હસન આલમુતમા

હઝરત ઇમામ શાહ અલા મુહમ્મદ અ. ના સમયમા આલમુત અને અતરાફના પ્રદેશો ઉપરાંત સમસ્ત ઇરાનના ગામડે ગામડે ઇસમાઇલી દઅવતનું કાર્ય જોશભેર થઇ રહયું હતું. એ વખતે ખુરાસાનથી રઇસ હસન હ. ઇમામના દીદાર માટે આલમુતમા આવ્યા હતા.

રશિયન વિદ્વાન ડબલ્યુ. આઇવેનોવ જણાવે છે કે: "હઝરત ઇમામ હસન અલા ઝિકિહિ-સલામ અ. ના ફરઝંદ હઝરત ઇમામ શાહ અલા મુહમ્મદ અ. ના સમયમા થઇ ગયેલા રઇસ હસન નામના 'દાઇ' ના કસીદાઓ અથવા કવિતાઓ જૂના હસ્તલિખિત ભખાણોમાંથી મળી આવ્યા છે, જે કવિવરે આલમુતના બાદશાહ હઝરત ઇમામ શાહ અલા મુહમ્મદ અ. ની શાન મુબારકમાં લખેલ છે. કવિવર ખુરાશાનના ગામડાના આગળ વધેલા એક ઇસમાઇલી હતા અને હઝરત ઇમામના દીદાર માટે આલમુતમા આવ્યા હતા. તેમના કસીદાઓમાથી પ્રતિત થાય છે કે તેઓ જમાતના અધિકારીઓની સમંતિ વગર હઝરત ઇમામના દીદાર માટ રવાના થઇને દાઅવતના કાનૂનનો સખત ભંગ કરેલો હતો અને તેથી તેમણે મજકુર કસીદામા હઝરત ઇમામના ગુણગાન સાથે ક્ષમાની યાચના પણ કરી છે. જો કે આ પ્રમાણે કરવાનું કોઇ ગંભીર કારણ હોવાનું પણ જાહેર થાય છે. પરંતુ કમનસીબે તે કારણ શું છે તે તેઓએ તેમા દર્શાવ્યું નથી." એ ઇતિહાસવેતાએ મજકુર કસીદાઓનું અંગ્રેજી ભાષાંતર કરીને પ્રગટ પણ કર્યું છે.

## હિંદુસ્તાનમાં પીર સલાહુદ્દીન (રેહ.)ની દઅવત

પીર સૈયદ ઇસ્લામદીન (રેહ.) એ હઝરત ઇમામ મોહતદી અ; હઝરત ઇમામ કાહિર અ; હઝરત ઇમામ હસન અલા ઝિક્રિયા સલામ અ. તથા હઝરત ઇમામ અલા મુહમ્મદ અ. ના સમયમા પચીસ વર્ષ સુધી દઅવતનું કાર્ય કરી હિજરી સન ૫૭૫ મા વફાત પામ્યા તેમના સૈયદ અબ્દુલહાદી, સૈયદ જલાલુદીન અને સૈયદ સલાહુદીન નામના ત્રણ ફરઝંદો હતા, જેમાના મોટા ફરઝંદ સૈયદ સલાહુદીન (રેહ.) ને હઝરત ઇમામ શાહ અલા મુહમ્મદ અ. એ પીરાતન ઇનાયત કરી હતી. તેમનો જન્મ હિજરી સન ૫૩૪ ના શાબાન માસની તા. ૧૫મી ને ગુરુવારના દીને સબ્ઝવારમા થયો હતો. તેમના માતુશ્રી બીબી મરિયમ સૈયદ જાફર રઝિયુદીનની પુત્રી હતા.

પીર સૈયદ સલાહુદીન (રેહ.) હમેશાં કલંદરી અને દરવેશી લિબાસમા રહેતા અને દિનરાત હઝરત ઇમામના ઘરની ખિજમત કરતા હતા. એમણે "અહુતે ફિકફાબ" નામનું પુસ્તક લખ્યું છે, જેમા ઇલ્મે રૂહાની અને અહેલેબયતની ફઝીલતનું વર્ણન છે. પીરે ઘણી મુસાફરીઓ કરીને દઅવતનું કાર્ય ઘણુંજ સુંદર રીતે કર્યું હતું. તવારિખે ફરિસ્તા નામક કૃતિમા વર્ણન છે કે, દવલતે ઇસમાઇલિયામાંથી એક શખ્સ લિબાસે દરવેશીમા હિંદુસ્તાન આવ્યા હતા તેમણે હઝરત ઇમામ શાહ ઇસમાઇલ અ. ના મઝહબની દઅવત કરી હતી. મલફુઝે કમાલિયા નામક કૃતિમા ઉલ્લેખ છે કે સલાહુદીન નામના એક શખ્સ જેઓ "ઇલ્મે ફિકાહ" મા પારંગત હતા તેમણે "મઝહબે ઇસમાઇલી" ની દઅવત ઘણા દેશોમા કરી હતી તેમણે હઝરત ઇમામ શાહ અલા મુહમ્મદ અ. થી હઝરત ઇમામ શાહ શમ્સુદીન મુહમ્મદ અ. સુધી પાંચ ઇમામોની ખિજમત કરી હતી. દરિયા માઆબના કિનારા પર સુલતાન જલાલુદીને પોતાના માણસ કોહેનના હાથે તેમનું ખૂન કરાવ્યું, જેથી હિજરી સન ૬૬૪ મા ૧૩૦ વર્ષની વયે તેમની વફાત થઇ હતી. તેમના

સૈયદ અબ્દુલહુસેન, સૈયદ અબ્દુલ હાઝી અને સૈયદ શમ્સુદીન નામના ત્રણ ફરઝંદો હતા. જેમાના સૈયદ શમ્શુદીન પીર શમ્સના નામે ઇસમાઇલીઓમા જાણીતા છે.

## જોમા સિફાર્યો

ઇતિહાસકાર જોન માલકમ વર્ણવે છે કે હઝરત ઇમામ શાહ અલા મુહમ્મદ અ. નો રાજ્યઅમલ આબાદ હતો. આપે ૪૬ વર્ષ જેટલા લાંબા સમય સુધી હકુમત કરી હતી. આપના સમયમા જો કે ઘણા યુધ્ધો થયા પરંતુ તે બધામા હઝરત ઇમામ વિજયી રહયા હતા. આપના જીસ્મ મુબારકને ઝેર આપવાના પરિણામે હિજરી સન ૬૦૭ મા આપે જોમા સિફાર્યો હતો. ત્યારપછી આપના ફરજંદ હઝરત ઇમામ શાહ ખુદ જલાલુદીન હસન અ, (ત્રીજા હસન) ઇમામ. તખ્તે મસ્નદ પર બિરાજમાન થયા.

# HAZRAT MOWLANA IMAM SHAH KHUD JALALUDDIN HASAN

(A. H. 607-618)

..........0..........

(૨૫)

# હઝરત મૌલાના ઇમામ શાહ ખુદ જલાલુદ્દીન હસન અ૦

(હિજરી સન ૬૦૭-૬૧૮)

હઝરત ઇમામ શાહ ખુદ જલાલુદીન હસન અ. નો મુબારક જન્મ, આપના દાદાશ્રી હઝરત ઇમામ શાહ હસન અલા ઝિક્રિયા સલામ અ. ના સમયમા "આલમુત"મા થયો હતો આપનો મુબારક લકબ 'જલાલુદીન' છે, એટલે લકબ સાથેનું પૂરૂં નામ ખુદ જલાલુદીન હસન અ. છે. આપના દાદાશ્રીએ પોતાના નામ ઉપરથી પૌત્રનું નામ હસન પાડયું હતું. આ નામથી આપ જગતમા પ્રસિધ્ધ થયા છે. જયારે ઇતિહાસકારોએ આપને 'ત્રીજા હસન' તરીકે ઓળખાવ્યા છે. આપ હિજરી સન ૬૦૭મા ઇમામતની મસનદ પર અને આલમુતના રાજ્ય સિહાસને બિરાજમાન થયા હતા.

## નવો અમલ-નવી નીતિ

હઝરત ઇમામ શાહ હસન અલા ઝિકરિયા સલામે અ. એ શરીઅતની તોક કહાડી અલ્લાહની નિકટતા માટે મહાન ઉપદેશ આપ્યો હતો, તેનો અર્થ અજ્ઞાન પ્રજાવર્ગમાંથી કેટલાકોએ નહિ સમજવાથી અનર્થ કરી મૂકયો હતો: તેમજ કેટલાક ઇમાનદારોએ પોતાની રૂહાની ખીલવણી કરવાના બદલે સ્વચ્છંદતા ધારણ કરી દીનની રહેણીકરણીને એકદમ તરછોડી દીધી હતી. આ સંજોગો વચ્ચે ગુંચવાઇ ગયેલા મામલાનો ઉકેલ કરી તેને પાછો યોગ્ય સ્થળે લાવવા હિકમતથી હઝરત ઇમામને કામ લેવાનું હતું. એ માટે આપ નામદારે પૂન: શરીઅતને કાયમ કરી અને સર્વ સ્થળોના ઇસમાઇલીઓ જોગ પોતાના ફરમાનો રવાના કર્યા. આ વલણથી આસપાસના રાજ્યોને એમા નવીનના જણાઇ.

મૌલવી અબદુલ હલીમ શરરના આલેખન અનુસાર હઝરત ઇમામ જલાલુદીન હસન અ. એ આમ મુસલમાનો સાથે ઇખ્લાસભર્યો સંબંધ વધારી. સમકાલિન મુસ્લિમ બાદશાહોને ત્યા એલચીઓ મોકલ્યા અને આપના રાજ્યના સઘળા મથકોમા ઇબાદતખાના અને મદરેસાઓ કાયમ કરી મોટા મોટા ઉલમા અને વિદ્વાનોને કિલ્લામા તેડાવ્યા અને આમ જનતાને શિક્ષણ આપવાનું શરૂ કર્યું

## ૬૦ ઈમામના માતુશ્રી અને મહોરદારને ઈસ્લામી જગતમાં અજોડ આવકાર–બગદાદના ખલીફનો સત્કાર

હઝરત ઇમામ શાહ પુર જલાલુદ્દીન હસન અ. રાજસિંહાસન પર આવ્યા પછી બીજે વર્ષે આપના માતુશ્રી અને મહોરદારને 'હજ' કરવા જવાની ઇચ્છા થઇ, જેઓને પુષ્કળ સરસામાન આપીને રવાના કરવામા આવ્યા. રાજમાતા અને બેગમ સાહેબા જે કોઇપણ મુસ્લિમ બાદશાહની હકુમતમાથી પસાર થતા હતા, ત્યા ત્યા તે દેશના રાજાપ્રજા તરફથી આપને ભારે માન આપવામા આવતું હતું અને લોકો ઘણા અદબ સાથે એ બન્ને નામવાર બાનુઓનો લાંબે સુધી વળાવવા ગયા હતા.

આ બન્ને નામવાર બાનુઓ બગદાદની હદમાથી પસાર થયા તે વખતે રાજ્ય તરફથી તેઓને જે માન આપવામા આવ્યું તે અજોડ હતું. ખ્વારિઝમશાહના ભવ્ય વાવટાની મોખરે આલમુતનો ઇસમાઇલી શાહી વાવટો ફરકી રહયો હતો. સઘળા રાજ્યોના હાકિમ અને પ્રજાના આગેવાનોએ માનવંત બાનુઓને લાંબે સુધી વળાવવા ગયા હતા.

"આસારે મુહમ્મદી" ના કર્તાના આલેખન અનુસાર બગદાદના અબ્બાસી ખલીફા નાસિરે હઝરત ઇમામ શાહ જલાલુદ્દીન હસન અ. ના માતુશ્રીનું સુંદર સન્માન કર્યું હતું. એ વખતે સુલતાનના [illegible] શાહી વાવટો [illegible] હઝરત ઇમામની સલ્તનતના ચિહ્ન [illegible] સાથે હતા. દબદબા સહિત સવારી આગળ વધી રહી હતી. હઝરત ઇમામ શાહ પુર જલાલુદ્દીન હસન અ. નો વાવટો, ખ્વારિઝમશાહના વાવટાથી પણ ઉપર ફરકી રહયો હતો. ઇસમાઇલીઓના રાજ્ય-ગૌરવનું આ સૂચક ચિહ્ન હતું.

હઝરત ઇમામ જલાલુદ્દીન હસન અ. એ ખીલાનના હાકિમ કયકાઉસની બહેન સાથે લગ્ન કર્યાં હતાં. બગદાદના ખલીફાએ આ કાર્યમા સહમત થતા જણાવ્યું કે, આલમુતના મહાન રાજ્યના અધિષ્ટાતાના સાથે એક કુલિન કુટુંબની રાજકુંવરી લગ્નગાંઠથી બંધાય એ એક મોટું માન છે.

## હઝારઅસ્પ ઇસમાઈલીઓના શરણે

હઝરત ઇમામ શાહ કાહિર અ. ના વૃતાંતમા આપણે વાંચી ગયા છીએ કે ગ્યાનના રાજવી કયકાઉસના મૃત્યુ બાદ હઝારઅસ્પ બિન શહેરનુશ તેની જગ્યાએ આવ્યો અને તેણે ઇસમાઇલીઓ સાથેના ચાલુ યુધ્ધથી કંટાળી સુલેહ કરી હતી.

હઝારઅસ્પે ગાદીપર બેસતાજ પોતાના પુત્ર અને ભાઇ બન્નેને મારી નાંખવાના હુકમ કરતા તેઓ માઝન્દ્રાનના રાજવી અરદેશર પાસે નાસી જઇને તેની વિરુધ્ધ ફરિયાદ કરી, જેથી અરદેશરે હઝારઅસ્પને સમજાવવા અને ઠપકો દેવા એક માણસ મોકલ્યો, પરંતુ તેમા તે નિષ્ફળ જતા, જે અમીર ઉમરાવો હઝારઅસ્પની નવી રાજનીતિની વિરુધ્ધતા કરીને અરદેશરના દરબારમા ભરાઇ બેઠા હતા, તેઓને મદદ આપીને તેણે હઝારઅસ્પ પર હુમલો કરવા મોકલાવ્યા. હઝારઅસ્પે દરેક બાજુએથી હારી જતા ઇસમાઇલીઓનું શરણ લીધું. એક વખતે હઝારઅસ્પે ઇસમાઇલીઓની મદદ મેળવી 'દયલમ' પર ચઢાઇ કરી, જેમા ત્યાંનો ગવર્નર સૈયદ અબુ રિઝા માર્યો જતા, અરદેશરે હઝારઅસ્પના લોહીથી ગવર્નરના ખૂનનો બદલો લેવાના આકરા સોગંદ લીધા અને 'દયલમ'

પર ચઢી આવ્યો. હઝારઅરપ નાશીને વલીજમા છુપાઇ જતા અરદેશરે 'વલીજ' પર ઘેરા નાખ્યો; લાંબા વખત સુધી પડી રહેવા છતા અને મુશ્કેલીઓ આવી પડતા તે ઘેરા ઉપાડી પોતાને દેશ ચાલ્યો ગયો. આથી હઝારઅરપ આઝાદ થયો અને ઇરાક થઇ હમદાન ગયો અને સલજુકી વંશના છેલ્લા ઇરાની બાદશાહ તુઘરિલબેગનો આશરો લીધો.

તુઘરિલે, હઝારઅરપ માટે અરદેશરને સમજાવવા એલચી મોકલાવતા તેણે જવાબ આપ્યો કે :—"હઝારઅરપ રયાનનું રાજ્યપદ પાછું મેળવવા ઇચ્છતો હોય તો તેણે પોતાની અધમતા માટે પશ્ચાતાપ કરી ઇસમાઇલી સાથેનો પોતાનો સંબંધ તોડી નાખવો જોઇએ. જો તે ઇસમાઇલીઓથી ડરતો હોય તો બાદશાહ તેને કોઇ એવું સ્થળ સોંપશે કે જ્યા તેને ડરવાનું રહેશેજ નહિ." અરદેશરના આ અભિપ્રાય સાથે તુઘરિલ સલજુકી પણ સમંત થયો, પરિણામે હઝારઅરપને 'રય' તરફ નાસી જવું પડ્યું અને ત્યાના રાજવી સિરાજુદીન કામિલની સહાય મેળવવાની કોશિશ કરી પરંતુ તેમાં તે નિષ્ફળ નીવડતા, આખરે કંટાળીને અરદેશર પાસે આવ્યો, જેથી તેણે તેને 'વલીજ' ના કિલ્લામા કેદ કર્યો, પરંતુ કિલ્લાના ગવર્નર હઝારઅરપનો વફાદાર હોઇ તેણે કેદ કરવાની ના પાડતા રયાનના ગવર્નરે અરદેશરને ખબર આપ્યા વિના હઝારઅરપનું ખૂન કરી નાખ્યું આ ઘટના હિજરી સન ૬૧૦મા બનવા પામી હતી.

## હઝરત ઇમામનો શાંતિકાળ–તાતારીઓના દરબારમા ઈસમાઇલી એલચી

વોન હેમર લખે છે કે ઇરાક અને "કાસ્પીઅન આલ્પસ" માના પ્રદેશોની ઘટનાઓનો ઇતિહાસકારોને ઉલ્લેખ કરવો પડે છે, છતાયે એતો કબૂલ કરવું પડશે કે હઝરત ઇમામ શાહ જલાલુદીન હસન અ. ના શાસનકાળ દરમિયાન એકેય અણછાજતો બનાવ બનવા પામ્યો નહોતો. ઇતિહાસકાર જોન માલકમ પણ લખે છે કે, હઝરત ઇમામ આપના રાજ્યઅમલ દરમ્યાન કેવળ ઇરાકના ગવર્નર સાથે યુધ્ધમા ઉતર્યા હતા અને અત્યાર અગાઉ આલમુતની રાજ્યસત્તા સામે હુમલો લાવનારાઓ જેવું જ ઇરાકના ગવર્નરનું પણ પરિણામ આવ્યું હતું; એટલે ઇરાક અને આલમુતના સૈન્યના વચ્ચેની લડાઇના પરિણામમા ઇરાકનો પરાજય થયો હતો. આ સિવાય બીજી એક લડાઇ હઝરત ઇમામને લડવી પડી નહોતી. સઘળા રાજ્યોએ હઝરત ઇમામ જોડે સારો સંબંધ રાખ્યો હતો.

આ સમયમા તાતારી સરદાર ચંગીઝખાનના જુલ્મના પડઘમ વાગી રહયા હતા. પોતાના સામ્રાજ્યનો વિસ્તાર તે પ્રતિદિન વધારતો જતો હતો. ઇસ્લામીઓને પણ પોતાની સત્તા તળે લાવવાનો તેણે મનસુબો કર્યો હતો. આ સમયમા તાતારી દરબારનું બળ ઘણું મોટું હતું. રાજકીય સંજોગને અનુસરીને આલમુતના દરબારમાંથી એક ઇસમાઇલી એલચીને સંધી કરવાની શરતો માટે માવરાઉન્નહર (ટ્રાન્સ–ઓક્ષોનિયા) ખાતે મોકલવામા આવ્યો હતો.

## ઈમામ જલાલુદીનનો પ્રવાસ–રાજ્યમા આબાદી

મૌલવી અબ્દુલ હલીમ શરર જણાવે છે કે, હઝરત ઇમામ શાહ હસન અ. એકવાર પ્રવાસે (ઇરાકની ચડાઇ માટે) નીકળ્યા હતા આ પ્રવાસ દોઢ વર્ષ પર્યંત લંબાયો હતો, જે દરમ્યાન આપે જે જે રાજવીઓની મુલાકાતો લીધી હતી તે મુલ્કના સઘળા રાજવીઓએ આપનો ભારે ઠાઠમાઠભર્યો સત્કાર કર્યો હતો. હઝરત ઇમામની આ સઘળી પ્રવૃતિઓનું સ્વભાવિક રીતે

પરિણામ એ આવ્યું કે, સમસ્ત ઇસ્લામી આલમ આલમુતના બાદશાહ સાથે મિત્રચારીભર્યો સંબંધ ધરાવતી થઇ ગઇ અને જે ગેરસમજૂતિ અને અદાવતની લાગણી તેઓએ દેખાડી હતી તેનો અંત આવી ગયો હતો.

"જામે ઉ તવારીખ"ના આલેખન મુજબ હઝરત ઇમામ અ. ના રાજ્યગાદીએ આવ્યા પછી તરતજ આપને અનુસરનારાઓ અને રાજ્યના અધિકારીઓને ક્રાંતિભર્યા કામોની સત્તા કરી અને દરેક કસબામા ઇબાદતગાહ, હમામ, મુસાફરખાના, કૂવાઓ વગેરે બંધાવી દેવામા આવ્યા. પ્રવાસની તકલીફોમાથી મુસાફરોને બચાવવા માટે જાહેર માર્ગોને પાકા અને વિશાળ બનાવવામા આવ્યા હતા'

## આઝરબાયજાનના રાજ્યની કુમકે ઈસમાઈલીઓ–શાહી પરોણાગત

આ આબાદીભર્યા યુગમા ઇસમાઇલીઓ દુનિયાના ઘણા ભાગોમા પથરાઇ ગયા હતા. આઝરબાયજાન, ગીલાન, માઝન્દ્રાન, કાસ્પિયન સમુદ્રના કાંઠેના પ્રદેશો, ખુઝીસ્તાન, લારિસ્તાન, કેરમાન, કુર્દીસ્તાન, તહેરાન, પામીરની ખીણ, તબ્રીઝ, શિરાઝ, સીરિયા, જેરૂસલમ, બગદાદ, હલબ, ખુરાસાન, મિસર ઉપરાંત અરેબિયાના થોડા ભાગમા, અફઘાનિસ્તાન અને રશિયાના છૂટાછવાયા દેશોમા તેમજ પહાડો અને ખીણવાળા પ્રદેશોમા ઇસમાઇલીઓ વસવાટ કરી રહ્યા હતા.

હઝરત ઇમામ શાહ જલાલુદીન હસન અ. સાથે આઝારબાયજાનનો બાદશાહ અતાબેગ મુઝફ્ફરદીન અવસબેગ સારી મિત્રતા ધરાવતો હતો. ઇરાકના બાદશાહ નાસિરૂદીન મંગલી સાથે તેને અણબનાવ હતો આથી આઝરબાયજાનના બાદશાહે હઝરત ઇમામની સહાયતા માગી એટલે આલમુતનું લશ્કર અતાબેગની મદદે ગયું હઝરત ઇમામનું સૈન્ય આઝરબાયજાનમા આવી પહો. ચતા બાદશાહે તેની ઉત્તમ પ્રકારની પરોણાગત કરી.

## મોરક્કોના ઈસમાઈલી શાસકો

હઝરત ઇમામ શાહ મોહતદી અ.ના પ્રકરણમા પીર અબ્દુલ મોમનિનની મોરક્કોની હુકુમ. તંત્રં વર્ણન આપણે જોઇ ગયા છીએ. પીર અબુદુલ મોમનિન પછી તેઓશ્રીના ફરજંદ સૈયદ મહમદ યુસુફ સત્તા ઉપર આવ્યા. તેઓ સુલેહ અને શાંતિપ્રિય હતા. 'જામે સોહંયલી' નામની એક ઇમારત ચણાવવા ઉપરાંત તેઓએ એક લાયબ્રેરીની પણ સ્થાપના કરી અને એક જંગી પુલ બંધાવ્યો.

'કરતુલ અકરામ ખુલફાએ ઇસ્લામ'મા જણાવવામા આવ્યું છે કે હિ. સ ૫૬૮ મા બાદશાહ કસતલાન ચડી આવ્યો પણ તેને હાર મળી. આ પછી સૈયદ મહમદ યુસુફ આફ્રિકા ભણી રવાના થયા અને માર્ગમા સોરના દરિયા ઉપર વિજય મેળવ્યો અને સ્પેન પહોંચ્યા. હિ. સ. ૬૮૪મા તેઓની વફાત થઇ.

મોરક્કોમા સત્તા ઉપર આવેલા સુલતાનોમા ૧ પીર અબ્દુલ મોમનિન, ૨, સૈયદ મહમદ યુસુફ, ૩ યાકુબ મન્સુર, ૪ મહમદ નાસીર, ૫ યુસુફ સાની મુસ્તસર, ૬ અબ્દુલ વહીદ, ૭ અબુ માહમુદ અબ્દુલ્લા અવલ, ૮ યાહયા મુસ્તસીમ, ૯ અબુ આલ ઇદ્રીસ, ૧૦ અબ્દુલ વહીદ, ૧૧ અબ્દુલ અલી સઈદ, ૧૨ અબુ હફ્સ અમર મુરતઝા અને ૧૩ અબુલ આલા વથસીક હતા. મોરક્કોના હાકેમોનો વંશ હઝરત ઇમામ શાહ ઇસમાઇલ અ. સ. સાથે સંબંધ ધરાવે છે.

## હઝરત ઇમામનું સન્માન—બાદશાહો ઇસમાઇલી મઝહબમા

ઇસમાઇલીઓની મદદ મળ્યા અતાબેગ પછી બગદાદના અબ્બાસી ખલીફને સાથે પોતાની મિત્રતાની ગાંઠે જોડાવવાની કાસિદ મારફતે માગણી કરતા ઇરાકના હાકિમનો સતામદ ઉતારવાની પણ ખાહિશ જાહેર કરી. ખલીફે મિત્રતા સ્વીકારી એક ચૂનંદા અમલદારના હાથ તળે અતાબેગની કુમકે અબ્બાસી લશ્કર મોકલાવ્યુ આ ત્રણે લશ્કરો એકઠા થયા પછી હિજરી સન ૬૨૧ માં આલમુતના સેનાપતિની સરદારી હેઠળ ઇરાક પર ચઢાઇ કરી, ઇરાકના બાદશાહ નાસિરૂદીને મંગલીના લશ્કરને ભારે હાર આપી. મંગલી પોતે પણ આ લડાઇમા માર્યો ગયો. હઝરત ઇમામે અત્રે દોઢ વર્ષ ગાળ્યુ આ સઘળો સમય આસપાસના મુલકની મુસાફરીમાં ગયો, એ દરમ્યાન હઝરત ઇમામને દરેક સ્થળે ભારે માન મળ્યું. અત્રેના બે મોટા બાદશાહોએ ઇસમાઇલી મઝહબ અંગિકાર કર્યો હતો. હઝરત ઇમામ ત્યારપછી આલમુતમા પધારી આપની પ્રજા વચ્ચે વસવાટ કરવા લાગ્યા

## સલજુકીઓના અંતિમ કાળની ઝાંખી

આલમુતમા ઇસમાઇલી રાજ્યની સ્થાપનાની સાથે જ સલજુકી બાદશાહ સાથે તેમનો સંબંધ એક અથવા અન્ય રીતે જોડાયેલો રહયો છે, એ આપણે હુઝતે આઝમ હસન બિન સબ્બાહ તથા ત્યારપછીના ઇતિહાસ વર્ણનમા આગળ જોઇ ગયા છીએ. આ સ્થળે તેમના અંતિમ કાળના ઇતિહાસનું વર્ણન કરવાની એટલા માટે જરૂર છે કે હિજરી સન ૪૮૫ મા મલિકશાહ સલજુકીનું અવસાન થતાજ એ વંશના ભાગલા પડી જઇ, તેમનું રાજ્ય વેરવિખેર થઇ ગયું હતુ. હિજરી સન ૫૭૨ મા સુલતાન સંજરના મરણ પછી ખુલ્લી રીતે ઠેકઠેકાણે અને ખાસ કરીને ઇરાન અને રૂમના જુદા જુદા સ્વતંત્ર રાજ્ય સ્થાપાયા અને સલજુકીઓના નબળા સમયમા ખાસ રૂમમા નોખા જે રાજ્યો સ્થપાયા હતા તેમા શામના સલજુકીઓ, આરમીનિયાના કુત્બીઓ, દયારબિક્રના ઉર્તુકો, કેપાડોશિયાના દાનેશમંદિયો, દમિશ્કના અતાબેગો, શામ અને જઝીરાના અતાબેગો, મિસર, શામ વગેરેના વિજેતા સલાહુદીનના વંશના અય્યુબીયો, ઇરાકે અરબ વગેરેના જલાયેરો વગેરેનો સમાવેશ થાય છે, જ્યારે મલિકશાહે એશિયા માયનરનો ઇલાકો રૂમેનસના મરણ પછી ખ્રિસ્તીઓ પાસેથી છીનવીને સુલેમાન બિન કતલમશ બિન ઇસ્રાઇલ બિન સલજુકને હવાલે કર્યો, ત્યારે તેણે પણ ત્યા સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું અને તેનો વંશ હિજરી સન ૬૯૬ પર્યંત ચાલ્યો. એજ સમયે કુર્દિસ્તાન અને ઇરાકમા જે સલજુકી રાજાઓ થઇ ગયા, તેમાથી કેટલાકોનો ઉલ્લેખ અત્રે આપ્યો છે. આ સ્થળે પ્રથમ મલિકશાહના પૌત્ર મુઘીસુદીન મહમ્મદે હિજરી સન ૫૧૧ મા રાજ્ય સ્થાપ્યું હતુ. ત્યારપછી એ વંશના આઠમા બાદશાહ અરસલાને હિજરી સન ૫૫૬ મા માઝનદ્રાનના હાકિમ ઉપર હુમલો કર્યો અને કઝવીનની પાસેના કેટલાક ઇસમાઇલી કિલ્લા સર કર્યા. એના રાજ્યઅમલ દરમ્યાન ખારિઝમશાહીઓએ પણ જોર પકડ્યું હતુ.

એવીજ રીતે કેરમાનના સલજુકીઓના સમાગમમા ઇસમાઇલીઓ આવ્યા હતા. હકીમ નાસિર ખુસરૂ એકવાર જેના દરબારમા રાજમંત્રી તરીકે રહયા હતા એ ચગરબેગ સલજુકીના પુત્ર કાવરદીલને તેના કાકા તુઘરિલબેગે કેરમાનનો ગવર્નર બનાવ્યો હતો. ૩૨ વર્ષ પર્યંત રાજ્ય ભોગવ્યા પછી મલિકશાહે તેને કેદ કરી ઝેર આપવાથી તેનું મરણ થયું. એ રાજ્યના છઠ્ઠા બાદશાહ ઇરાનશાહને નિઝારિયા મઝહબ અંગિકાર કરવા માટે તેના અમીરોએ મારી નાખ્યો.

હઝરત ઈમામ શાહ ખુદ જલાલુદ્દીન હસન અ૦

## જોમો સિફાર્યો

સર જોન માલકમના આલેખન મુજબ હઝરત ઇમામ શાહ ખુદ જલાલુદીન હસન અ. આપની ઉદારતા અને મમતાળુ સ્વભાવથી ઇરાનના ઇતિહાસમા વિખ્યાત છે અને ઇતિહાસકારોના જણાવ્યા પ્રમાણે આપ એક માયાળુ બાદશાહ હતા. હિજરી સન ૬૧૮ મા હઝરત ઇમામ શાહ ખુદ જલાલુદીન હસન અ. ને કેટલાક રાજયદ્રોહીઓ તરફથી મિજબાની કરવામા આવી, જયા હઝરત ઇમામે હાજરી આપી અને જમણ લીધું. આ મિજબાનીમા હઝરત ઇમામ સાથે દગો કરવામા આવેલો હોઇ હઝરત ઇમામ (જીસ્માની રીતે બીમાર પડયા અને તેજ વર્ષના રમઝાન માસમા આપે જોમો સિફાર્યો. આપની મઝાર આલમુતના કિલ્લામા આવેલી છે. આ સમયે આપના ફરઝંદ હઝરત અલાઉદીન મુહમ્મદ અ. ની ઉમર દશ વર્ષની હતી, જેઓ ત્યારપછી ઇમામતની મસનદ પર બિરાજમાન થયા.

# HAZRAT MOWLANA IMAM SHAH ALAUDDIN MJHAMMED

**( A. H. 618–653 )**

...........O...........

**(૨૬)**

# હઝરત મૌલાના ઈમામ શાહ અલાઉદ્દીન મુહમ્મદ અ.

**( હિજરી સન ૬૧૮–૬૫૩ )**

હઝરત ઇમામ શાહ અલાઉદ્દીન મુહમ્મદ અ.નો મુબારક જન્મ હિજરી સન ૬૦૮ મા થયો હતો. આપશ્રી હિજરી સન ૬૧૮ મા ઇમામતની મસનદ પર અને રાજસિંહાસને બિરાજમાન થયા: જો કે હઝરત ઇમામની બાલ્યાવસ્થા હોવાને અંગે રાજકારોબાર આપના માતુશ્રીના વડપણુ હેઠળ રાજ્યના અધિકારીઓ ચલાવતા હતા. હઝરત ઇમામ શાહ અલાઉદીન મુહમ્મદ અ. બાદ. શાહ તરીકે આલમુતના "ત્રીજા મુહમ્મદ" ના નામે મશહુર હતા.

"દબિસ્તાનુલ–મઝાહિબ" નામના પુસ્તકમા દર્શાવ્યા અનુસાર હઝરત ઇમામ શાહ અલા. ઉદીન મુહમ્મદ અ સિંહાસને આવ્યા પછી આપ નામદાર તરફથી જે લોકોએ હઝરત ઇમામના પિતાશ્રીને ઝેર આપ્યું હતું અને મિજબાનીમા જેઓ ભેગા થયા હતા, તેઓ સઘળાઓને દેહાત-દંડની સજા આપવામા આવી હતી.

## ઈસ્માઇલીઓ ઉપર અણધાર્યો હલ્લો

હઝરત ઇમામ શાહ અલાઉદીન મુહમ્મદ અ. ના રાજ્યકાળ દરમ્યાન ખ્વારિઝમના છેલ્લા સુલતાન જલાલુદીન મંગબર અને હઝરત ઇમામ વચ્ચે પત્ર વ્યવહાર થયેલો હોવાનું એક નજરે જોનાર માને છે. જલાલુદીનને તેના પિતા તરફથી ગીઝનીનો હાકિમ નિમવામા આવ્યો હતો. પિતાના મરણુ પછી તેણે મોટા સૈન્ય સહિત મોંગલોને એક પછી એક હાર આપી, પરંતુ ચંગીઝખાનના મુકાબલામા પરાજિત થઇ તે સિંધ ભણી જતો રહયો, પણુ ત્યા પરંતુ ચંગીઝે પીછો પકડતા અનેક ચડતી પડતી પછી તે છેવટે પોતાને વતન પાછો ફરી આવ્યો. ત્યારપછી તેણે અમીર આરખાનને "નિશાપુર" નો ગવર્નર નિમ્યો. ઇસમાઇલીઓના કેટલાક મુલ્કો તેની સરહદ પાસે આવેલા હતા. આરખાનના નાયબે તેની ગેરહાજરીમા ઇસમાઇલીઓના મુખ્ય પ્રદેશ કોહિસ્તાનના પાટનગર 'ટીમ' અને 'કાઇન' મા લૂંટફાટ અને ખૂનામરકી ચલાવી. આ ખૂનામરકી અટકાવવાનો સંદેશો લઇને ઇસમાઇલીઓ તરફથી એલચી તરીકે કમાલુદીન ગયો, પરંતુ આરખા-નના નાયબે જવાબ આપવાને બદલે ધિક્કારભરી રીતે તેની સામે કેટલા ખંજરો ફેંકયા,

એવું દેખાડવા કે તમારા ખંજરોથી અમે ડરતા નથી, પણ ખંજરનો જવાબ ખંજરથી વાળીશું; જેથી ઇસમાઇલીઓએ તેની આ ધૃષ્ટતાનો જવાબ વાળવાની મનમા મજબૂત ગાંઠ બાંધી.

મૌલવી અબ્દુલ હલીમ શરર આ ઘટનાનો ઉલ્લેખ કરતા લખે છે કે, કોઇ વાતથી પ્રસન્ન થઇને ખ્વારિઝમના સુલતાને અમીર આરખાનને નિશાપૂર અને તેની આસપાસના ઇલાકાઓ આપેલા હતા. ત્યાર પછી એક સમયે અમીર આરખાનને રાજ્યના કોઇ અગત્યના કામસર દરબારના મુલક તરફ જવાનું થતા પોતાની પાછળ એક શખ્સને તે પોતાનો "નાયબ" નીમી ગયો. આ 'નાયબે' ઇસમાઇલીઓ ઉપર અણધાર્યો હલ્લો કરી લૂંટફાટ કરવા માંડી અને કેટલાક ગામડાને લૂંટીને સર પણ કરી લીધા.

આ હલ્લાની ખબર આલમુતમા પડતા હઝરત ઇમામે એક એલચી મંડળ રવાના કર્યું. નિશાપૂર આવીને આ ઇસમાઇલી એલચી મંડળે આ ગેરરીતિ માટે જવાબ માગ્યો. પરંતુ અમીરના 'નાયબે' જવાબ આપવાને બદલે એલચી મંડળનું અપમાન કર્યું અને તેમના મ્હોં સામે ખંજરો ફેંક્યા. આલમુતવાસીઓના હૃદયમા અગ્નિજવાળા સળગી રહી હતી, તેને ઓલવવાને બદલે નાયબે ઉલ્ટું તેલ હોમ્યું. ઇસમાઇલી એલચી મંડળે આ સ્થિતિમા આલમુત પાછા ફરવાનું કર્યું. પરિણામમા શત્રુઓની શાન ઠેકાણે લાવવા માટે અમીર આરખાનની સરહદમા કેટલાક ઇસમાઇલી યોદ્ધાઓ કૂચકદમ કરી આવી પહોંચ્યા. તેઓએ પ્રથમ અમીરને યમદ્વારે પહોંચાડયો. આ જુસ્સાવાળા યોદ્ધાઓ પોતાના બાદશાહ હઝરત ઇમામ અલાઉદીન મુહમ્મદ અ. ની પ્રશસ્તિ કરતા શહેરની બજારમાંથી સુલતાન ખ્વારિઝમના વડા વઝીરના મહેલમા પ્રવેશ કર્યો અને તેને શોધવા લાગ્યા. આ દરમ્યાન મહેલના પહેરેગીર અને પ્રજાજનો એકઠા થઇ ગયા. ખુલ્લી રીતે આ ઇસમાઇલી યોદ્ધાઓનો સામનો કરવાની કોઇમા હિંમત નહિ હોવાથી લોકોએ ટોળે મળીને દૂરથી પથ્થરાઓની વર્ષા કરવા માંડી, ચોમેરથી આવતા પથ્થરના પ્રહારોથી આ ઇસમાઇલી વીરલાઓ શહીદ થયા.

## ઇસમાઇલીઓ સાથે સુલેહ–એક અર્થસૂચક ઘટના

બદરૂદીન અહેમદ નામના આલમુતના એલચીએ આ બનાવના સંબંધમા સુલતાનના વડા વઝીરની મુલાકાત માગી. તે સમયે આરખાનનાં માર્યા જવાથી અને પોતાની શોધખોળ થતી હોવાથી વઝીર એટલો બધો ગભરાઇ ગયો હતો કે સુલેહ કરવાના હેતુથી આલમુતના એલચીને તરતજ પોતાની પાસે તેડાવ્યો અને તેમની ઘણી પરોણાગત કરી. સુલેહની વાટાઘાટ ચાલે તે પહેલા તેણે કહ્યું કે: "તમે સુલેહ માટે જે શરતો મુકરર કરશો તે સાંભળ્યા વિના આગળથીજ મંજૂર કરૂં છું."

ત્યારપછી સુલેહની શરતો થઇ, જે આ પ્રમાણે હતી: (૧) ખ્વારિઝમ અને આલમુતના ઇસમાઇલીઓ વચ્ચે લડાઇનો અંત લાવી મિત્રાચારીભર્યું વર્તન રાખવું. (૨) દમગાનનો કિલ્લો ઇસમાઇલી રાજ્યકર્તાને વેચાતો આપવો.

ઉપલી શરતો ઉપર બન્ને પક્ષોની ધોરણસરની મંજૂરી મળ્યા પછી આલમુતના એલચીઓ ખ્વારિઝમશાહના વઝીરને ત્યા અમુક દિવસો મહેમાન તરીકે કહાડયા. આ દરમ્યાન એક દિવસે ખાણા ઉપર બેઠા હતા તે વખતે આલમુતના એલચીએ કહ્યું કે: "એવું કોઇ પણ રાજા, રાજ્યના અધિકારી અથવા હોદ્દેદારનું મકાન નથી કે જે અમારા મિત્રો કે સેવકોના વસવાટ વિના ખાલી હોય!"

આ સાંભળીને વઝીર અચંબો પામ્યો અને તેણે પૂછયું: "અહિંયા જે લોકો છે તેમા કયા લોક તમારા છે?" સાથેજ વઝીરે આલમૂતના એલચી બાજુ પોતાનો રૂમાલ ફેંકયો તેનો અર્થ એવો થતો હતો કે, "એવા લોકો મારા હસ્તક હશે તો પણ હું તેમને રક્ષણ આપવાનું વચન આપું છું."

વઝીરનો રૂમાલ એલચી પાસે પડતાજ રસોડામા કામ કરતા પાંચ ઇસમાઇલી "સલામ" કરતા બહાર નીકળી આવી સામે ઊભા રહયા. આ પાચમાથી એક હિન્દુસ્તાની અને ચાર અજમી હતા, હિંદુસ્તાની ઇસમાઇલીએ પોતાના અન્ય સાથીદારોથી એક કદમ આગળ વધીને કહયું કે; "અમે તમને મારવા આવ્યા નથી, નાહતર કયારનું અમે અમારું કાર્ય કરી નાખ્યું હોત પરંતુ અમે આલમુતવાસીઓ વગર કારણે કોઇને તકલીફ દેતા નથી."

આ જોઇ વઝીર ચોંકી ઉઠયો અને ઇસમાઇલીઓ સાથે હમેશા મિત્રચારીથી વર્તવાનું તેણે વચન આપ્યું. તે બાદ તેણે સોગદ ખાતા કહયું કે: "હું મને પોતાને હઝરત ઇમામ શાહ અલાઉદીન મુહમ્મદ (અ.) નો સેવક સમજીશ" સઘળું કામ સંપૂર્ણ થયા પછી આલમુતનો એલચી બદરૂદીન અહેમદ આલમુત ભણી પાછો ફર્યો.

## ઇસમાઇલીઓનું બલિદાન--પચાસ હજાર અશરફીનો દંડ

આ ઘટનાની ખબર સુલતાન ખ્વારઝિમશાહને પડતા પોતાના વઝીરની નબળાઇ માટે તેનાં ઉપર તે ઘણો રોષે ભરાયો અને પહેલા પાચ ઇસમાઇલીઓને જીવતા અગ્નિમા બાળી નાખવાનો તેણે હુકમ કર્યો. વઝીરને સુલતાનની આ આજ્ઞાથી ઘણો ભય લાગ્યો પરંતુ સુલતાનની આજ્ઞાનો અનાદર થઇ શકે તેમ નહોતું. આ સજાનો આ અમલ તેને અનિચ્છાએ કરવો પડયો. સુલતાનનાં હુકમ પ્રમાણે એક ખાડો ખોદીને તેમા અગ્નિ પ્રકટાવવામા આવી. આ સમયનું દ્રશ્ય વિરલ અને અચંબાભર્યું હતું. એક તરફ ઇસમાઇલીઓના ધાકથી વઝીર ધ્રૂજી રહ્યો હતો અને પોતાની કઢંગી સ્થિતિ પર શોક કરતો હતો, ત્યારે બીજી તરફ પેલા પાંચ બંદીવાન ઇસમાઇલીઓ હસ્તે મુખડે અગ્નિકુંડમા કૂદી પડયા અને પોતાના ઇમામના નામની ફતેહ પૂકારીને કહેતા હતા કે; "અમે ખુશનશીબ છીએ કે દીન ઉપર મરી મીટનારાઓની નામાવલિમા અમારા નામો પણ નોંધાશે અને શહીદના માર્ગે જવાની અમને તક મળી છે." આ પ્રકારના ઉમંગ સાથે આ પાંચે ઇસમાઇલીઓએ પોતાના પ્રાણ કુરબાન કર્યા.

આલમુતમા એ પાંચ ઇસમાઇલીઓના બલિદાનની હકીકત જાહેરમા આવતા ત્યાનું વાતાવરણ ઘણું ઉશ્કેરણીભર્યું બની ગયું અને અત્રેના ઇસમાઇલીઓ પોતાના હમદીન બંધુઓના ખૂનનો બદલો લેવા તૈયાર થયા; પરંતુ હઝરત ઇમામે પ્રથમ વાટાઘાટનો માર્ગ ધારણ કર્યો અને ખ્વારિઝમશાહ સાથે પત્રવ્યવહાર શરૂ કર્યો, જેના પરિણામે પાંચે બલિદાન દેનારના બદલામા સોનાની દશ હજાર અશરફી લેખે પચાસ હજાર અશરફી દંડ તરીકે સુલતાન ખ્વારિઝમશાહના વઝીરે ભરી દીધી અને 'દમગાંન' ના કિલ્લાના વેચાણ તરીકે જે રકમ ઇસમાઇલીઓએ આપી હતી, તે કિલ્લો પણ ઇસમાઇલીઓના કબજામા રહેવા દઇને એ રકમ પાછી આપીને દંડની રકમમા વધારો કરવામા આવ્યો. આવી રીતે ખ્વારિઝમશાહ અને આલમુતના બાદશાહ વચ્ચે છેવટે સમજૂતી થઇ અને મામલો શાંત પડયો.

## ખ્વાજા નસીરૂદ્દીન તુસી

હઝરત ઇમામ શાહ અલાઉદીન મુહમ્મદ અ. ના સમયમા થઇ ગયેલા અનેક મહાન નરોમા એ વીરનર, ખ્વાજા નસીરૂદીન તુસી અને શેખુલ અકબર મોહિયુદીન અરબી મોખરે આવે છે, જેથી તેઓના જીવનનો ટૂંક પરિચય અહિ આપવો જરૂરી છે.

ખ્વાજા નસીરૂદીન તુસીનો જન્મ ખુરાસાનમા આવેલા "તુસ" નામના શહેરમા તા. ૧૧મી જમાદીલ અવ્વલ હિજરી સન ૫૯૭ મા થયો હતો તેમનું નામ મુહમ્મદ બિન હસન હતું અને લકબ 'નસીરૂદીન' હતો. ખ્વાજા નસરૂદીન તુસી જન્મથી શીઆ સંપ્રદાયના અનુયાયી હતા તેઓ પોતાનાં સમયના એક સર્વોત્કૃષ્ટ વિદ્વાન હતા, તેમની યોગ્યતાનો તેમના સમકાલિન વિદ્વાન મંડળે સ્વીકાર કર્યો હતો, તેઓએ યુવાવસ્થામાજ વિદ્યાજ્ઞાનને લગતી દરેક શાખાઓનું ઉચ્ચ શિક્ષણ સંપાદન કર્યું હતું. તેમણે પોતાના જીવનકાળ દરમ્યાન પુષ્કળ ગ્રંથો લખ્યા છે, જેમાનો કેટલાંક હાલ પણ મળી શકે છે.

આ ઉપરાંત ખ્વાજા નાસીરૂદીન તુસીનું 'અખ્લાકે નાસિરી' કિંવા નીતિશાસ્ત્ર અત્યંત પસંદગી પામ્યું છે. આ પુસ્તક આલમુત ગઢના તાબેના કોહિસ્તાન પ્રદેશના ઇસમાઇલી ગવર્નર નાસીરૂદીન અબ્દુર્રહમાન બિન અબી મન્સુરને અર્પણ કરવામા આવ્યું છે અને તેમની સંજ્ઞા અનુસાર "નાસિર" નામ પર પુસ્તકની યોજના કરવામા આવી છે. એ ગ્રંથ કોહિસ્તાનમાં આવેલા "મોમિનાબાદ" ના કિલ્લામા લખવામા આવ્યો હતો. આજે પણ બદખશાનના ઇસમાઇલીઓ તેને એક માનનીય પુસ્તક તરીકે લેખે છે, એટલુંજ નહિ પણ સમસ્ત ઇસ્લામી આલમ … આ પુસ્તકનો પ્રેમપૂર્વક અભ્યાસ કરે છે. "ફાતહે તકવીમ" નામના પુસ્તકમા ખ્વાજા નસીરૂદીન … લમુતના પવિત્ર ઇમામો અને હાકિમોનો ઇતિહાસ લખ્યો છે. ઇમામતના વિષયા … ફિલસૂફીની દ્રષ્ટિએ પણ એક પુસ્તક લખ્યું છે જેનું નામ "રવઝતુત-તસલીમ" (૧) છે. પ્રોફેસર બ્રાઉનના જણાવ્યા પ્રમાણે રશિયન સાહિત્યકાર ઝુકોવસ્કીએ પોતાના સંશોધન પરથી જણાવ્યું છે કે ઉમર ખ્યામની રૂબાઇઓમા ઇરાનના અન્ય જાણીતા કવિઓની માફક ખ્વાજા નસીરૂદીનની રૂબાઇઓ પણ ભળી ગયેલી છે.

### અબ્બાસીઓ સાથે અણબનાવ

ઇસમાઇલીઓના સમાગમમા આવ્યા પહેલા ખ્વાજા નસીરૂદીને બગદાદના રાજ્યકર્તા અબ્બાસી ખલીફ મોઅતસિમબિલ્લાહના વડા વઝીર ઇબ્નુલ અલકમી સાથે પત્રવ્યવહાર ચાલુ કર્યો હતો, પરિણામે તેમને અબ્બાસી ખલીફના દરબારમા એક નોકરી મળી હતી. તેઓ બાળપણથીજ ચંચળ સ્વભાવના હોવાથી રાજ્યદ્વારી વિષયોમા રસ લેવાનું શરૂ કર્યું અબ્બાસી દરબારના વડા વઝીર ઇબ્નુલ અલકમીને એ ગમ્યું નહિ અને તક સાધીને ખલીફ પાસે ખ્વાજાની વિરુધ્ધ તેણે ભંભેરણી કરી. પરિણામે ખલીફે ખ્વાજા નસીરૂદીન તુસીનું અપમાન કરીને દરબારમાંથી હાંકી કહાડયા અને તેમના લખેલા પુસ્તકો ઇબ્ને હાજીબના હાથે દજલા નદીમા ફેંકી દીધા. આથી ખ્વાજાનો શોકનો પાર રહ્યો નહિ અને તેમણે તક મળતા બગદાદના ખલીફનું

---

૧ 'તસવ્વુરાત' નામે આ પુસ્તક મશહુર છે જેનો અંગ્રેજી તરજુમો, તેની અસલ ફારસી ઈબારત સહિત પ્રોફેસર ઈવેનોવે 'ઈસમાઈલી સોસાયટી' હસ્તક પ્રગટ કરેલ છે.

શાસન ઉથલાવી નાખવા મનસુબો કર્યો. તેમણે અનહદ મહેનતે લખેલા પુસ્તકનો થયેલો નાશ તેઓ એક પળવાર પણ વિસરતા નહિ. અંતે આવી દુ:ખદ સ્થિતિમા તેઓ બગદાદથી ઇરાન બાજુ રવાના થઇ ગયા.

## કોહિસ્તાનના ખંડિયેરોમા

વઝીર ઇબ્નુલ અલકમીને ખ્વાજા નસીરૂદીનના બગદાદ છોડી જવાની ખબર પડતા તેણે ખલીફને ઉશ્કેરવાથી ખ્વાજા નસીરૂદીનને પકડી કેદ કરવાનો ખલીફે હુકમ કર્યો. ખ્વાજા નસીરૂદીનના હિતચિંતકોના કાને આ વાત પહોંચતા તેમણે ખબર આપી દીધી જેથી ખ્વાજા નસીરૂદીન કોહિસ્તાનના ખંડિયેરોમા ચાલ્યા ગયા. જ્યા કોઇ મિત્ર, સ્નેહી કે આશ્રય વિના નિરાધાર સ્થિતિમા આવી પડયા હતા. કોહિસ્તાનની પર્વતમાળાઓમા રઝળવાથી અને દુ:ખથી તેમનો રંગરૂપ પણ બદલાઇ ગયો.

ખ્વાજા નસીરૂદીન તુસી કોહિસ્તાનના ઇલાકામા આવી નિરાધાર હાલતમા ભટકી રહ્યા હતા, તેવામા એક દિવસે કોહિસ્તાની પાશબાનોની નજરે ચડતા તેઓને કોઇ ભટકતા જાસુસ હોવાની શંકા પડતા તેમને પકડીને ગવર્નર નાસીરૂદીન અબ્દુર્રેહમાન ખાન અબી મનસુર સમક્ષ ઊભા કર્યા, જ્યા તેમની ઝડતી લેવામા આવતા અબ્બાસી વઝીર ઇબ્નુલ અલકમી સાથેનો પત્ર-વ્યવહાર મળી આવ્યો, જેથી તેમને જાસૂસ સમજીને મોમિનાબાદના કિલ્લામા કેદ કરવામા આવ્યા.

## ખ્વાજા નસીરૂદીન હઝરત ઈમામના દરબારમા

ત્યારપછી આલમુતના ખબર આપનારા ખાતા તરફથી ખબર મળી કે, અબ્બાસી દરબારમાંથી એ અપમાનિત થયેલો શખ્સ છે. તેની ખાત્રી કર્યા પછી ગવર્નર નાસિરૂદીને ખ્વાજા નસીરૂદીન તુસીને પોતાની પાસે રાખ્યા. આગળ જતા ખ્વાજાએ ગવર્નરનો વિશ્વાસ જીતી લીધો.

એક સમયે હઝરત ઇમામ શાહ અલાઉદીન મુહમ્મદ અ. ના દરબારમા ગવર્નર નાસિરૂદીન અબ્દુર્રેહમાન તેમને પોતાની સાથે તેડી લાવ્યા, જ્યા હઝરત ઇમામને જોતા ખ્વાજા નસીરૂદીને પુજ્યભાવે વંદન કર્યા. પૂર્વના મહાન નરોના જીવનમા અવારનવાર બનતું આવે છે તેમ ખ્વાજા નસીરૂદીન માટે પણ બનવા પામ્યું હતું. દરબારમા હઝરત ઇમામની દિવ્યતાથી તેઓ આકર્ષાઇ ચૂકયા હતા અને જ્ઞાની હોવાથી તેમના અંતરચક્ષુઓ પણ ખૂલવા લાગ્યા હતા. આગળ જતા તેઓ હઝરત ઇમામ શાહ અલાઉદીન મુહમ્મદ અ. ને પોતાના બરહક ઇમામ તરીકે સ્વીકારીને રાજ્યની સેવામા જોડાયા.

## ખ્વાજા નસીરૂદીન વઝીરપદે

ખ્વાજા નાસિરૂદીન તુસી ઇસમાઇલી તરીકે બહાર આવ્યા પછી આલમુતના દરબારમા તેમનો સંબંધ વધતો ગયો અને તેમના કાર્યથી પણ રાજ્યનો ઘણો સંતોષ થયો પરિણામે તેઓ મોટી પદવિએ આવ્યા અને અંતે હઝરત ઇમામ શાહ અલાઉદીન મુહમ્મદ અ, ના રાજ્યકાળમા તેઓ વડા વઝીરના પદે પહોચ્યા એ જોઇને નાસિરૂદીન અબ્દુર્રેહમાન અનહદ હર્ષિત થતા હતા.

ખ્વાજા નસીરૂદીન તુસી હઝરત ઇમામ શાહ અલાઉદીન મુહમ્મદ અ. અને ત્યાર પછી હઝરત ઇમામ શાહ રૂકનુદીન ખુરશાહ અ. ના સમયમા પણ વડા વઝીરપદે હોવાથી તેમનું

બાકીનું વૃતાંત આગળ આવશે.

## માર્કો પોલોનું વિકૃત વર્ણન !

જાણીતા વેનેશિયન મુસાફર માર્કો પોલોએ હિંદ, ચીન તથા પૂર્વના બીજા દેશોમા ૨૪ વર્ષ પ્રવાસ કરી પોતાની મુસાફરીનો જે અહેવાલ પ્રગટ કર્યો છે, તેને તેનાજ સમકાલીન મુસાફરો ભરોસાપાત્ર જણાવતા નહોતા બલ્કે હવે તો તેમાનું કેટલુંક વર્ણન કેટલેક અંશે ન માની શકાય તેવું લેખવામા આવે છે.

હિજરી સન ૬૭૨ મા માર્કો પોલોએ ચીનના દેશની મુલાકાત લીધી તે વેળા મંગોલ સુલતાન કુબલાઇ ખાન ઉપર તે સમયના ખ્રિસ્તી પોપ ગ્રેગરી દશમાનો ભલામણ પત્ર લઇને તે આવ્યો હતો. તે પછી માર્કો પોલોએ એજ દેશમા ચોવીસ વર્ષ ગાળ્યા હતા. એ દરમ્યાન ત્રણ વર્ષ સુધી "યાંગશો" નગરના ગવર્નર તરીકે પણ તેને નિયુકત કરવામા આવ્યો હતો આ સમયના પૂર્વ દેશોની જે જાહોજલાલી તેણે નિહાળી હતી, તેવી યુરોપવાસીઓને સ્વપ્ને પણ નિહાળવાનું લભ્ય નહોતું.

ચીનના એ પ્રવાસ દરમ્યાન માર્કો પોલો આલમુત ગઢથી દૂરના ઇરાની પ્રદેશમાંથી પસાર થયો, ત્યારે તેણે નજરે જોયેલ અહેવાલ કરતા લોકો પાસેથી સાંભળેલા અહેવાલનો પોતાનો પ્રવાસ ગ્રંથમા વિશેષ ભાગ લખ્યો છે અને આલમુતની રાજસત્તાના કલ્પિત અહેવાલો પણ લોકોના મોઢે સાંભળી તેને સાચા માનીને પોતાના ગ્રંથમા તેનો ઉલ્લેખ કર્યો છે. માર્કો પોલોએ જાતે પણ પોતાની કૃતિમા હઝરત ઇમામ શાહ અલાઉદ્દીન મુહમ્મદ અ. ના સમયનું વર્ણન કરતા આરંભમાજ આ વાતનો સ્વીકાર કર્યો છે. વળી તાતારીઓના ઓશિયાળે આવેલા શખ્સ મુસ્લિમ જગતને સારી દ્રષ્ટિથી જુએ એ શંકાસ્પદ છે, તેમજ ઇસમાઇલીઓની વિરુધ્ધતાથી જ્યાનું વાતાવરણ ઝેરી બનેલું હોય તેવા સ્થળના લોકો પાસેથી ખોટી વિગતો મેળવી માર્કો પોલો પોતાના પ્રવાસ ગ્રંથમા નોંધી લે તેના ઉપર કેટલું વજન મૂકી શકાય, એ સરળતાથી સમજી શકાય તેવી હકીકત છે ! છતા કેટલાક વિધ્વસંતોષીઓ એનો આધાર લઇને વિકૃત ઇતિહાસ રજૂ કરી ઇસમાઇલીઓને વગોવવા નિષ્ફળ કોશિશો કરી છે, પરંતુ છેવટે સત્ય પ્રગટયા વિના રહેતું નથી અને આધુનિક યુગના કેટલાક ઇતિહાસકારોએ આ પુરાણા પોકળનો ભેદ પણ ખુલ્લો કરી દીધો છે.

## શેખુલ-અકબર ઇબ્નુલ અરબી

મુસ્લિમ જગતે આપેલા અનેક ફિલસફોમા શેખુલ-અકબર મોહિય્યુદ્દીન ઇબ્નુલ અરબી પણ દુનિયામા પ્રશંસા પામેલી એક મહાન વ્યકિત છે. એમનો જન્મ સ્પેન ખાતે "મુરસિયા" (Murcia) ગામમા હિજરી સન ૫૬૦ મા રમઝાન માસની તા. ૧૭મીએ થયો હતો.

ઇબ્નુલ અરબીનું પૂરું નામ મોહિય્યુદ્દીન મુહમ્મદ ઇબ્ને અલી બિન મુહમ્મદ અલ અરબી ને એમનો લકબ "હાતમી" છે. તેઓ હાતમતાઇના તય કબીલામાંથી ઉતરી આવેલા છે. એ સ્પેન ફતેહ કર્યા પછી તેમના વડવાઓ સ્પેનમા વસવાટ કરતા હતા ઇબ્નુલ અબ્બાસના અનુસાર તેમના પિતા અલી સુતારનું કામ કરતા હતા. જો કે ઇતિહાસકારોનું માનવું છે કે સાધનસંપન્ન હોઇ, પોતાના એકના એક લાડકા પુત્ર માટે ઊંચામા ઊંચી કેળવણીની તેઓએ કરી આપી હતી. હજુ અભ્યાસી જીવન ગાળતા હતા તે દરમ્યાન ઇબ્નુલ

અરબીની ખ્યાતી એટલી તો ફેલાઇ ગઇ કે દૂર દેશાવરોના લોકો તેમની મુલાકાતનો લાભ લેવા આવતા હતા. મુખ્યત્વે મોહિયુદ્દીન પોતાનો સમય સૂફીઓ અને એહલુલ હકના સમાગમમા ગાળતા હતા.

## ઇબ્નુલ અરબીની કૃતિઓ

હઝરત ઇમામ શાહ અલાઉદ્દીન મુહમ્મદ અ. ના સમયમા શેખ મોહિય્યુદ્દીન ઇબ્નુલ અરબી એક ફિલસૂફ તરીકે દુનિયામા વિશેષ ખ્યાતિ મેળવી શકયા હતા. કેળવણી મેળવ્યા પછી ઇસ્લામી દેશોના પ્રવાસે તેઓ નીકળ્યા હતા. જેમા મિસર, હિજાઝ, મોસલ અને એશિયા માઇનરની મુલાકાત લીધા પછી દમિશ્કમા તેઓએ પોતાનો નિવાસ રાખ્યો હતો.

ઇબ્નુલ અરબીને પ્રોકલસને "દિવ્ય ફળદ્રુપ ભેજાવાળા" તરીકે વર્ણવ્યા છે. પ્રોફેસર બ્રાઉને તેમના લખેલા સઘળા પુસ્તકોમાંથી દોઢસો ગ્રંથો વિદ્યમાન હોવાનો ઉલ્લેખ કર્યો છે. પવિત્ર કુરાને શરીફની તેમની તફસીર ઘણીજ જગવિખ્યાત છે. હિજરી સન ૬૨૧ સુધી પોતે રચેલાં પુસ્તકોની ૨૮૯ની સંખ્યા ખુદ ઇબ્નુલ અરબીએ ગણાવી છે. મૌલાના જામી પોતાની કૃતિ "નફહાતુલ ઉન્સ" મા ઇબ્નુલ અરબીના લખેલા પાંચસો કરતા વધુ પુસ્તકો હોવાની ગણત્રી કરે છે. આ સઘળામાંથી "ફુસુસુલ હકમ" અને "ફુતુહાતુલ મકિકય્યા" ઘણા મશહુર અને ઉચ્ચ શ્રેણીના હોવાનો અભિપ્રાય આપવામા આવે છે. પહેલું પુસ્તક દમિશ્કમા છપાયું છે, જેના જુદી જુદી ભાષામા ભાષાંતરો થયા છે. બીજુ પુસ્તક મિસરમા છપાયું છે. એ ગ્રંથ ઘણો વિશાળ છે, જેમા ફિલસૂફી ધર્મસિધ્ધાંત, નમાઝ, હજ તથા રોઝાની તાઅવીલ, ઇન્સાન, હિદાયત, ખુદાવંદી નૂર અઝલી–અબદી ઇત્યાદી વિષયો પર સ્ફોટ કરવામા આવ્યો છે. એ પુસ્તકની હકીકતને કલામુલ્લાહ (અલ્લાહી વાણી) ની આયતોથી ટેકો આપવામા આવ્યો છે, પરંતુ ઓછી સમજના લોકો આ ઉપ-રથી ઉશ્કેરાઇ જઇને ઇબ્નુલ અરબીનું ખૂન કરવાની કોશિશ કરવા લાગ્યા, છતા પણ તેઓના પ્રશંસકોનો સમૂહ મોટો હોવાથી એ વાત બહાર આવી અને એ રીતે તેમનો બચાવ થઇ ગયો.

## ઇબ્નુલ અરબીના ઉચ્ચ વિચારો

ઇબ્નુલ અરબીના ધાર્મિક વિચારોમા પરિવર્તન થયા પછી તેમણે "રાહે હકીકત" ઉપર જે પલટો લીધો, તે સમયના વિચારો ખાસ એક વ્યકિતને સંબોધીને તેનો ખૂલ્લો સંકેત કરતા લખે છે કે :–

> "ખુદા તઆલાએ ફરમાવ્યું કે અલ્લાહતઆલા નૂર છે જમીન અને આકાશમા અને તેની પુરવણી સમયે કહયું, અને તે એવું નૂર છે છે જેના વડે તે લોકોમા ચાલે છે. તે પોતાની જાત વિના ચાલતો નથી અને તેની જાતની આંખ તેના નૂરની આંખ બરાબર છે. તેનુ વજુદ નથી પરંતુ, તે ખુદાનું વજુદ છે અને તે લોકોમા હાલેચાલે છે, પરંતુ લોકો તે જાણતા નથી.

મોહિય્યુદ્દીન ઇબ્નુલ અરબીની કૃતિના એક ઇસમાઇલી ભાષ્યકારનું કથન છે કે અરબીનો ઈમામે ઝમાન ભણી એ સંકેત છે અને હઝરત ઇમામ શાહ અલાઉદ્દીન મુ૦ અ. ની ઇમામતના સમયમા ઇબ્નુલ અરબીએ એશિયા માઇનરની મુસાફરી પ્રસંગે ઇઃ ધર્મસ્થળમા "લામસતર" ના કિલ્લાની મુલાકાત લીધી હતી.

## જૂના વિચારના લોકોની કનડગત

ઇબ્નુલ અરબી અધ્યાત્મવાદમાં પૂર્ણતા પામેલા હોવાથી "શરીઅત"ની પાબંદી તેઓએ છોડી દીધી હતી, જેથી શરીઅતપનાહો રોષે ભરાયા અને ઇબ્નુલ અરબી પર "ઇલહાદ" અને "કુફ્ર" ના આક્ષેપો કરી તેમને બદનામ કરવા લાગ્યા. શેખ ફરીદુદ્દીન અત્તારે 'મઝહરૂલ-અજાયબ' નામના પોતાના પુસ્તકમાં ઝલાલી મર્મ વિષે લખીને જૂના વિચારના લોકોનો રોષ વ્હોરી લીધો તેમ ઇબ્નુલ અરબી માટે પણ બનાવા પામ્યું હતું. પરતું તેઓ નીડર અને સ્વતંત્ર મતવાદી હતા, જેથી તેઓએ પોતાને માટે લોકમત નબળો બનશે એવી ભીતિ રાખી ન્હોતી.

## ઇબ્નુલ અરબીનું "આધ્યાત્મિક જગત."

ઇબ્નુલ અરબી આલમુતવાસીઓના દાઇ તરીકે 'તકિયો' રાખી સેવા કરતા હતા. એમની લેખન શૈલીમાંથી એ ભાવનાનું દર્શન થઇ શકે છે. ઇશ્ક (પ્રેમ), આશક (પ્રેમી), માશુક (પ્રેમપાત્ર) શરાબ, શાકી, ગાલપર તલ: આદી સૂફીઝમના વિશેષણો એમના લખાણમાં તરવરી રહ્યા છે. આ સઘળાની કામિલ મુરશીદની ખુદાઇ સાથે તેને હકકાની લિબાસમાં પહેરાવ્યો છે. તેઓ કહે છે કે 'તમારા માટે આવશ્યક છે કે "શેખ" અર્થાત "મુરશીદ" ની શોધ કરો. "શુધ્ધતા" અને "સત્યતા" એ મુરીદના લક્ષણ હોવાં જોઇએ, કારણ કે જયારે મુરીદ અલ્લાહતઆલા જોડે સત્યતા અને શુધ્ધતાથી એકાગ્રતા સાધે છે તો અલ્લાહતઆલા તેના માટે 'દસ્તગીર'–હાથ પકડનારો થાય છે અને જયાં તે પહેલા શયતાનના ગળાનો હાર બનેલો હતો તેજ, મુરશીદના પ્રતાપે હવે ફરિસ્તો બની જાય છે; કારણ કે સત્યતા જે વસ્તુ ઉપર પડે છે, તેની કાયા પલટાઇ જાય છે. આ એક એવો સવાલ છે, જેની તલાશ કરવાની સખ્ત જરૂરત છે.

પ્રોફેસર નિકલશન વર્ણવે છે કે, 'સત્ય ખ્યાલના' જગતમાં હઝરત મુહમ્મદ સ.ને ફરિસ્તાઓ, નબીઓ અને ઓલિયાઓની વચ્ચે તખ્ત ઉપર બિરાજમાન થયેલા ઇબ્નુલ અરબીને જોયા અને અને ખુદાઇ ભેદની વિગતો બહાર લાવવાની ઇબ્નુલ અરબીને આજ્ઞા મળી. એક પ્રસંગે ઇબ્નુલ અરબી કા'બા શરીફની પ્રદક્ષિણા કરી રહ્યા હતા. એકાએક યુવાન' સ્વરૂપમાં આકાશી રૂહ સાથે તેમની મુલાકાત થઇ. બહારના સ્વરૂપમા જે નિર્જીવ કા'બા છે તેનાં સિધ્ધાતમાં જે જીવંત બાતુની 'કા'બા' છુપાયેલો છે, તે ઇબ્નુલ અરબીને તેણે દેખાડયો; એ જોઇને તેઓ બેહોશ થઇ ગયા અને શુધ્ધિમાં આવતાં તેમણે જાહેર સ્વરૂપનુ ચિંતન કર્યું. ત્યાર પછી ઇબ્નુલ અરબી સાથે પેલા યુવાને 'કા'બા'માં પ્રવેશ કર્યો અને પાછું રૂહાની સ્વરૂપ ધારણ કરી ત્રણ પગ ઉપર ટેકેલા ઘોડા પર સવાર થયેલ તેમને પ્રત્યક્ષ જોવામાં આવ્યા. એ યુવાને ઇબ્નુલ અરબીના સીનામાં સર્વ વસ્તુઓનો જ્ઞાન-મંત્ર ફૂંકયો અને ખુદાઇ આકારમાં જે ભેદો ભરેલા છે, તેનુ વર્ણન ફરીથી વધુ એકવાર કરવા માટે આજ્ઞા કરી. ઇબ્નુલ અરબી પોતાની ભકિતમાં 'ઝાહેરી' હતા અને પોતાની શ્રધ્ધામા 'બાતુની' હતા. તેઓએ સઘળી 'તકલીદો' ફેંકી દીધી હતી.

## ઈબ્નુલ અરબીના અજોડ કથનો.

ઇબ્નુલ અરબીના ઉદગારોમાંથી પ્રોફેસર નિકલસન કેટલાક પ્રસંગ આ પ્રમાણે ટાંકે છે: 'દુઆ બંદગીનું તત્વ છે; જેવી રીતે અવયવોને તાત્વિક પદાર્થ બળ આપે છે' તેવી રીતે દુઆ બંદગીને બળ આપે છે, ખુદાઇ મોતી એ એક સફેદ મોતી સમાન છે, જેને અંધકારમય

ફનાના છીપમાં નિવાસ કરવો પડે છે. મારુ દરેક સ્વરૂપ શકિતમાન છે. જેમ 'સન્યાસી' માટે 'હુજરો', 'મૂર્તિ' માટે 'મંદિર', અને મૃગો માટે 'ચારાગૃહ' હોય છે, તેમ 'પૂજારી માટે દિલનો ,કા'બા' તૌરાત અને કુરઆનની 'લોહ' ઇશ્કનો મઝહબ છે, જે મઝહબ હું ધરાવું છું. ગમે તે બાજુ ઉંટનું મોં કરો તે બાજુ ઇશ્કનો મઝહબ છે અને ઇશ્ક મારો મઝહબ અને ઇમાન છે."

•

"ફુસુસુલ હકમ" ના પહેલા પ્રકરણમાં ઇબ્નુલ અરબી કહે છે કે જયારે ખુદાએ ઇચ્છયું કે તેની સિફાતોનો ઝહુર થાય ત્યારે ખુદાએ એક "કૌન જામી"–સુક્ષ્મ સ્વરૂપ અર્થાત "ઇન્સાનુલ કામિલ" સર્જયું, જેના દ્વારા ખુદાનો "ઇસરાર" પોતે ઝહૂર થાય. ઇબ્નુલ અરબીના આ વચનથી પ્રેરાઇને અબ્દુલ કરીમ ઇબ્ને ઇબ્રાહીમ 'જીલ્લી' એ 'ઇન્સાનુલ કામિલ ફી માઅરેફતિલ અવાખિર વલ અવાયિલ' નામનો ગ્રંથ તેની શરેહમાં લખ્યો હતો. ગ્રંથમાં લેખકે 'લાઇલાહા ઇલલ્લાહ'ને 'જમાલો હુસ્નહુ'નાં રૂપક પદમાં આપ્યું છે.

પ્રોફેસર બ્રાઉનના કથન અનુસાર ઇસમાઇલીઓ ઇબ્નુલ અરબી પ્રત્યે અસિમ પ્રેમ ધરાવે છે. શામ અને ઇરાનના ઇસમાઇલીઓ તેમના પુસ્તકોને પોતાની ધર્મભાવનાના ગ્રંથો જાણી તેનો લાભ લે છે.

ઇબ્ને ખલદુન લખે છે કે ઇબ્નુલ અરબીની ધર્મ માન્યતા 'ઇસમાઇલિયા' અને 'બાતિનિયા' ફિરકાના વિચારોથી જોડાયલી છે કે જેની સાથે 'સબઇન' (સબાઇયા)ને પણ જોડવામાં આવે છે.

અલ્લામા તયમિયાએ બન્ને બુઝુર્ગોને સ્પષ્ટ બાતિનિયા અને ઇસમાઇલી કહ્યા છે. એ બિના તેમની રચેલી કૃતિ 'અર્રદ અલલ મન્તિક'માં મળી આવે છે. ઇબ્નુલ અરબીના શાગિર્દો ઇબ્ને અફીર, ઇબ્ને કારિઝ અને નજમેએ બન્ને બુઝુર્ગોનું અનુકરણ કરી ઇમામની ખુદાઇ તથા 'મુન્તકલ' ના સિધ્ધાંતો માન્યા છે

## ઇબ્નુલ અરબી "હુજ્જતે આઝમ" તરીકે

ઇબ્નુલ અરબી જન્મે ઇસમાઇલી નહોતા પણ પાછળથી તેઓએ ઇસમાઇલી ધર્મનો અંગિકાર કર્યો હતો, પરંતુ "બાતિનિયા" તરીકે તેમને સંબોધીને ઇતિહાસકારોએ ભેળસેળ કરી છે. તેમને મૌજુદ ઇમામે "હુજ્જતે આઝમ" નો ઇલકાબ અર્પણ કર્યો હતો. તેઓને તેમની વિદ્વતાને અંગે લોકો "શેખુલ અકબર તરીકે સંબોધતા હતા. વળી હુજ્જતુલ્લાહહિલ ઝાહિર–ખુદાની ઝાહેર હુજ્જત અને આયતુલ્લાહો બાહિરા ખુદાની કરામતી નિશાનીને નામે પણ વિખ્યાતી પામ્યા હતા. ધનસંપતિની ઇબ્નુલ અરબીને બિલકુલ પરવાહ નહોતી જો કે તેઓ તેની વિરુધ્ધતા કરતા નહોતા; બલ્કે ખુદાની પ્રીતિ મેળવવાના એક સાધન સમ તેને લેખતા હતા,. પરંતુ અંગત રીતે તેમને એ માટેની તમા નહોતી. દમિશ્કમા ઠરીઠામ થયા પછી હેમ્સનો ગવર્નર તેમને રોજના ૧૦૦ દીરહમ અને ઇબ્નલ અઝકી ૮૦ દીરહમ આપતા હતા, તેમાથી પોતાના ખપ જોગું રાખી બાકી તેઓ દાનમા ખર્ચતા હતા.

હિજરી સન ૬૩૮ ના શુક્રવાર તા. ૨૮ મી રબિયુલ આખરમા ૭૮ વર્ષની વયે તેમનું અવસાન થયું. "કાસિયુલ" (હાલનું સલાહ) પર્વતની તળેટીમા તેમની મઝાર આવેલી છે.

## સંત જમાલુદ્દીનને ઇસમાઈલી આન

આલમુત અને કઝવીનવાસીઓનો કેવો સંબંધ હતો તે આપણે આગળ જોઇ ગયા છીએ. આલમુત ઇસમાઇલી રાજ્યની પ્રતિદિન વધતી જતી કીર્તિ કઝવીનવાસીઓથી જોઇ શકાતી નહોતી. કઝવીનના એક સંત શેખ જમાલુદીનને 'આરિફબિલ્લાહ" અર્થાત અધ્યાત્મજ્ઞાની કરીકે હઝરત ઇમામ તેમના પ્રત્યે પ્રેમભાવ રાખતા હતા, તેથી એ દરવેશ પ્રત્યે કઝવીનવાસીઓ રોષે ભરાતા હતા. કઝવીનવાસીઓની આટલી બધી દુશ્મની ભરેલી વલણ છતા શેખ જમાલુદીનની મહોબ્બતને લઇને આલમુતના ઇસમાઇલીઓ કઝવીન પર આક્રમણ કરતા નહોતા, છતા પણ કઝવીનવાસીઓ પોતાની વલણ છોડતા નહોતા. એક દિવસે હઝરત ઇમામે નારાજ થઇને જણાવ્યું કે : "જો શેખ જમાલુદીનનું નિવાસસ્થાન કઝવીનમા ન હોત, તો હું તેની માટી પણ સલામત રહેવા આપત નહિ."

## જોમો સિફાર્યો

હઝરત ઇમામ શાહ અલાઉદીન મુહમ્મદ અ. ના સમયમા અનેક નામાંકિત ઇસમાઇલી બુઝુર્ગો થવા પામ્યાં છે, જેમાના ત્રણનો ઉલ્લેખ ઉપર કરવામા આવ્યો છે. હિજરી સન ૬૫૩ના વર્ષમા સંજોગોવશાત સુલતાન અહેમદ ઇબ્ને મલિકશાહ સલજુકી, જે અગાઉ આલમુતના નિઝારીઓ સાથે મિત્રતા રાખતો હતો, તેણે પોતાનું વલણ બદલ્યું અને ખ્વારિઝમશાહના હુકમથી હસન માઝન્દ્રાની નામના એક શખ્સને ઊભો કરી હઝરત ઇમામને ખાનગીમા શહીદ કરી નાખવાનું કાવતરૂં રચ્યું. હઝરત ઇમામ શાહ અલાઉદીન મુહમ્મદ અ, આપના શયનગૃહમા આરામ લઇ રહયા હતા, ત્યા ઘૂસી જઇને એકાએક હિજરી સન ૬૫૩ ના શવ્વાલ માસમા શહીદ કરી હસન ભાગી છૂટયો અને હઝરત ઇમામે જોમો સિફાર્યો. હઝરત ઇમામના જીસ્મ મુબારકનો "શીરકુહ" કિલ્લામા ભૂમિદાહ કરવામાં આવ્યો.

આ પછી હઝરત ઇમામ શાહ અલાઉદ્દીન અ. ના શાહઝાદા હઝરત શાહ રૂકનુદ્દીન ખુરશાહ અ. ઇમામતની મસનદ ઉપર બિરાજમાન થયા અને આલમુતના બાદશાહ તરીકે પ્રજાએ તેમની બયઅત કરી.

---

# HAZRAT MOWLANA IMAM SHAH RUKNUDDIN KHURSHAH

(A. H. 653-654)

........0........

(૨૯)

# હઝરત મૌલાના ઈમામ શાહ રૂકનુદ્દીન ખુરશાહ અ૦

(હિજરી સન ૬૫૩-૬૫૪)

હઝરત મૌલાના ઇમામશાહ રૂકનુદ્દીન ખુરશાહ અ. હિંજરી સન ૬૫૩મા ઇમામતની મસનદ પર બિરાજવા સાથેજ આલમુત રાજયની લગામ પણ હાથમા લીધી. હિસ્ટ્રી ઓફ પરશિયામા સર જોન માલકમ જણાવે છે કે હઝરત ઇમામ શાહ રૂકનુદીન ખુરશાહ અ. કાહિરશાહના નામે વધુ સારી રીતે મશહુર છે.

"આસારે મુહમ્મદી" ના કર્તાના કથન અનુસાર હઝરત ઇમામ શાહ રૂકનુદીન ખુરશાહ અ. મસનદનશીન થયા નછી પહેલવહેલું જે કાર્ય હાથ ધર્યું તે આપના પિતાશ્રીના કાતિલ હસન માજન્દ્રાનીને દેહાત દંડની શિક્ષા કરવાનું હતું. સુલતાન ખ્વારિઝમશાહની ઉશ્કેરણીથી હસન માઝન્દ્રાનીએ હઝરત ઇમામને શહીદ કર્યા હતા.

## કઝવીનવાસીઓનું કાવતરું

ખ્વાજા નસીરૂદીન તુસી હઝરત ઇમ.મ શાહ રૂકનુદીન ખુરશાહ અ. ના સમયમા પણ વડા વઝીર હતા. તેથી અબ્બાસીઓને આલમુતની સત્તા વધુ મજબૂત થવાની ચિંતા રહયા કરતી હતી. કઝવીનવાસીઓ પણ આલમુતના ગાજયની સ્થાપનાથી જ હઝરત ઇમામની સામે ખરાબ વર્તન ચલાવતા હતા અને રાજયસત્તાને નબળી પાડવા તેઓએ પ્રયોગો પણ અજમાવ્યા હતા; પરંતુ વડા વઝીર ખ્વાજા નસીરૂદીન તુસી ઘણા બુધ્ધિશાળી હોઇ તેમની મીઠી નજરથી બચી જતા હતા; એવી રીતે કઝવીનવાસીએ.ની બાજી જેમ જેમ અફળ જતી હતી તેમ તેમ તેઓ વધુ રોષે ભરાતા હતા. અંતે તેઓએ તાતારીઓ (મંગોલો) ભણી દ્રષ્ટિ કરી અને તેમની મદદ મેળવવા એક કાવતરું ઊભુ કર્યું.

બીજી તરફ અબ્બાસી ખલીફ મોસતસિમબિલ્લાહ અને કઝવીનવોસીઓ વારંવાર તાતારી ખાન પાસે ઇસમાઇલીઓનું બળ તોડી પાડી આલમુતની રાજયસત્તાનો નાશ કરવાની માગણી કરી રહયા હતા અને એ વિષયે તેમણે પુષ્કળ કાગળો પણ લખ્યા હતા. પરંતુ તાતારીઓ તરફથી

કાંઇ મનગમતો પ્રત્યુતર મળ્યો નહોતો. છેવટે તાતારી શહેનશાહ ચંગીઝખાનના મરણ બાદ તેના ચાર પુત્રો વચ્ચે રાજ્યની વહેંચણી કરી દેવામા આવી. ત્યારપછી દુશ્મનોએ સમય અનુકૂળ આવેલો જોયો. હિજરી સનની છઠ્ઠી સદીની આખરીમા ચંગીઝખાનની સરદારી હેઠળ તાતારી સૈન્યની ખરીઓથી ધરા ધ્રુજી ઊઠી અને પાછળથી આખુયે એશિયા એ વંટોળિયામા ઘેરાઇ ગયું. મંગોલએ છેક યુરોપ સુધીના મુલકોમા પણ ખાનાખરાબી કરી. ચંગીઝખાનના મૃત્યુ પછી તેના ત્રીજા ઉતરાધિકારી મનકુખાનના રાજ્યઅમલ દરમ્યાન તેના ભાઇઓ કુબ્લાઇખાન અને હલાકુખાને ચીન અને ઇરાન પર વિજય મેળવ્યો હલાકુખાનની ઇરાનની ચઢાઇ સમયે આલમુતમા હઝરત ઇમામ શાહ રૂકનુદ્દીન ખુરશાહ અ. નો શાસનકાળ હતો. એ આક્રમણ કેવા સંજોગમા થયું, તે આપણે જોઇશું.

## કઝવીનના કાઝીની ઉશ્કેરણી

અબ્બાસી ખલીફ મોઅતસિમબિલ્લાહ તથા કઝવીનના સત્તાધીશોએ તાતારી શહેનશાહ પર તેની રાજધાની કારાકોરમ ખાતે એક એલચી મંડળ દ્વારા એક પત્ર મોકલાવ્યો, જેમા ઇસમાઇલીઓ સમસ્ત એશિયાના રાજ્યોને કનડી રહયા હોવાનું જણાવ્યું અને તેમનું વધતું જતું બળ તોડી પાડવા વિનંતી કરી. એ પત્ર મનકુખાનના એક સરદાર અમીર તાબજ્યુઆને મજકુર એલચી મંડળની હાજરીમા પોતાના બાદશાહ સમક્ષ રજૂ કર્યો વધુમા પોતાની તરફથી અતિશ્યોક્તિભરી અન્ય વિગતો રજૂ કરી ઉશ્કેરણી કરી.

તાતારી ખાન મનકુખાને અમીર તાબજ્યુઆનને લશ્કર સહિત ઇરાન મોકલી, ઇસમાઇલીઓ અને અબ્બાસીઓના પ્રશ્ન વિષે શું પગલા લેવા તે માટે વિગત મોકલવા જણાવ્યું હતું, પરંતુ તે આલમુત અને બગદાદ ગયો છતા કાંઇ ખાસ માહિતી મેળવી શકયો નહોતો અને વીલે મોઢે પાછો ફરી તે ઇરાનની સરહદ પર પડયો હતો. એ સંબંધમા તેને ઘણું સાલતું હતું તે આગ ઠંડી કરવા આ ઉપાય તેણે યોજ્યો.

તાતારી ખાનના દરબારમા આવેલા એલચી મંડળ સાથે કઝવીનનો કાઝી ઢોંગ કરી બખ્તર પહેરી આવ્યો હતો અને ઇસમાઇલીઓના ડરથી બખ્તર પહેરીને ફરવું પડે છે એવી ખોટી વિગતો જણાવી પછી તેણે પોતાના શરીર પરના કપડા ખસેડયા, એટલે કાઝીએ અંદર બખ્તર પહેર્યું હતું, તે દેખાડયું. આ જોઇને તાતારી ખાને વિસ્મય પામીને પૂછયું :—"આનું કારણ શું."

"નામદાર!" કાઝીએ વીલે મોઢે અને આંસુ સાથે કહેવાનું શરૂ કર્યું :— "અમારા દુ:ખની કહાણી ઘણી દર્દનાક છે."

બાદશાહ લાગણીવશ થઇને કહેવા લાગ્યો :—"મને તો ખબર પડવી જોઇએ કે તમારા દુ:ખની હકીકત શું છે? સ્પષ્ટપણે કહો તો કાંઇ સમજી શકાય."

કાઝીએ કહયું :—"નામદાર! અમારા અમીર, ઉમરાવ તથા રાજ્યના બીજા ઓધ્ધેદારોના પ્રાણ હમેશા જોખમમા રહે છે. આલમુતના ઇસમાઇલીઓ અમોને એટલો બધો ત્રાસ આપે છે કે, અમે બહાર પણ નીકળી શકતા નથી અને અમારા દુ:ખનું નિવારણ કરી શકે એવું તમારા સિવાય અન્ય કોઇ નથી!"

## તાતારી રાજધાનીથી હલાકુખાનની આલમુત ભણી કૂચ.

કઝવીનના કાઝીના નિવેદન સાથે અમીર તાબજયુઆનને પણ નિરાશા સાથે પાછું ફરવું પડયું હતું, તેની પણ બ.દશાહને યાદ આવતાં રોષ થયોજ હતો, તેમાં વળી કાઝીએ અગ્નિમા તેલ હોમવાનું કાર્ય કરતા, વેર વાળવાની જવાળા એકદમ ભડકી ઉઠી. ખાને તરત લશ્કર તૈયાર કરી આલમુત ભણી કૂચ કરવાનો હુકમ કર્યો અને હલાકુખાનને જંગી ફોજ સાથે આલમુત પર ચઢાઇ લઇ જવાની આજ્ઞા કરી.

હલાકુખાન પોતાનુ સૈન્ય વ્યવસ્થિત બનાવી તેમાં ત્રણ હજાર દારૂગોળા બનાવનારા ચીનાઓનો ઉમેરો કરી તેને વધુ બળવાન બનાવ્યું. આ ચીનાઓ કિલ્લા ઉપર ઘેદો નાખવાના યંત્રો ચલાવતા અને પાછળથી "ગ્રીક ફાયર" તરીકે જાણીતા થયેલા ગોળાઓ અર્થાત પાણી નીચે પણ સળગી ઊઠે તેવા ગોળા ફેંકવાનું કાર્ય કરતા હતા હિજરી સન ૬૫૧ ના રમઝાન માસમાં તેણે છાવણી ઊંચકી અને માર્ગમાં અન્ય સૈનિકો લૂટની આશાએ હલાકુખાનના લશ્કર સાથે જોડાતા ગયા, કૂચ દરમ્યાન પ્રથમ સમરકંદમાં અને ત્યાર પછી કાશમાં તેણે એક મહિના પર્યંત વિસામો લીધો.

વોન હેમરના દર્શાવ્યા મુજબ આ સ્થળે ખુરાસાનથી મલિક શમ્સુદીન કુર્ત અને અમીર અરઘુન શરણે આવી હલાકુખાન સાથે જોડાયા. વળી તેણે અજુબાજુના દેશોમાં આ સંદેશા સહિત પોતાના એલચીઓ મોકલાવ્યા કે: 'બાદશાહ મનકુખાનની આજ્ઞાથી હું ઇસમાઇલીઓ સામે ચઢાઇ લઇ જાઉં છું. મારા આ સાહસમા તમે મને સહાય કરશો તો તમારી મહેનતનો બદલો વાળી આપીશ અને તમારો દેશ રક્ષિત રહેશે" હલાકુખાનના જંગી સૈન્યના આ સમાચાર ફેલાતાં વેંતજ લોકો દાબમાં આવી ગયા અને રૂમ, ફાર્સમાના સલજુક રાજવીઓ સુલતાનોના એલચીઓ પોતાના માલિક વતી તાબેદારીના સંદેશા લઇ આવ્યા.

## હલાકુખાન કાર્ય આરંભે છે.

હિજરી સન ૬૫૩ ના ઝીલહજ મહિનાના આરંભમાં હલાકુખાને એક કામચલાઉ પુલથી જયહૂન (ઓક્ષસ) નદી ઓળંગી તેની પેલે પાર છાવણી નાખી અને સિંહના શિકારમા વખત ગાળતા શિયાળો આવી લાગ્યો જેથી ઠંડી એટલી સખ્ત પડી કે સૈન્યના લગભગ સઘળા અશ્વો દરી ગયા. પરિણામે આ સ્થળે તેને વસંતઋતુ સુધી થોભવું પડયું, જે સમયે અરઘુનખાન એક જંગી ફોજ સહિત તેની સેવામાં હાજર થયો. હવે હલાકુખાન શીરઘાનથી રવાના થઇ ખ્વાફમાં આવી પોહોંચતા બીમાર પડી ગયો, જેથી તેણે પોતાના એક જનરલ કાયુ કનીઆનને કોહિસ્તાન સર કરવા મોકલ્યો અને પોતે હઝરત ઇમામ શાહ રૂકનુદીન ખુરશાહના વડા વઝીર નસિરૂદીન તુસીની જન્મ ભૂમી તુસમાં મુકામ કર્યો. ત્યાંથી તે મન્સુરિયા પહોંચ્યો જયાં અરઘુનખાનની પત્નીઓ તથા તેના નાયબ ઇઝઝુદીન તાહિરે તેની ખૂબ આગતાસ્વાગતા કરી. આ સ્થળેથી તેણે મલિક શમ્શુદીન કુર્તને સરખરતના હાકિમ નાસિરૂદીન અબ્દુલરહેમાન પાસે મોકલ્યો અને તેમને ભારે માન ઇકામથી નવાજી મૂકયા.

## ઇસમાઈલી ગવર્નર નાસિરૂદીનનો વીરતા ભર્યો જવાબ.

"ર્વઝતુસ્સફા"ના કથન અનુસાર હિજરી સન ૬૫૪ માં તાતારી લશ્કર આલમુતની

સરહદમાં આવી પહોંચ્યું. આલમુતના લશ્કર સાથે એક પહાડ પરની ચઢાણવાળી જગ્યાએ તાતારી લશ્કરનો મુકાબલો થયો. તાતારીઓને અત્રેથી માર ખાઇને પાછું હઠવું પડયું. પરંતુ તાતારી લશ્કરે આ હારથી ચીઢાઇને સંખ્યાબંધ ખેતરો બાળીને પોતાનું વેર વાળ્યું. ત્યાર પછી તાતારીઓએ દિશા બદલી, જનરલ હલાકુખાનને લઇને ખાનગી રીતે આગળ વધ્યા અને અતરાફના રાજ્યાધિકારીઓને લાલચ આપીને ફોડવાની શરૂઆત કરી; એ દિશામાં કેટલેક અંશે તેને સફળતા મળી. ત્યાર પછી તેણે પોતાના એક વિશ્વાસુ સરદાર મલિક શમ્સુદીન કુર્તને કોહિસ્તાનના ઇસમાઇલી ગવર્નર નાસિરૂદીન અબ્દુલરહેમાનને પોતાની પાસે તેડી લાવવા મોકલાવ્યો. એ વખતે "સરખસ્ત" નામના કિલ્લામાં તેમનો નિવાસ હતો. તેઓ પાકટ અને વયોવૃધ્ધ હોવાથી સમય વર્તી શમ્સુદીન સાથે તાતારી સરદાર પાસે આવ્યા તેણે ગવર્નર નાસિરૂદીનને ઘણા માન સાથે પોતાની પાસે બેસાડીને વાતચીતનો આરંભ કરતાં તાતારી સરદાર હલાકુખાને જાળ પાથરતાં કહ્યું કે: "આલમુતગઢની પ્રજા જુલ્મી છે અને લોકો પર અનહદ અત્યાચાર કરે છે. તેની સત્તા તોડી પાડવી જોઇએ. તમો રૂદબાર પ્રાંતના બુઝુર્ગ પુરૂષ છો માટે એ કાર્ય અર્થે તમોને અમારો સાથ આપવો પડશે. વિશેષમાં અમે ઇચ્છીએ છીએ કે તમારા ઉપર ઝઝુમતો ભવિષ્યનો જુલ્મ આજે ટાળી દઇએ જેથી હવે પછી તમે સુખે રાજ ભોગવી શકો."

આ સાંભળી અમીર નાસીરૂદીને કહ્યું:—"સરદાર ! તમારા આક્ષેપો મારાથી સાંભળી શકાતા નથી. થોડી જીંદગી માટે હું તમારા કાળા કૃત્યોમાં કયાં સાથ આપુ !"

હલાકુખાને પોતાના કહેવાની ઊલ્ટી અસર થતી જોઇ વલણ બદલીને કહ્યું:- ગવર્નર સાહેબ, તમે અત્રે મારી પાસે એકલા આવ્યા છો ! કિલ્લામાંના બીજા ઇસમાઇલીઓ તમારી સાથે કેમ આવ્યા નથી ?"

ગવર્નરે કહ્યું :—"એ તો પ્રજાના માલિક હઝરત ઇમામ શાહ રૂકનુદીન ખુરશાહ અ. જાણે; એ વિષે હું કાંઇ કહી શકું નહિ." આટલું કહી તેઓ પોતાના કિલ્લા ભણી રવાના થયા. હલાકુખાન તેમના વફાદારીભર્યા વેણોથી આભો બની ગયો અને અત્રેથી પોતાની છાવણી ઉપાડીને આલમુત ભણી પ્રયાણ કરવાનો તેણે ઠરાવ કર્યો.

## હ. ઇમામ રૂકનુદ્દીન ખુરશાહ અ.ને તાતારી સંદેશ

મૌલવી અબ્દુલ હલીમ શરર પોતાની કૃતિમાં જણાવે છે કે તાતારી દળ પૂર્વના દેશોમાં એક પ્રચંડ તુફાનની પેઠે પ્રસરી ગયું. અને ઇરાનના ઇલાકાઓને ફતેહ કરતું તે આગળ વધ્યું. જે રાજવીઓ તેની સાથે મળતા હતા, તેને પોતાના પક્ષમાં લેતા હતા અને જેઓ વિરુધ્ધ જતા તેમનો તેઓ વિનાશ કરતા હતા. હલાકુખાનને મુસ્લિમ મુલકો ભણી આક્રમણ કરવા વિદાય આપતી વખતે તાતારી બાદશાહ મનકુખાને હલાકુખાનને ભલામણ કરી હતી કે: "આ સવારી દરમ્યાન ચંગીઝખાની રીતરિવાજને અનુસરજે. મંગોલિયન સત્તાને જયહુન નદીથી વધારીને નાઇલ નદીની પેલીપાર સુધી વિસ્તારજે." તે પ્રમાણેજ તેણે પગલા લીધાં હતાં.

હલાકુખાને પોતાના બાદશાહના આ સુખનો અંતરમાં કોતરી રાખ્યા હતા અને તેને કબુલ નહિ રાખનારને તેના સ્ત્રી કે બચ્ચાંઓ સહિત કત્લ કરતો હતો. આ લોહી તરસ્યા તાતારીઓ સામે નહિ થતાં ખુરાસાનથી મલિક શમ્સુદીન કુર્ત અને અમીર અરઘુન, ફારિસ્તાનથી અતાબેક

સાઅદ, રૂમથી સુલતાન રૂકનુદીન અને એ પ્રમાણે ઇરાક, આઝરબાયજાન, શિરવાન, ગુર્જીસ્તાનના બાદશાહોએ પણ તેનું વડપણ સ્વીકાર્યું. આ સઘળા રક્ષિત રાજવીઓનું લશ્કર પણ હલાકુખાનના સૈન્ય સાથે ભળવાથી લાખોનું લશ્કર એકઠું થયું. તે "ઝાદએ ખ્વાફ"થી થઇ "કારાન"ના માર્ગે આગળ વધ્યું. હલાકુખાન જનુશાન પાસે આવી પહોંચતાં મંગોલોએ પૂર્વની ચઢાઇ વેળાએ જે સ્થળના કિલ્લાઓ જમીનદોસ્ત કર્યાં હતા તે આમ પ્રજાના ખર્ચે ફરી બાંધવાનો હુકમ કરી, પોતે ખિરકાન ભણી વળી આવ્યો, જ્યાંથી તેણે હઝરત ઇમામ શાહ રૂકનુદ્દીન ખુરશાહ અ. પાસે પોતાનો એલચી મોકલી કહેવરાવી મોકલ્યું કે "અમારા બાદશાહ મન્કુખાન પાસે ઇસમાઇલીઓ વિરુધ્ધ ઘણી ફરીઆદો આવી છે અને એથી મારે આલમુતના રાજ્ય ઉપર ચઢાઇ લાવવી પડી છે. જો તમે સુલેહ ચાહતા હો તો તમને મારી પાસે જાતે આવવું. જો એ પ્રમાણે અમલ કરવામા નહિ આવે તો મને લડાઇ જાહેર કરવી પડશે. હું મારી સાથે અગણિત લશ્કર અને બહોળો લડાયક અસબાબ લાવ્યો છું અટલે આલમુત સર કરવામા વાર લાગશે નહિ."

## હઝરત ઈમામની સુલેહ પ્રિયતા–તાતારીઓ પોતાની મનોદશા પ્રગટ કરે છે

હલાકુખાનનો એક સેનાપતિ બાયજુર ન્યુબીન બીજી તરફ હમદાન સુધી આવી પહોંચ્યો હતો. હઝરત ઇમામને સંદેશો મળતા આપે પ્રથમ બાયજુર ન્યુબીન સાથે પત્ર વ્યવહાર કર્યો, પરંતુ તેનો સંતોષકારક ખુલાસો ન થતા આપના બંધુ શાહિનશાહને હલાકુખાન પાસે મોકલવાનો ઠરાવ કર્યો, જે અનુસાર બાયજુરના પુત્ર સહિત હલાકુખાન પાસે જવા શાહિનશાહ રવાના થવા. આ વાટાઘાટ દરમ્યાન હિજરી સન ૬૫૪ ના જમાદિયુલ અવ્વલની ૧૯મી તારીખે પોતાના સૈન્ય સહિત બાયજુર પણ આલમુતની સરહદમા દાખલ થઇ ગયો અને તેણે ઇસમાઇલી કિલ્લાઓ ઉપર આક્રમણ શરૂ કર્યું, પરંતુ તેમા ન ફાવતા સીમમા લૂંટફાટ કરવા લાગ્યો.

વોન હેમરના કથન અનુસાર, આપના બંધુ શાહિનશાહની હલાકુખાન સાથેની મુલાકાત પછી સંધિ કરવા ખાતર હઝરત ઇમામ શાહ રૂકનુદીન ખુરશાહે કેટલાક કિલ્લાઓ તોડી પડાવ્યા અને એ વિષેની ખબર રાજ્યના એક અતિ માન્યવર સરદાર સદરૂદીન ઝંગી દ્વારા હલાકુખાનને પહોંચાડી, પણ એટલું પૂરતું ન માની લેતા હલાકુએ સદરૂદીનને વધારે કડક હુકમો સહિત હઝરત ઇમામની સમક્ષ પાછો ફેરવ્યો અને હઝરત ઇમામ પર એક પત્ર પણ લખીને જણાવ્યું કે, 'તમારા ભાઇ શાહિનશાહ મારી પાસે આવી ગયા છે અને તેમણે તમારી તરફથી મિત્રાચારીભરી લાગણી જાહેર કરી છે, જે અમો સ્વીકારીએ છીએ, પરંતુ અમારા ચંગીઝી રિતરીવાજ અનુસાર તમારા સઘળા કિલ્લાઓનો તમારા હાથેજ નાશ કરીને તમે બધાએ અમારી તાતારી દરબારમા હાજર થવું જોઇએ."

"આસારે મુહમ્મદી"મા જણાવ્યા અનુસાર હઝરત ઇમામે આલમુતના કિલ્લાના કેટલાક બુર્જો તોડાવી પાડયા અને પોતાના કાકાના પુત્ર સુલતાન મલિક સૈફુદીનને વઝીર શમ્સુદીન કલ્કી સાથે મોકલ્યો. હલાકુખાને હઝરત ઇમામના વઝીર શમ્સુદીન કલ્કીને ગિર્દુકુહના કિલ્લા ભણી રવાના કર્યો જેથી એ કિલ્લાનો રક્ષક સામનો નહિ કરતા તાતારીઓને તે તરફનો મુલ્ક સરળતાથી સોંપી દીયે જ્યારે બીજી તરફ હઝરત ઇમામ પાસે સૈફુદીનને મોકલાવીને હલાકુએ કહેવરાવ્યું કે :–"તમે જાતે હાજર થઇ શકત ન હો તો તમારા પુત્રને તમારા ભાઇ સાથે મોકલવા ત દી લેશો."

વોનહેમર એ વિષેનો ઉલ્લેખ કરતા વધુંમા ઉમેર્યું છે કે, હઝરત ઇમામે સુમેળ જાળવી રાખવાના આશયથી શમ્સુદ્દીન કલ્કી વિગેરેને હલાકુખાન સાથે મોકલવા ઉપરાત કોહિસ્તાન તથા ગિર્દકુહના હાકિમ તથા સેનાપતિઓને મંગોલ છાવણીમા પહોંચી જવાની આજ્ઞા પણ આપી દીધી હતી. એ દરમ્યાન ઇસમાઇલીઓથી વસાયેલી પહાડી હારમાળાની તળેટી પાસેના દમાવંદમા હલાકુખાન આવી પહોંચતા પોતાની મુરાદ બર લાવવા તેણે ચાલબાજી કરી કલ્કીને ગિર્દકુહ ભણી જેમ રવાના કર્યો હતો તેવી રીતે હઝરત ઇમામના પિત્રાઇ સૈફુદ્દીનને એજ આશયથી કોહિસ્તાન ભણી પોતાના એક એલચી સાથે મોકલ્યા. જેઓ રમઝાન માસની શરૂઆતમા મયમુનદિઝ ખાતે આવી પહોંચ્યા. તેઓએ હલાકુખાનની આગમનની તેણે ખબર સાથે તેણે મોકલેલો સંદેશો પણ હઝરત ઇમામને જણાવ્યો કે, પોતાના પુત્રને હઝરત ઇમામ હલાકુ પાસે મોકલશે નહિ, ત્યા સુધી શાહિનશાહને છાવણીમાથી જવા દેવામા આવશે નહિ એ દરમ્યાન ગિર્દકુહનો ગવર્નર આવી લાગતા હલાકુએ ઉપર મુજબની માગણી સહિત શાહિનશાહને પણ હઝરત ઇમામ પાસે જવા દીધો.

## ઇમામના "જાંનશીન" આઝરબાયજાનને માર્ગે

હલાકુખાનની આ માંગણીનો હઝરત ઇમામે રાજકીય દ્રષ્ટિએ સ્વીકાર કરતા કોઇ બીજાને મોકલી પોતાના જાંનશીન હઝરત શમ્સુદ્દીન મુહમ્મદ અ. ને કુટુંબ સહિત ભાઇ ઇરાનશાહ સાથે આઝરબાયજાનના ઇલાકા ભણી વિદાય કર્યા; એમા હઝરત ઇમામના હેતુ મસનદે ઇમામત વંશપરંપરા સુરક્ષિત રાખવાનો હતો.

### મયમુનદિઝનું પતન

હલાકુખાનને એ ખબર મળતા તેણે આલમુતને ઘેરો નાખવાનો હુકમ કર્યો બીજી તરફ વડા વઝીર ખ્વાજા નસીરૂદ્દીન તુસીએ અનાજ તથા પાણીનો જથ્થો જીવન ટકાવી રાખવા માટે સંભાળીને પ્રજાને વાપરવાની ચેતવણી આપી, કારણ કે હલાકુખાનના ઘેરાને પરિણામે બહારથી આલમુતમા એ સામગ્રી હવે આવી શકે એમ નહોતું. આલમુતવાસીઓ પાસે અનાજ તથા પાણીનો જે જથ્થો હતો તે સામાન્ય ખપજોગા વપરાશથી કાંઇ વિશેષ નહોતો. વળી હલાકુખાને ઇરાનના ઘણા ઇલાકાઓમાના અનાજપાણીના જથ્થાનો નાશ પણ કર્યો હતો, જેથી ઇરાન પ્રદેશમા પણ અનાજની ખેંચ હતી. આલમુતનો ઘેરો લાંબા સમય પર્યંત રહ્યો. એ દરમ્યાન આલમુતવાસીઓએ અનાજપાણીના જથ્થાને બની શકતી દરેક સંભાળથી વાપર્યો હતો, તો પણ સમય જતા ખૂટી ગયે અને તાતારીએ પણ આખા ઇરાનને ખૂંદી વળ્યા પછી આલમુતના રાજ્યના પાયા ઉખેડી નાખવા તેઓ અત્રે પડયા હતા.

અંતે પ્રજા ભૂખતરસથી પીડાવા લાગી. પ્રજાનું દુઃખ ઇમામ જોઇ ન શકવાથી એનો કાંઇ તોડ કઢાવવા તાતારીઓ સાથે સંધી થાય તેવા દરેક પ્રયાસો કરવાનું ચાલુ રાખ્યું, પરંતુ તેનું કાંઇપણ ધારેલું પરિણામ આવ્યું નહિ. છેલ્લે આલમુતના વઝીર શમ્સુદ્દીન, ગિર્દકુહના વઝીર રૂકનુદ્દીન તથા ગિર્દકુહના ગવર્નર મરદાનશાહે હિજરી સન ૬૫૪ના સવ્વાલ માસની તા. ૯મીએ હઝરત ઇમામના હુકમ અનુસાર "મયમુનદિઝ"ના કિલ્લાને વેરાન કરી તા. ૧૭મી સવ્વાલના હઝરત ઇમામના ભાઇ શાહિનશાહ સાથે હલાકુખાન પાસે હાજર થઇને 'મયમુનદિઝ' તેના હવાલે કર્યું તાતારી સરદારને આટલું છતાએ સંતોષ થયો નહિ તેણે વધારે માગણીઓ કરતા રહી

આલમુત પરનો ઘેરો ઉઠાવી લેવાની સદંતર ના પાડી. છતા પણ ઇસમાઇલીઓએ સુલેહ ખાત્ર. વધા અર્થે દરેક ભોગ આપ્યા. તેના આટઆટલા બલિદાનથી હલાકુખાનને તેમની સુલેહપ્રિયતાની ખાત્રી થશે. એવું તેઓ ધારતા હતા પરંતુ 'મયમુનદિઝ' જેવો મજબુત કિલ્લાને ઉજ્જડ બનાવ્યા છતા પણ હલાકુખાનને સંતોષ ન થયો જેથી ઇસમાઇલીઓ તેની આંતરિક ઇચ્છાઓ સમજી ગયા, અને અંતે તા. ૨૫ મી સવ્વાલના કેસરિયા કરવાનો ઇરાદો કરી તેઓ કિલ્લા બહાર આવ્યા. તાતારીઓ સાથે અત્રે ખૂનખાર યુધ્ધ થયું. ઇસમાઇલી સૈનિકોની સંખ્યા તાતારીઓ જોડે સર. ખાવતા કોઇ ગણત્રીમા નહોતી છતા ઇસમાઇલી સૈનિકો વીરતાપૂર્વક લડયા. આ યુધ્ધનું પરિણામ તો પહેલાથી જ નકકી થઇ ગયેલું હતું અને છેવટે તેમજ બન્યું. આ આગમચેતીનો લાભ લઇ ખ્વાજા નસીરૂદીને ગઢની શાનદાર ઇમારતો અને કિલ્લાઓનો નાશ કરીને ખંડિયેર કરી મૂકયા, એટલા માટે કે દુશ્મનો તેનો લાભ ઉપાડી શકે નહિ.

## તાતારી યુવતી સાથે લગ્ન.

આ યુધ્ધમાં જીલકાદ માસની પહેલી તારીખ સુધીમાં બાર હજાર ઇસમાઇલી સૈનિકો માર્યા ગયા હતા. તાતારીઓનો કચ્ચરઘાણ નીકળ્યો હતો પરંતુ, સંખ્યા બળને અંગે તાતારીઓ નો વિજય થયો હતો. 'આસારે મુહમ્મદી'ના કર્તા દર્શાવે છે કે, હઝરત ઇમામ શાહ રૂકનુદીન ખુરશાહ અ. આપના વડા વઝીર ખ્વાજા નસીરૂદીન તુસી, આપના બીજા પુત્ર મુઝફરદીન અહેમદ ભાઇ શાહિનશાહ અને કાકાના પુત્ર સૈફુદીન સહિત હલાકુખાન પાસે ગયા અને તેના મનની તૃપ્તિ અર્થે પુષ્કળ ઝરઝવેરાત તેની પાસે રજૂ કરવામાં આવ્યું. હલાકુખાન કાંઇ ખુશ થયેલો દેખાયો અને આલમુતનું રાજ્ય, જે કાસ્પિયન સમુદ્રનાં કાંઠાથી ભૂમધ્ય સમુદ્ર સુધી લંબાયેલી શસ્ત્રસજ્જ અને દારૂગોળાથી ભરપૂર કિલ્લાની હારમાળાનું બનેલુ હતું, તે સંપૂર્ણ રીતે પોતાના કબ્જામાં આવે, તે માટેની ગોઠવણ કરવા હલાકુખાન હમદાન ભણી પાછો આવ્યો, જ્યાં એક મંગોલિયન યુવતી સાથે હ. ઇમામના લગ્ન શાહી દોરદમામથી કરવામાં આવ્યા. તે પછી હ. ઇમામને એક દિવસે તાતારી ખાનને મળવાની ઇચ્છા થઇ. આ વાત હલાકુખાનના કાન ઉપર આવતા તે ચોંકી ઉઠયો અને તેને લાગ્યું કે હઝરત ઇમામ રૂકનુદીન ખુરશાહ અ. મનકુખાન સુધી પહોંચી જશે તો કદાચ તે હ. ઇમામને વંશપરંપરાની હકુમત પાછી આપી દેશે. વળી મંગોલિયન કુમારીકા જોડે હ. ઇમામના લગ્ન થયેલા હોવાથી કેટલાંક મંગોલિયન ઇર્ષાળુઓ પણ હ. ઇમામ વિરુધ્ધ ઉશ્કેરાયા હતા તેઓએ આ તકનો લાભ લઇ હલાકુખાનને ભંભેરી મૂકયો તેથી તેઓ હવે હ. ઇમામની પ્રાણહત્યા કરવાની યોજનામા ગૂંથાયા. એક દિવસ હ ઇમામ નદી કિનારે ફરી રહ્યા હતા, એવામાં અચાનક દુશ્મનોનું એક ટોળું ધસી આવ્યું અને હ. ઇમામને ઊંડા જળમાં ડુબાડી દીધા. આવી રીતે દગાબાઝી થવાની ખબર પડતાં તાતારી બાદશાહ મનકુખાને આ ગુનાની શિક્ષા તરીકે ગુનેગારોનાં શિરોચ્છેદનો હુકમ કર્યો.

## સલામત રહેલા કિલ્લાઓ અને ઇસમાઇલીઓ

હલાકુખાનની જબરદસ્ત સામૂહિક કતલ. લૂંટફાટ અને આગના અધમ અત્યાચાર અને લુંટફાટના વર્ણનોથી ઇતિહાસના પાનાઓના પાના ભરેલા છે. આથી સામાન્ય રીતે એવી માન્યતા આમ લોકોમાં ઘર કરેલી જોવામાં આવતી કે આલમુતના પતન પછી ઇસમાઇલીઓનું નામ નિશાન રહેવા પામ્યું નથી. પરંતુ ઇસમાઇલી પ્રજા કુદરતી રીતે જ આલમુતે જવાના પતન

બાદ જો કે વેર વિખેર થઈ પડી છતાં જુલ્માટ અને ઘરગજબોએ તેમનો ધાર્મિક જુસ્સો અને હ. ઇમામ પ્રત્યેનો પ્રેમ દબાવી શકાયો નહિં. પરિણામે આજ સુધી વિના ખંડને ઇસમાઇલીઓ પોતાના ભૂતકાળનો જેવાજ ધાર્મિક જુસ્સા સહિત જગતના અનેક ભાગોમાં વસવાટ કરી રહ્યા છે, એટલુંજ નહિં પણ ઇરાનના પહાડી મુલકો અને કોહિસ્તાનમાં અને ખાસ કરીને આલમુત ગઢના ખંડિયેરોની બાજુમાં પણ ક્રૂર હલાકુખાનની ખૂનખાર સામુદાયિક કતલમાંથી બચી ગયેલા ઇસમાઇલીઓના વંશજો અત્યાર સુધી મૌજુદ છે. (૧)

'રવ્ઝતુસ્સફા' ના ઉલ્લેખ પ્રમાણે આલમુતગઢ પડયા પછી પણ કેટલાક અજીત કિલ્લઓ ઇસમાઇલીઓના હાથમાં રહી ગયા હતા, જેમાં ઇસમાઇલીઓનો નિવાસ આલમુતના પતન પછી પણ ચાલુ હતો. બાદશાહ તૈમુરલંગ હિંદુસ્તાનમાં આવ્યો ત્યાં સુધી ઇસમાઇલીઓ આલમુતનાં વિસ્તાર પાસેના અન્ય સલામત રહી ગયેલા કિલ્લાઓમાં રાજ્ય કરતા હતા

મોલવી અબ્દુલહલીમ શરર પોતાની કૃતિ "હસન બિન સબ્બાહ"માં લખે છે કે તૈમુરલંગ ઇરાનમાં વિજય મેળવતો માઝન્દ્રાનના પ્રગણામાં દાખલ થયો તો ત્યા પણ તેને ઇસમાઇલીઓ મળી આવ્યા હતા; જેઓ હલાકુખાનની લોહી તરસી તલવારથી બચી ગયા હતા. તેમજ ઉસમાની (તુર્કી) ખાનદાનના તાજધારીઓએ અરબસ્તાનનો દક્ષિણ પ્રદેશ ફતેહ કર્યો ત્યારે ત્યાં પણ વિપુળ સંખ્યામાં ઇસમાઇલીઓ વસ્તા નજરે પડયા હતા. અરબસ્તાનના કાંઠાના મુલકો એટલે હઝરમોત, ઉમાન અને બહેરેનના ટાપુઓમાં ઇસમાઇલીઓની વસ્તી ઘણા વખત અગાઉથીજ આબાદ હતી. બગદાદના અબ્બાસી ખલીફના સામા પક્ષના ઘણા લોકોએ એ સબબે એવા સ્થળોમાં રક્ષણ શોધ્યું હતું, ઇસમાઇલીઓને અહિં પણ પનાહ મળવાનું બંધ થતાં તેઓ વહાણમાં સવાર થઇ સિંધના પ્રદેશોમાં જઈ વસવાટ કરવા લાગ્યા।

## સિંધ અને મુલતાનમાં ઇસમાઇલીઓનો વસવાટ.

હિંદુસ્તાનનો સિંધનો મુલક પણ અબ્બાસી ખલીફના સામ્રાજયમાં હતો. આગળ જતાં અબ્બાસી ખલીફાઓ પોતાના વિશાળા વિસ્તારવાળા સામ્રાજય પર દેખરેખ રાખી નહિ શકવાથી તેમના હાથ તળેના સુબાઓ સ્વતંત્ર થવા લાગ્યા. સમય જતાં સિંધની પણ એજ સ્થિતિ થઇ. ઉમાન અને બહેરિનમાં વસવાટ કરતા ઇસમાઇલીઓની અત્રે ઘણી આવજાવ થવા લાગી અને પ્રતિદિન ઇસમાઇલી મઝહબનો આમ રીતે પ્રચાર થવા લાગ્યો મસઉદ ઇબ્ને ખરવાઝિયા, ઇબ્ને હવકલ અબુ ઇસ્હાક ઇસ્તખરી અને અલ્લામા બસાસરીના 'પ્રવાસ ગ્રંથ'ને ક્રમવાર દ્રષ્ટિ સન્મુખ રાખવામાં આવે તો સ્પષ્ટ રીતે જણાશે કે ઇસમાઇલી મઝહબ ધીરે ધીરે કેવી રીતે આગળ વધ્યો હતો, હિંદમાં ઇસમાઇલીઓના બે કેન્દ્રસ્થાન હતાં, તેને અંગે બે ઇસમાઇલી રાજ્ય કાયમ થયા હતા એક "મુલતાન અને બીજી સલતનતનુ પાટનગર "નોસેરા" હતું.. આ હકીકત એ પ્રવાસીઓનાં ગ્રંથમાંથી મળી આવે છે. મુલતાન તો પ્રથમથીજ ઇસમાઇલી મઝહબને અનુ-સરનારુ બની ગયું હતુ. જયારે અમુક મુદત પછી "નોસેરા"એ પણ બગદાદના અબ્બાસીઓનો મઝહબ ત્યાગી દીધો હતો. એ બંને રાજયોની ઇબાદતગાહમાં બની ફાતિમી ઇમામનો ખુત્બો પડવામાં આવતો હતો. આ રાજયોની એટલી બધી ઉન્નતિ થઇ કે ત્યાં બની ફાતિમી નાણાનું ચલણ પણ ચાલુ થયું હતું.

૧. જુઓ ટોપોગ્રાફિકલ હિસ્ટ્રી ઓફ પરશિયા.

## અબ્બાસી રાજય સત્તાનો અંત.

આલમૂતની જીત પછી તાતારી સરદાર હલાકુખાનનો રાજ્ય લોભ વધતો ગયો તે બગદાદના અબ્બાસી સામ્રાજ્ય ભણી રવાના થયો. આ સમયે ખ્વાજા નસીરૂદીન તુસીએ રાજનૈતિક ધોરણે તાતારીઓનો વિશ્વાસ જીતી લીધો હતો. તેમની સાથે મયમુનદિઝના જીવતદાન પામેલા બીજા ઇસમાઇલીઓને પણ હલાકુએ સાથે લીધા. આ સમયે બગદાદની ગાદીએ ખલીફ મુસ્તાસિમ બિલ્લાહ હતો તેનો વઝીર ઇબ્નુલ અલકમી હતો. આ બન્ને ઇસમાઇલીઓથી વિરૂધ્ધતા ભરી વલણ ધરાવતા હતા અને પોતાની હકુમતના વિસ્તારમાં રહેતા ઇસમાઇલીઓના ઘરબાર લુંટી લઇને તેમને દુઃખ દેતા હતા. આથી હલાકુખાનનો સાથ અગત્યનો જણાતા તેને સાથ આપ્યો હતો.

બગદાદની સતા સામે આક્રમણ કરવા હલાકુખાન સરહદ ઉપર આવી લાગ્યો ત્યારે સામસામા કાસિદો આવવા લાગ્યા. કારણ કે વઝીર અલકમીની દુશ્મનાવટ અને કાવતરાનો અંત આણવાના નિર્ણય પર ખ્વાજા નસીરૂદીન આવ્યા હતા. ઇબ્નલ અલકમી પણ પોતાનું સઘળું બળ અજમાવવા માગતો હોવાથી અંતે બન્ને પક્ષો વચ્ચે સમજૂતિ નહિ થતા યુધ્ધની તૈયારીઓ થવા લાગી.

હલાકુખાન પણ અનુકૂળ રાજદ્વારી સંજોગો જોતો હતો, કારણ કે ખલીફ તથા વઝીરો વચ્ચેની આંતરિક ફાટફુટ પણ તેના લક્ષમા હતી. ખ્વાજા નસીરૂદીન તુસીના સલાહ અનુસાર હલાકુખાને પોતાના લશ્કરને દજલા નદીને પેલે પાર લઇ જઇને પોતે "બુર્જે અજમી" પાસે છાવણી નાખી. હિજરી સન ૬૫૬ના સફર માસની ૪થી તારીખે ઘણી ઝપાઝપી થયા પછી અબ્બાસી ખલીફ, પોતાના પુત્રો તથા અમીર ઉમરાવો સાથે શહેર બહાર આવી હલાકુખાનને શરણે થયો. આ સઘળાને કેદ કરીને હલાકુએ બગદાદમા કત્લેઆમ ચલાવી લૂંટફાટ કરી. છેવટે તા. ૯મીએ ખલીફને બોલાવી તેની પાસે જે ખજાનો હોય તે નજરાણા તરીકે રજૂ કરવા કહ્યું. એવી રીતે ખલીફ પાસેથી સઘળો ધનમાલ લીધા પછી પણ ખલીફ તથા વઝીરને મારી નાખવામા આવ્યા. એ પ્રકારે બગદાદની રાજયસત્તાનો અંત આવ્યો. પ્રોફેસર બ્રાઉનના જણાવ્યા પ્રમાણે બગદાદની આ કતલમા આઠ લાખ બગદાદવાસી માર્યા ગયા હતા.

## ખ્વાજા નસીરૂદીન તુસીની વફાત

બગદાદનું પતન થયા પછી પણ અરબોના ભયથી તાતારીઓ ચેનથી રાજ્ય કરી શકયા નહિ અને છેવટે તેમને મુસ્લિમ થવું પડયું. ખ્વાજા નસીરૂદીન તુસીને એ જોઇને ખુશાલી ઉત્પન્ન થઇ અને પોતાના સઘળા દુઃખ તેઓ ભૂલી ગયા. એમનું અવસાન બગદાદ ખાતે હિજરી સન ૬૭૨ મા ઝિલહજ માસની ૧૮મા તારીખે થયું હતું. તેમને કુરેશીઓના કબ્રસ્તાનમાં દફનાવવામાં આવ્યા છે.

## દુશ્મનના હાથે ઈસમાઇલી ઇતિહાસની રચના–અતામલિક જુવેની

"તારીખે ગુઝિદા"ના કર્તા મુસ્તવફી કઝવીનીએ પોતાની કૃતિમા ઇરાનના ઇસમાઇલીઓનું વૃતાંત આપેલ છે. જનરલ ડ'ફ્રીમરીએ તેનું ફ્રેન્ચ ભાષાંતર કર્યું છે; જેમા હલાકુખાને જે ઇસમાઇલી કિલ્લાઓ નાશ કર્યા હતા તેની વિગતો આપેલી છે, તેમા નાશ કરેલા કિલ્લાઓમા

"ગિર્દકુહ" અને "લામસતર" કિલ્લા હતા. લામસતરના કિલ્લાનો પૂર્વથી પશ્ચિમ ૬૦૦ ફીટ અને ઉત્તર દક્ષિણ ૧૫૦૦ ફીટ જેટલો વિસ્તાર હતો. મજકુર કિલ્લાઓને તાબે કરવામા તાતારી હલાકુખાનને ખૂબ શ્રમ પડયો હતો. કિલ્લા સર કર્યા પછી ઇસમાઇલીઓની જગવિખ્યાત લાયબ્રેરી હલાકુખાનના એક વઝીર અતામલિક જુવેનીને જોવાની ઇચ્છા થઇ. ઉપર જણાવ્યા મુજબ હલાકુખાન જયહૂન નદીની પેલી પાર છાવણી નાખી પડયો હતો. તે સમયે હલાકુના હુકમથી તેની તાબેદારી સ્વીકારનાર અરઘુનખાન તેની સેવામા હાજર થતા પોતાના વઝીર મજકુર ખ્વાજા અતા મલિક જુવેનીને તેડી લાવ્યો હતો, જેણે હલાકુની વઝીરાત પાછળથી સ્વીકારી લીધી હતી અને તેણે તાતારીઓનો મશહૂર ઇતિહાસ "જહાંગુશા" નામે લખ્યો છે, તેમા તેણે હલાકુખાનની આલમુતની ચઢાઇ તથા આલમુતના ઇસમાઇલીઓનું આરંભથી વર્ણન કર્યું છે. તેણે આલમુતની લાયબ્રેરી જોઇને તેમાના ઘણા અમૂલ્ય પુસ્તકો પોતાની પાસે રાખી લીધા બાકીના લાખો પુસ્તકોનો હલાકુખાને નાશ કર્યો હતો. સુભાગ્યે જે પુસ્તકો જુવેની પાસે રહી ગયા તેમાથી કેટલાકોનો તેણે પોતાના ઇતિહાસમા ઉપયોગ કર્યો છે અને તે ઉપરથી અન્ય ઇતિહાસકારોને તેમજ વર્તમાનકાળના ઇતિહાસવેતાઓને ઇસમાઇલીઓના સંબંધમા ઘણું જાણવાનું મળ્યું છે. વોન હેમરના આલેખન મુજબ, રૂદબાર, કોહિસ્તાન, કાઇન, તુન લામસતર અને આલમુતના બીજા કિલ્લા ઘણી મુસીબતે હલાકુખાનના હાથમા આવ્યા હતા પરંતુ ગિર્દકુહનો કિલ્લો હજુ ઇસમાઇલીઓના નામે ઊભો હતો. મનસુરાબાદ નજીક દમગાનના ઇલાકામા એક ઊંચા પહાડની શીખરે એ કિલ્લો બાંધેલો છે. માઝાન્દ્રાના રાજવી શમ્સુલ મુલક અરદેસર અને રૂયાનના રાજા અરતાન દાર શેહરયારે તાતારીઓની તાબેદારી સ્વીકારી લીધેલી હોવાથી અને હલાકુખાન બગદાદ સર કરવા જવાનો હોવાથી ગિર્દકુહ પર ઘેરો નાખવાનો તેઓને હુકમ કર્યો હતો.

વળી શાહ સુલેમાન સફવીના વખતમા શાહી કેદખાના તરીકે આલમુત ગઢનો ઉપયોગ કરવામા આવ્યો હતો. આજે પણ આમુતના કિલ્લા પર પત્થર તથા માટીનું ચણેલું લાકડાના દરવાજા સાથનું એક મકાન છે, એમા કોઇ "ઇમામઝાદા"ની કબર હોવાનું એ વિસ્તારમા વસનારાઓ માને છે.

## જોમો સિફાર્યો

હઝરત ઇમામ રૂકનુદ્દીન ખુરશાહ અ. ઇરાનમા આવેલા આલમુત રાજ્યના છેલ્લા બાદશાહ હતા. આ રાજ્યના મહાન સ્થાપક "જજતે આ'ઝમ વીર હસન બિન સબ્બાહ કે જેઓ હઝરત ઇમામના ઘરની ગુલામી કરવામા હમેશ ગર્વ લેતા હતા, તેમણે હિજરી સન ૪૮૩ મા આલમુત હસ્તગત કર્યું હતું. ત્યારપછી ઇસમાઇલી નિઝારી ઇમામોના હાથમા તેની હકુમત હિજરી સન ૬૫૪ સુધી રહી હતી. આ પ્રકારે ૧૬૭ વર્ષ પર્યંત આલમુત ઉપર ઇસમાઇલી નિઝારિયા વાવટો ફરકતો રહયો હતો.

હઝરત ઇમામ રૂકનુદ્દીન ખુરશાહ અ. એ એક વર્ષ પર્યંત આલમુતની બાદશાહી અને ઇમામત ભોગવી હતી. હિજરી સન ૬૫૪મા આપે જોમો સિફાર્યો હતો. દગાબાજીથી ઇમામની વફાત થવાની ખબર તાતારી બાદશાહને પડતા તેણે આ ગુનાની શિક્ષા તરીકે ગુનેગારોના શિરોચ્છેદનો હુકમ કર્યો હતો. આ સમયથી ઇરાનના બીજા ભાગમા ઇમામોનો વસવાટ ચાલુ થયો.

# HAZRAT MOWLANA IMAM SHAH SHAMSHUDDIN MUHAMMED

(A. H. 654/5-710)

(૨૮)

# હઝરત મૌલાના ઈમામ શાહ શમ્સુદીન મુહમ્મદ અ૦

(હિજરી સન ૬૫૪/૫-૭૧૦) / 1257-1310

Being 7th should have the heading of Alamut & verification

હઝરત ઇમામ શાહ શમ્સુદીન મુહમ્મદ અ. હિજરી સન ૬૫૪/૫મા ઇમામતની મસનદ પર બિરાજમાન થયા એ સમયે બાદશાહી ન હોવાથી તેઓ ઇરાનમા આવેલા આઝરબાયજાન નામના ઇલાકામા પોતાના કુટુંબીઓ સાથે એક શહેરી તરીકે વસવાટ કરી રહ્યા હતા.

સૈયદના ઇદ્રીસ કૃત 'ઉયનુલ અખબાર'ના કથન અનુસાર હઝરત ઇમામ શાહ રૂકનુદીન ખુરશાહ અ. ના પુત્ર શમ્સુદીન મુહમ્મદ ઇમામતની ગાદીએ આવ્યા. જેઓનું નામ 'મુહમ્મદ' હતું. મંગોલિયનો સાથે યુધ્ધ થયું ત્યારે આપના પિતા હઝરત ઇમામ શાહ રૂકનુદીન ખુરશાહ અ. એ કોઇ છૂપી જગ્યાએ તેમને મોકલી દીધા હતા; ત્યારપછી તેઓનો વસવાટ આઝરબાયજાનમા થયો.

## આઝરબાયજાનમા હ૦ ઈમામનો નિવાસ

"આસારે મુહમ્મદી" ના ઉલ્લેખ અનુસાર હઝરત ઇમામ રૂકનુદીન ખુરશાહ અ ની દૈહિક વિદાય પછી આપના પુત્ર શમ્સુદીન મુહમ્મદ પોતાના કાકાઓ સાથે આઝરબાયજાનમા રહેતા હતા અને ખાનગીમઃ રહેવાની ખાતર ઝરદોઝીનું કામ કરતા હતા. આપની નામસંજ્ઞા મુહમ્મદ છે પરંતુ આપશ્રી અત્યંત સૌંદર્યશાળી હોવાને 'શમ્સ' ના લકબથી ઓળખાય છે. હિંદ અને સિંધમા 'શમ્સ' નામે જે સાદાતો શમ્શ તબ્રેઝી જેઓ મૌલવી જલાલુદીન રૂમીના મુરશીદ તરીકે મશહૂર થયા છે તેઓ હઝરત ઇમામ શાહ શમ્શુદીન મુહમ્મદ અ. થી જુદા છે: જો કે આ સિલસિલો મૂળ ઇસમાઇલી ઇમામના ખાનદાનથી જુદો નથી અને જે સાદાતો બદખશાનમા છે તે તેઓમાંથી છે.

'ઉયનુલ અખબાર" ના આલેખન મુજબ 'નિઝારી કોહિસ્તાની નામનો એક ઇસમાઇલી કવિ થયો છે તેણે હઝરત ઇમામ શાહ શમ્સુદીન મુહમ્મદ અ ને પોતાના "મમદુહ" ગણ્યા છે અને કવિએ પોતાના કાવ્યોમા પોતાના ઇમામ તરીકે સંબોધ્યા છે. (૧).

(૧) કવિ નિઝારીના જીવનચરિત્ર માટે જુઓ ૨૬મા ઇમામ હઝરત ઇમામ કાસમ શાહનું જીવન

Hazrat Imam Shah Shamsu-Din Muhammed
" " " Kassam Shah
" " " Islam Shah
" " " Muhammed bin Islam Shah
" " " Mustansir Billah II
" " " Abdus-Salaam Shah
" " " Gharib Mirza
" " " Abu-zar Ali

Hazrat Imam Shah Murad Mirza
" " " Zulfiqar Ali
" " " Nurdin Ali
" " " Khalil-ullah Ali
" " " Nizar II
" " " Sayyid Ali
" " " Hassan Ali
" " " Kassam Ali
" " " Abul Hassan Ali
" " " Khalil-ullah Ali II

# PART VI

## PERSIA & IMAMAT

# ભાગ છઠો

## ઈરાન અને ઈમામત

હઝરત મૌલાના ઇમામ શાહ શમ્સુદીન મુહમ્મદ
" " " " કાસમ શાહ
" " " " ઇસ્લામ શાહ
" " " " મુહમ્મદ બિન ઇસ્લામ શાહ
" " " " મુસ્તનસિર બિલ્લાહ (બીજા)
" " " " અબ્દુસ્સલામ
" " " " ગરીબ મીરઝા
" " " " અબુઝર અલી

હઝરત મૌલાના ઇમામ શાહ મુરાદ મિરઝા
" " " " ઝુલફીકાર અલી
" " " " નૂરદીન અલી
" " " " સૈયદ ખલિલુલ્લાહ અલી
" " " " નિઝાર (બીજા)
" " " " સૈયદ અલી
" " " " હસન અલી
" " " " કાસમઅલી
" " " " અબુલ હસન અલી
" " " " ખલિલુલ્લાહ અલી (બીજા)



હઝરત શમ્સ તબ્રીઝી (રેહ.)



પીર શમ્સ બિન સલાહુદ્દીન સબ્ઝવારી

## 'ઝરદોઝી'નું કાર્ય—ઈસમાઇલી દાઅવત.

આલમુતના પતન પછી હઝરત ઇમામ શાહ શમ્શુદ્દીન મુહમ્મદ અ. દરવેશી જીવન ગાળતા હતા. તેની જાણ ફકત હ. ઇમામના કુટુંબીઓ, દાઇઓ અને ફિદાઇઓને હતી, જયારે જાહેરીમાં ઇમામ "ઝરદોઝ" તરીકે ઓળખાતા હતા, અને જે જરીકામ હ. ઇમામના કુટુંબની બાનુઓ તૈયાર કરીને હવાલે કરતા હતા, તે માલ હ. ઇમામ વેચી લાવતા હતા.

એક દરવેશ તરીકે હ. ઇમામની પ્રતિદીન ખ્યાતિ વધતી જતી હતી તેમજ ઇસમાઇલીઓના આઝરબાયજાનનાં રાજય સાથે સારા સંબધો હોવાના લીધે હ. ઇમામે આપના કેટલાક કુટુંબીઓ અને ખાસ મુરીદોને 'દાઅવત'નું કામ સોંપ્યું હતું, જેઓ કાર્ય કર્યા જતા હતા. આવી રીતે તબ્રીજ પ્રગણામાંથી અને ઇરાનની અતરાફમાંથી ઇમામતની રોશનીનાં કિરણો પ્રગટ થવા માંડયા અને ટોળાબંધ લોકો હઝરત ઇમામ શાહ શમ્સુદીન મુહમ્મદ અ. ની 'બયઅત' લેવા માટે આઝરબાયજાનમાં આવવા લાગ્યા હતા.

આઝરબાયજાન ખાતે હઝરત ઇમામ શાહ શમ્સુદીન મુહમ્મદના વસવાટ પહેલાં આપના કાકા હઝરત શમ્સુદીન ઇબ્ને ઇમામ અલાઉદીન મુહમ્મદ અ. ઉર્ફે હઝરત શમ્સ તબ્રીઝી આલમુત ના મહાડ પરનો નિવાસ છોડીને ઇરાનમાં વસવાટ કરી રહ્યા હતા, તેઓ પણ 'ઇમામઝાદા' હોવા ઉપરાંત ઇલ્મે રૂહાનીમાં અને સૂફીઝમમાં પ્રવિણ હતા.

## મહાન સંત હઝરત શમ્સ તબ્રીઝી.

હઝરત શમ્સ તબ્રીઝીને બાળપણથીજ સિધ્ધિ પ્રાપ્ત થઇ હતી. તેઓ હંમેશાં ફિરસ્તાઓથી વાતો કરતા હતા. જમીન આસમાનની સહેલ પણ તેઓને ઇચ્છા થતી ત્યારે કરી શકતા હતા. એકજ જગ્યાએ બેસવું તેઓ બિલકુલ પસંદ કરતા નહોતા, આથીજ આપને "પરિન્દા" ના નામે પણ સંબોધવામાં આવતા હતા. તેઓ મકતબમાં હતા ત્યારે હઝરત મુહમ્મદ મુસ્તફા સ. ના પવિત્ર જીવન ચરિત્રનું વાંચન કરતાં તેઓના હૃદય પર એટલી બધી અસર થઇ કે પોતાના જીવનનો બોધપાઠ જાણી અને ખાવાપીવાની ઇચ્છા ઘટાડી નાંખી.

## અલ્લાહના 'વાજીંત્ર' અને 'ઝબાન 'નફ્સ'નું દમન.

તઝકિરે દૌલતશાહીની કૃતિમાં તથ રવાનેહ ઉમ્રીએ શમ્સ તબ્રીઝીનાં લેખક જનાબ 'ફીકે' આલમુતનાં બાદશાહ હઝરત ઇમામ અલાઉદીન મુહમ્મદ અ. ના પુત્ર તરીકે હઝરત શમ્સ તબ્રીઝીને વર્ણવેલ છે. હઝરત શમ્સ તબ્રીઝીની 'પરિન્દા' અર્થાત ઉડતા પક્ષીની સંજ્ઞા વિષેનો ઉલ્લેખ કરતાં પ્રોફેસર નિકલસન વર્ણવે છે કે એક પળે જમીનની સપાટી પર અને અન્ય પળે કયાં ઊડી અદ્રશ્ય થઇ જાય તેવાં ચમત્કારીક અને 'ભેદી પુરુષ' હઝરત શમ્સ તબ્રીઝી હતા. વધુમાં નિકલસન જણાવે છે કે હઝરત શમ્સ તબ્રીઝી અક્ષરજ્ઞાને અભણ હતા, છતાં તેઓ ખુદાના પસંદ કરાએલા "વાજીંત્ર" અને 'ઝબાન' હતા. એમણે સિધ્ધાંતોના અપૂર્ણ મંતવ્યોને કાળાનું વસ્ત્ર પહેરાવ્યું હતું અને પ્રેમના મૂલ્ય તરીકે અંતરને અજવાળાની આવશ્યકતા દેખાડી હતી. (૧)

૧. જુઓ હઝરત શમ્સ તબ્રીઝીના ચુંટી કાઢેલા કાવ્યોનું ઈન્ટ્રોડકશન

હઝરત શમ્સ તબ્રીઝી યુવાન અવસ્થામાંજ 'નફસ'નું દમન કરવા રોટલીને પાણીમા બીંજવીને તેનો આહાર કરતા હતા. એક દિવસે દુકાનદારે દરવીશાની લાગણીમાં વશ થઇને ઘી ચોપડીને રોટલી આપી; જે ખાવા માટે તેઓ નારાજ થયા અને પેલી દુકાન પરથી રોટલી લેવાનું બંધ કર્યું. તેઓ વખતોવખત ખાધા પીધા વિના કેટલીક વખતે દિવસો પર્યંત ઉપવાસ' પણ કરતા હતા. જે લોકો તેમના ચિતાકર્ષક અને ચમત્કારિક વર્તુળમાં પ્રવેશ કરતા તેઓનાં હૃદય પરજ કેવળ નહિ, પરંતુ અકકલમંદ ઇન્સાનોના હ્રદય પર પણ મહાન આત્મિક બળ વડે તેમની અદભૂત અસર પડયા વિના રહેતી નહિ. તેમની આવી કમાલિયતનાં વર્ણનો જુદી જુદી કૃતિઓ માંથી મળી આવે છે.

## ચારિત્ર તેજ.

હઝરત શમ્સ તબ્રીઝીની ઉમર વીશ વર્ષની હતી તે સમયે તેઓ એક વેળા એક ખ્રીસ્તી દેવળ પાસેથી પસાર થઇ રહ્યા હતા, જ્યાં એક પાદરી દરવીશી લિબાસમાં ઊભો હતો; તેણે ઢોંગથી નમન કર્યું. એ જોતાં હઝરત શમ્સ તબ્રીઝીએ તેને પ્રશ્ન કર્યો કે:– "પહેલા તમે જન્મ્યા કે તમારી દાઢી?" પાદરીએ પ્રત્યુત્તર આપ્યો: "પહેલાં હું જન્મ્યો અને પછી અઢાર વર્ષે દાઢી જન્મી!"

હઝરત શમ્સ તબ્રીઝીએ ફરમાવ્યુ કે, 'મને કહેતા ઘણો ખેદ થાય છે કે તમારી પાછળ જન્મેલી દાઢીએ 'કાળાશ' મૂકીને 'સફેદી' ધારણ કરી છે પરંતુ તમે આગળ જન્મેલા હોવા છતાં તમારા અંતરની કાળાશ ગઇ નથી!" એ સાંભળતાં પાદરી દીગમૂઢ બની ગયો અને આવી ઉત્તમ દલીલની અસર થતાં તરત હઝરત શમ્સ તબ્રીઝીનાં ચરણોમાં પડીને માફી માંગી ઇસ્લામ ધર્મનો અંગિકાર કર્યો.

હઝરત શમ્સ તબ્રીઝી કદી કોઇ પર નારાજ થતાં હતા તો તેની લાંબી આવરદા અને પુષ્કળ દોલત માટે દુઆ ગુજારતા હતા; જેનો ભાવાર્થ એ થાય છે કે કોઇ માનવી લાંબુ આયુષ્ય ભોગવે તો તેને જીવનના સ્વભાવિક સંતાપો સહન કરવા પડે અને ધનદોલત મળતાં તવંગરીની ખુમારીમાં તે ખુદાથી ગાફિલ રહે; અટલે નારાજીનો નતીજો તેને પોતાના કર્મો વડેજ આપોઆપ મળી જાય.

## એક આશ્ચર્યકારક બનાવ.

હઝરત શમ્સ તબ્રીઝી ખુદાની ખાસ પસંદ કરેલા વ્યકિતમાંના એક હતા, તેમની કમાલિયતના વર્ણનો જુદી જુદી કૃતિમાંથી મળી આવે છે જેમાંનું એક નમૂના તરીકે અત્રે વર્ણવું યોગ્ય થઇ પડશે. એક દિવસે એક શખ્સ અમીરી ઠાઠમાઠ સાથે ઘોડા પર સ્વાર થઇ હઝરત શમ્સ તબ્રીઝી પાસે આવ્યો અને એમની સામે ઊભો રહીને અનહદ રડવા લાગ્યો. પછી કંઇપણ વાતચીત કર્યા વગર તે પોતાના અશ્વને પૂરપાટ દોડાવી ચાલ્યો ગયો. આ હકીકત જોતા હઝરતની સાથે મિજલસમાં બેઠેલા તબ્રીઝવાસીઓએ હેરતમાં પડી જઇ એ ભેદ ખુલ્લો કરવા માટેની આતુરતા દેખાડી પ્રત્યુત્તરમાં હઝરતે ફરમાવ્યું: આ અમીરી પોષાક અને ઠાઠમાઠમાં રહેલો શખ્સ એક દરવીશ છે. તેમજ પાક ખુદાની હઝુરમાં સ્વીકારાયલો એક નેક શખ્સ છે પરંતુ તેણે સંસારનો દોરદમામ રાખેલો

## હ૦ ઇમામના જાહેરી દીદાર ઇરાન ભણી માટે પ્રયાણ–વજ્ર ભિંત આડે આવી

હઝરત પીર સદરૂદીન (રેહ.) સિંધમા ઇસમાઇલી ધર્મનો પ્રચાર કરી રહયા હતા, એ દરમ્યાન તેઓને હઝરત ઇમામના જાહેરી દિદારની ઇચ્છા થતા તેઓ મુસાફરીએ નીકળ્યા અને ઇરાન ભણી પ્રયાણ કર્યું. આ સમયે, તેમના ફરજંદ પીર હસન કબીરદીનની વય નાની હતી, છતા તેઓએ પણ પવિત્ર ઇમામની હુઝુરમા સાથે જવા માટે પોતાના પિતાશ્રીને કાકલુદીભરી વિનંતી કરી, પરંતુ પીર સદરૂદીન (રેહ.)એ એમની નાની વય જોતા તેમજ માર્ગમા વિકાળ અને ફાડી ખાનારા પ્રાણીઓનાં ભયથી વિકટ જંગલોની મુસાફરીમા સાથે લેવાનું તેમને ઠીક ન લાગ્યું, તેથી તેમણે પોતાના ફરઝંદને સાથે ન લીધા જેથી પીર હસન કબીરદીનને ઘણોજ આઘાત લાગ્યો. પરિણામે પીરે સ્વરચિત ગ્નાનોમા ઉલ્લેખ કર્યો છે તે પ્રમાણે તેમને મુસાફીરમા "વજ્રની દિવાલ" આડી આવી ગઇ, જેથી તેઓ આગળ જતા અટકી પડયા. આથી પીર 'ઝિક્ર' ના રટણ સાથે અતિ કાકુલદી અને કાલાવાલા સાથે ગીરીયાઝારી કરી. પરિણામે ૭ માસ અને ૭ દિવસ બાદ મજકુર દિવાલ ગળી જતા તેઓએ પોતાની મુસાફરી આગળ વધારી.

## પહાડી પ્રદેશમા હઝરત ઇમામની જાહેરી મુલાકાત

હઝરત પીર સદરદીન (રેહ.) આવી રીતે પંથ કાપતા કાપતા, મહિનાઓની મુસાફરી બાદ ઇસ્ફહાન નગર પાસે આવી પહોંચ્યા, જયા "બાબા કુહી" નામના ડુંગરના વિસ્તારમા કેટલાક દરવીશો સાથે તેમની મુલાકાત થઇ. દરવીશોએ પીરને પૂછયું :– "તમે કયાથી આવો છો અને શી ઇચ્છા રાખો છો ?"

પીરે ઉત્તર આપતા કહયું :– "અમે હિંદુસ્તાનથી આવીએ છીએ અને ઝમાનાના ઇમામ હઝરત ઇમામ ઇસ્લામ શાહ અ.ને ભેટવાની ઇચ્છા રાખીએ છીએ," પરંતુ દરવીશોએ પીરને ભેદ આપ્યો નહિ, આટલું છતા પીર સદરૂદીન (રેહ.)એ દરવીશોનો પીછો છોડયો નહિ. એ દરવી. શોના ટોળામાથી એક સખ્સ થોડા શિષ્યો લઇ હઝરત ઇમામ તરફ જવા નીકળ્યો. આ વખતે પીર સદરૂદીન (રેહ.)ની આગ્રહભરેલી ભકિત જોતા દરવીશોને વિશ્વાસ બેઠો અને વડા દરવીશે પોતાના ભત્રીજા શેખ મુહમ્મદ જોડે પીર સદરદીન (રેહ.)ને રવાના કર્યા. તેઓએ ત્રણ દિવસ પર્યંત વિકટ જંગલોની મુસાફરી પછી એક સ્થળે વિસામો લેવા ઉતારો કર્યો અને રસોઇ પકાવવા લાગ્યા. આ દરમ્યાન હઝરત ઇમામ ઇસ્લામશાહ અ. પહાડી પ્રદેશમા શિકાર કરી રહયા હતા. અચાનક હઝરત ઇમાય સાથે પીર સદરૂદીન (રેહ.)નો ભેટો થતા તેમણે હઝરત ઇમામના પવિત્ર દિદાર કરી દસ્તબોસી કરી. ત્યારપછી તૈયાર થયેલી રસોઇ હઝરત ઇમામ ઇસ્લામશાહ અ. પીર સદરૂદીન (રેહ.) અને શેખ મુહમ્મદ સાથે બેસીને જમ્યા. આ દરમ્યાન હઝરત ઇમામે હિન્દુસ્તાનના મુરીદોની ખબર અંતર પૂછી ધારણસરના જમાતખાનાઓ અને મુખી કામડીઆઓ કાયમ ત્રાની આજ્ઞા ફરમાવી. ત્યારબાદ હઝરત પીર સદરદીન (રેહ) હિંદુસ્તાન પાછા આવીને સ્વતંત્રપણે ઇસમાઇલી ધર્મની જોશભેર દઅવત કરવા માંડી અને હઝરત ઇમામની આજ્ઞાનુસાર કાર્યમા ગૂંથાયા. "ગુલઝારે શમ્સ" મા જણાવ્યા પ્રમાણે હઝરત પીર સદરૂદીન (રેહ.) ઇરાન ગયા અને હઝરત ઇમામના દિદાર કરીને હિંદુસ્તાન પાછા ફરતા એમને એક વર્ષને પાંચ માસ લાગ્યા હતા.

## જમાતખાનાઓ સ્થપાયા

હઝરત પીર સદરૂદીન (રેહ.)એ પહેલવહેલું જમાતખાનું ~~સિંધમાં કોટરી~~ ગામે કાયમ કર્યું, અને ત્યાંની જમાતના મુખી તરીકે મુખી ત્રિકમની નિમણૂંક કરી. પંજાબ જમાતના મુખી શામદાસ લાહોરી (૧) અને કાશ્મીરની જમાતના મુખી તરીકે શેઠ તુલસીદાસની (૨) પણ નિમણૂંક કરી. આ પ્રમાણે ત્રણ પ્રાંતોમા ત્રણ જમાતો કાયમ કરી. ત્યારબાદ પીર સદરૂદીની (રેહ) ફરીથી ઇરાન તરફ રવાના થયા. એ સમયે હઝરત ઇમામનું નિવાસસ્થાન ઇરાનમા આવેલા 'શહર બાબક' અને 'ફેમ્ત' નગરમા હતું. આ રીતે તેઓની જીવન કારકીર્દીમા તેઓને હઝરત ઇમામ શાહ ઇસ્લામ. શાહ અ.ની મુલાકાત જાહેરી રીતે એ વખત થઇ હતી, એ ઇતિહાસ પરથી સિધ્ધ થાય છે.

## પીર સદરૂદીન (રેહ.)ના પરિવાર અને ભાયાતો.

હઝરત પીર નૂરદીન ઉર્ફે સતગુરનૂર તથા હઝરત પીર શમ્સુદીન સબ્ઝવારી (રેહ.) એ ધર્મનો પ્રચાર કરીને જે ઇસ્લામી બીજ રોપ્યું હતું, તેને પીર સદરૂદીન (રેહ.)એ ફળદ્રુપ બનાવવામાં અનહદ મહેનત લીધી હતી. તેમના પ્રયાસો વડે ઇસમાઇલીઓની એક જીવંત કોમ ઘરતીમાં આવી હતી.

પીર સદરૂદીન (રેહ.)ના પાંચ પુત્રો હતા. (૧) સૈયદ ઝાહેરદીન એમની મઝાર જંનતપુરમાં છે. (૨) સૈયદ સલાહૂદીન, એમની મઝાર ગિઝનીમાં છે (૩) પીર તાજદીન એમની મઝાર સિંધના લાડ પ્રગણામાં છે, તેને સિંધી ખોજાઓ 'શાહ તુરેલ'ને નામે ઓળખે છે. (૪) સૈયદ જમાલુદીન એમની મઝાર દિલ્હીમાં છે. (૫) પીર હસન કબીરદીન એમની મઝાર 'ઉચ્છ'માં છે.

હઝરત પીર સદરૂદીન (રેહ.)ના બધા મળીને છ ભાઇઓ હતા એક સૈયદ રૂકનુદીન બીજા સૈયદ બદરદીન, ત્રીજા સૈયદ શમ્સુદીન (સાની). ચોથા નસીરૂદીન, પાંચમાં સૈયદ ગિયાસુદીન અને છઠ્ઠા સૈયદ 'નાસિરૂદીન કલંદરશાહ' હતા. જેમાંના છેલ્લા હિજરી સન ૬૬૫માં સબ્ઝવાર છોડીને મુલતાનમાં આવી હઝરત પીર શમ્સ (રેહ.)ની સેવામાં રહયા, જેઓએ એમને ઇસમાઇલી દીનની દઅવત કરવાનો હુકમ આપતાં, તેઓ હિમાલય પર્વતના વિસ્તારમાં સરહદના મુલકોમાં નીકળી જઇને ત્યાં નિવાસ કરીને ઇશાઅતનું કામ હાથ ધર્યું અને પીર નસીરૂદીનના ફરઝંદ સૈયદ કમાલુદીન સબ્ઝવારીએ સિંધમાંના નગરઠઠ્ઠામાં પોતાના પાંચ દિકરાઓ સાથે વસવાટ કર્યો હતો અને ત્યાંના આસપાસના સ્થળોમાં દઅવત કરી હતી. સૈયદ કમાલુદીન સબ્ઝવારીની વફાત થતાં તેમને દેવલપુરમાં દફન કરવામાં આવ્યા છે જ્યાં એમની મઝાર આવેલી છે.

હઝરત પીર શહાબુદીન જેમને પીર સાહેબદીન પણ કહેવામાં આવે છે, તેમના બધા મળી સાત પુત્રો હતા એમાંના પીર સદરૂદીન (રેહ.) ઇસમાઇલીઓના મુખ્ય પીર થવા પામ્યા, ત્યારે બીજા પુત્રોએ ઇસમાઇલી દઅવત પીર શમ્સની દેખરેખમાં રહીને કરી, જેનું વર્ણન ઉપર આવી ગયું છે. પીર સાહેબદીનના બે બીબીઓ હતી, જેમાંના એક જનાબ નૂરફાતિમા પીર સદરૂદીન માતુશ્રી હતા; બીજા જનાબ ખદીજા બિન્તે સૈયદ કાસમ હતા.

---

(૧-૨) તેઓનો લાહોરમાં મુબિલાહ કરવામાં આવ્યો હતો.

## પીર સદરૂદીન (રેહ.)ના લકબો—વફાત.

હઝરત પીર સદરૂદીન (રેહ.) હિંદુસ્તાનના ઓલિયાઓમાં "સૈયદ સદરૂદીન અલ-હુસેની" ના નામે ઓળખાય છે. તેઓએ બાર કરોડ (કુળ) જીવોને ધર્મ સમજાવીને ઝમાનાના ઇમામની ઓળખ કરાવી હોવાથી એમને 'બારગુર' પણ કહેવામાં આવે છે. હિંદુઝમના વેદ પુરાણો આદી શાસ્ત્રોના તેઓ બહોળા અભ્યાસી અને અનુભવી હોવાને લીધે 'હરિશ્ચંદ્ર' અર્થાત ખુદાઇ મહતાબ અથવા સોહદેવ કિંવા મહાન દરવીશના નામે પણ સુપ્રસિધ્ધ છે.

હઝરત પીર સદરૂદીન (રેહ.)એ સિંધ ઉપરાંત મુલતાન, પંજાબ, કાશ્મીર, ગુજરાત, કચ્છ, અને કાઠિયાવાડ તરફ પણ દઅવતનું કાર્ય કર્યું હતું. ઇસમાઇલી ધર્મ અંગિકાર કરનારાઓમાંના કેટલાક બાહોશ અને જ્ઞાની પુરુષોને પણ તેઓ દઅવત કાર્યમાં સહાયરૂપ થાય એટલા માટે પોતાની સાથે ફેરવતા અને દાઅવત કાર્યની પધ્ધતિઓનું પણ જ્ઞાન આપતા હતાં.

હઝરત પીર સદરૂદીન (રેહ.)એ પોતાની દઅવતનું મુખ્ય મથક સિંધમાં આવેલા કોટડા ગામમાં રાખ્યું હતું. આ પ્રમાણે હ. ઇમામના ઘરની એકધારી સેવા કરીને તેઓ હિજરી સન ૮૧૯માં રજબ મહિનાની તા. ૧૨મી ના દિવસે પંજાબમાં ભાવલપૂર રિયાસત તાબે આવેલ 'ઉચ્છ શરીફ' નામના ગામમાં વફાત પામ્યા હતા. જ્યાં એમની મઝાર છે. ત્યાંની એહૃત વસ્તિ એ જગ્યાને સુંદર શહેર ગણે છે. જેના પર સિંધના ઇસમાઇલીઓએ ભવ્ય રોઝો ચણાવ્યો છે.

## પીર હસન કબીરદીન (રેહ.)ની દઅવત.

હઝરત ~~સૈયદુસ્સાદાત~~ પીર હસન કબીરદીન (રેહ.)નો જન્મ હિજરી સન ૭૪૨માં શાબાન માસની તારીખ ૨૨મી ને બુધવારના દિવસે ભાવલપૂર સ્ટેટમાં આવેલા 'ઉચ્છ શરીફ' નામના ગામમાં થયો હતો. એમને પણ હઝરત ઇમામ ઇસ્લામશાહ અ. એ 'પીરાતન'ની નવાજિશ ફરમાવી હતી. તેઓ એક મહાન ફિલસૂફ હતા. તેમનો બોધ ~~અતિ નમ્ર અને ભાવનાપૂર્ણ~~ છે.

"ગુલઝારે શમ્સ" નામની કૃતિમાં વર્ણન કરવામાં આવ્યું છે કે ~~સૈયદુસ્સાદાત~~ હસન સમજણા થયા ત્યારથી તેમને બંદગી કરવાની તાલિમ એમના પિતાશ્રી હઝરત પીર સદરૂદીન (રેહ.) એ આપી હતી, જેથી તેઓ રાત દિવસ ઇબાદતમાં મશગુલ રહેતા હતા, એટલુંજ નહિ પણ એમણે ચાલીશ વર્ષ પર્યંત એક પગે ઊભા રહી બંદગી કરી હતી. ~~એમની કરામતોમાં મુખ્ય કરામત એ હતી કે ભાવલપૂરની પ્રજાનો એક સંઘ ગંગાસ્નાન કરવા જવાનો હતો, તેમને 'ઉચ્છ શરીફ'માં ગંગા નદીનું પાણી મંગાવીને સ્નાન કરાવ્યું હતું, પરિણામે~~ સેંકડો માણસોએ ઇસ્લામ ધર્મનો અંગિકાર કરીને ઇસમાઇલી ફિરકામાં દાખલ થયા.

## દીદારની તમન્ના—"નવ છુગા"ની પાઘડી.

હઝરત પીર હસન કબીરદીન (રેહ.)ના પિતાશ્રી પીર સદરૂદીન (રેહ.) હ. ઇમામના જાહેરી દીદાર અર્થે ઇરાન તરફ જવાની તૈયારી કરી રહ્યા હતા, ત્યારે પીર હસન કબીરદીન (રેહ.) ની ઉમર નાની હતી પરંતુ પોતાના પિતાશ્રીને હ. ઇમામની હુઝુરમાં તેડી જવાની અદબ સહિત વિનંતી કરતાં, પીર સદરૂદીન (રેહ.) એ જવાબ આપ્યો કે 'તમે હજુ નાના છો' પિતાના આ

વચનો સાંભળી તેઓ ઘણાજ દિલગીર થઇ ખામોશી સાથે બેસી રહયા, પરંતુ હઝરત પીર સદરૂદીન (રેહ.)ના સિધાવ્યા પછી તેમના અંતરમાં હ. ઇમામના દિદારની તમન્ના જાગૃત થતાં તેઓએ પવિત્ર ઇમામની હુઝુરમાં બહુજ આજીજી અને કાલકુદીભરી વિનંતી નારી સ્વરૂપે કાવ્યમાં રચીને હ. ઇમામની હઝુરમાં મૂકવા માટે, આકડાના ફળ ગોકટા કરી તેમાંથી કપાસ કાઢી, તેને વણીને તેના પર આજીજીભરી વિનંતીની ઇબારતો લખી અને એક 'નવ ચુગા'ની પાઘડી તૈયાર કરી (૧) ? અજ્ઞાત

## ઈમામની મુલાકાત–પીરાતનની નવાજિશ

પીર હસન કબીરદીન (રેહ.)એ પોતાના પિતાશ્રીની રજા મેળવી હઝરત ઇમામ ઇસ્લામશાહ અ.ની હુઝુરમાં જવા ઇરાન ભણી પ્રયાણ કર્યું. "કહેક" નગરીમા પહોંચતા તેમને હઝરત ઇમામની મુલાકાતનું માન મળ્યું. હઝરત ઇમામ એક તખ્ત ઉપર ઉઘાડે માથે બિરાજમાન હતા. પીર હસન કબીરદીન (રેહ.)એ હઝરત ઇમામના ચરણોમા સિરપેચ ધરતા, પવિત્ર ઇમામે પોતાના મુબારક હાથોથી તે ઉપાડીને આનંદ સહિત પોતાના મુબારક માથા પર બાંધી કબૂલ ફરમાવી. આ પ્રસંગનો પીર હસન કબીરદીન (રેહ.)એ સ્વરચિત પવિત્ર ગ્નાન શરીફમા પણ ઉલ્લેખ કર્યો છે :— (date if verified) (allegorical)

આશાજી શ્રી ઇસ્લામશાહ તખ્તેજ બેઠા, તારે દીન હુવા રહેમાનજી,
સિરબંધ લઇ ગુરુએ મસ્તકે દીધા, તારે સિર ઉઘાડો કરી નર બેઠા (pt 14)

Note — આ પછી હઝરત ઇમામ શાહ ઇસ્લામશાહ અ.એ પીર હસન કબીરદીન (રેહ.)ને "પીરાતન"ની નવાજિશ કરી. ત્યારપછી પીર હસન કબીરદીન (રેહ.)એ હિન્દુસ્તાન પધારીને એક સત્તાધારી પીર તરીકે દઅવત કરવાનું કાર્ય કર્યું. જેમાં તેમને ઘણીજ ફતેહ મળી.

## પ્રચારકાર્યમા સંકટો–અદ્દભૂત પ્રભાવ

પીર હસન કબીરદીન (રેહ.)ની આ સફળતા ઇર્ષાળુઓને ગમી નહિ, જેથી સંખ્યાબંધ સ્થળોએ પીરની સામે પત્થરા, કચરા અને ધુળ ઉડાડવામાં આવી હતી. એટલુંજ નહિ પણ પીરના પ્રાણ લેવા માટે કેટલાક હિંદુ શત્રુઓએ ચોકઠા પણ ગોઠવ્યા, પરંતુ પીર જ્યારે તેઓની સામે આવતા તો તે લોકોના અંતરમા વેરને બદલે પ્રેમ પ્રગટ થઇ જતો હતો. અને તેઓ પીરને આધિન બની જતા હતા. પ્રોફેસર ટી. ડબલ્યુ. આર્નોલ્ડનું (૨) કથન છે કે "સૈયદ સદરૂદીનના પુત્ર હસન કબીરદીન (રેહ.)ની મઝાર "ઉચ્છ" મા આવેલી છે. પિતા અને પુત્ર બન્નેએ સેંકડો લોકોને ઇસ્લામ ધર્મમાં દાખલ કર્યા હતા. પીર હસન કબીરદીન (રેહ.) માટે તો એવું કહેવામા આવે છે કે કોઇપણ શખ્સ પર તેમની નજર પડતી તો સત્વર તે ઇસ્લામ ધર્મ અંગીકાર કરી લેતો, એવો અજબ તેમનો પ્રભાવ પડતો હતો.

## સહનશીલતા અને ધીરજની વ્યાખ્યા

એક દિવસે એક શખ્સે પીર હસન કબીરદીન (રેહ.)ની પાસે અરજ ગુજારી કે આપ

૧ આ વિનંતીના ગ્નાનને "નવ ચુગા" તરીકે ઓળખવામાં આવે છે, જે આજ પર્યંત ઇસ્માઇલીઓમાં વંચાય છે.
૨. ધી પ્રિચીંગ ઓફ ઇસ્લામ પાનું–પાનું–૨૮૨

મુસાફરીઓ કરી કરીને લોથપોથ થઇ જાઓ. જો. સૂર્યથી તપેલી રેતીથી આપના પગોમા છાલા પડી જાય છે, શિયાળાની ઠંડીથી આપના શરીરની ચામડી ફાટી જાય છે. આવું આવું કષ્ટ વેઠતા શું આપને વેદના થતી નથી? પીરે જવાબ આપ્યો કે, હઝરત ઇમામની કૃપા વડે મારા શરીરના હું સમજુ પણ ભોગ એક છું. જેથી મારું શરીર શબ સમાન થઇ ગયું છે, એથી મને વેદના અસર કરતી નથી.

એક દિવસે એક શખ્સે પીર હસન કબીરદીન (રહે.)ને સવાલ પૂછયો કે: "ધીરજ એટલે શું?" પીરે જવાબ આપ્યો કે: "તમારા હાથ, પગ કાપી નાખવામા આવે, જાતજાતના દુઃખો તમારા પર વરસાવવા આવે, તમારા ફવેફવામા કાંડા પડે તો પણ તમારા મોઢેથી ફરિયાદનો એકે શબ્દ ન નીકળે એનું નામ ધીરજ." (૯૫)

વફાત

પીર હસન કબીરદીન (રહે.)એ ઘણા ઉત્તમ બોધદાયક જ્ઞાનો (બોધ કાવ્યો) રચીને ઉપદેશ આપ્યો છે, જેમા હઝરત ઇમામ ઇસ્લામશાહ અ. અને તેમની ગાદીએ આવનાર ઇમામોની તાબેદારી કરવાની હિદાયત કરી છે. પવિત્ર જ્ઞાનશાસ્ત્રમાં એક સ્થળે એવું દર્શાવેલું છે કે:-

આશાજી સતિયાના સત શ્રી ઇસ્લામશાહ રાખે, એવાં સોહી નરજી.
એણે ઠામે જે નર બેસે, તેને ધ્યાવો ગતીઉ લોકા.

હઝરત પીર હસન કબીરદીન (રહે.)ની વફાત હિજરી સન ૮૫૩ના સફર માસમા 'ઉચ્છ' ખાતે થઇ હતી. એ સમયે મુલતાનમા સુલતાન હુસેન લંઘા રાજ્ય કરતો હતો. એમની મઝાર "ઉચ્છ શરીફ'મા શહેર બહાર આવેલી છે. કહેવાય છે કે એક ચોર આ રોઝામા ચોરી કરવા આવતા તે અંધ બની ગયો હતો. અને તેનું મૃત્યુ થયું હતું. (૯૬)

## પીર હસન કબીરદીન (રેહ.)નો પરિવાર

પીર હસન કબીરદીન (રહે.)ની કુલે સાત બીબીઓ હતી. જેઓને કુખે અઢાર પુત્રો અને એક પુત્રી અવતર્યા હતા. પહેલા બીબી જેવલબાઇ બિન્તે સૈયદ રૂકનુદીનના કુખે ચાર પુત્રો અને એક પુત્રી થઇ (૧) સૈયદ ઓલિયાઅલી, (૨) સૈયદ નસીરૂદીન, (૩) સૈયદ અલી ગૌહર નુર, (૪) સૈયદ આલમશાહ, (૫) બાઇ બુઢાઇ. (not all at one time)

બીબી નૂરબીબી સકીના બિન્તે સૈયદ બદરૂદીનથી ઔલાદ (૬) સૈયદ રહેમતુલ્લાશાહ, (૭) સૈયદ આદિલશાહ (૮) સૈયદ જાફરશાહ થયા.

બીબી ઇઝઝત ખાતુન બિન્તે સૈયદ શમ્સુદીન સાનીના કુખે (૯) સૈયદ ઇસરાઇલ તૈયાર ગાઝી, (૧૦) શાહબાઝ ગાઝી, (૧૧) સબ્ઝઅલી જનમ્યા.

બીબી હુરમત ખાતુન બિન્તે સૈયદ અલાઉદીન ઇબ્ને સૈયદ કમાલુદીનથી ઔલાદ (૧૨) સૈયદ ઇસ્લામશાહ, (૧૩) સૈયદ ઇમામશાહ, (૧૪) સૈયદ ફરમાનશાહ થયા.

બીબી ઝહરી બિન્તે સૈયદ જલાલુદીન ઇબ્ને સૈયદ કમાલુદીનના કુખે, (૧૫) સૈયદ ઇસમાઇલ અને (૧૬) સૈયદ નૂરમુહમ્મદે જન્મ લીધો.

બીબી કુરબાબા બિન્તે સૈયદ ઝેનુલ આબેદીન ઇબ્ને કમાલુદ્દીનના પેટે (૧૭) સૈયદ દુરવેશ-અલી (૧૮) સૈયદ લાલશાહ કલન્દરઅલી જનમ્યા.

બીબી રહેમત ખાતુન બિન્તે સૈયદ જલાલુદ્દીન બિન સૈયદ કમાલુદ્દીનના પેટે (૧૯) સૈયદ બાલાશાહ બુલન્દઅલી જનમ્યા હતા.

## પીર હસન કબીરદ્દીન (રેહ.)ના વંશધરો

હઝરત પીર હસન કબીરદ્દીન (રેહ.)ની ઔલાદની વિસ્તારપૂર્વક વિગત "ગુલઝારે શમ્સ"ની કૃતિમા આ પ્રમાણે મળી આવે છે:–

સૈયદ ઔલિયા અલીનો જન્મ 'ઉચ્છ' મુકામે થયો હતો. એમણે ૧૦૨ વર્ષની વય ભોગવી હતી. એમનો રોઝો આગ્રા ખાતે ચૌડી મસજીદ પાસે છે. આ જમાનામા મુહમ્મદ તઘલકના સુબા કવામુલ મુલ્ક એ પ્રદેશ પર રાજ્ય કરતો હતો.

સૈયદ હસીરદ્દીન ઇબ્ને પીર હસન કબીરદ્દીનની ૯૨ વર્ષની વય થઇ હતી. એમની મઝાર "ઉચ્છ"માં છે.

સૈયદઅલી ગોહરનૂર સાબિત ઇબ્ને પીર હસન કબીરદ્દીન રહે. એમને "નર નાસિર કલન્દર" તરીકે પણ ઓળખવામાં આવે છે "ઇલ્મે ઝાહિર"માં પરિપૂર્ણ થયા પછી પોતાનાં પિતા પાસેથી "ઇલ્મે મઆરિફત" મેળવી તેમની રજાથી દઅવત કરવા પંજાબના શહેર લાહોરમાં આવ્યા. ત્યાંથી જમ્મુ થઇ કાશ્મીર બાજુ રવાના થયા, જ્યાંથી પાછા ફરતાં "મકામક બુટી" નામક સ્થળે લાહોર પાસે વફાત પામ્યા. મજકુર સ્થળે એમનો રોઝો આવેલો છે.

સૈયદ પીર આલમશાહ બિન પીર હસન કબીરદ્દીન પણ 'સિધ્ધ પુરુષ" હતા. તેમની એ "સિધ્ધિ"ના સબબે એમના દાદાશ્રી હઝરત પીર શમ્સના રોઝામાં તેમને જગ્યા મળી. તેઓ પણ પોતાના પિતાની આજ્ઞાનુસાર ચાલવાથી મોટે દરજ્જે પહોંચ્યા હતા આ સમયે મુલતાનમાં સારંગખાન બાદશાહનો રાજ્ય અમલ ચાલતો હતો.

સૈયદ રહેમતુલ્લાહશાહ ઇબ્ને પીર હસન કબીરદ્દીન પોતાના પિતાશ્રીની ઘણી અદબ રાખતા હતા. "ઇલ્મે ઝાહિરી" અને ઇલ્મે બાતિનમાં પૂરા હતા તેઓ ઘણાજ સુલેહપ્રિય નરવીર હતા. એમના જીવનકાળમાં છેલ્લા તબકકામાં તેઓ ગુજરાત "કડી"માં રહેતા હતા તેમનું કુટુંબ "કડીવાલ" તરીકે ઓળખાયું. આ કુટુંબના વંશજો આજે પણ મૌજુદ છે જે "કડીવાલ સૈયદો" તરીકે ઓળખાય છે.

સૈયદ આદિલશાહ ઇબ્ને પીર હસન કબીરદ્દીનની મઝાર ડેરા ગાઝીખાનમાં આવેલી છે.

સૈયદ નાહરશાહ ઇબ્ને પીર હસન કબીરદ્દીનનો જન્મ "ઉચ્છ"માં થયો હતો. તેઓ પોતાના પિતાની આજ્ઞાનુસાર દખ્ખણ, કાઠિયાવાડ તરફ દઅવત અર્થે ગયા હતા તેઓની મઝાર કાઠિયાવાડ ગણોદમાં છે.

સૈયદ ઇસરાઇલ ગાઝી ઇબ્ને પીર હસન કબીરદ્દીન રહે. નો જન્મ "ઉચ્છ"માં થયો હતો. તેઓ શૂરવીર અને ઉદાર હતા નસીરખાન બલોચની સાથે એમની સારી મિત્રાચારી હતી. દિલ્હીના

Did the fight ?

બાદશાહ સાથે યુધ્ધ થતાં એ બલોચની સહાય અર્થે પોતાના પિતાના હુકમથી તેની સાથે રહયા હતા. આ યુધ્ધ દરમ્યાન તેઓ શહીદ થયા હતા. એમનો રોઝો બાગનાડી, જીલ્લો સિબી સિંધના ઉત્તરે પાંચ માઇલ ઉપર આવેલો છે.

સૈયદ શાહબાઝ અલી ઇબ્ને પીર હસન કબીરદીનનો જન્મ "ઉચ્છ"માં થયો હતો. એમની મઝાર ભાવલપૂર મધે એમના દાદાશ્રીની બાજુમાં આવેલી છે. આ સમયે દિલ્હીના સિંહાસનને નાસિરૂદીન મુહમ્મદ તગલક રાજ્ય કરતો હતો.

સૈયદ સબ્ઝાઅલી ઇબ્ને પીર હસન કબીરદીન ઘણા કરામતી પુરુષ હતા. આ સમયે મુલતાનના હાકમપદે કવામુલ મુલ્ક હતા. એ પીરશ્રીનો રોઝો મોન્ટગોમરી જીલ્લાના "મરતાબાદ"માં આવેલો છે.

સૈયદ ઇસ્લામશાહ ઇબ્ને હસન કબીરદીનનો જન્મ "ઉચ્છ"માં થયો હતો અને કન્દહાર ખાતે ૧૦૩ વર્ષની ઉમરે વફાત થઇ હતી, જ્યાં તેમની મઝાર આવેલી છે. તેઓ ઝાહેરી તથા બાતુની ઇલ્મમાં પરિપૂર્ણ હતા, એમનું કુટુંબ પણ બહુ મોટું હતું. અફઘાન પ્રજામાં તેઓ ઘણા માનનીય હતા.

સૈયદ ઇમામશાહ ઇબ્ને પીર હસન કબીરદીનનો જન્મ "ઉચ્છ"માં થયો હતો અને તેમની વફાત હિજરી સન ૯૧૯/મોહર્રમ માસની ૯મી ને શુક્રવારના દિને થઇ હતી, એમની મઝાર અમદાવાદમાં આવેલા "પીરાણા"માં છે.

સૈયદ ફરમાનશાહ બિન પીર હસન કબીરદીન "ઉચ્છ"માં જનમ્યા હતા. ૯૯ વર્ષની વયે વફાત પામ્યા. એમની મઝાર તેઓના પિતાના રોઝામાં આવેલી છે. એમને ઘણા સંતાનો હતા.

સૈયદ ઇસમાઇલ બિન પીર હસન કબીરદીનનો જન્મ "ઉચ્છ"માં થયો હતો અને તેઓ ૭૨ વર્ષની વગ ભોગવી વફાત પામ્યા હતા. એમની મઝાર વડોદરા પાસે "લખે જંગલ" ખાતે આવેલી છે.

સૈયદ નૂરમુહમ્મદ નુરૂલ હક્ક બિન પીર હસન કબીરદીન "ઉચ્છ"માં જનમ્યા હતા. એમની વફાત ૧૦૬ વર્ષની વયે થઇ હતી. એમની મઝાર નવસારીમાં છે. એમણે પોતાની પાછળ મોટો પરિવાર છોડયો હતો.

સૈયદ દુરવેશઅલી બિન પીર હસન કબીરદીનનો ઉચ્છ મુકામે જન્મ થયો હતો, જે સમયે દિલ્હીના બાદશાહ મુહમ્મદ તઘલક તરફથી "ઉચ્છ"નો સુબો કવામુલ મુલ્ક હતો. એમની વફાત સમયે મુલતાનનો બાદશાહ હુશેન લંઘો હતો. એમનો રોઝો એમના દાદાશ્રી પીર સદરૂદીન (૨૯) ના રોઝામાં આવેલો છે.

સૈયદ બાલશાહ કલન્દર બિન પીર હસન કબીરદીનનો જન્મ "ઉચ્છ" મુકામે થયો હતો. એમણે [illegible] 'કમાલિયત' પ્રાપ્ત કરી હતી. તેઓ પોતાના પિતાશ્રીના ફરમાન અનુસરી દઅવત માટે [illegible]ના પ્રદેશમાં ગયા હતા અને ત્યાં એક દેવીને ગંક કરી નાખી હતી. તેનું માથું આજવેર જમીનની [illegible] છે, [illegible] ભરવામાં આવે છે. (૨)

હઝરત સૈયદ બાલાશાહ બુલંદઅલી બિન પીર હસન કબીરદીનનો જન્મ "ઉચ્છ"માં થયો હતો. તેઓ મોટા દરજ્જાના વલી અને આલિમ હતા. તેઓએ "દઅવત" અર્થે ઘણી મુસાફરીઓ કરી હતી. એમની વફાત ડેરા ગાઝીખાન પાસે આવેલા "ચોટા" મુકામે થઇ હતી. એમનો રોઝો ત્યાં આવેલો છે.

"ગુલઝારે શમ્સ"માં લખવામાં આવ્યું છે કે, પીર હસન કબીરદીન રેહ. ની વફાત બાદ પણ તેમની બુઝુર્ગ ઓલાદ; હિજરી સન ૧૦૯૭ સુધી એટલે લગભગ અઢીસો વર્ષ પર્યંત દઅ. વતનું કામ કરતી રહી હતી. અન્ય ઇતિહાસકારોનું પણ કથન છે કે હિંદુસ્તાનમાં દઅવતનું કાર્ય કરનારાઓ મુખ્યત્વે બની ફાતિમીઓ હતા અને પ્રજાના મોટા ભાગે તેઓનાંજ હાથે ઇસ્લામ ધર્મ અંગિકાર કર્યો હતો.

હિન્દુસ્તાનના પ્રદેશમાં આવી રીતે ઇસ્માઇલી મઝહબનો પ્રચાર થઇ રહયો હતો, તે સમયે હઝરત ઇમામ શાહ ઇસ્લામશાહ અ. ઇરાનના "કેહ્ફ"માં વસવાટ કરી ત્યાંથી દઅવતનું કાર્ય કરી રહયા હતા. એ સમયમાં તૈયમુરલંગ તાતારીએ ઇરાન પર પહેલવહેલું આક્રમણ કર્યું હતું. એ હુમલામાં તેણે માઝન્દ્રાન, સીસ્તાન અને ખુરાસાનને પોતાના અધિકાર તળે આણ્યા હતા ત્યાર પછી હિજરી સન ૭૮૬ માં બીજો હુમલો કર્યો, તે સમયે તૈમુરલંગે આઝરબાયજાનથી આગળ વધીને ઇરાકે અજમ અને જયોર્જિયા પણ હાથ કર્યાં હતા. શિરાઝનો કબ્જો આ બીજા હુમલામાં તેણે લીધો હતો. એ સમયના ઇરાક તરીકે ઓળખાતા હ. ઇમામના નિવાસવાળા ઇલાકાના મુખ્ય નગર ઇસ્ફાહનમાં તેણે સિત્તેર હજાર લોકોને કતલ કર્યા હતા. તૈમુરનો ત્રીજો અને છેલ્લો હુમલો હિજરી સન ૭૯૫ માં થયો હતો, જેમાં તેણે ફારસ જીત્યું હતું. તેના હસ્તે મુઝફ્ફરી વંશનો અંત આવ્યો હતો. તેની સાથે સાથે સબ્ઝવારના સરદાર રાજ્યકર્તા અને હેરાતના કુર્તવંશી રાજ્યનો પણ તૈમુરલંગના હાથે આ દરમ્યાન નાશ થયો હતો. એ પ્રકારે સઘળા નાના નાના રાજ્યો નાબુદ થઇ ગયા હતા ૪૫ વર્ષની તૈમુરલંગની કારકીર્દીમાં ઇરાનમાં આ સઘળું બની ગયું હતું.

## ઇસ્માઈલીઓ પર તૈમુરલંગના અત્યાચાર.

સર જોન માલકમ હિસ્ટરી ઓફ પરશિયામાં એવો નિર્દેશ કરે છે કે હિજરી, સન ૭૯૫ માં તૈમુરલંગે ઇરાન પર ત્રીજો હુમલો કર્યો તે દરમ્યાન માંઝન્દ્રાંના માર્ગે આવીને તે આગળ વધ્યો હતો. જ્યાં રૂદબારની ગીલાની સરહદ ઉપર આલમુતના પતન પછી હલાકુખાનની કતલ માંથી બચેલા ઇસમાઇલીઓની વસ્તીનો એક ભાગ નિવાસ કરી રહયો હતો. તેમની તેણે ફરીવાર કતલ ચલાવી હતી. સામાન્ય રીતે આ ઘટના પછી ઇસમાઇલીઓનું સંપૂર્ણ નિકંદન કહાડવામાં આવ્યું હતું એમ ઇતિહાસકારો આ બનાવ ઉપરથી કહે છે, પરંતુ ખરી રીતે તો આ રૂદબાર–ગીલાન સરહદના ભોગ બનેલા ઇસમાઇલીઓ સિવાય ખુરાસાન અને કેરમાનનાં સંખ્યાબંધ ઇસ–માઇલીઓ બચી ગયા હતા, જેઓ આજે પણ ઇરાનમાં જીવન ગુજારે છે. આ ઉપરાંત હકીમ હાફીઝ નાસિર ખુસરૂની દઅવતમાં આવેલા બદખશાની ઇસમાઇલીઓ પણ સુરક્ષિત રહયા હતા. તૈમુરલંગે ગીલાનના ઇસમાઇલીઓની ચલાવેલી કતલ હઝરત ઇમામ શાહ ઇસ્લામશાહ અ. ના ઇમામતના સમયમાં થઇ હતી જ્યારે આપની ઇમામતનું ૨૪મું વર્ષ ચાલતું હતું.

## તૈમુરલંગનું મૃત્યુ.

ઉપર જણાવેલી સર્વ ઘટનાઓની ઐતિહાસિક સંકલના પ્રમાણે મુઝફ્ફરી વંશની સ્થાપના હિજરી સન ૭૪૦થી ગણીએ તો ઇમામતની ગાદીએ હઝરત ઇમામ શાહ કાસમશાહ અ. આ-વ્યા પછી ત્રીસ વર્ષ રહીને મુઝફ્ફરી વંશ સ્થપાયો. હિજરી સન ૭૭૧માં હઝરત ઇમામ શાહ કાસમશાહ અ. એ જોમો સિફાર્યો એ સમયે પણ ઇરાનના અમુક વિભાગમાં મજકુર વંશ રાજ્ય કરતો હતો મંગોલના ઇલખાની વંશની એક નાની શાખા હસ્તક હ. ઇમામનું મુખ્ય મથક આ-ઝરબાયજાન હતું. હઝરત ઇમામ શાહ ઇસ્લામશાહ અ. ના સમયમાં પણ મુઝફ્ફરી વંશનો અમલ ચાલતો હતો. પરંતુ પાછળથી એવણ ઇમામના સમયમાંજ તેનો અંત આવ્યો હતો. હિ-જરી સન ૭૯૫માં ફક્ત વંશનો નાશ થઇ ચૂક્યો હતો. એ સમયે પણ હઝરત ઇમામ શાહ ઇસ્લામશાહ અ. ઇમામત પર હતા. તૈમુરનું મૃત્યુ પણ હિજરી સન ૭૯૫માં એવણ ઇમામના અમલમાંજ નીપજ્યું હતું.

## જોમો સિફાર્યો

હઝરત ઇમામ શાહ ઇસ્લામશાહ અ. ના સમયમાં હિંદમાં દઅવતનો ઘણો પ્રચાર થઇ રહ્યો હતો અને પંજાબ, કાશ્મીર સિંધ, ગુજરાત, દખ્ખણ, કાઠિયાવાડ અને કચ્છ સુધી ઇસમાઇલી દાઇઓ જઇ પહોંચ્યા હતા. આ ઝમાનો હિંદુસ્તાનમાં ઇસમાઇલીઓની ચઢતી કળાનો હતો. ઠેરઠેર ઇસમાઇલી સાદાતો હ. ઇમામના ઘરની ખિદમત કરી ઇસ્લામની તરક્કી કરી રહ્યા હતાં.

હઝરત ઇમામ ઇસ્લામશાહ અ. એ હિજરી સન ૮૨૭માં જોમો સિફાર્યો. ત્યારપછી હ. ઇમામના શાહઝાદા હઝરત મુહમ્મદ બિન ઇસ્લામશાહ અ. ઇમામતની મસનદ પર બિરાજમાન થયા હતા.

# HAZRAT MOWLANA IMAM SHAH MUHAMMED BIN ISLAM SHAH

(A. H. 827-868)

.........O.........

(૩૧)

# હઝરત મૌલાના ઈમામ શાહ મુહમ્મદ બિન ઈસ્લામશાહ અ०

(હિજરી સન ૮૨૭-૮૬૮) / 1423–1463

હઝરત ઇમામ શાહ મુહમ્મદ બિન ઇસ્લામશાહ અ. આપના પિતાશ્રી હઝરત ઇમામ શાહ ઇસ્લામશાહ અ.ની દૈહિક વિદાય બાદ હિજરી સન ૮૨૭માં ઇમામતની મસનદ પર બિરાજ્યા હતા. 'ગુલઝારે શમ્સ'ની કૃતિમા દર્શાવવામાં આવ્યું છે કે શાહ મુહમ્મદ બિન ઇસ્લામશાહ અ. ઇરાનના 'શહરબાબક' શહેરમાં નિવાસ કરતા હતા, જેઓએ પીર સદરૂદીન (રેહ) ના પુત્રને 'પીરાતન'ની નવાઝિશ કરી હતી.

## હિંદુસ્તાનની જમાતો પર હ. ઇમામના મુબારક તાલિકાઓ-રૂકકા.

હઝરત ઇમામ શાહ મુહમ્મદ બિન ઇસ્લામશાહ અ આપના નિવાસસ્થાન 'શહેર બાબક'થી હિંદુસ્તાન ખાતે "તાલિકાઓ" મોકલી જમાતોના ખબર અંતર પૂછાવી ભલા દુઆઆશિશો 'પીર' મારફત ફરમાવતા હતા, અને 'પીર' તથા તેમના હાથ વળે કામ કરનારા 'વકીલો' દઅવતનું કામ પુર જોશથી ચલાવતા હતા. આ સમયમાં હિંદુસ્તાનના ઘણા મુરીદો હ. ઇમામના દીદાર અર્થે 'શહરબાબક' આવતા હતા. તેઓને હ. ઇમામ નવાઝિસ કરી આપના હાથ મુબારકના 'રૂકકા' (તાલિકા) બક્ષિસ કરતા હતા. ઇરાન જવાનું આ સમયમાં બહુ વિકટ હતું. દરિયા માર્ગે પ્રવાસ થતો હોઇ ૭ મહિના જેટલો સમય તો માર્ગમાંજ લાગી જતો હતો. સામાન્ય રીતે હ. ઇમામના દીદાર કરીને જે મુરીદ એ સમયે હિંદુસ્તાન ખાતેના પોતાના વતને પાછો ફરતો હતો તેને 'દરસ' યાને 'ધરસ'ના મોટા લકબથી વધાવી લેવામાં આવતો હતો.

## મુરીદોની દસ્તબોશી.

અંગ્રેજ ઇતિહાસકાર મેકડોનેલ કીનિયરની કૃતિમાં લખેલું છે કે આલમુત પડયા પછી બિસ્માર થઇ પડેલા એ શહેર આગળ કેટલાક ઇસમાઇલીઓ વસે છે અને તેઓ હુશૈનીને નામે ઓળખાય છે. ઇરાનના ઇસમાઇલીઓ 'કેહ્ફ' આગળ

રહેતા એક પીર મર્દને પોતાના ઇમામ તરીકે માને છે જેઓ હઝરત ઇમામ જાફર સાદિક અ.ના પુત્ર હઝરત ઇમામ શાહ ઇસમાઇલ અ. ની ઓલાદથી ઉતરી આવેલા છે. પવિત્ર ગંગા અને સિંધુ નદીના કાંઠા પર વસી રહેલા ઇસમાઇલી મુરીદો હિંદુસ્તાનથી ઇરાન સુધી પોતાના ઇમામના હાથનું 'ચૂંબન' અર્થાત દસ્તબોશી કરવા આવે છે.

## હઝરત પીર તાજદીન (રેહ.)—પીરાતનની નવાજિશ

હઝરત ઇમામ શાહ મુહમ્મદ બિન ઇસ્લામશાહ અ.ના સમયમા હઝરત પીર તાજદીન અથવા પીર તાજુદ્દીન ઇબ્ને પીર સદરદીન ઇબ્ને પીર સાહેબદીન ઇબ્ને પીર નસીરદીન ઇબ્ને પીર શમ્સુદીન સબ્ઝવારી હયાત હતા. ઇતિહાસો પરથી જણાય છે કે તેઓ હઝરત ઇમામની મુલાકાતે ઇરાનમા અમુક વખત ગયા હતા અને તેમને 'પીરાતન' મળી હતી. હઝરત પીર તાજદીન (રેહ.) હઝરત ઇમામ શાહ મુહમ્મદ બિન ઇસ્લામશાહ અ. ની દઅવત કરતા હતા. તેમણે હઝરત ઇમામના ઘરની ઘણી વફાદારીપૂર્વક ખિજમત કરી હતી. હઝરત ઇમામ શાહ મુહમ્મદ બિન ઇસ્લામશાહ અ. ઇમામતની મસનદ પર બિરાજ્યા, ત્યારે હઝરત પીર તાજદીન (રેહ.) ૩૩ વર્ષની ભર યુવાનીમાં હતા અને હઝરત ઇમામની હુઝુરમાંથી 'પીરાતન' મેળવી પાછા હિન્દુસ્તાન આવ્યા હતા.

## સાદાતો પર પીર તાજદીન (રેહ.)નું વડપણ

હઝરત ઇમામ મુહમ્મદ બિન ઇસ્લામશાહ અ. ના સમયમા સમસ્ત હિંદુસ્તાનમા મોટી સંખ્યાના ઇસમાઇલી સાદાતો દરેક સ્થળોએ ફરી જોશભેર દઅવતનું કાર્ય કરી રહયા હતા. આવા સાદાતોનું મુખ્ય મથક લાહોર-પંજાબમા હતું. જ્યા પીર તાજદીન (રહે.) વસવાટ કરી રહ્યા હતા. ઇરાનમા પણ મોટી સંખ્યામા ઇસમાઇલી સાદાતો વસ્તા હતા, તેમજ જંગલો અને જુદા જુદા પ્રદેશોમા પથરાઇ ગયેલા હતા. હઝરત ઇમામ મુહમ્મદ બિન ઇસ્લામશાહ અ. ના સમયમા સઘળા દઅવત કરનારા ઇસમાઇલી સાદાતો પર હઝરત પીર તાજદીન (રહે.) વડપણ ધરાવતા હતા. તેઓ "શાહ તુરેલ" તરીકે પણ ઓળખાય છે.

## સૈયદ ઇમામશાહ

સૈયદ ઇમામશાહ ઇબ્ને પીર હસન કબીરદીન (રહે.)નો જન્મ "ઉચ્છ શરીફ"મા થયો હતો. તેમના પિતાશ્રીની વફાત સમયે તેમની વય ૨૯ વર્ષની હોવાનું મનાય છે. તેમના પિતાશ્રી હઝરત પીર હસન કબીરદીન (રહે.)ની વફાત સમયે તેમની સઘળી ઓલાદ તેમની સેવામા હાજર હતી, પણ ફકત સૈયદ ઇમામશાહ હાજર નહોતા એ સબબે પોતાના પિતા સાથે તેમની છેલ્લી મુલાકાત થઇ શકી નહોતી.

## જનાઝો અટકાવ્યો—સાકર તસ્બીહ મળ્યા

હઝરત પીર હસન કબીરદીન (રેહ) નો જનાઝો અવ્વલ મંજલે લઇ જવામા આવતો હતો, તે સમયે સૈયદ ઇમામશાહને પોતાના પિતાશ્રીની વફાતની જાણ થઇ જતા, તેઓ એકાએક ઉચ્છ શરીફ આવી લાગ્યા અને માર્ગમાજ જનાઝો અટકાવ્યો અને જનાઝા તરફ મુખ કરીને, પોતાના પિતાને સંબોધીને પોતાનો 'હિસ્સો' માગવા લાગ્યા, આ સાંભળીને જનાઝામા ભાગ લેનારા

લોકો હસવા લાગ્યા, કેટલાકો તેમને સમજાવવા લાગ્યા. અંતે રકઝકમા ત્રણ કલાક પસાર થઇ જતા, સૈયદ ઇમામશાહે ફરીવાર વિનંતી કરી, પરિણામે જનાઝામાંથી હાથ બહાર આવ્યો અને સૈયદ ઇમામશાહને 'તરબાહ' અને 'શાકર' આપ્યા.

## ઈરાન ભણી પ્રયાણ

હઝરત પીર હસન કબીરદીન (રહે)ની વફાતને ચાલીસ દિવસ પસાર થયા પછી, સૈયદ ઇમામશાહ સિંધ ભણી "જુણુ" નામના ગામમા જઇ 'ખાના'મા ઉતારો કર્યો ત્યાની જમાતે તેમને 'પીર' તરીકે માન્ય રાખવા માટે ઇન્કાર કરવાથી; તેમને અપમાન લાગ્યું અને ત્રણ દિવસના અપવાસ પછી પ્રેમજી નામના એક ખોજા ગૃહસ્થે સૈયદ ઇમામશાહને પોતાને ઘેર લઇ જઇ જમાડયા.

ત્યારપછી સૈયદ ઇમામશાહ ઇરાન ભણી જવા માટે પ્રયાણ કર્યું. અમુક દિવસોની મુસાફરી બાદ તેઓ હઝરત ઇમામ શાહ મુહમ્મદ બિન ઇસ્લામશાહ અ. જયા નિવાસ કરી રહયા હતા, એ 'કહેક' નગરીમા આવી પહોંચ્યા અને બાવા ગુલામ મુહમ્મદ મારફતે હઝરત ઇમામની હુઝુરમા પહોંચી હઝરત ઇમામની મુલાકાત લીધી. પરંતુ તેમને 'પીરાતન' મળી નહિ. હઝરત ઇમામ શાહ મુહમ્મદ બિન ઇસ્લામશાહ અ. એ હઝરત પીર તાજદીન (રેહ.) ને 'પીરાતન' નવાજિશ કરી હતી. ત્યારપછી સૈયદ ઇમામશાહ હિંદુસ્તાન પાછા ફર્યા, અને ગુજરાત જીલ્લામા આવેલા 'અટુણા' નામના ગામમા આવીને ઇબાદતખાનામા નિવાસ રાખ્યો.

## ઈમામશાહી પંથની સ્થાપના

કેટલાકોની માન્યતા પ્રમાણે સૈયદ ઇમામશાહે ગુસ્સાભરી લાગણીને વશ થઇને ઇસમાઇલી ઇમામોની સેવાનો ઇન્કાર કરી, પોતાનો એક જુદો "ઇમામશાહી" નામનો પંથ સ્થાપ્યો હતો. જ્યારે કેટલાક ઇતિહાસકારોના કથન અનુસાર (૧) સૈયદ ઇમામશાહ ઇરાન ગયા હતા. ત્યારે હઝરત ઇમામ શાહ મુહમ્મદ બિન ઇસ્લામશાહ અ. તરફથી તેમને ગુજરાત તરફ ઇસમાઇલી દઅવતનું કાર્ય કરવા માટે આજ્ઞા આપવામા આવી હતી, જેથી તેઓએ હિંદુસ્તાન પાછા આવીને દઅવતનું કાર્ય જોશભેર આરંભ્યું હતુ, જેમા તેમને ઘણી સફળતા પ્રાપ્ત થઇ હતી, પરંતુ સૈયદ ઇમામશાહની વફાત બાદ તેમના પુત્ર મુહમ્મદશાહના સમયમા ફાટફુટ પડી હતી અને 'ઇમામશાહી' નામનો એક પંથ ચાલુ થયો હતો.

સૈયદ ઇમામશાહના પુત્ર મુહમ્મદશાહે, ઇસમાઇલી ઇમામોની સેવાનો ઇન્કાર કરી, પોતાને "નર મુહમ્મદશાહ" તરીકે ઓળખાવી "નર" તરીકેનો મરતબો જાહેર કર્યો અને પોતાનો એક જુદો પંથ સ્થાપ્યો. ત્યારપછી એ નવિન શિક્ષણ પ્રમાણે ચાલનારા "ઇમામશાહી" કહેવાયા અને 'ઝમાનાના ઇમામ'ને બદલે સૈયદ ઇમામશાહના પુત્ર સૈયદ મુહમ્મદશાહને તેઓ "નરમુહમ્મદ શાહ" માનવા લાગ્યા. આ કારણે "ઇમામશાહી" મુરીદોનો સંબંધ ઇરાનમાં બિરાજતા પવિત્ર ઇમામોથી તૂટી જવા પામ્યો. સૈયદ ઇમામશાહ ઘણી બુઝુર્ગ વયે પહોંચી હિજરી સન ૯૨૯ના મહોર્રમ માસની તા ૯મીના દિને વફાત પામ્યા હતા.

૧ જુઓ હંબલુ. ઈવેનોવ કૃત "ગુજરાતમા ઈમામશાહી સંપ્રદાય" પાનું ૪૨

## ઇમામશાહનો પરિવાર—સૈયદ નૂરમહમદશાહ. (Verify)

સૈયદ ઇમામશાહના લગ્ન આલમશાહ બાદશાહનાં વંશજ શાહ મુહમ્મદ બુખરીની પુત્રી ખતીજા બીબી વેરે થયા હતા. એ પહેલા તેમને ત્યાં સૈયદ આલમશાહ નામનો એક પુત્ર થયો હતો. ત્યારપછી સૈયદ અલીશાહ, સૈયદ બાકરશાહ અને સૈયદ મુહમ્મદશાહ અને શમ્સખાતુન નામની એક પુત્રી થઇ. એ પુત્રો માંથી સૈયદ મુહમ્મદશાહ સિવાય ત્રણે પુત્રો તેમજ પુત્રી શમ્સખાતુન બાળવયમાં ગુજરી જવાથી સૈયદ મુહમ્મદશાહ સિવાય બીજી કોઇ ઓલાદ રહી નહોતી. સૈયદ આલમશાહ ઉર્ફે ખાલિકશાહનો રોઝો ગુજરાતના "કડી" ગામમાં આવેલો છે. સૈયદ બાકરશાહનો રોઝો અમદાવાદના ચારતોડના કબ્રસ્તાન પાસે છે; તેમાં એક મુસાફરખાનું પણ છે. સૈયદ બાલાશાહની મઝાર ખંભાતના "રંગસર" તળાવ પાસે છે. તેની બાજુમાં તેમના બહેન શમ્સખાતુનની મઝાર આવેલી છે. એ સઘળી મઝારોની માન્યતા ધરાવનારા ટોળાં જુદા જુદા છે અને તેની સઘળી પેદાશ ગુજરાતમાં રહેતા સાદાતો વપરાશમાં લે છે.

સૈયદ મુહમ્મદશાહને નૂરમુહમ્મદશાહ કે નર મુહમ્મદશાહ તરીકે ઓળખવામાં આવે છે, જેઓના લગ્ન બાદશાહ મુહમ્મદ બેગડાની પુત્રી બુઝુર્ગખાતુન સાથે થયાં હતા. તેમના કુખે બે પુત્ર (૧) સૈયદ મુસ્તફા તથા (૨) સૈયદ શાહજુદ્દીન થયા. એમની જે ઓલાદ થઇ તે 'ઇમામશાહી' સૈયદોના નામે ઓળખાયછે. સૈયદ મુહમ્મદશાહની મઝાર એમના પિતા સૈયદ ઇમામશાહ સાથે પીરાણાના રોઝામાં છે. X add: ● Pir 2½ Rukhsu

## સૈયદ રહેમતુલ્લાહશાહની દઅવત.

સૈયદ ઇમામશાહની વફાત પછી, સૈયદ ઇમામશાહની ધર્મપત્નીએ મુખી બેતાને 'ઉચ્છ' ગામ ભણી મોકલી સૈયદ રહેમતુલ્લાહશાહ અને પીર હસન કબીરદીનને બોલાવી મંગાવી પોતાના વંશની શાહઝાદી વેરે સૈયદ રહેમતુલ્લાહશાહના લગ્ન કરી આપ્યા અને તેમને દહેજમાં મુખી બેતા અને સાથે બસો જણાની જમાત આપી. તે લઇને સૈયદ રહેમતુલ્લાહશાહ અમદાવાદથી વીશ કોશ પર આવેલા 'કડી' ગામમાં વસવાટ કરવા લાગ્યા. અત્રેથી સૈયદ રહેમતુલ્લાહશાહ અને પીર હસન કબીરદીનની ઓલાદ "કડીવાલા" સૈયદ તરીકે ઓળખાવા લાગી. સૈયદ ઇમામશાહની બીબીની મરજી એવી હતી કે ઇમામશાહી ધર્મ પ્રથા સૈયદ રહેમતુલ્લાહશાહ ચાલુ રાખે, પરંતુ તેમ નહિ કરતાં સૈયદ રહેમતુલ્લાહશાહ ઇરાનમાં 'કેહ્ક' મધ્યે નિવાસ કરી રહેલા ઝમાનાના ઇમામ સાથેનો સંબંધ જાળવીને પોતાના વંશજો અને મુરીદોને પણ હ. ઇમામની સેવા કરવાનો બોધ આપ્યો એમના પુત્રો પણ એમનાં પગલે ચાલી, ગુજરાતમાં ઇસમાઇલી દઅવત કરતા હતા. આ કાર્યથી 'ઇમામશાહી' પક્ષને મોટો ફટકો પડ્યો હતો. Rahmatullah's Sin add ... Ind

## જોમો સિફાર્યો

હઝરત ઇમામ શાહ મુહમ્મદ બિન ઇસ્લામશાહ અ. ખેતીવાડી કરી એકાંત જીવન પસાર કરતા હતા. પરંતુ હ. ઇમામના ફરઝંદો તેમજ દાઇઓ સમસ્ત ઇરાનમાં ધીમી પરંતુ ખાત્રીપૂર્વકની 'દઅવત' કરી રહ્યા હોવાથી, હ. ઇમામના નિવાસસ્થાન "શહર બાબક" તરફ હ. ઇમામના પવિત્ર દિદાર અને દસ્તબોશી અર્થે સંખ્યાબંધ લોકો આવતાં હતા, તેઓને હઝરત ઇમામ મુહમ્મદ બિન ઇસ્લામશાહ અ. દિદાર આપી દસ્તબોશી કરાવતા હતા. આપે હિજરી સન ૮૬૮ / 1463 માં જોમો સિફાર્યો. ત્યાર પછી આપનાં શાહઝાદા હઝરત મુસ્તનસિર બિલ્લાહ (બીજા) ઇમામતની મસનદ પર બિરાજમાન થઇ ઇસમાઇલીઓની રહેબરી હાથ ધરી હતી.

# HAZRAT MOWLANA IMAM SHAH MUSTANSIR--BILLAH II.

**(A. H. 868–880)**

............o............

(૩૨)

# હઝરત મૌલાના ઈમામ શાહ મુસ્તનસિરબિલ્લાહ અ० (બીજા)

(હિજરી સન ૮૬૮-૮૮૦) / 1463 - 1475

1463

હઝરત મૌલાના ઇમામ શાહ મુસ્તનસિર બિલ્લાહ અ. બીજા, હિજરી સન ૮૬૮મા ઇમામતની મસનદ પર બિરાજમાન થયા હતા. મિ. જાફર રેહેમતુલ્લાહ બેરિસ્ટર કૃત "ખોજા કોમનો ઇતિહાસ"મા લખેલું છે કે, હઝરત ઇમામ શાહ મુસ્તનસિર બિલ્લાહ અ. "શહરબાબક"મા વસ્તા હતા આપનું મુળ નામ "અલીશાહ" હતું, એવો સંકેત "આસારે મુહમ્મદી"ના પુસ્તકમાંથી નીકળે છે. (P. N0)

## સૈયદ મીઠાની દઅવત

હઝરત ઇમામ શાહ મસ્તનસિર બિલ્લાહ અ. ના ઝમાનામા, હઝરત પીર હસન કબીરદીનના પુત્ર સૈયદ ઔલિયા અલીના પુત્ર સૈયદ મુહમ્મદ નૂરબક્ષ (બીજા) પોતાના બાળબચ્ચાઓ સહિત દઅવત કાર્ય માટે "ઉચ્છ"થી કાશ્મીર અને જમ્મુમા આવ્યા હતા. એ સમયે કાશ્મીરનો રાજ્યકર્તા અજબદેવ હતો. જમ્મુ (કાશ્મીર)મા જે સ્થળે હાલ એમના પોતાનો તથા એમના પુત્ર ઇસ. માઅલી સાદાત સૈયદ શમ્સુદીન સાનીનો રોઝો આવેલો છે, ત્યા પૃથ્વીનાથ નામનો યોગી રહેતો હતો. તે જાદુ વિદ્યામા નિષ્ણાત હોઇ શહેરની સઘળી પ્રજા અને રાજા સુધ્ધા તેના સેવક હતા. એ યોગીએ સૈયદ નૂરબક્ષને જોતા તેના મનમા દુશ્મનાવટની લાગણી ઉદભવી અને તે પોતાના હરીફને આવેલો જોઇ તેમનો મુકાબલો કરવા આવ્યો અને પોતાની કરામત દેખાડવા તે જાદુના જોરે આકાશમા ઊડી ગયો; જે જોઇને સૈયદે પોતાના પગરખાંને હુકમ કરતા તે પણ ઊડયા અને યોગીને ટપલા મારતા મારતા તેને હેઠળ લઇ આવ્યા. આ કરામત જોઇને યોગીએ પશ્ચતાપ કરી સૈયદ નૂરબક્ષ (બીજા)ની દુશ્મનાવટ મૂકી દીધી. ત્યાર પછી સૈયદ નૂરબક્ષ પોતાના ફરજંદો અને કાકા સૈયદઅલી ગૌહર નૂર સાબિર બિન હસન કબીરદીન સાથે કાશ્મીરમા રહ્યો. એમની પાસે "આહુતે ફિકકાહ" નામક પુસ્તક હતું. તેના સિધ્ધાંતો અનુસાર તેઓ કાશ્મીર ખાતે ધર્મનો પ્રચાર કરતા હતા. [illegible]

(૧)

સૈયદ નૂરબક્ષ (બીજા)ના બે પુત્રો હતા: (૧) સૈયદ મીર શમ્સુદીન સાની (બીજા) અને (૨) સૈયદ ઇસમાઇલ. એમની મઝારો એમના પિતા સૈયદ નૂરબક્ષ ઉર્ફે સૈયદ મીઠાની દરગાહમા આવેલી છે. સૈયદ મીઠા ઘણા ચમત્કારી પુરુષ હતા. આખું કોહિસ્તાન. કાશ્મીર, તિબેટ નાનું, બદખશાન, ગીલગીટ, યારકંદ, વિગેરેમા જે ઇસમાઇલી શીઆ અનુયાયીઓ અત્યાર સુધી મૌજુદ છે, તે તેમના પ્રતાપે છે. ત્યારપછી સૈયદ મીર શમ્સુદીન સાની સાથે "શમ્સિયા" કાફલાઓએ આવીને ઉચ્છમા નિવાસ કર્યો અને ત્યાના આસપાસના મુલકોમા ઘણી ઉતમ રીતે "દઅવત" કાર્ય ચાલુ રાખ્યું હતું, તેથી અસંખ્ય લોકો ભેગા મળીને ઇસ્લામથી મુશર્રફ થઇને ઝમાનાના ઇમામની બયઅત કરતા હતા.

## "નૂરબક્ષિયા" પંથ

સૈયદ શમ્સુદીન સાનીની વફાત હિજરી સન ૮૯૦માં થઇ હતી. તેમણે ૧૧૫ વર્ષની વય ભોગવી હતી. એ સમયમા ઇમામતની મસનદ પર હઝરત ઇમામ શાહ મુસ્તનસિર બિલ્લાહ અ. ઇરાનના "શહર બાબક"મા બિરાજમાન હતા.

"તવારીખે ફિરિશ્તા" મા લખે છે કે બાદશાહ ફતેહખાન બિન આદમખાનના ઝમાનામા સૈયદ મીર શમ્સુદીન સાની ધર્મનો પ્રચાર કરવા કાશ્મીર ખાતે આવ્યા હતા. ત્યા પુષ્કળ લોકો એમના મતમા ભળ્યા હતા. "ગુલઝારે શમ્સ" પરથી જણાય છે કે, આ લોકો ખાન્દાને ઇસમાઇલિયાના હકના માર્ગ તરફના દાઇ હતા અને પોતાને નાયબે ઇમામ અર્થાત પીર કહેવરાવતા હતા. તેમની માન્યતા "ઇમામ સદા કાયમ અને મૌજુદ" હોવાની હતી. સૈયદ મીર શમ્સુદીન સાની કાશ્મીર, હિંદુકુશ તથા કોહિસ્તાનમા સૈયદ કમાલુદીન સાની (બીજા) મૌજુદ દરિયા તથા સૈયદ શાહબુદીન સાની (બીજા) મસ્તદરિયા સાથે મળીને "નૂરબક્ષિયા" તરીકો ચલાવ્યો હતો. એના અનુયાયીઓ ઇસમાઇલી ફીરકાથી સંબંધ રાખતા હતા. જેહલમ જીલ્લામા પંજાબની ચીનાબ નદીના કાંઠેના "રામસર" નામના ગામમા તેમને ઝેર આપીને શહીદ કરવામાં આવ્યા હતા.

## પીર તાજદીન (રેહ.) ઈરાનમા—હ૦ ઇમામની મુલાકાત—વફાત

હઝરત ઇમામ શાહ મુહમ્મદ બિન ઇસ્લામશાહ અ. એ હઝરત પીર તાજદીન (રેહ.) ને પીરાતનની નવાજિશ કરી હતી એ આપણે અગાઉ વાંચી ગયા છીએ. હઝરત પીર તાજદીન (રેહ.), હઝરત ઇમામ શાહ મુહમ્મદ બિન ઇસ્લામશાહ અ. એ જામો સિધાર્યા પછી પણ, એટલે હઝરત ઇમામ મુસ્તનસિર બિલ્લાહ અ. ના સમયમા આઠ વર્ષ હયાત હતા. તેઓએ ઇરાન તરફ હઝરત ઇમામ મુસ્તનસિર બિલ્લાહ અ ની હુઝુરમા હાજર થઇ હઝરત ઇમામની મુલાકાત લીધી હતી. આ વખતે હઝરત પીર તાજદીન (રેહ.)એ હઝરત ઇમામની હુઝુરમા હિંદુસ્તાનના અનુયાયીઓએ હ. ઇમામની હુઝુરમા રજુ કરવા માટે આપેલું સિંદની બનાવટનું ઉમદા કાપડ પણ રાખ્યું હતું, હઝરત ઇમામે પીર તાજદીન (રેહ.) ઉપર પ્રસન્ન થઇને મજકુર કાપડનો તાકો તેમને બક્ષિશ આપ્યો. જેની ખિલઅત સિવડાવી પીર પોતે પહેરવા લાગ્યા અને હ. ઇમામની હુઝુરમાંથી પાછા હિંદુસ્તાન આવી પહોંચતા, જે કાપડ હ. ઇમામની હુઝુરમાં મૂકવા આવેલ તેજ પીરે પોતાના ઉપયોગમાં લીધેલું જોઇ, જમાતને શક આવ્યો, અને પીર તાજદીન પર આક્ષેપો કરવા માંડયા. એટલુંજ નહિ પણ પીરને લાકડીઓ વડે માર પણ માર્યો, જેથી પીરને આઘાત થયો અને તેઓ વફાત પામ્યા.

## પંદિયાતે જવાંમરદી.

હઝરત ઇમામ શાહ મુસ્તનસિર બિલ્લાહ અ. ને આ સમાચાર મળતા, આપશ્રી અત્યંત નારાજ થયા અને જમાતને ઠપકો મોકલાવ્યો, સાથે સાથે હઝરત પીર તાજદીન (રેહ.) પ્રત્યે દિલસોજી દર્શાવવા, તેમજ સર્વ ઇસમાઇલીઓ પૂરતી હિદાયત મેળવી શકે તે માટે એક એવું યાદગાર પુસ્તક "પંદિયાતે જવાંમરદી" આપના મુબારક હાથે લખવા શરૂ કર્યું. એટલુંજ નહિં પણ તેઓ પર દાખલો બેસાડવા ખાતર મજકુર પુસ્તક તૈયાર થયે "પીર" તરીકે દાખલ કરવા હ. ઇમામે આજ્ઞા કરી.

ઇસમાઇલીઓ હ. ઇમામની એ આજ્ઞાનું દીલોજાન પાલન કરે એ તો નિઃશંક હતું. પરંતુ એક ઝિંદા અને હયાત પીર પોતાની વચ્ચે બેસીને બોધ નહિ કરે એવું તેઓને ભાન થતાં તેઓ આ બનાવને "ભૂલની સઝા" માની પશ્ચાતાપ કરવા લાગ્યા. આ બાબત ભવિષ્ય માટે ચેતવણી રૂપે ઉપયોગી થઇ પડી અને પીરો પ્રત્યે વિવેકશીલ વર્તન રાખવાનો તેઓને બોધપાઠ મળ્યો.

સૈયદ મુહમ્મદ શાહ ઇબ્ને સૈયદ ઇમામશાહ "સતવેણીની વેલ"માં એ વિષેનો ઉલ્લેખ કરતાં જણાવે છે કે :-

> મુસ્તનસિર બિલ્લાહ પીર હુવા ઇમામ, ઉસને બહોત કીયે જુગમે કામ.
> કિયિયા પંદીયાત અજમી માહે. ઔર જવાંમરદીથી બી કથીઆ તાંહે.

## પેરાજ પૌત્રા.

હઝરત પીર તાજદીન (રેહ.)નું હિંદુશાહી નામ પ્રહ્લાદ હતું, તેથી તેમના વંશજો પ્રહ્લાદ (પેરાજ) પૌત્રા કહેવાય છે. તેઓ સોઢા લોકો સાથે વસે છે. એ લોકોનું કહેવું છે કે પીર તાજદીન (રેહ.) સોઢી રાણી સાથે પરણ્યા હતા, તેના વંશમાંથી સોઢાઓ ઉતરી આવ્યા છે. અન્ય હાથ ઉપર ખોજાઓનું કહેવું છે કે સોઢી રાણી પીર ઉપર મોહિત થઇ હતી. પીર તાજદીન (રેહ)ની દરગાહ ઉપર પ્રહ્લાદ પૈત્રા બેસતા, અને 'ચાંદ'ની પેદાશ લેતા હતા; એ પેદાશમાં વધારો થતાં પીરની દરગાહમાં ખાતું બંધાવ્યું હતું. અહિંની સઘળી ઉપજ સમયના ઇમામની હુઝુરમાં ધરવામાં આવતી હતી.

## વર્તમાન સમયમાં ઇરાનમાં વસ્તા ઇસમાઇલીઓ.

"ઇસમાઇલીટીકા" નામક અંગ્રેજી રિસાલામાં લખવામાં આવ્યું છે કે. 'આજના ઇરાનમાં ઇસમાઇલીઓ કેરમાન, સીરજાન અને જબલ બરીઝાના વિસ્તારમાં વસે છે, જ્યાં તેઓ ખુરાસાનીઓ તરીકે ઓળખાય છે; તેઓ ફારસી ભાષા બોલે છે. હેરાત અને નિશાપુર પ્રાંતમાં વસતા લોકોના વંશમાંથી ઉતરી આવેલા હોવાનો દાવો કરે છે. નિશાપૂરમાં આજે પણ ઇસમાઇલીઓની મોટી સંખ્યા છે. તેઓ મૂળ અફઘાનિસ્તાનથી આવીને વસેલા છે. સઘળા ખુરાસાનીઓ એકજ જાતના છે છતાં તેઓ સામાન્ય રીતે જુદી જુદી જાતોમાં વહેંચાયેલા છે એ સંઘોઓનું જીવન ધોરણ અન્યોઅન્ય બહુ જુદા પ્રકારનું નથી. આ સઘળા ઇસમાઇલીઓની ૧૪ મુખ્ય શાખાઓ છે,

જેમાં બાવરદી, હારીફ, મીરઝાદા, મીરશાહી, જલાલી, સુખંઝુઝી, જમશીદી, યાકુબી, શીકારી, તાહિરી, માસુમદીહી, સિયાયકોહી, ગીલઅલીકી અને સિયાહ છે. તેઓ મોટે ભાગે ખેડૂતવર્ગના છે. સુલતાનાબાદ પ્રાંતમા પણ એ પ્રકારની રીતભાત ધરાવનારા લોકો મળી આવે છે, તેઓ 'નોમેડ" (સર્વત્ર) ફરતી જાતિના છે અને લુરી લોકોની વચ્ચે રહે છે. ઇસમાઇલીઓની જૂનામાં જૂની વસ્તી ઇરાનમાં કાહીન અને બિજંદ જીલ્લાઓમા વસે છે. ઇરાનનો આ વિસ્તાર વ્યાપારી માર્ગ ઉપર આવેલો છે છતાં ત્યાંના લોકોમાં જૂના જમાનાનું જીવનધોરણ પ્રચલિત છે, જો કે છેલ્લા મહાન યુધ્ધ પછી તેઓમાં ઘણું પરિવર્તન થયું છે.

## દઅવતનો સર્વત્ર પ્રચાર—જોમો સિફાર્યો·

હઝરત ઇમામ શાહ મુસ્તનસિર બિલ્લાહ અ. શહરબાબકમાં રહીને ઇસ્માઇલી દઅવત કાર્ય પર દેખરેખ રાખતા હતા. એ સમયમાં પણ પીર શમ્સ, પીર સદરદીન અને પીર હસન કબીરદીનના વંશજો ઇરાન, અફઘાનિસ્તાન તેમજ હિંદુસ્તાનમાં દઅવતનું કાર્ય કરી રહ્યા હતા અને વખતોવખત હ. ઇમામની હુઝુરમાં ઇરાન જઇને દીદાર તથા દસ્તબોશીથી મુશર્રફ થતા હતા અને હ. ઇમામ તરફના હુકમો લઇ ઇસ્માઇલી આલમમાં જાહેર કરતા હતા.

હઝરત ઇમામ શાહ મુસ્તનસિર બિલ્લાહ અ. એ હિજરી સન ૮૮૦માં ૧૨ વર્ષ ઇમામત ભોગવી "શહર બાબક" ખાતે જોમો સિફાર્યો. ત્યારપછી હઝરત ઇમામ શાહ અબ્દુસ્સલામશાહ અ. ઇમામતની મસનદ ઉપર બિરાજમાન થયા.

# HAZRAT MOWLANA IMAM SHAH ABDUSSALAAM SHAH

(A. H. 880-899)

..........O..........

(૩૩)

# હઝરત મૌલાના ઈમામ શાહ અબ્દુસ્સલામશાહ અ૰

(હિજરી સન ૮૮૦-૮૯૯) 1475-149_

હઝરત ઇમામ શાહ અબ્દુરસલામશાહ અ. હિજરી સન ૮૮૦માં ઇમામતની મસનદ પર બિરાજમાન થયા. "અસારે મુહમ્મદી"ની કૃતિમાં દર્શાવેલું છે કે હઝરત ઇમામ અબ્દુરસલામશાહ અ. નું બીજુ નામ "મહેમુદશાહ" હતું. (આપ ઇમામતની મસનદ પર બિરાજમાન થયા પછી આપના વડીલના પગલે ચાલી હિદાયતના કાર્યમાં મશગુલ થયા.) જમાતો હ. ઇમામની હુઝુરમાં જમાતી કામ માટે ઇરાન સુધી જતી અને હ. ઇમામ સેવાભાવીઓને વારસ અથવા રાઇના ઇલકાબોની નવાજિશ કરી દુઆ આશિષો સાથે હિંદની જમાતો માટે સંદેશા અતા ફરમાવતા હતા. (૨૯)

(૨૯.) ખાકી ખુરાસાની નામના એક ઇસમાઇલી કવિવર પોતાના રિસાલામાં હઝરત ઇમામ શાહ અબ્દુરસલામશાહ અ. ને "શાહે સલામુલ્લાહ" નામે ઓળખાવતાં ઉલ્લેખ કરે છે કે તેવણ ઇમામ 'અલી' છે જેમનું બીજુ નામ અબ્દુરસલાંમ છે. રશિયન અભ્યાસી મી. ઇવેનોવ જણાવે છે કે, હઝરત ઇમામ શાહ અબ્દુરસલામશાહ અ. કેરમાન પ્રગણાના "શહરબાબક" ગામમાં રહેતા હતા

## દઅવત કાર્ય.

હઝરત ઇમામ શાહ મુસ્તનસિર બિલ્લાહ અ. (બીજા)ના મુબારક ~~હસ્તે~~ ફરમાન "પંદિયાતે જવાંમર્દી" લખાય રહ્યા બાદ ઇસમાઇલીઓમાં હઝરત ઇમામ શાહ અબ્દુરસલામશાહ અ. એ પ્રચલિત કરી. આ સમયમા પીર તાજદીનનું અપમાન થવાથી તેઓ દુનિયા તજી પરલોકવાસી થયા હતા, ત્યારપછી સાદાતો તરીકે ઓળખવામાં આવતા પીરોના વંશજો સાધારણ દાઇ તરીકે જમાતોમાં હ. ઇમામના હુકમ અનુસાર દઅવતનું કાર્ય કરી રહયા હતા.

## રાજકીય પરિવર્તન.

હઝરત ઇમામ શાહ અબ્દુસ્સલામશાહ અ. ના સમયમાં દીઝબાદ અને કાસિમાબાદમાં પણ ઇસમાઇલીઓ ઘણા જુના વખતથી રહેતા હતા. તેઓ ઘણું સુલેહશાંતિથી રહેનારા અને પાડોશી-ધર્મ પાળનારા હતા. તેઓ કદીપણ ધાર્મિક ઝઘડાઓમાં પડતા નહોતા અને મોટે ભાગે પોલીસ અને લશ્કરમાં તેઓ જોડાયેલા હતા. સુલતાન ઉઝનહુશેને પોતાને ઇરાનના એકલા રાજા તરીકે જાહેર કર્યા પછી તુર્કી ભૂમી તેણે આક્રમણ કર્યું અને તુર્કી સુલતાન મુહમ્મદ બીજાના હાથે તેની હાર થતાં તેની સઘળી આશાઓ પડી ભાંગી. ૧૧ વર્ષ રાજ્યઅમલ ભોગવી ૭૦ વર્ષની વયે તેનું અવસાન થયું. સુલતાન ઉઝનહુસેનના મરણથી ઇસમાઇલ સફવીએ પોતાના વંશનું રાજ્ય સ્થાપ્યું. તે ગાળા વચ્ચે એવા થોડાકજ બનાવો બનવા પામ્યા હતા કે જે ઇતિહાસમાં નોંધવા લાયક હોય. સુલતાન ઉઝનહુશેન પછી તેના પુત્ર, પૌત્રાઓ અને ભત્રીજાઓ વચ્ચે જાગેલી રાજ્ય મેળવવાની હરીફાઇએ તેઓ સઘળાનો નાશ કર્યો હતો અને બીજા વંશોને રાજ્ય મેળવવાની તકો ઊભી કરી આપી હતી.

## હઝરત ઇમામ શાહ રૂકનુદીન ખુરશાહ અ. પછીના વંશજો.

ગુલામઅલી બિન મુહમ્મદ બિન આહમદ દખનીએ "લમઆતુ તવારીખ" નામનું એક પુસ્તક લખ્યું છે, જે દિલ્હીના બાદશાહ ઔરંગઝેબને અર્પણ કરવામાં આવ્યું છે. આ પુસ્તક સફીવાદ અને શીઆ સિધ્ધાંતની લાગણીથી પ્રેરાઇને લખવામાં આવ્યું છે. તેની પુરવણીમાં કર્તાએ પોતાના મુરશિદ સૈયદ શાહ પીર મુહમ્મદ મુશર્રફની વંશાવળી આપી છે, જેમાં તેમના પૂર્વજોમાં ઇસમાઇલી ઇમામોના નામો ગણાવ્યા છે. આ નામોમાં કાંઇ ફરક જોવામાં આવે છે, પરંતુ શાહ રૂકનુદીન ખુરશાહ અ. પછી પણ ઇસમાઇલી ઇમામોનો વંશ ચાલુ રહયો હતો, તેની આ આલેખન ઉપરથી સાબિતી મળે છે. આ બિનાનો નિર્દેશ ડૉ. ઇવેનોવે કરેલ છે. (૨)

## પંદીઆતે જવાંમર્દીની ફારસી વાણી.

હઝરત ઇમામ શાહ અબ્દુરસલામ અ. ના સમય સુધીમાં પીર સદરદીન (રેહ.)ના વંશમાં જે પીરાતન ચાલતી આવતી હતી, તેનો છેડો આવ્યો હતો અને પીર તાજદીન (રેહ.)ની વફાત પછી એક આગેવાન કપુરા ખોજા જોડે થોડાક ખોજાઓ હ. ઇમામની હુઝુરમાં ઇરાન તરફ ગયા હતા. જ્યાં હઝરત ઇમામ શાહ અબ્દુસ્સલામ શાહ અ. પાસે હિંદુસ્તાનના મુરીદોની સઘળી હકીકત જાહેર કરતાં પીર માટે અરજ કરી, તે ઉપરથી હઝરત ઇમામ શાહ મુસ્તનસિરબિલ્લાહ અ. (બીજા)એ "પંદિયાતે જવામરદી" નામની શિખામણભરી જે કિતાબ લખી હતી, તે આપે મુરીદોને બક્ષિશ કરતાં ફરમાવ્યું કે, "હવે પછી તમે આ કિતાબને પીર તરીકેનું માન આપજો અને તેનો પાઠ કરતા રહેજો." (૩)

આ કિતાબ મૂળ ફારસી ભાષામાં છે. તેના નમૂના તરીકે થોડા ફકરા અત્રે આપવાનું યોગ્ય થઇ પડશે.

મોમિન આન હસ્ત કે સુખનશ યકી બાશદ.

મોમિન આન હસ્ત કે ઝબાનશ હક બાશદ, વ ફુહશ ન ગુયદ વ બિલાફ ન ગુયદ.

(2) See Forgotten Branch of Ismailism.

અર્થ:–મોમિન તે છે કે, જેનું વચન એક હોય.
મોમિન તે છે કે જેની જીભ સત્યવાણી ઉચ્ચારતી હોય, તે બિભરત શબ્દો. ચ્ચાર ન કરે, અને અસત્ય વદે નહિં.

મોમિન આન હસ્ત કે જવાંમર્દ બાશદ, દર હર બાબ કે હસ્ત
મોમિન આન હસ્ત કે હક વ નાહકરા બશનાશદ

અર્થ:–મોમિન તે છે કે જે બહાદુર પુરુષ હોય અને દરેક વિષયમાં તે તેવાજ પ્રકારે વર્તતો હોય. મોમિન તે છે કે જે હક અને નાહકને ઓળખે છે.

મોમિન ઉન હસ્તકે હઝરત ઇમામે ઝમાન હાદિયુલ મહેદી, સાહિબે ઝમાન
ખલીફતુર રહેમાન શરિકતુલ–કુરાન–રા બેશનાસદ ચું હઝરત ઇમામ સાહિબુલ
અમ્ર સાહિબે ઝમાન દર દુનિયા ઝાહિર હસ્ત.

અર્થ:–મોમિન તે છે કે જે "હઝરતે ઇમામે ઝમાન," "હાદિયુલ મહેદી," "સાહેબે ઝમાન," "ખલીફતુર–રહેમાન," "શરિકતુલ–કુરાન"ને ઓળખે, કારણ કે હાઝર ઇમામ, સાહિબુલ અમ્ર સાહેબે ઝમાન દુનિયામાં જાહેર છે.

(પંદીયાતે જવાંમર્દી પાનું ૧૩.)

## "પંદીઆતે જવાંમર્દી" નો હિંદુસ્તાનમાં પ્રચાર.

ઉપર ટાંકવામાં આવેલા ફકરાઓ પ્રમાણે 'પંદીઆતેજવાં મર્દી' અનેક પ્રકારની શિખામણોથી ભરપૂર છે. આ કિતાબ હ. ઇમામની હુઝુરમાંથી કપુરા અને ઇરાન ગયેલા સિંધી ખોજાઓએ હિંદુસ્તાનમાં આણીને દરેક જમાતોમાં ફેલાવી હતી. તે સાથે હઝરત ઇમામ શાહ અબદુસ્સલામ શાહ અ. નું ફરમાન મુબારક પણ જમાતોમાં જાહેર કરવામાં આવ્યું, જેને દરેક ઇસમાઇલી જમાતે આંખો પર ચઢાવીને માન્ય રાખ્યું. ત્યારપછી ઇસમાઇલી સાદાતો અને દાઇઓ પણ 'પંદીઆતે જવાંમર્દી'નું વાંચન કરી તેના પર હિદાયત કરતા હતા.

"પંદીઆતે જવાંમર્દી"નો અર્થ "વર્તારભરી શિખામણ" થાય છે. બીજી ભાષામાં તેના તરજૂમા પણ થયા છે. આ કિતાબનું સઘળા ઇસમાઇલીઓ માન સહિત વાંચન કરે છે.

## જોમો સિફાર્યો

હઝરત ઇમામ શાહ અબદુસ્સલામ શાહ અ. ના જમાનામાં હિંદુસ્તાનના ઇસમાઇલી મુરીદોનો સંબંધ હ. ઇમામ સાથે જાહેરી રીતે વધુ ગાઢ બન્યો હતો અને આપની હુઝુરમાં આવવા જવાનો માર્ગ પણ વધુ પ્રમાણમાં મોકળો થયો હતો.

હઝરત ઇમામ શાહ અબદુસ્સલામ શાહ અ. એ હિજરી સન ૮૯૯માં જોમો સિફાર્યો અને આપના શાહઝાદા હઝરત ઇમામ શાહ ગરીબ મિરઝા અ. ઇમામતની મસનદ પર બિરાજમાન થયા હતા. હ ઇમામ શાહ અબદુસ્સલામ અ. ની મઝાર 'શહરબાબક'માં આવેલી છે.

(A. H. 899-902)

..................O..................

(૩૪)

# હઝરત મૌલાના ઈમામ શાહ ગરીબ મિરઝા

(હિજરી સન ૮૯૯-૯૦૨) / 1493 1496.

હઝરત ઇમામ શાહ ગરીબ મિરઝા અ. હિજરી સન ૮૯૯માં ઇમામતની મસનદ પર બિરાજમાન થયા હતા. "ગુલઝારે શમ્સ"ના કર્તા લખે છે કે હઝરત ઇમામ શાહ ગરીબ મિરઝા અ.નું બીજું નામ હઝરત 'અબ્બાસ' હતું અને આપને ગરીબશાહ તરીકે પણ ઓળખવામાં આવતા હતા. હઝરત ઇમામે આપના પિતા હઝરત ઇમામ અબ્દુસ્સલામ શાહ અ. નું રહેઠાણ 'શહર બાબક' ખાતે હતું, તેને બદલીને ઇરાનના કાશાન પ્રગણાના ગામ 'અન્જુદાન' ખાતે રાખ્યું હતું. 'અન્જુદાન' પર્વત વાળા પ્રદેશમાં હોઇ 'મહેલાત'થી ૩૪ માઇલના અંતરે આવેલું છે, અને તે મુખ્યત્વે કરીને ખેડૂતોનું ગામડું છે. ત્યાં ખાતે વસ્તા ઇસમાઇલીઓ પણ ખેડ કરી પોતાનો જીવનનિર્વાહ ચલાવે છે. આ સ્થળ આગળ જતાં ઇસમાઇલીઓ માટે માનનીય સ્થાન થઇ પડ્યું હતું.

## ઈસમાઇલ સફ્વીનો ગભરાટ—અન્જુદાનમાં હ. ઈમામનો વસવાટ.

હઝરત ઇમામ શાહ ગરીબ મિરઝા અ. ના સમયમાં ઇસમાઇલ સફવી પોતાની સલતનતનો પાયો નાખવાનો પ્રચાર કરી રહ્યો હતો. ઇરાનની પ્રજા ઇસમાઇલ સફવીને એક સારી સંત તરીકે ઓળખતી હતી. તેના લાખો મુરીદો હતા, જેના બળ ઉપર ઇસમાઇલ સફવીને ઘણો વિશ્વાસ હતો. પ્રતિદીન તેની સત્તા વધતી જતી હતી. પરંતુ ખાનગી રીતે તેને ભય લાગતો હતો કે રાજ્ય મેળવવામાં રખેને હઝરત ઇમામ શાહ ગરીબ મિરઝા અ. તેની આડે આવે. આ વાત હ. ઇમામના કાને પડવાથી ઇસમાઇલ સફવીનો માર્ગ મોકળો કરી આપવા અને ઇસમાઇલીઓ પર કોઇ આપતિ આવી પડે નહિ તે માટે 'અન્જુદાન' જેવા રક્ષણભર્યા સ્થાનમાં આમેના 'મહેલાત'માં

આપે વસવાટ કરવાનું પસંદ કર્યું હતું. 'ગુલઝારે શમ્સ' નામની કૃતિમાં જણાવવામાં આવે છે કે હઝરત ઇમામ શાહ ગરીબ મિરઝા અ. કાશાનના શહેર 'અન્જુદાન'માં જઈને આબાદ થ[illegible] હતા અને 'શાહરબાબક' ખાતેનો નિવાસ છોડી ગયા હતા.

"ખોજા કોમના ઇતિહાસ" નામના પુસ્તકમાં લખેલું છે કે હઝરત ઇમામ શાહ ગરીબ મિરઝા અ. કાશાન પ્રાંતના "અન્જુદાન" ગામમાં જઇ વસ્યા હતા.

## અબ્બાસશાહી ખાનકાહ—નૂરાબાદ વસાવ્યું.

'આસારે મુહમ્મદી'ના કર્તા જણાવે છે કે હઝરત ઇમામ શાહ અબ્દુસ્સલામ અ. ના ભલા પુત્ર હઝરત અબ્બાસ શાહે ઇમામતની શતરંજી પર કદમ મુબારક કર્યાં અને આપના ઇકબાલ અને જલાલના સમય દરમ્યાન હ. ઇમામના યુવાન બંધુ હ. નૂરદીને એક નવું નગર વસાવ્યું અને એ નગરમાં કેટલાક કિલ્લાઓ અને ઇમારતો બાંધી તેને પોતાનું નિવાસસ્થાન બનાવ્યું. આ સ્થળને "નૂરાબાદ" કહેવામાં આવે છે. 'અન્જુદાન'ના ખેતીવાડીવાળા વિસ્તાર પાસે ઇમારતોવાળું 'નૂરાબાદ' નામનું એક ગામ આવેલું છે. ત્યાં "અબ્બાશાહી ખાનકાહ" એટલે દરવીશોનું નિવાસસ્થાન પણ છે, અને એ સ્થળે દરવીશો એકાંતમાં રહી બંદગીમાં મશગુલ બની શાંતિથી પોતાનું જીવન ગાળતા હતા.

## હ. ઈમામની સાદાઈ—'શાહ ગરીબ મિરઝા'નો લકબ.

હઝરત ઇમામ શાહ ગરીબ મિરઝા અ. પણ દુન્યવી કારોબારમાં ઘણું થોડું લક્ષ આપતા હોવાથી અને ગરીબો પ્રત્યે વધુ લક્ષ આપતા હોવાથી આપને "શાહ ગરીબ મિરઝા" કહેતા હતા. એ નામથી આપ ઘણા પ્રસન્ન રહેતા હતા. સામાન્ય દરજ્જાનો એક નોકર પણ આપની ઓઠી જબાનથી પ્રાણ ઓવારવા તૈયાર રહેતો હતો.

હઝરત ઇમામ શાહ ગરીબ મિરઝા અ. ને "ગરીબુલ્લાહ" પણ કહેતા હતા. આ સઘળા લકબ ઉપરથી હ. ઇમામની સાદાઇ અને દરવીશી જીવન જણાઈ આવે છે. અને એજ કારણ છે કે 'અન્જુદાન'ની જનતા હ. ઇમામને જુદા જુદા અર્થસૂચક લકબથી સંબોધતી હતી. તે સમયે આખા પ્રગણામાં હ. ઇમામ ઘણા પ્રિય થઇ પડયા હતા.

હ. ઇમામ શાહ ગરીબ મિરઝા અ. નો ઉલ્લેખ કરતાં સૈયદ મુહમ્મદશાહ બિન સૈયદ ઇમામશાહ પોતાની 'સતવેણીની વેલ'માં વર્ણન કરે છે કે :—

ઉસકા ગરીબ મિરઝા હુવા નિરધાર, સો નર ધ્યાવંતે મોહે સંસાર,
તીન બરસ રહા નર અવતાર, આખર સ્વર્ગે પોતા નિરધાર.

## અન્જુદાનમાં ઇસમાઇલીઓ.

ઇસમાઇલ સફવીના આશયથી ચેતી જઇને હ. ઇમામ શાહ ગરીબ મિરઝા અ. એ 'શહેરબાબક' મૂકીને 'અન્જુદાન'માં વસવાટ કર્યો હતો એવીજ રીતે જે ઇસમાઇલી પ્રજા કાશાન ઇલાકાના "શાહરબાબક"માં વસી હતી તેને બાદશાહ તરફથી બહુ કષ્ટ વેઠવું પડયું હતું. 'અન્જુદાન' કંઇક અપરીચીત સ્થળ હોઇ ત્યાં ઇસમાઇલીઓ સુરક્ષિત જીવન ગાળી રહયા હતા. જો કે 'અન્જુદાન' પણ કાશાન પ્રગણામાં આવેલું હોવા છતાં ત્યાંનું વાતાવરણ ઘણું શાંત હતું.

## ઇરાનમાં પુનઃ અવ્યવસ્થા.

"હિસ્ટરી ઓફ પરશિયા"માં સર જોન માલકમના લખ્યા મુજબ નવમી સદીના અંતમાં એટલે જે સદીમાં હઝરત ઇમામ શાહ ગરીબ મિરઝા અ. વિધમાન હતા, તે સમયમાં ફરીવાર ઇરાનમાં અવ્યવસ્થા પ્રસરી રહી હતી; તુર્ક સરદારોમાં 'કુલુન વંશ'ના દાવેદારો પશ્ચિમ વિભાગમાં લડી રહયા હતા અને પૂર્વ તુર્કસ્તાનના જંગલોમાંથી ઉઝબેકોએ માથું ઊંચકી રહેલા તૈમુરના વંશધરોને ખુરાશાનમાંથી હાંકી કહાડયા હતા

## અન્જુદાનનું હરખાનું.

હઝરત ઇમામ શાહ ગરીબ મિરઝા અ. ના સમયમાં હિંદુસ્તાનમાંથી ઘણા ઇસમાઇલી મુરીદો હ. ઇમામના દીદાર અર્થે 'અન્જુદાન' તરફ જતા હતા. તેઓને ખાસ "દરગાહી" તરીકે ના હ. ઇમામની મહોર સાથેના રૂકકાઓની નવાઝિશ કરવામાં આવતી હતી. આ પ્રસંગે ઇરાન અને હિંદુસ્તાનના ઇસમાઇલીઓ વચ્ચે ચાલુ સંબંધ બંધાઇ ગયો હતો, અને હ. ઇમામના દીદાર કરી પાછા વળતી વખતે તેઓ હ. ઇમામ તરફથી હિદાયતના ફરમાન તાલિકા જમાતો પર લઇ જતા હતા, તેનાં વાંચન સમયે હિંદુસ્તાનની જમાતોમાં ઇદ જેવી ખુશાલી કરવામાં આવતી હતી.

## જોમો સિધાર્યો

હઝરત ઇમામ શાહ ગરીબ મિરઝા અ. એ ત્રણ વર્ષ ઇમામત ભોગવીને 'અન્જુદાન' ખાતે હિ. સ. ૯૮૨માં જોમો સિધાર્યો. આપનો રોઝો એ ગામમાં આવેલો છે જયાં આજે પણ ઇસ-માઇલીઓ વસવાટ કરે છે. હઝરત ઇમામ શાહ ગરીબ મિરઝા અ. ની પછી આપના શાહઝાદા હઝરત બુઝરઅલી અ. (શાહ બુદરઅલી) ઇમામતની મસનદ પર બિરાજમાન થયા.

# HAZRAT MOWLANA IMAM SHAH ABU-ZAR-ALI

**(A. H. 902-915)**

........0........

(૩૫)

# હઝરત મૌલાના ઈમામ શાહ બુઝર અલી અ૦

**(હિજરી સન ૯૦૨-૯૧૫)**

હઝરત ઇમામ શાહ બુઝર અલી અ. હિજરી સન ૯૦૨મા ઇમામતની મસનદે બિરાજ્યા હતા કે જે સમયે ઇરાનમા મોટું પરિવર્તન થઇ રહયું હતું. ખરી રીતે કહેતા ઇરાન નવા યુગમા પગલા માંડી રહ્યું હતું.

"આસારે મુહમ્મદી" ના કથન અનુસાર હઝરત ઇમામ શાહ ગરિબ મિરઝા અ.ના વડા શાહઝાદા હઝરત મુહમ્મદ અબુઝર શાહ આપના પિતાના સ્થાને ઇમામત પર આવ્યા. આપ અતિ ઉચ્ચતમ દરવીશી જીવન ગાળતા હતા, એ કારણે આપનો લકબ 'અબુ ઝર' પડયો હતો.

ખાકી ખુરાસાની પોતાના કસીદામા જણાવે છે કે, "હઝરત ઇમામ શાહ બુઝર અલી અ. નું બીજુ નામ હઝરત નૂરદીન પણ છે." મજકુર કવિવરનો પરિચય આગળ જતા હઝરત ઇમામ શાહ નૂરદીન અલી તથા હઝરત ઇમામ શાહ ખલિલુલ્લાહ અ. ના જીવનવૃતાંતમા આવશે.

હઝરત ઇમામ શાહ બુઝર અલી અ. નું નામ અપભ્રંશ રીતે બુઝરઅલી અ. કહેવામા આવે છે; ખરી રીતે તો અબુઝર અલીના નામનું એ અપભ્રંશ હિંદુસ્તાનમાંજ થવા પામેલુ છે.

## રાજકીય પરિવર્તન

હઝરત ઇમામ શાહ મુહમ્મદ બિન ઇસ્લામશાહ અ. ના જમાનાથી ઇરાનમાં જે રાજકીય અવ્યવસ્થા તેમુરલંગના મરણ પર્યંત પ્રવર્તી રહી હતી, તે હઝરત ઇમામ શાહ ગરીબ મિરઝા અ. ના સમય સુધી આગળ વધી હતી અને હઝરત ઇમામ શાહ બુઝુર અલી અ. ઇમામતની ગાદીએ આવ્યા પછી તો ઇરાનની રાજકીય પરિસ્થિતી બદલાઇ ગઇ, હિંજરી સન ૯૦૭માં સફવી ખાનદાને પોતાની બાદશાહીનો પાયો નાખ્યો હતો તથા ઇરાનના એક છત્રધારી બાદશાહ તરીકે ઇસ્માઇલ સફવી તખ્તે બેઠો. તે સમયે હઝરત ઇમામ શાહ બુઝુર અલી અ. ને ઇમામતની ગાદીએ આવ્યાને પાંચ વર્ષ પસાર થઇ ચૂકયા હતા.

ઇસમાઇલ સફવી શાહબીગને હરાવ્યા પછી થોડા જ વર્ષોમાં પોતાના રાજ્યનો વિસ્તાર 'જયહુન' નદીથી ઇરાની અખાત સુધી વધારી દીધો હતો અને અફઘાનિસ્તાનથી ફુરાત પર્યંત પોતાની સત્તા બેસાડી દીધી હતી. બગદાદ પણ તેણે સર કર્યું હતું અને "આઝરબાયજાન" જીતી લઇ તબ્રીઝને પોતાનું પાટનગર બનાવ્યું હતું.

## સફ્વી વંશનો પૂર્વ વૃતાંત

સફ્વી વંશનું મૂળ (૧) હઝરત મુસા કાઝિમ ઇબ્ને હઝરત ઇમામ જાફર સાદિક અ૦ થી છે. એ વંશના લોકો 'અર્દબીલ' નામના સ્થળે લાંબા સમયથી આવી વસ્યા હતા. ઇરાનીઓમાં આ સફવી કુટુંબ માનીતું હતું. એ વંશના આદિ પુરુષ તરીકે સફીઉદ્દીન નામના શખ્સને માનવામાં આવે છે, જેના નામ ઉપરથી એ વંશના રાજ્યનું નામ પાડવામાં આવ્યું છે. સફીઉદ્દીનના પુત્ર સદરૂદ્દીનનો પ્રભાવ પણ સારો હતો. અમીર તેમુરલંગે ક્યારે બંદીમાંથી પકડેલા એક લાખ તુર્કી કેદીઓને છોડી મૂકવાની અરજ સદરૂદ્દીન સફ્વીએ ગુજારતાં તૈમુરલંગે તેમ કર્યું હતું. પાછળથી એ સઘળા કેદીઓ સદરૂદ્દીનના મુરીદ થયા હતા, જેઓ આઝાદ થયા પછી ગીલાનમાં વસતા હતા અને આગળ જતા તેમની ઓલાદે સફ્વી વંશની સત્તા સ્થાપવામાં ઘણી મદદ કરી હતી. સદરૂદ્દીન પછી સફ્વી વંશના વડા ખ્વાજા અલીએ ઘણા રાજ્યકર્તાઓ જોડે પોતાનો સબંધ બાંધ્યો હતો. તેનો પુત્ર હૈદર સફ્વી હતો. તેના પછી સુલતાનઅલી એ વંશનો વડો થયો હતો. સુલતાનઅલી સફ્વી પછી તેનો બીજો ભાઇ ઇબ્રાહીમ મિરઝા મરણ પામતા હૈદર સફ્વીનો ત્રીજો પુત્ર ઇસમાઇલ સફ્વી રહેવા પામ્યો હતો. જેનો ગીલાનમાં ઘણો સારો પ્રભાવ હતો. આ સ્થળે તેણે એક નાનકડું લશ્કર એકઠું કરી શિરમાન પ્રગણાના 'બાકુ' અને 'શામખા' નામના સ્થળો ફતેહ કર્યાં હતા. આ જીત પછી ૧૬૦૦૦ માણસનું લશ્કર તેણે એકઠું કર્યું ત્યારપછી તેણે તબ્રીઝ સર કરી પોતાને બાદશાહ તરીકે જાહેર કર્યો હતો. (૨).

## સફ્વી વંશની સ્થાપના

ઇસમાઇલ સફ્વી "ગીલાન" આવી પોતાના વંશનું રાજ્ય સ્થાપવાના ઉદ્દેશથી એક પછી એક દેશો જીતવા લાગ્યો હતો. તેણે તુર્કમાન અને તેમુરના વંશધરોને કચડી નાખીં હિજરી સન ૯૦૭માં સમસ્ત ઇરાનમા અને ખુરાસાનમા સફ્વી વંશની સ્થાપના કરી.

ઇસમાઇલ સફ્વીનો લકબ "શાહે શીઆન" (૩) હતો તે ઇસ્નાઅશરી મઝહબ પાળતો હતો. તે ઇરાનની ગાદી પર આવ્યો ત્યારપછી સુન્ની પ્રજાનું બળ દબાઇ ગયું હતું. કારણ કે તેણે ઇસ્નાઅશરી મઝહબને રાજધર્મનું સ્વરૂપ આપ્યું હતું. (૪) તેનું બળ વધવાથી ઇરાનમાં વસતા અન્ય સંપ્રદાયોના અનુયાયીઓને "તકિયો" ધારણ કરવાની ફરજ પડી હતી, જેમાં ઇસ્માઇલી મઝહબ પણ અપવાદરૂપ રહી શક્યો નહોતો.

---

૧. જુઓ લેફ્ટનંટ કર્નલ સાઇક્સ કૃત "હિસ્ટરી ઓફ પરશિયા."

૨. જુઓ પ્રોફેસર બ્રાઉન કૃત "લિટરરી હિસ્ટરી ઓફ પરશિયા" પાનું ૩૭૦.

૩. જુઓ સર જોન માલકમ કૃત ઇરાનનો ઇતિહાસ.

૪. જુઓ લિટરરી હિસ્ટરી ઓફ પરશિયા પાનું ૩૧૫

## સૈયદ મુહમ્મદ તાહિર અલ-હુસેની

હઝરત ઇમામ શાહ શમ્સુદીન મુહમ્મદ અ.ના ફરઝંદ "હઝરત મોમિનશાહ"ના વંશમાંથી ઉતરી આવેલા સૈયદ તાહિરશાહની વંશાવળી "તવારીખે ફરિશ્તા" નામના ઇતિહાસિક ગ્રંથમા આ પ્રમાણે આપવામા આવી છે :—શાહ તાહિર બિન શાહ રઝીયુદીન બિન અલ મોમિનશાહ, બિન મોમિનશાહ બિન મુહમ્મદ ઝરદોઝ શમ્સ તબ્રીઝી બિન ખુરશાહ, પછી અબ્દુલ્લાહ મહેદી અને હઝરત ઇમામ શાહ નિઝારથી લઇ હઝરત ઇમામ શાહ જાફર સાદિક સુધી આ સીલસીલો જાય છે. દરવીશ અને સાદાત તરીકે જાણીતા નબીરાઓએ હિજરી સન ૫૦૭ પછી ગીલાનની સરહદમાં આવેલા કઝવીન પાસેના ખોદ નામના ગામમાં રહેવાસ કર્યો. તેમના વંશમાંથી અહીં જે લોકો થયા તે સાદાતે ખોદીંયા નામે મશહુર થયા. એ પણ જાણવું જોઇએ કે આલમુતનો કિલ્લો રૂદબાર પ્રાંતમાં હતો તેની બાજુમાં 'કઝવીન' આવેલું છે. ૩૦૦ વર્ષ સુધી આ સાદાતે ખોદિંયાનો સીલસીલો ત્યાં જારી રહયો હતો આ સમય દરમ્યાન એ દેશના રાજ્યકર્તાઓ અને સુલતાનોમાં તેઓ ઘણા માનનીય ગણાતા હતા. આ વંશની સત્તા પર જ્યારે શાહ મુહમ્મદ તાહિર અલ-હુસેની આવ્યા અને તેમના જ્ઞાનધ્યાન વિગેરે પોતાના બાપદાદાથી પણ વિશેષ હોવાની લોકોમાં પ્રસિધ્ધી થઇ, તો મિસર, બુખારા, સમરકંદ, કઝવીન વિગેરેનાં શીઆ તેમની મુરીદમા દાખલ થયા. શાહ તાહિર આથી ઘણા મશહુર થયા હતા.

"તવારિખે ફરિશ્તા"ના બીજા ભાગમા બુરહાન નિઝામશાહના અહેવાલમા શાહ તાહિરના સંબંધમાં લખે છે કે શાહ તાહિર મિસર અને ઇફ્રીકીઆ (મધરીબ આફ્રિકા)ના ઇસમાઇલી રાજ્ય કર્તાઓના વંશ માંથી હતા. જેને "અવલિયા" પણ કહે છે. હબીબુસિયરમા લખવામાં આવ્યું છે કે "ઇસમાઇલીઓએ મધરીબના પ્રદેશ અને મિસરમાં ઘણા ગૌરવ સહિત રાજ્ય કર્યું હતું. ઉપર જણાવ્યા પ્રમાણે ૨૬૬ વર્ષ પર્યંત આ રાજ્ય અમલ લંબાયો હતો આ વંશના જે પહેલા શખ્સે રાજ્ય લગામ પોતાના હાથમાં ધરી હતી તેમને અબુલ કાસમ મુહમ્મદ બિન અબદુલ્લાહ "અલ-મહેદી" કહેતા હતા, અને એ 'મહેદી' ઘણાઓના જણાવ્યા પ્રમાણે હ. ઇસમાઇલ બિન જાફર સાદિક અ. ના વંશજ હતા,

## સૈયદ શાહ મુહમ્મદ તાહિર અલ—હુશેનીની દઅવત.

શાહ તાહિર ધર્મજ્ઞાન અને ફિલસુફીમાં ઘણા પ્રવીણ હતા. તેમની તિક્ષ્ણ બુધ્ધિ અને પ્રતિભાશાળી વ્યકિતત્વને અંગે લોકો તેમના તરફ આકર્ષાઇ આવતા હતા. એમના સમયમાં મિસર, સમરકંદ ને બુખારા તેમજ કઝવીન વિગેરે સ્થળોએ ઇસમાઇલી ધર્મનો ધીમે ધીમે સારા પ્રમાણમાં પ્રચાર થવા પામ્યો હતો એમના ખંતીલા પ્રયાસોથી ઇસમાઇલી "દઅવત" કાર્યને ઘણીજ પુષ્ટિ મળી હતી. આ વખતે ઇરાનની ગાદીએ ઇસમાઇલ સફવી હતો. તેના વઝીર મિરઝાશાહ હુશેન ઇસ્ફહાનીએ ઇસમાઇલી ધર્મ અંગિકાર કર્યા પછી શાહ તાહિર તેમની માંગણી સ્વિકારી "કાશાન" ભણી આવ્યા, જ્યાં ઇસમાઇલીઓ સારી સંખ્યામાં હતા, ઉપરાંત શાહ તાહિરના આ ગમનના સમાચાર સાંભળી તેમની મુલાકાત માટે આજુબાજુમા વસવાટ કરી રહેલા ઇસમાઇલીઓ પણ મોટી સંખ્યામાં "કાશાન" આવી પહોંચ્યા. શાહ તાહિર અતરાફના રાજ્ય અને પ્રજાજનોની ભલાઇ અર્થે 'દઅવત'નું કાર્ય ખાનગીમાં કરવાના યત્ન કરતા હતા તેમજ સઘળા દાઇઓને પણ સંજોગને અનુલક્ષી શાંતપણે 'દઅવત' કરવાની ભલામણ કરી હતી, તેમ છંતા

"કાશાન"ના અમીર ઉમરાવોને આ પ્રચારકાર્યની ખબર પડી જતાં તેઓ ગભરાવા લાગ્યા અને ડેપ્યુટેશનના રૂપમાં ઇરાનના શાહ પાસે જઇને શાહ તાહિરના ધર્મપ્રચાર કાર્ય વિરુદ્ધ વિગતો રજૂ કરી.

## સૈયદ શાહ તાહિરની ઇરાનથી હિજરત.

ઇસમાઇલ સફવી પોતે ઇશ્નાઅશરી મઝહબનો અનુયાયી હતો અને તે અન્ય સંપ્રદાયોને ટકવા ન દે એ સ્વભાવિક હોવાથી, ડેપ્યુટેશનની માંગણી લક્ષમાં લઇને તેણે શાહ તાહિરને પકડી લાવવા અને ઇસમાઇલીઓની કત્લ ચલાવવાનો ખાનગીમાં હુકમ કહાડી દેનો અમલ કરવા માટે તે વઝીર મિરઝા ઇસ્ફહાનીને પહોંચાડવામાં આવ્યો. મિરઝા ઇસ્ફહાની શાહ તાહિરના હસ્તક ઇસમાઇલી મઝહબ સ્વીકારી ચૂકયો હોવાથી તેણે બાદશાહના હુકમની શાહ તાહિરને જાણ કરી દીધી શાહ તાહિરે આ વાત જાણી પોતાના કુટુંબીઓ સહિત ઇરાન છોડી જવા "જરદન" બંદરથી કૂચ કરી. સારા નસીબે એ વહાણ હિંદુસ્તાન તરફ જઇ રહયું હતું. આ વહાણમાં તેઓ બેસી ગયા, જેથી તેઓના ઇરાદામાં કંઇ વિઘ્ન નડયુ નહિં અને આઠમે દિવસે "ગોઆ" બંદર ઉપર આવી પહોંચ્યા, જે તે વેળાએ હિંદુસ્તાનનું એક બંદર હતું. શાહ તાહિર પોતાના કુટુંબ સાથે કિનારા પર ઉતરી ત્યાંથી તેઓ બીજાપૂર બાજુ ગયા. તેઓ જ્યારે ઉમાનના બંદરમાં હતા, ત્યારે તેમની શાહ કુદ્રતુલ્લાહ નામના શખ્સ સાથે મુલાકાત થઇ. તે શાહ તાહિરના ઉપદેશથી ઇસમાઇલી મઝહબમા દાખલ થઇ મુરીદ થયો હતો.

## સૈયદ શાહ તાહિર હિંદુસ્તાનમાં.

શાહ તાહિર ઇરાનની હદ છોડી ગયા છે એવી ખબર શાહ ઇસમાઇલ સફવીને મળતા તેમને પકડવા માટે તેમની પાછળ જાસુસો છોડી મૂકયા. શાહ તાહિર હિંદ ભણી નીકળી ગયેલા હોઇ શાહના જાસુસો નિરાશ થઇ પાછા ફર્યા. "હયત કૈફિઆ" નામની ફારસી કૃતિમાં એવો ઉલ્લેખ કરેલો જોવામાં આવે છે કે શાહ તાહિરના "તકિયા"ના પરિણામે ઇસમાઇલીઓના મોટા ભાગની કતલ થતી બચી જવા પામી હતી.

શાહ તાહિર હિંદુસ્તાનમાં આવી રહયા પછી તેમણે હંમેશ માટે હિંદમાં રહેવાનું પસંદ કર્યું. હિંદના એક ઉમરાવ ખ્વાજા સુબ્હાન દખનીને શાહ તાહિર વિષેની ખબર પડતાં, એમની મુલાકાત લેવા આવ્યા. ત્યારપછી શાહ તાહિર તેમને ત્યાં રહેવા લાગ્યા. તેમની દરરોજની જ્ઞાન-ચર્ચાના પરીણામે સ્થાનિક જનતામાં તેમની ખ્યાતિ દિન પ્રતિદિન વધવા લાગી. એ પરથી દખ-ખ્ખુના એક મુસ્લિમ બાદશાહ બુરહાન પોતાના ઉસ્તાદ મુહમ્મદ શિરવાનીને પોતાના વકીલ તરીકે ખ્વાજા દખની પાસે રવાના કર્યા અને ત્યાં મુહમ્મદ શિરવાનીએ શાહ તાહિરની મુલાકાત લીધી બે દિવસ પર્યંત રોકાઇને મુહમ્મદ શિરવાની અહમદનગર પાછા આવ્યા. બાદશાહ બુરહાનશાહે તેમને પૂછતા તેમણે જણાવ્યું કે "શાહ તાહિર સઘળી ઝાહેર અને બાતિન વિદ્યામાં માહિતગાર છે, તેમના જેવો વિદ્વાન મેં મારી જીંદગીમાં જોયો કે જાણ્યો નથી."

ખ્વાજા મુહમ્મદ શિરવાનીએ આપેલા પરિચયથી ઉતેજીત થઇને બાદશાહ બુરહાનશાહે શાહ તાહિરને અહમદનગર તેડી લાવવા ખ્વાજા સુબ્હાન દખનીને આમંત્રણ મોકલ્યું. શાહ તાહિર

તેનો સ્વીકાર કરી અહમદનગરમાં આવી પહોંચ્યા, જ્યાં અમીર ઉમરાવો સાથે સુલતાને તેમનું દબદબાભર્યું સ્વાગત કર્યું".

## અહમદનગરની નિઝામશાહી–બુરહાનશાહને શાહ તાહિર શીઆ બનાવે છે.

અહમદનગરના એ બાદશાહનું પૂરું નામ બુરહાન નિઝામશાહ બિન અહેમદશાહ બહેરી હતું. તેમના રાજ્ય સાથે ઔરંગાબાદ, પશ્ચિમ બરાડ, મુંબઇ ઇલાકો તથા કોકણ પ્રાંત જોડાયેલા હતા. અહમદનગરના નિઝામશાહી રાજ્યોનો પાયો બુરહાનશાહના પિતા અહમદ નિઝામે નાખ્યો હતો. પોતાના નામ "અહમદ" ઉપરથી "અહમદનગર" શહેરનું નામ આપ્યું અને તેના નામના બીજા ભાગ "નિઝામ" પરથા નિઝામશાહી રાજ્ય નામ પડયું હિજરી સન ૯૧૪માં તે મરણ પામતા તેનો પુત્ર બુરહાનશાહ પહેલાના નામથી ગાદીએ આવ્યો હતો. બુરહાનશાહ ઇસ્નાઅશરી મઝહબ પાળતો હતો. બુરહાનશાહ પહેલાનો રાજ્યઅમલ હિજરી સન ૯૧૪થી ૯૬૧ સુધી લંબાયો હતો. શાહ તાહિર અહમદનગર આવ્યા પછી બાદશાહ બુરહાનશાહ તેમનું ઘણું માન અને મરતબો રાખતા હતા. તેઓ અહલેબૈયતની મોહબતના વિષયમાં ઘણો સારો રસ લેતા હતા, પરંતુ ઇસમાઇલી મઝહબ માટે તકિયો રાખતા હતા.

## શૈયદ શાહ તાહિરની વફાત

અહિ પણ ઇરાન જેવી પરિસ્થિતિ ઊભી ન થાય તે માટે શાહ તાહિર ઘણી સાવચેતી રાખતા હતા. ઇતિહસકાર ઝાકિરહુસેન પોતાના "તારીખે ઇસ્લામ" નામના ગ્રંથમા અહમદનગરના નિઝામશાહીના ઇતિહાસમા લખે છે કે, 'શાહ તાહિરે ઇરાનથી આવીને શાહને શીઆ બનાવ્યા હતા અને બાદશાહની સેવામા "તકિયો રાખતા હતા. બુરહાનશાહ ત્યારપછી પાંચ વર્ષ રહીને મરણ પામ્યા હતા. અહમદનગરની નિઝામશાહિમા સઘળા મળી બાર બાદશાહો થયા પછી હિજરી
1607 સન ૧૦૧૬મા નિઝામશાહિનો અંત આવ્યો હતો.

શાહ તાહિર હિજરી સન ૯૫૬મા વફાત પામ્યા અને તેમને અહમદનગરમાં ભૂમિદાહ કરવામાં આવ્યા છે. (Chandbibi was Ismaili clearly)

## સફવી રાજ્યમાં ઇસમાઇલીઓ

"હિસ્ટરી ઓફ પરશિયા" મા જોન માલકમ લખે છે કે, સફીઉદ્દીનના વંશજો ઇરાનમા સફીઓ તરીકે ઘણાખરા જાણીતા થયા હતા. બાદશાહ ઇસમાઇલ સફવીએ ઇસ્નાઅશરી મઝહબને રાજ્યધર્મ તરીકે પ્રચલિત કરવાથી, હઝરત ઇમામ શાહ ગુઝર અલી અ. એ ઇસમાઇલીઓને સાવચેત રહેવાની ભલામણ કરી હતી. જો કે સંજોગોવશાત ઇસમાઇલીઓને સહન કરવું પડતું હતું, છતા અકંદરે સઘળી વસ્તુસ્થિતિ જોતા આગળના રાજકર્તાઓ કરતા, સફવી રાજઅમલની સરખામણીમા એક હકુમત તરીકે તેનું રાજ્ય સુધારા પર હતું અને આગળની પ્રજાની તુલનામાં મુશ્કેલીઓ કંઇક અંશે ઓછી થવા પામી હતી, જો કે ઉલમાઓમા ધર્મઇર્ષા તો કાયમજ રહી હતી અને ઇસમાઇલીઓને આ સમયે ઘણી સંભાળપૂર્વક વર્તવું પડતું હતું.

## ઈરાનના શાહથી હઝરત ઇમામનો સંબંધ

હઝરત ઇમામ શાહ ખુઝર અલી અ. ના સમયમા રાજ્ય પરિવર્તન થવાથી હઝરત ઇમામે તેમા રસ લેવાનું શરૂ કર્યું, હઝરત ઇમામનો મુખ્ય હેતુ આ રીતે મુરીદોને રાહત આપવાનો હતો, કારણ કે, ઇસમાઇલ સફવીની કારકિર્દીની શરૂઆતમાં ઇસમાઇલીઓને ધર્માંધ મુલ્લાઓની ઇર્ષાને અંગે બાદશાહ તરફથી દુઃખ વેઠવું પડ્યું હતું. પરિણામે હઝરત ઇમામ શાહ ખુઝર અલી એ. એ બાદશાહથી સીધો સંબંધ કાયમ કર્યો જે પરથી હઝરત ઇમામના ડહાપણ, દિલેરી અને નેકદિલથી આકર્ષાઇને સફવી બાદશાહે તેમને પોતાની એક રાજ્યકન્યા સાથે લગ્નગાંઠથી જોડી દીધા હતા અને એ પ્રકારે સફવી બાદશાહ અને હઝરત ઇમામ વચ્ચે સગપણના સંબંધની શરૂઆત થઇ હતી. આ સમયે હઝરત ઇમામના નિવાસસ્થાન અન્જુદાનમા ઇસમાઇલીઓ ઉભરાઇ જતા હતા, તો પણ મઝહબી દુશ્મનાવટ ધરાવનાર પ્રજાની બહુમતીને અંગે સાવચેતી રાખવાનું ચાલુ રહ્યું હતું. આ સંજોગો વચ્ચે ઇસમાઇલીઓ સુલેહશાંતિમાં રહેવા પામ્યા હતા અને હઝરત ઇમામના હુકમ અનુસાર શાંતપણે અન્જુદાનના અતરાફના પહાડી મુલકોમા દઅવતનું કાર્ય જારી રાખવામાં આવ્યું હતું. એ ઉપરાંત હિંદી મુરીદોનો સંબંધ પણ હઝરત ઇમામ સાથે દિવસે દિવસે વધતો જતો હતો.

## જોમા સિફાર્યો

હઝરત ઇમામ શાહ ખુઝુર અલી અ. એ હિજરી સન ૯૧૫મા 'અન્જુદાન ખાતે જોમા સિફાર્યો જ્યાં આપ નામદારનો રોઝો આવેલો છે. આપના પછી હઝરત ઇમામ શાહ મુરાદ મિરઝા અ. ઇમામતની મસનદે બિરાજ્યા.

# HAZRAT MOWLANA IMAM SHAH MURAD MIRZA

( A. H. 915-920 )

..........O..........

( ૩૬ )

# હઝરત મૌલાના ઈમામ શાહ મુરાદ મિરઝા અ૦

( હિજરી સન ૯૧૫-૯૨૦ )

હઝરત ઇમામ શાહ મુરાદ મિરઝા અ. હિજરી સન ૯૧૫મા ઇમામતની મસનદ ઉપર બિરાજીને 'ઇમામ' તરીકે રોશન થયા હતા હઝરત ઇમામ શાહ મુરાદ મિરઝા અ. "અન્જુદન" મા રહેતા હતા અને ત્યાંથી આસપાસમા ઇસમાઇલી દઅવતનો પ્રચાર કરી રહયા હતા. ઇરાનમા સફવી બાદશાહ સાથે ઇમામનો પરિચય આપના પિતા હઝરત ઇમામ શાહ ગુઝર અલી અ. થી જોડાવા પામ્યો હતો, એ સબબે રાજકાજમાં પણ હઝરત ઇમામની લાગવગ વધવા લાગી હતી.

## હ૦ ઈમામના રાજવંશી માતુશ્રી–અમીરૂલ ઉમરાનો ખિતાબ

"આસારે મુહમ્મદી"ના કથન અનુસાર હઝરત ઇમામ શાહ મુરાદ મિરઝા અ. ના માન્યવર માતુશ્રી સફવી સુલતાન [illegible]ની નામવર પુત્રીઓમાના એક હતા. હઝરત ઇમામ શાહ ગુઝર અલી અ. ને સફવી સુલતાન તરફથી "અમીરૂલ ઉમરા" નો મહાન ખિતાબ મળ્યો હતો, જે વિષેનો લેખ આપ નામદારની મઝાર પરની આરસપહાણની તખ્તી ઉપર હજી સુધી સચવાયેલો જોવામા આવે છે. હઝરત ઇમામના પૂજનીય પિતા અને મરહુમા માતા સબીરા ખાકીને હઝરત ઇમામનું નામ 'અલીશાહ' રાખ્યું હતું. આ ઉપરાંત આપ નામદાર 'શાહ મુરાદ' અને 'મુરાદઅલી' ના નામે પણ ઓળખાય છે.

ખાકી ખુરાસાની પોતાની કસીદએ ઝુરિંયા (ઇમામોના વંશજોના સ્તવન)મા લખે છે :–

અલી દર જામએ મૌલા મુરાદસ્ત, ખુદાવંદે ઝમીનો અર્શો અરમા.

અર્થાત :–ઝમીન અને આસમાનના સ્વામી હઝરત ઇમામ શાહ મુરાદ મિરઝા અ. એટલે મુરાદના "જામા"મા અલી છે.

## સફવી વંશનું વધતું જતું રાજ્ય

હઝરત ઇમામ શાહ મુરાદ મિરઝા અ. ઇમામતની ગાદીએ આવ્યા ત્યારે બાદશાહ ઇસમાઇલ સફવીનો રાજ્યઅમલ હતો. હિજરી સન ૯૧૭માં માવરાઉન્નહરના સુલતાન મુહમ્મદ બિન શયબાની (૧) ખુરાસાન પર મોટા લશ્કર સહિત ચઢી આવ્યો. ઇસમાઇલ સફવીએ તેના ઉપર હુમલો કરતાં તે નાસી જઇને ૭ મહિના સુધી ઘેરામા રહયો. તેના પુષ્કળ ઉઝબેક સિપાઇઓ માર્યા ગયા અને અંતે તે પોતે પણ કત્લ થયો. તેના પછી ખુરાસાન, તુર્કસ્તાન અને તિબ્રિસ્તાનમાં ઇસમાઇલે સફવી વંશનું રાજ્ય સ્થાપ્યું. આ વિજય પછી અફઘાનિસ્તાન અને બદખશાનના રાજકર્તાઓએ તેના સાથે મિત્રાચારી રાખી. એ સમયમાં બદખશાનના રાજકર્તા ઓવેસ અને કાબુલના રાજકર્તા "બાબર" હતા. તેઓએ પોતાના એલચીઓને ઇસમાઇલ સફવીના દરબારમાં મોકલ્યા હતા.

## ઈસમાઇલીઓ રાજ્યના લશ્કરમાં.

ઉઝબેક લશ્કરે ખુરાસાનમાં ફરી માથું ઊચક્યું, પરંતુ ઇસમાઇલ સફવીએ તેમને ફરીવાર દાબી દીધા હતા. હઝરત ઇમામ શાહ મુરાદ મિરઝાના હુકમથી એ સમયે મોટી સંખ્યામા ઇસ–માઇલીઓ ઇરાની લશ્કરમાં જોડાયા હતા અને તેઓ પોતાના બાદશાહની કુમકે રહીને વફાદારી સાથે દુશ્મનો સામે મોરચા માંડવામાં મોખરે આવતા હતા. આ વફાદારીને અંગે કેટલાક ઇસમા-ઇલી સિપાઇઓને બાદશાહે મોટા મોટા ઓધ્ધાઓ પણ આપ્યા હતા.

## કચ્છમાં ઈસમાઇલી સુમરાઓ.

બાદશાહ મુઝફ્ફરશાહે જે સમયે કચ્છ ઉપર ચઢાઇ કરી તે સમયે કચ્છ ઉપર સોઢા અને સુમરાઓનું રાજ્ય હતું. આ લડાઇમાં બાદશાહનો વિજય થયો, તેણે કેટલાક સુમરાઓને બંદી-વાન બનાવ્યા અને જૂનાગઢ મોકલી આપ્યા જ્યાં બાદશાહના હુકમથી તેઓને હનફી મુલ્લાઓએ સુન્ની સંપ્રદાયમાં દાખલ કર્યા

આ ઉપરાંત બાદશાહ અલાઉદીન ખીલજીએ અલફખાનની સરદારી હેઠળ ગુજરાત ઉપર લશ્કર મોકલ્યું તો ત્યાંથી પણ સુમરાઓને પકડવામાં આવ્યા હતા. આ લડાઇ દરમ્યાન સંખ્યા-બંધ સુમરાઓ શહીદ થયા, કેટલાકોએ જીવ બચાવવા સુન્ની મઝહબ અંગીકાર કર્યો

## 'રાઈ'નો ખિતાબ.

હઝરત ઇમામ શાહ મુરાદ મિરઝા અ. નો સમય જાહોજલાલીભર્યો હતો. હઝરત ઇમામની પાંચ વર્ષની ઇમામત ઇસમાઇલીઓ માટે કીર્તિવંત નીવડી હતી. હિંદુસ્તાન ખાતે કચ્છ કાઠિયા-વાડ, પંજાબ, ગુજરાત સિંધ અને મુલતાનમાં એ ઝમાનામાં હ. ઇમામ તરફથી નિમાયેલા વકીલ દઅવતનું કામ કરી રહયા હતા અને તેમનો સિધો સંબંધ 'અન્જુદાન"માં હ. ઇમામ સાથે હતો. હિંદુસ્તાનમાં ખોજા ઇસમાઇલી મુરીદો વખતોવખત હ. ઇમામની હુઝુરમાં ઇરાન જતાં

---

૧ જુઓ સર જ્હૉન માલકમ કૃત હિસ્ટરી ઑફ પરશિયા.

હતા અને હ. ઇમામની હુઝુરમાં પહોંચી હ. ઇમામના દીદારથી મુશર્રફ થઇ દુઆ આશિષો મેળવવા ભાગ્યશાળી થતા હતા અને હ. ઇમામ પાસેથી તાલિકા લાવી હિંદની જમાતોમાં વાંચન કરતા હતા, જે ઇસમાઇલીઓ અદબથી સાંભળતા હતા. એ સમયે હ. ઇમામ તરફથી "રાઇ"નો માન્યવર ખિતાબ પણ કેટલાક મુરીદોને નવાજિશ કરવામાં આવ્યો હતો.

## જોમો સિધાર્યા

હઝરત ઇમામ શાહ મુરાદ મિરઝા અ. એ હિજરી સન ૯૨૦માં "અન્જુદાન" ખાતે જોમો સિધાર્યા. આપનો રોઝો પણ ત્યાં ખાતે આપના પિતાજીની જોડે આવેલો છે, જ્યાં વફાત પામેલા અન્ય ઇમામોની આરામગાહ પણ હસ્તી ધરાવે છે, જેના ઉપર આજ પર્યંત ઇસમાઇલી સાદાતોનું વડપણ છે. "અન્જુદાન"નો એ મકબરો આખા ઇરાનમાં મશહૂર છે, અને મુસાફરો તેની ખાસ મુલાકાતો લેવા આવે છે.

# HAZRAT MOWLANA IMAM SHAH ZULFIQAR ALI

( A. H. 920-922 )

..............o.............



# હઝરત મૌલાના ઈમામ શાહ ઝુલફીકાર અલી અ૦

(હિજરી સન ૯૨૦-૯૨૨) / 1514 - 1516

હઝરત ઇમામ શાહ ઝુલફિકાર અલી અ. હિજરી સન ૯૨૦માં ઇમામતની મસનદ પર જલ્વાગર થયા હતા. હઝરત ઇમામે બે વર્ષ પર્યંત ઇમામત ભોગવી છે, આપનું નિવાસગૃહ પણ 'અન્જુદાન'માં હતું. આ જમાનામાં "અન્જુદાન" સમસ્ત દુનિયાના ઇસમાઇલીઓનું એક મુખ્ય મથક થઇ પડયું હતું. જ્યાં હજારો ઇસમાઇલી મુરીદો હ. ઇમામના દીદાર અર્થે આવ્યા કરતાં હતા.

'આસારે મુહમ્મદી'ના કથન અનુસાર હઝરત ઇમામ શાહ મુરાદ મિરઝા અ. પછી હ. ઇમામ શાહ ઝુલફિકાર અલી અ. ઇમામતની ગાદીએ બિરાજ્યા હતા.)

## ઈસમાઈલી કવિ ખાકી ખુરાસાની.

હ, ઇમામોની ઝુર્રિયતનો ઉલ્લેખ કરતાં, ખાકી ખુરાસાની નામના ઇસમાઇલી કવીના "કસીદાએ ઝુર્રિયાહ"માંની કેટલીક કાવ્યપંક્તિઓ પ્રથમ આપણે ટાંકેલી હોવાથી, એ કવિવરનો ટુંક પરિચય અત્રે આપવો રસમય થઇ પડશે.

વર્તમાન જગતના પૂર્વ અને પશ્ચિમના સાહિત્ય અભ્યાસીઓ તરફથી, મહાન ઇસમાઇલી કવી તરીકે સ્વીકારાએલા, પ્રવાસી અને ધર્મગ્રંથકર્તા, હકીમ દાઇ નાસિર ખુસરૂ અને ફિલસૂફ કવિ નિઝારી કોહિસ્તાની પછી ઇસમાઇલી કવિ ખાકી ખુરાસાનીનું નામ આવે છે. જો કે એમના જીવન વિષે બહુજ ઓછી વિગતો બહાર આવવા પામી છે. (૧) તેનું કારણ

---

૧. 'ઇસ્લામિક રિસર્ચ એસોસીએશન' તરફથી રશિયન અભ્યાસી ડબલ્યુ ઈવેનોવની શોધખોળના પરિણામે 'દિવાને ખાકી ખુરાશાની' નામની કૃતિ બહાર પડી છે. તેમાં કવિના જીવનનો ટુંક પરિચય અને ઉપયોગી વિગતો પણ આપવામાં આવી છે.

એ છે કે ઇરાનમાં ઇસમાઇલી તરીકે ખૂલ્લી રીતે પ્રસિધ્ધ થતી વિદ્વાન વ્યક્તિઓને રંજાડવામાં આવતી હોવાથી, તેઓને પોતાનું સાહિત્ય ગુપ્ત રાખવાની ફરજ પડતી હતી. એ કારણે કવિવર ખાકી ખુરાસાનીને મધ્ય એશિયા, અફઘાનિસ્તાન કે ઇરાનના દક્ષિણ ભાગમા વધુ ખ્યાતિ મળવા પામી નથી. આવી વસ્તુસ્થિતિ હોવાથી તેમણે રચેલા કાવ્યો તથા તેમના જીવન વિષેની હકીકતો માટે ઇરાનના સદધર્મીઓ તેમજ અન્યધર્મીઓની વિગતો પર આધાર રાખવો પડે છે. જો કે કવિવરની સુપ્રસિધ્ધ કૃતિ 'દીવાને ખાકી ખુરાસાની' તેમજ તેમની અન્ય કૃતિઓ પરથી સ્પષ્ટ થાય છે કે કવિવર નિઝારી ઇસમાઇલી શાખાના એક ચૂસ્ત અનુયાયી હતા અને તેઓ, હઝરત ઇમામ શાહ ઝુલફિકાર અલી અ; હઝરત ઇમામ શાહ નુરદીન અલી અ. અને હઝરત ઇમામ શાહ ખલીલુલ્લાહ અલી અ. (પહેલા,) એમ ત્રણ ઇમામોનો ઝમાનો જોવા ભાગ્યશાળી થયા હતા.(૧૬)

## કવિ ખાકી ખુરાસાનીની કૃતિઓ

કવિવર ખાકી ખુરાસાનીએ હઝરત ઇમામની મુબારક શાનમા સંખ્યાબંધ ગઝલો લખી છે, જેનો સંગ્રહ એક "દીવાન" રૂપે કરવામા આવ્યો છે, કે જે કૃતિ 'દીવાને ખાકી ખુરાસાની' તરીકે સૌથી ઉત્તમ અને સુપ્રસિધ્ધ છે. તેમા વિષયો સંક્ષિપ્તમાં આપવામાં આવ્યા છે. એમની શ્રધ્ધાનું જવલંત દર્શન પણ એમાજ થાય છે. તેમની બીજી કૃતિ 'તુલુઉશ-શમ્સ' અથવા 'તવાલિઉશ-શમ્સ' અર્થાત 'સૂર્યના ઉદયો' નામની એક અત્યંત લાંબી 'મસનવી' છે, જેમા આશરે ૧૩૦૦ પંકિતઓ છે અને તેને સાત ભાગમા વહેંચી નાખવામાં આવી છે. મુખ્યત્વે તેમા 'ઇમામત' ના વિષયની ચર્ચા કરવામાં આવી છે. કવિવરની ત્રીજી કૃતિ 'નિગારીસ્તાન' છે જેમા સફી ઢબના લાંબા કસીદાઓની હારમાળા છે. કવિવરે તેમા પણ 'ઇમામત, 'તાવિલ' ઇત્યાદી વિષયોનો ઉલ્લેખ કર્યો છે. એમણે 'બહારિસ્તાન' નામની કૃતિ પણ લખી છે, જેમા ધર્મભકિત અને આત્માની પવિત્રતાની તેમણે ચર્ચા કરી છે. (૧.)

કવિવર ખાકી ખુરાસાની જણાવે છે કે, હઝરત ઇમામ શાહ ઝુલફિકાર અલી અ. નું મૂળ નામ ખલીલ અર્થાત હઝરત ખલીલુલ્લાહ અ. પણ હતું એ વિષે સંકેત કરતા કહે છે કે:-

"મેં સાંભળ્યું છે કે હઝરત ઝુલફિકાર શાહ અ. મુખ્ય બે રહસ્યો ધરાવતા હતા અને તેમાનું (૧) આપની ઝાતમા કાર્ય કરવાની અખૂટ શકિત ધરાવતા હતા અને (૨) ઇલ્મ આપની ઝબાનમાં હતું. કાર્યની શકિત તેમજ દોઝખનું દુ:ખ આપના હાથમા છે, આપના ઇલ્મ-હુજ્જત અને કૃપા, બહેસ્તમા લઇ જનાર છે. નુરૂદ્દહરશાહ બિન ખલીલ અર્થાત હઝરત ઇમામ શાહ ઝલફિકાર અલી અ.નો અનુયાયી ખાકી છે તે કેવી રીતે મૂર્ખજનો જેવી શ્રધ્ધા ધરાવી શકે ?"

કવિવર એક બીજે સ્થળે પોતાના કસીદામા કહે છે :-

અલી દર જામાએ ઝુલફિકારસ્ત, ખુદાવંદે દુ આલમ આશકાર

અર્થાત :-હઝરત ઇમામ અલી અ. હઝરત ઇમામ શાહ ઝુલફિકાર અલી અ. ના જામામા છે, બન્ને જહાંનનો સ્વામી જગમશહુર છે.

આવા ઘણા સંકેતો કવિવરના દીવાનમાંથી મળી આવે છે. એ કવિનું વિશેષ વર્ણન હઝરત ઇમામ શાહ નુરદીન અલી અ. ના પ્રકરણમાં આગળ જતા જોઇશું.

---

૧. આ કૃતિઓની વિગતો ડબલ્યુ ઇવેનોવ કૃત "ગાઇડ ટુ ઇસમાઇલી લિટરેચર' મા આપવામાં આવી છે

## "નર" અને "ગુર" નો સંકેત

સૈયદ મુહમ્મદ શાહ અને સૈયદ ઇમામશાહ, હઝરત ઇમામ શાહ ઝુલફિકાર અલી અ.ની ઇમામતના સમયમા વિદ્વાન હતા. તેમણે રચેલી 'સતવેણી' અને 'સતવેણીની વેલ"મા 'નર મુહમ્મદ શાહ' તરીકે પોતાને દર્શાવેલ છે. પરંતુ ઇસમાઇલી મઝહબના નિયમ અનુસાર ઇમામને 'નર' કહેવામાં આવે છે, જ્યારે 'પીર', ગુર (ગુરુ)ને કહેવાય છે. આ બન્નેમાંથી એક પણ લકબ ઝમાના ઇમામો તરફથી સૈયદ ઇમામશાહ કે તેમના વંશજો ધરાવતા નહોતા.

તેમ છતા સૈયદ ઇમામશાહે ઘણે ઠેકાણે 'પીર'નો દાવો કર્યો હતો. જૂના હસ્ત લિખિત દસ્તાવેજોમાંથી મળી આવેલી વિગતોમાંથી સ્પષ્ટ થાય છે (૧) કે સિંધમા આવેલા 'જીણુ' નામના ગામમા પણ સૈયદ ઇમામશાહે ઇસમાઇલીઓના પીર હોવાનો દાવો કર્યો હતો, જમાતે તેનો અસ્વીકાર કરતા, તેમણે એવી દલીલ રજૂ કરી હતી કે, તેમણે પોતાના મરહુમ પિતા હઝરત પીર હસન કબીરદીન (રે.હ)નો જનાઝો અટકાવ્યો હતો અને તેમની પાસેથી 'તસ્બીહ' અને 'સાકર' મેળવ્યા હતા. તેઓ આનો અર્થ એવો કરતા હતા કે તેમને "પીરાતન" મળી હતી.

પરંતુ જમાતે એ વાતનો અર્થ તેમને સમજાવ્યો કે 'તસ્બીહ' માત્ર બંદગી કરવા અર્થે અને 'સાકર' જ્ઞાનપ્રચાર અર્થે તેમને મળી હતી. 'પીરાતન' તો પીર તાજદીન (રેહ)ને ઇનાયત કરવામાં આવી હતી. આ સાંભળી સૈયદ ઇમામશાહ ઉશ્કેરાઇ ગયા હતા અને અઘટિત વેણ ઉચાર્યા હતા. પરિણામે તેમને શારીરિક હાની સહન કરવી પડી હતી, જેનો ઉલ્લેખ ઇમામ બાવાએ પોતાના જ્ઞાનોમા કર્યો છે.

delete

વળી સૈયદ મુહમ્મદશાહે પણ ઇસમાઇલી મઝહબથી વિરુધ્ધ પોતાની તરફેણમાં લોકોને લેવા માટે પોતાને માનવાનો ઉપદેશ કર્યો છે અને લોકોને એ માર્ગે દોરી જવા માટે એ પ્રમાણેના સાહિત્યની ભેટ સૈયદ મુહમ્મદ શાહે સિંધના ઇસમાઇલીઓને મોકલી. ઇસમાઇલીઓએ આ વિગત હઝરત ઇમામની હુઝુરમા રજૂ કરતા 'અન્જુદાન'થી હઝરત ઇમામે તાલિકો મોકલી સૈયદ મુહમ્મદશાહને નાતબહાર મૂકવાનો અને તેને નહિ અનુસરવાનો હુકમ ફરમાવ્યો હતો. આ સમયથી ઇસમાઇલીઓ અને 'ઇમામશાહી' ઓ જુદા પડયા છે.

## જોમો સિફાર્યો

હઝરત ઇમામ શાહ ઝુલફિકાર અલી અ. ઇસમાઇલ સફવીના રાજ્યકાળમાં ઇમામતની ગાદીએ આવ્યા હતા. સર જોન માલકમ લખે છે કે, આ સમયમા ઇસમાઇલ સફવી પર તુર્કી સુલતાન સલીમે બે લાખ સવારોના લશ્કરી બળ સહિત આઝરબાયજાન પ્રાંતની રાજધાની તબ્રીઝ પર હિજરી સન ૯૨૦મા ચડાઇ કરી હતી. તે સમયે શાહ ઇસમાઇલ સફવી તુર્કોના મજબૂત બળ આગળ ટકી નહિ શકવાથી ઇરાનના અંદરના ભાગોમા નાસી છૂટયો હતો. સુલતાન સલીમ થોડો વખત આઝરબાયજાન રહયા પછી પાછો ઇસ્તમબુલ જતો રહયો.

હઝરત ઇમામ શાહ ઝુલફિકાર અલી અ. એ હિજરી સન ૯૨૨મા (1516) 'અન્જુદાન' ખાતે જોમો સિફાર્યો અને આપની મઝાર પણ આપના પિતાના રોઝામા આવેલી છે. આપના પછી ઇમામતની ગાદીએ હઝરત ઇમામ શાહ નૂરદીન અલી અ. બિરાજમાન થયા.

---

૧. જુઓ "જીણુ ગામનો જ્વલંત ઇસમાઇલી ઇતિહાસ" 'નિઝારી' વર્ષ ૧૦ મું અંક ૪થો પાનું ૧૭.

# HAZRAT MOWLANA IMAM SHAH NUR-DIN ALI

**(A. H. 992-957)**

.........0.........

**(૩૮)**

# હઝરત મૌલાના ઈમામ શાહ નુરદીન અલી અ.

(હિજરી સન ૯૨૨-૯૫૭)

હઝરત ઇમામ શાહ નૂરદીન અલી અ. હિજરી સન ૯૨૨માં ઇમામતની મસનદ પર બિરાજમાન થયા હતા. આપ નામદારને "નૂરદ્દહર" પણ કહેવામાં આવે છે. "ફર્દે હકક" તથા મર્દે હકક" "શાહે ઝમન વઝ ઝમાન" તરીકે પણ આપને સબોધવામાં આવ્યા છે.

કવિવર ખાકીના કસીદએ ઝુરિયામાં લખેલું છે કેઃ-

અલી મૌલાએ નૂરદ્દહર બાશદ, ઝ નૂરશ જુમ્લેહ આશિયાસ્ત બરમા.
"અલી મૌલા હ. શાહ નૂરદીન અ. છે. તેમના નૂરથી સર્વ વસ્તુઓ ઘેરાયેલી છે,"

હઝરત ઇમામ શાહ નૂરદીન અલી અ. નો કવિવર ખાકી એક બીજે સ્થળે પોતાના કસીદામાં ઉલ્લેખ કરતાં જણાવે છેઃ—

> "શાહનો શાહ કોણ છે ? એ મને કહે ! શાહે મરદાન હઝરત અલી અ. વિના અન્ય કોઇને એવો બાદશાહ ગણતો ના. હઝરત મૌલા અલી અ. પુજનીય છે અને આપની કૃપા અને અવકૃપાના ફળરૂપે સ્વર્ગ અને નર્ક છે. શાહ નૂરદ-દહર ઇબ્ને ઝુલફિકાર અ. ગરીબોના મૌલા છે અને "ખાકી" નિખાલસ દિલનો, સત્યનો મર્મ સમજી એ માશુકનાં માર્ગમાં પ્રાણ પાથરનારો છે.''

## રાજ્યાધિકારીઓ તરફથી કવિવર ખાકીની સતામણી.

ઇરાનની રાજ્યસત્તા જ્યારે સફવી વંશના બાદશાહોના હાથમાં હતી, અને તેઓ સૂફી સંતની ઓલાદના હોઇ, લોકોનો પુજયભાવ જીતી લેવા કોશિશ કરતા હતા, એવા સમયમાં એક ઇસમાઇલીએ કેટલી સાવચેતી રાખવાની જરૂરત પડતી હતી, તેનો ખ્યાલ કવિવર ખાકીના જીવનવૃતાંત ઉપરથી આવી શકતો હોવાથી તેમનાં જીવન વિષેની વધુ માહિતી અત્રે આપીશું.

"દીવાને ખાકી ખુરાસાની"ની કૃતિના, આગલા ભાગમાં તેના કર્તા એમના જીવન વિષે ઉલ્લેખ કરતા આગળ જણાવ્યા મુજબ લખે છે કે એમનું નામ "ઇમામ કુલી" હતું. "કુલી" શબ્દ તુર્કી ભાષાનો છે' છતાં ઇરાનમાં સફવી વંશના રાજ્યઅમલમાં તે ચાલુ વપરાશમા દાખલ થયો હતો અને તે પછી ઇરાનીઓના નામ સાથે ભળી ગયો હતો. તુર્કી સાથે ઇરાનના સમાગમ ની આ એક અસર હતી. "ઇમામ કુલી"નો અર્થ "હ. ઇમામનો ગુલામ" થાય, એ કવિવરનું તખલ્લુસ–કાવ્યનામ "ખાકી" હતું. એ વખતે ઇરાનમાં સફવી વંશનો બાદશાહ શાહ અબ્બાસનો રાજ્યઅમલ હતો. એ રાજ્યના અમલદારો તરફથી કવિવરની ઘણીવાર સતામણી અને કનડગતો કરવામાં આવતી હતી. જેથી તેઓ એક દરવીશ જેવું જીવન ગાળતા હતા. આ રીતની કનડગતો માટે તેમણે શાહ અબ્બાસને એક અરજી પણ મોકલી આપી હતી. આ અરજી એમણે સ્થાનિક ભાષામાં અને પ્રાસયુક્ત ગદ્યમાં લખી હતી. પરંતુ એ અરજીનું પરિણામ શૂન્યમાં આવ્યું હતું.

## કવિવર ખાકીનો કારાવાસ.

કવિવર ખાકી પોતાના સમયના શાહ અબ્બાસનું વર્ણન કરે છે પરંતુ, સફવી વંશમા અબ્બાસ નામના બે બાદશાહો થયા છે. સફવી વંશના શાહો તરફથી કવિવર ખાકીને ખમવું પડ્યું હતું શાહ અબ્બાસ બીજાના રાજ્યકાળમાં તેઓ કેદમાં વફાત પામ્યા હતા. એ બાદશાહે મઝહબી ઇર્ષા અંગે તેઓને કેદમાં પૂર્યા હતા. કવિવરના આયુષ્યનો મોટો ભાગ જેલમાંજ પસાર થયો હતો.... એક સ્થળે પોતાના કાવ્યમાં હ. ઇમામની આરઝુ સેવી રહેલા સાચા મુરીદના મન ની ખરી સ્થિતિ વિષેના ઉદગારો કહાડતાં તેઓ લખે છે કે:—

> "ઝમાનાના સાહેબની ખબર મેળવવા ચાહતો હોય તો મેં તેને કહ્યું કે:—"જા અને તેમના નાયબો અર્થાત હ. ઇમામના પીર, વકીલો કે દાઇઓને એ વિષે પુછપરછ કર. હ ઇમામની નિશાનીની ખોજ કરવા માંગતો હોય તો તત્વજ્ઞાનીઓ અર્થાત મઆરિફ઼તવાળા દરવીશોને એ વિષે પુછ!
>
> જો તું સાચો છે અને જુઠો નથી, તો દીનના શાહને "અન્જુદાન"માં જઇને શોધી કાઢ!
>
> હે ખાકી ! તું દીનના સાહેબની તલાશમાં છે, તો અય ઘરઘર શોધનાર, જા અને જેઓ એ ભેદ જાણે છે, તેમની પાસેથી પતો મેળવ!". (Originals).

## કવિ પુત્ર 'રકકામી'.

કવિવર ખાકી ખુરાસાની કેદમાં મરણ પામ્યા પછી પોતાની પાછળ અલી કુલી નામનો એક પુત્ર મૂકી ગયા હતા, તે પણ પોતાના પિતા પ્રમાણે કવિ હતા અને તેમનું કાવ્યનામ "રકકામી" હતું.

કવિવર ખાકીના કાવ્યોમાં ઇસમાઇલી સૂફી વિચારો અનેક સ્થળે મળી આવે છે. કવિવર ખાકી પોતાના કાવ્યમા પહેલીવાર હ. ઇમામના નિવાસસ્થળનું નામ "અન્જુદાન" લખે છે, જે મહેલાત જીલ્લામાં આવેલું છે અને આપણે જોઇ ગયા તે પ્રમાણે હઝરત ઇમામ શાહ નુરદીન અલી અ. સફવી વંશના રાજ્યઅમલ દરમ્યાન "અન્જુદાન"માં રહેતા હતા.

## અંતિમ આરામગાહ—દીઝબાદ.

કવિવર ખાકી ખુરાસાનીનું મૂળ વતન ખુરાસાન પ્રાંતમાં આવેલું "દીઝબાદ" હતું, જે મશહદ અને નિશાપૂરની વચ્ચે આવેલા પહાડ ઉપરનું એક ગામ છે. તે ઊંચાણમાં હોવાથી ત્યાં

પણી ઠંડી પડતી હોવાને અંગે તેની જમીન અને ટેકરીઓ બરફથી ઢંકાયેલા રહે છે. કવિવરની અંતિમ આરામગાહ પણ દીઝબાદના એક બગીચામાં આવેલી છે. તેની ઉપર એક મોટી શિલા રાખવામાં આવી છે, જેના પરના કોતરેલા અક્ષરો ઝાંખા પડી ગયા છે. ઘણા ઇસમાઇલી. ઓ અને પ્રવાસીઓ આ સ્થળની મુલાકાત લે છે.

## ઇસમાઇલ સફવીનું અવસાન—શાહ તહેમાસ્પ રાજ્ય સિંહાસને.

સર જોન માલકમ હિસ્ટરી ઓફ પર્શિયા નામક પોતાના ઇતિહાસગ્રંથમાં લખે છે કે, ઇ. સમાઇલ સફવીએ પોતાનો સઘળો વખત પોતાના રાજ્યને મજબૂત બનાવવામાં અને રાજ્ય પર આવતા હુમલાઓ ટાળવામાં ગાળ્યો હતો. હઝરત ઇમામ શાહ નૂરદીન અલી અ. ના જીવનકાળમાં ઇસમાઇલ સફવી હિઝરી સન ૯૩૦માં ૨૪ વર્ષ પર્યંત રાજ્ય ભોગવી મરણ પામ્યો હતો. એના અવસાન સમયે હઝરત ઇમામની ઇમામતનું આઠમું વર્ષ ચાલતું હતું.

ત્યાર પછી સફવી વંશનો બીજો બાદશાહ શાહ તહેમાસ્પ ૧૧ વર્ષની ઉમરે રાજગાદી પર આવ્યો હતો. તેની વય નાની હોવાથી બાદશાહ પોતાના વઝીરોના હાથમાં રમકડું થઇ પડયો હતો. એ સમયે બાદશાહની નાની વયનો લાભ લઇને ઓબેદુલ્લાહખાન ચઢી આવ્યો હતો, પરંતુ તે કંઇ કરી શકયો નહિ શાહ તહેમાસ્પ સફવી જુવાનીમાં આવ્યા પછી આઝરબાયજાન પ્રાંતના તબ્રીઝ શહેરને પાટનગર તરીકે બદલી કઝવીનને રાજ્ય નગર બનાવ્યું હતું. તેની નાની વયને કારણે રાજ્યમાં અવ્યવસ્થા પ્રસરી રહી હતી, તે તેણે બંધ કરી બુસ્તામ મુકામે તેણે ઓબેદુલ્લાહ ઉઝબેકને હાર આપી; તે પછી ઓબેદુલાહે તુર્કસ્તાન અને અફઘાનિસ્તાનના રાજ્યકર્તાની સહાયતા મેળવી ફરી હેરાત પર ચઢાઇ કરી પણ તેમાં તેનું કાંઇ વળ્યું નહિં. ત્રીજી વાર પણ તે ચઢાઇ લઇ આવ્યો પરંતુ આ વખતે પણ તેની હાર થઇ. ઇસ્તમ્બુલના તુર્ક સુલતાન સુલેમાન રૂમીએ પણ શાહ તહેમાસ્પ સફવી પર ચઢાઇ કરી હતી, તેને પણ પાછું જવું પડયું હતું.

શાહ તહેમાસ્પે ત્યારપછી અફઘાન પાસેથી કંદહાર જીતી કાચાર વંશના એક સરદારને ગવર્નર બનાવ્યો. ઓબેદુલ્લાહ ઉઝબેકે તે પછી સુલેહ કરી લીધી. આ વેળાએ સુલેમાને પણ ઇરા. ન પર બીજી ચઢાઇ કરી, પણ તેમાં ન ફાવતાં તેને પાછું જવું પડયું. શાહ તહેમાસ્પની રાજ્ય વ્યવસ્થા આ વિજયથી મજબૂત બનવા પામી. હિજરી સન ૯૫૨માં હિંદુસ્તાનના મોગલ બાદશાહ હુમાયુન પર શેરશાહ સુરીએ આક્રમણ કર્યું પણ નસીબે યારી ન આપતાં હુમાયુને ઇરાન નાસી આવીને શાહ તહેમાસ્પનું શરણ માંગતાં તેણે તેને દસ હજાર લડવૈયાઓનું લશ્કર આપ્યું જેની મદદ વડે ફરીવાર હિંદ જીતી હુમાયુને શેરશાહનો પરાજય કર્યો અને ફરીવાર તે હિંદના સમ્રાટ તરીકે ગાદીએ બેઠો.

## હ. ઇમામના રાજવંશી મહોરદાર—જોમો સિફાર્યો.

હઝરત ઇમામ શાહ નૂરદીન અલી અ. ના સફવી વંશની રાજપુત્રીના સંબંધને લઇને સફવી ખાનદાન સાથે સગપણે જોડાયેલા હોવા છતાં આપ રાજદ્વારી બાબતોથી અલગ રહીને આપના મુરીદોની સંભાળ અને દઅવત કાર્યની વ્યવસ્થામાં સમય વ્યતિત કરતા હતા.

હઝરત ઇમામ શાહ નૂરદીન અલી અ. એ હિજરી સન ૯૫૭માં 'અન્જુદાન' ખાતે જોમો સિફાર્યો અને આપના મુબારક જીસ્મને આપના દાદાશ્રી હ. ઇમામ શાહ મુરાદ મિરઝા અ. ના રોઝામાં બૂમિદાહ કરવામાં આવેલ છે. જ્યાં સફવી શાહઝાદીને પણ દફનાવવામાં આવેલ છે. આપના પછી આપ નામદારના શાહઝાદા હઝરત ઇમામ સૈયદ ખલીલુલ્લાહ અ (પહેલા) ઇમામતની મસનદ ઉપર જલ્વાગર થયા.



હઝરત પીર હસન કબીરદ્દીન (રેહ.) નો મકબરો (ઉચ્છ શરીફ) હિન્દુસ્તાનના ઇસ્માઇલી દઅવતકાર્યમાં એમનો ઘણો મોટો હિસ્સો છે.



૩૨મા ઇસ્માઇલી ઇમામ મૌલાના શાહ મુસ્તન-સિર બિલ્લાહ (અ.) બીજા (હિ. સ. ૮૬૮-૮૮૦) નો અન્જુદાન (ઇરાન) ખાતે આવેલો રોઝો. જેવણ ઇમામે "પંદીયાતે જવાંમર્દી" નામનું પુસ્તક લખ્યું હતું.

# HAZRAT MOWLANA IMAM SHAH KHALIL-ULLAH ALA I.

(A. H. 957-993)

..........O..........

# હઝરત મૌલાના ઈમામ શાહ ખલીલુલ્લાહ અલી અ. (પહેલા)

( હિજરી સન ૯૫૭-૯૯૩) / 1550-1585

હઝરત ઇમામ શાહ ખલીલુલ્લાહ અલી અ. હિજરી સન ૯૫૭માં ઇમામતની મસ્નદ પર બિરાજમાન થયા હતા. હિંદુસ્તાનથી ખોજા ઇસ્માઇલી મુરીદોની મોટી સંખ્યા આપના દીદારનો લાભ લેવા આવતી હતી આપનો નિવાસ અન્જુદાનમા હતો.

"ગુલઝારે શમ્સ"ની કૃતિમાં લખવામાં આવ્યું છે કે હઝરત ઇમામ શાહ ખલીલુલ્લાહ અલી અ. અન્જુદાનમાં રહેતા હતા અને આપની અંતિમ આરામગાહ પણ ત્યાં જ આવેલી છે.

## ૯૦ ઈમામની શાનમા ખાકીશાહનું પ્રશંસા કાવ્ય

ઇસ્માઇલી કવિવર ખાકી ખુરાસાની અથવા "ખાકીશાહ" પોતાની કિતાબમાં હઝરત ઇમામ શાહ ખલીલુલ્લાહ અલી અ. વિષે જણાવે છે કે:-

"અલી જાતે શાહ ખલીલુલ્લાહ અલી અ. છે,
~~અગર તેમને ખુદાવંદ કહેવામાં આવે તો બહેતર છે."~~

કવિવર ખાકી ખુરાસાની હઝરત ઇમામ શાહ ખલીલુલ્લાહ અલીના સમયમાં પણ વિદ્યમાન હતા. તેઓ હઝરત ઇમામના સંબંધમા યુકિતદર્શક સંકેત કરતા કહે છે કે:-

"યા મૌલા! તું બાદશાહ છે અને આખું જગત તારા "આસ્તાના"નો ફકીર છે. દરેક વસ્તુ ઉપર તારી 'હિકમત પથરાયેલી છે. તું અમીર છે, શાહ છે અને બાદશાહોનો બાદશાહ છે.

તારી સાથેના 'વિસાલ'નું સ્થળ હું 'લા મકાન (સ્થળવિહોણું અર્થાત સર્વવ્યાપી) સમજુ છું, પરંતુ ઝાહિર અને બાતિન દ્રષ્ટિએ જોતા બાતિનમાં તું દરેક સ્થળે હાજર છે અને ઝાહિરમા તું ઇરાનમા વસે છે." (૫૬)

અય શાહ ! તું જો કે ઇરાનમાં મકાન ધરાવે છે અને જાહેરમાં તું ઇરાનમાં વસે છે, પરંતુ બાતિનમાં તું ખુરાસાનમાં પણ છે."

હ. ઇમામોના જુદા જુદા નિવાસસ્થળોનું વર્ણન આપતાં એક મુસાફરને કયા કયા સ્થાનકોમાં જવાનું છે, તે પોતાના વતનમાં મશહદ (તુસ)થી શરૂ કરતા સંકેત દર્શક શબ્દોમાં કેટલી ખુબીથી માર્ગ દર્શાવતા કવિવર કહે છે કે:—

"ઓલા મુર્તઝા શાહે મરદાનની આજ્ઞા સિરે ધર અને તારા અહંભાવ તથા જહાલતથી શા માટે દરેક સ્થળે આથડી રહ્યો છે?

જ્યારે તું (મશહદ નગર)થી બહાર નીકળે તો પછી એક મન્ઝિલના ફાસલા પર "નિશાપુર" આવેલું છે; અને તેના પછી "સબ્ઝવાર" અને "મઝીનિયા"નું મઝનિયા ગામ છે, "મઝનિયાણથી વિશ્રામ લીધા પછી તારી મન્ઝિલ "મિયાંદસ્ત" નામનું સ્થળ [illegible] એ સ્થળેથી તારો પ્રવાસમાર્ગ "બુરતામ" અને "ખિરકાન" માંથી થઇને જાય છે.

ત્યારપછી "રય" પ્રતિ તું રૂખ કરે, તો તારે અંદેશો ન કરવો જોઇએ; તેમજ ન તો "દમ્ગાન"ના પ્રદેશને એ પ્રવાસ માર્ગ સર્વાંશે બનાવી દેતો.

તું એ સ્થળે પહોંચી જાય ત્યારે "કુમ"માં નિવાસ કરી રહ્યો શા, "કુમ" અને "કાશાન"માં તું છે પરંતુ એમ ખુલ્લી રીતે કહેવું ભૂલભરેલું છે."

આ પ્રમાણે ખાકી ખુરાશાનીને હ. ઇમામના સંકેત સૂચક સરી કાવ્યો રચવાના સબબે પણ ખમવું પડયું હતું. જેનું વર્ણન આગળ આવી ગયું છે.

## તહેમાસ્પ સફવીનો રાજ્યઅમલ.

હઝરત ઇમામ શાહ ખલીલુલ્લાહ અલી અ. ના સમયમાં શાહ તહેમાસ્પ સફવીનો રાજ્યકાળ હતો. ~~તે હ. ઇમામના સગપણે આતાબક (નાના) થતા હતા.~~ "હિસ્ટરી ઓફ પરશિયા"માં સર જોન માલકમ લખે છે કે, તુર્કી સુલતાન સુલેમાન સામે ઇરાનનો શાહ તહેમાસ્પ યુધ્ધમાં ઉતર્યો હતો, અને તેના પરિણામે જ્યોર્જિયા અને એશિયા માઇનરના કેટલાક પ્રદેશ જીતી લીધા હતાં. એરેકસ નદીના પ્રદેશ ભણી તુર્ક સુલતાને ધસારો કરતાં શાહ તહેમાસ્પને પાછું હઠવું પડયું હતું, એવામાં તુર્ક સામ્રાજ્યમાં આ સમયે અવ્યવસ્થા ફેલાઇ ગઇ અને એ વેળાએ શાહ તહેમાસ્પ પોતાના પાટનગર કઝવીનમાં પાછો ફરી ચૂક્યો હતો. શાહ તહેમાસ્પ પાસે તુર્કી સુલતાન સુલેમાનનો પુત્ર બાયઝીદ પોતાના પિતા પાસેથી નાસી જઇ ઇરાનમાં પનાહ લેવા આવતાં પહેલાં શાહે તેની જોડે સારું વર્તન રાખ્યું પરંતુ, પાછળથી બાયઝીદની [illegible] જણાતા શાહે તેને સુલતાન સુલેમાનને સોંપી દીધો.

શાહ તહેમાસ્પનું હિ. સ. ૯૮૪માં અવસાન થયું હતું.

## સૈયદ દાદુની "વકીલાત".

હઝરત ઇમામ શાહ ખલીલુલ્લાહ અલી અ. ના સમયમાં સૈયદ દાદુ થઇ ગયા છે; તેમને "પીર"નું સંબોધન માત્ર એક માન તરીકે લગાડવામાં આવે છે જો કે હ. ઇમામના વરસ્થી

તેમને "પીરાતન" મળી નહોતી. સૈયદ દાદુએ હિજરી સન ૯૬૨માં ઇરાનના "અન્જુદાન" ગામમાં જઇને હ. ઇમામની મુલાકાત લીધી હતી, અને ઇમામે તેમની "વકીલ" તરીકે નિમણૂંક કરી. તેઓ પ્રસંગોપાત જમાતોમાં ઉપદેશ પણ કરતા હતા.

"કામા લીમિર બારકર" નામની કૃતિમાં લખેલું છે કે, સિંધમાં સૈયદ દાદુ "પીરદાદા"ના નામે ઓળખાતા હતા. તેઓ ઘણા બાહોશ હતા. તેઓ દરખાનેથા વિકાલયિમી "પાઘડી" બાંધી આવ્યા હતા. તેમના પર ઇસમાઇલી મુરીદોનો બહુ ભાવ હતો તેમણે કેટલાક મુરીદો પણ વધાર્યા હતા. "ભલો" નામનો એક શખ્સ લોહાણામાંથી ખોજો થયો હતો. તેને ઘેર ઓલાદ નહોતી. તે કતેહભાર્ગા ગુલામ હૈદરના ટન્ડા પાસે રહેતો હતો. સૈયદ દાદુ પણ ત્યાના વતની હતા. ભલા લુહાણાએ સૈયદ દાદુ પાસેથી ઓલાદની માંગણી કરી. તેઓએ કહ્યું:—"જો તમે ખોજા થાવ તો અમે દુઆ કરીએ!" તેણે હા પાડી. સૈયદ દાદુએ દુઆ ગુઝારી અને ભલાને ત્યાં પુત્ર થયો. તેનું નામ લાખો રાખ્યું અને ભલા લોહાણાએ ખોજા ઇસમાઇલી મઝહબનો અંગિકાર કર્યો.

સિંધનો રાજ્યકર્તા મહમદ સુમરો સૈયદ દાદુ સાથે ઘણી અદાવત રાખતો હતો, કારણ કહેવાતી "સુમરા" કોમ પ્રથમ ઇસમાઇલી હતી, પરંતુ પાછળથી તેઓ સુન્ની થયા હતા. આ સબબે સૈયદ દાદુને ત્યાં રહેવાનું મુસ્કેલ થઇ પડયું હતું.

## સૈયદ દાદુ પીરનો કચ્છનિવાસ

આ સમયે કચ્છ ખાતે ભૂજમા મહારાવ શ્રી ભારમલજી રાજ્ય કરતા હતા તેઓને સૈયદ દાદુ પીરે એક કાગળ લખી કચ્છ આવવા પોતાની ઇચ્છા દર્શાવી; દરબારે તેમને પોતાના મુરીદો સાથે આવવાની ખુશીથી રજા આપી અને કચ્છમા રહેવાને માટે જગ્યા આપવાનું પણ જણાવ્યું. આ પરવાનગી અનુસાર સૈયદ દાદુ પીર ચાલીસ કુટુંબો સહિત કચ્છ ભૂજ તરફ રવાના થયા. (જેમા 'ભલો' અને તેનો પુત્ર 'લાખો' પણ હતા) દરબારે આ સઘળાનો ઘણો સત્કાર કર્યો અને રહેવા માટેની જગ્યા ભેટ આપી.

ત્યારબાદ ત્યાંથી તેઓ નવાનગર ગયા જ્યાં જામ તમાચીએ તેમનો ઘણોજ સત્કાર કર્યો. જામે સૈયદ દાદુને રહેવા માટે જમીન આપી જ્યાં તેઓ કોટ બાંધીને રહયા હતા. એ કોટનો દરવાજો આજે પણ સૈયદ દાદુના નામ ઉપરથી મૌજુદ છે.

સૈયદ દાદુ પીર બાવા હાશમના વંશમાંથી ઉતરી આવ્યા હતા, બાવા હાશમનું હિંદુશાહી નામ હરિચંદ હતું. બાવા હાશમના પુત્ર ગુલમહમદ થયા અને તેમના પુત્ર મહેરદીન થયા. એમને 'મોરિયા'ના હિંદુ નામે પણ બોલાવતા હતા. તેમના પુત્ર ખયરદીન થયા. એમનું હિંદુ નામ ખેરાજ હતું. તેના પુત્ર આસાર થયા. જેનું હિંદુ નામ 'જેસર' રખાયું. આસારને ત્રણ પુત્ર થયા; એક આસદીન બીજા જમશ્દીન અને ત્રીજા દાઉદ. આ ત્રીજા પુત્રનું નામ દાઉદ પરથી દાદુ થયું અને આ નામે તેઓ જાણીતા થયા.

## હ. ઇમામશાહ ખલીલુલ્લાહ (અ.)થી હ. ઇમામ શાહ નિઝાર (અ.) સુધી સેવા

સૈયદ દાદુના પૂર્વજોનો સંબંધ હઝરત ઇમામ શાહ ઇસ્લામશાહ અ. ના વખતથી નિઝારી ઇમામોથી જોડાયેલો જણાય છે. સૈયદ ઇમામશાહના કથનમાં એક ઉલ્લેખ મળી આવે છે કે,

હઝરત ઇમામ નૂરશાહ અ. જેમનું બીજું નામ હઝરત ઇમામ શાહ ઇસ્લામશાહ અ. હતું. તેઓ સાથે સૈયદ દાદુના પૂર્વજ બાવા ગુલમુહમ્મદે સૈયદ ઇમામશાહની મુલાકાત કરાવી હતી. સૈયદ દાદુના ભાઇ આસદીન તથા જમરૂદીનને સિંધ ખાતે 'ફતેહબાગ'મા સુમરાઓએ મારી નાખ્યા. તેઓ બન્નેને ત્યાં ખાતે દફનાવીને તેના ઉપર રોઝો બાંધવામાં આવ્યો છે. આ રોઝો ખોજાઓએ બંધાવ્યો છે.

સૈયદ દાદુની વફાત ભૂજ ખાતે હિજરી સન ૧૦૦૫/1598 મા થઇ ત્યારે હઝરત ઇમામ શાહ નિઝાર અ. બીજાની ઇમામતનું ~~[illegible]~~ ચાલતું હતું. સૈયદ દાદુનો રોઝો કચ્છ ભુજ ખાતે કિલ્લા બહાર ઉત્તર દિશાએ આવેલો છે. જ્યા દર વર્ષે મેળો ભરાય છે અને કચ્છના દરબાર છડી સવારીએ સલામ ભરવા આવે છે. આ રોઝો ઘણો ભવ્ય અને દિપાયમાન છે. નવાનગર નિવાસી ધરમસી નામના ખોજાએ તે બંધાવ્યો હતો. (Check)

## જોમો સિફાર્યો

હઝરત ઇમામ શાહ ખલીલુલ્લાહ અલી અ. ના સમયમાં ઇસમાઇલી મઝહબનો પ્રચાર ઘણો થયો હતો. આ સમયમા રાજકર્તાઓના દબાણથી કેટલાક "ખ્વાજા" તરીકે ઓળખાતા પંજાબી ઇસમાઇલીઓ (~~એટલે સુન્નતે વલ જમાતમા~~) ભળી ગયા હતા, જ્યારે કેટલાક શીઆ ઇસ્નાઅશરી બન્યા હતા, તેનું મુખ્ય કારણ એ હતું કે, પંજાબ તથા મુલતાનમાં એ સમયે દઅવતનો પ્રચાર જરા મંદ પડી ગયો હતો. (Check ~~matter~~)

હઝરત ઇમામ શાહ ખલીલુલ્લાહ અલી અ. એ હિજરી સન ૯૯૩/1586મા જોમો સિફાર્યો. આપની અંતિમ આરામગાહ 'અન્જુદાન' મા આવેલી છે. આપના પછી આપ નામદારના શાહઝાદા હઝરત ઇમામ શાહ નિઝાર અ. ઇમામતની મસનદ પર બિરાજ્યા.

# HAZRAT MOWLANA IMAM SHAH NIZAR II

(A. H. 993-1038) 1585 - 1628

.........O.........

(૪૦)

# હઝરત મૌલાના ઈમામ શાહ નિઝાર અ૦ (બીજા)

(હિજરી સન ૯૯૩-૧૦૩૮) 1585-1628

હઝરત ઇમામ શાહ નિઝાર અ ઇમામતની મસનદ પર હિજરી સન ૯૯૩ મા બિરાજમાન થયા હતા. આપ ઇમામતની મસનદ પર આવ્યા પછી ઇસમાઇલીઓ ઘણા પ્રસિધ્ધિમાં આવ્યા હતા હઝરત ઇમામ ઇરાનના બાદશાહોના સમાગમમા પણ આવવા પામ્યા હતા.

"ગુલઝારે શમ્સ" મા લખે છે કે હઝરત ઇમામ શાહ નિઝાર અ ને "અતાઉલ્લાહ" પણ કહે છે. આપે કોહબંદી પાસે એક ગામ વસાવ્યું હતું, જે 'કોહકે શાહ નિઝાર"ના નામે જાણીતું છે. એ સ્થળે હિંદુસ્તાનના ખોજા ઇસમાઇલી મુરીદો હઝરત ઇમામની મુલાકાત અર્થે આવતા હતા, એ સમયે એ સ્થાન 'દરખાનુ' કહેવાતું હતું. કેટલાક હિંદુસ્તાની ઇસમાઇલી ખોજાઓ અને ગુર્જિસ્તાનના કેટલાક ઇસમાઇલીઓ ત્યાં ખાતે વસવાટ કરી રહયા હતા, જેઓ 'અતાઉલ્લાહી' ના નામે ઓળ ;ાય છે.

## "કુહેક" નગરી–"બાગે તખ્ત"

"આસારે મુહમ્મદી"ની કૃતિમા દર્શાવવામાં આવ્યું છે કે હઝરત ઇમામ શાહ નિઝાર અ. ઇમામતની મસનદ પર બિરાજમાન થયા ... 'કુહબંદી' પાસે જે ગામ વસાવ્યું હતુ, તેમા આરસપહાણની ખાણો આવેલી હતી. આ ગામમા એક નવું ખેતીવાડીનું કેન્દ્ર આબાદ થયું હતું. જે ગામ કુહકે આગા નિઝાર" ના નામથી જાણીતું છે આ ગામમા એકસુંદર બગીચો બનાવવામાં આવ્યો હતો. હાલમા પણ તે હસ્તી ધરાવે છે અને તેનું નામ "બાગે તખ્ત" રાખવામાં આવ્યું છે. આ બગીચામાં આરસપહાણના એકજ પથ્થરનું તખ્ત બનાવવામાં આવેલું હોઇ બાગ સાથે તેનો સંબંધ દર્શાવનારું ઉપલું નામ અપાયું છે. એ પ્રકારની બીજી પણ કેટલીક યાદગીરીઓ ત્યાં ખાતે જળવાઇ રહી છે અને જે જગ્યામાં ખેડુતો ખેતીનું કામ કરે છે, તેને "નિઝારાબાદ" કહેવામાં આવે છે. મોટે ભાગે તે ખંડિયર થઇ પડયું હતું, તેને ખેડુતોએ ફરીથી વસાવ્યું છે.

## કહેકના ભવ્ય રોઝાનો ચમત્કાર.

"કહેક"માં એક ભવ્ય રોઝો બાંધવામાં આવ્યો છે, જે ઇમામોનું આખરી વિશ્રામ સ્થળ છે અને તેમાં ઇમામોના બાળબચ્ચાંની મઝાર પણ આવેલી છે. આ રોઝામાં ઘેટીઓના ઘીનો દીવો બાળવાનો રિવાજ છે. બીજા કોઇપણ પ્રકારનું તેલ ભરી દીવો બાળતાં બળી શકતો નથી. આ વાત કાંઇ છુપાએલી નથી; જેઓ એ બીના સ્વીકારવા તૈયાર ન હોય તેઓ ત્યાં જઇને પોતાની આંખે એ ચમત્કાર જોઇ શકે છે હઝરત ઇમામ શાહ નિઝારે કેટલાક હબસી ગુલામોને ખેતીવાડી અર્થે રાખ્યા પોતે પણ ત્યાં વસતા હતા. આ ઇસમાઇલી મુરીદો અર્થાત "અતાઉલ્લાહીઓ" (અતાશાહીઓ) પોતાના આકાની સેવામાં રચ્યા પચ્યા રહેતા હતા અને જાનમાલ કુરબાન કરવામાં પોતાની ખરી ફરજ સમજતા હતા. સઘળા અતાઉલ્લાહીઓ શૂરવીર અને લડવૈયા હતા.

## કુહબંદીમાં દરખાનું.

રશિયન મુસાફર ડો. ઇવેનોવ જણાવે છે કે, હઝરત ઇમામ શાહ નિઝાર અ. (બીજા) હઝરત ઇમામ શાહ ખલીલુલ્લાહ અ. (પહેલા)ના પુત્ર હતા. હ. ઇમામના છુટા હાથની વિપુળ સખાવતોને કારણે "અતાશાહ" પણ કહેતા હતા, સફવી વંશના રાજ્યના અંત સુધી આપ વિદ્યમાન હતા, સારી જગતમાં આપ અગત્યનું સ્થાન ધરાવતા હતા, ઉત્તર ઇરાનમાં સીરજીન જીલ્લા અને કેરમાન શહેરથી આપનો સંબંધ હતો. દક્ષિણ ઇરાનમાં આવેલા ખુરાસાન પ્રાંતમાંના ચારાપાણીની શોધમાં ફરતાં (નોમેડ) ખાનાબદશો એ જીલ્લામાં આવીને વસ્યા હતા અને તેઓ હજુ પણ ત્યા વસે છે. હઝરત ઇમામ શાહ નિઝાર અ. એ આપના મુરીદો માટે "કુહબંદી" પાસે એક ગામ વસાવ્યું હતું, જ્યાં જુદા જુદા ભાગોમાંથી આવેલા ઇસમાઇલી મુરીદો વસ્યા હતા, અને "દરખાનું" પણ ત્યાં સ્થાપવામાં આવ્યું હતું. એમના મુરીદો એ વિભાગમાં "અતાશાહી"ના નામે પણ ઓળખાય છે.

## સમ્રાટ ઔરંગઝેબનો વર્તાવ અને મહત્વનો ચૂકાદો.

હિ. સ. નવમી સદિમા દિલ્હીના તખ્ત ઉપર સમ્રાટ શાહજહાન બિરાજતા હતા અને ગુજરાતમાં દિલ્હીસમ્રાટના સુબા તરીકે શાહઝાદો ઔરંગઝેબ ઘણોજ ધર્માંધ હોઇ ઇસમાઇલીઓ તરફ તેને સારી લાગણી નહોતી. આ સમયે હ. ઇમામ શાહ નિઝાર અ. સ. એ આપના એક સંબંધી કાસમશાહને પીરાતનની નવાજેશ કરી સૈયદ ફાજલશાહ સાથે હિંદભણી મોકલ્યા. અમદાવાદમાં વસતો ગુજરાતનો સુબો શાહઝાદા ઔરંગઝેબે પીર કાસમશાહ, સૈયદ ફાજલશાહ અને ઇસમાઇલીઓની ધરપકડ કરવા મીર શમ્સુદીનને લશ્કર આપી મોકલ્યો પરંતુ પીર કાસમશાહ અને સૈયદ હસન શાહ આ સમયે કાઠિયાવાડ ભણી દઅવતકાર્ય માટે ગયા હતા. મીર શમ્સુદ્દીને ૫૦૦ ઇસમાઇલી કુટુંબોને કેદ કર્યા અને તેમને પાટણના કિલ્લામાં પૂર્યા. પીર કાસમશાહ અને સૈયદ હસનશાહને આની જાણ થતાં તેઓ તુરત અમદાવાદ આવ્યા અને શેખુલ ઇસ્લામ સમક્ષ કેસ દાખલ કર્યો. શેખુલ ઇસ્લામ વિદ્વાન હતા, તેમણે આખાએ બાબતની તપાસ કરી અને ચૂકાદો આપતા જણાવ્યું : 'ઇસમાઇલીઓની ધાર્મિક માન્યતા પાક કુરઆનના આદેશ અનુસારની છે તેથી તમામ ઇસમાઇલીઓને મુક્ત કરવા હુકમ કરું છું.'

પીર કાસમશાહનો રોઝો સિધ્ધપૂરથી બે માઇલ દૂર આવેલો છે. જ્યારે સૈયદ હસનશાહનો રોઝો ગણોદ ગામમાં ભાદર નદીને કાંઠે આવેલો છે.

## શાહ અબ્બાસ સફવી રાજ્યગાદીએ.

સફવી વંશમાં પરંપરના કુટુંબી કલહના જમાના દરમ્યાન હઝરત ઇમામ શાહ નિઝાર અ. ઇમામતની મસનદ ઉપર આવ્યા હતા. આપના પિતાશ્રીનું "અન્જુદાન" માંનું નિવાસસ્થાન બદલીને "કેક" "કુહક" અથવા "જેપ્ત"માં આપ આવી રહયા હતા. આપના સમયમાં ખુરાસાનમાં સફવી વંશના ઉમરાવોનું બળ વધતા અબ્બાસ મિરઝાનો પક્ષ બળવાન બન્યો હતો. વસ્તુસ્થિતિ સમજી જઇને બાદશાહ મુહમ્મદ મિરઝાએ રાજ્ય પરથી હાથ ઉઠાવીને પોતાનાં પુત્ર અબ્બાસ મિરઝાને હિજરી સન ૯૯૧માં રાજ્યપદ સોંપી પોતે એકાંતવાસ ધારણ કર્યો અને હિજરી સન ૧૦૦૯માં તે મરણ પામ્યો.

## ઇસ્માઇલી કવિ કાસિમ અઝી શિરાઝી.

હઝરત ઇમામ શાહ નિઝાર અ. ના સમયમાં કાસિમ અઝી શિરાઝી નામના એક ઇસમાઇલી કવિ હયાત હતા, જેઓએ ઇમામત અને ઇસમાઇલી ફિલસૂફી પર કાવ્ય લખ્યા છે. કવિ ઉપર મુલહિદ અને નાસ્તિકતાનો આરોપ મૂકી હિજરી સન ૯૯૯માં તેમને શિરાઝ ખાતે ફાંસી દઇને મારી નાખવામાં આવ્યા હતા. એ કવિના આજે પણ કાવ્યો મળી આવે છે. કવિવર ખાકી ખુરાસાનીથી એમની કાવ્ય પધ્ધતિ ઘણી સાવધાનીભરી અને સરળ છે.

## દાઇ સૈયદ અબદુલ નબી.

હઝરત ઇમામ શાહ નિઝાર અ. ના ઝમાનામાં સૈયદ અબદુલ નબી નામના એક દાઇ હતા, જેઓ ઇસમાઇલી જમાતોમાં હિદાયત કરવા અર્થે ગ્નાનો રચી, બોધરૂપે સંભળાવતા હતા અને વાએઝ પણ કરતા હતા. સૈયદ અબદુલ નબી પોતાના એક ગ્નાન (બોધ કાવ્યો)માં કહે છે કેઃ

એજી કાયમ સ્વામી કેકમાં બેઠા, ને અલી રૂપે અવતારજી.
પાત્ર સિતોતેર ઇમામ ચાલીસ, પરતક શાહ નિઝારજી.

ભાવાર્થ :–કાયમ ઇમામ "કેક"માં બેઠા છે, જેઓ અલી સ્વરૂપે છે. હઝરત પીર સદરદીનની ઉપદેશ શ્રેણી અનુસાર સિતોતેર પાત્ર થયા છે જ્યારે આજે ચાલીસમાં ઇમામ પ્રગટ અને મૌજુદ છે, જે હ. ઇમામ શાહ નિઝાર અ. છે.

## નિઆમતુલ્લાશાહી સૂફી સંપ્રદાયના વડા–હ. ઇમામ શાહ નિઝાર અ૦

પ્રોફેસર બ્રાઉનની કૃતિ લિટરરી હિસ્ટરી ઓફ પરશિયા તથા લેફટેન્ટ કર્નલ સાયકસના ગ્રંથ "ઇરાનમાં આઠ માસ"ના આધારે જણાય છે કે હઝરત ઇમામ શાહ નિઝાર અ. સફવી વંશના રાજ્ય અમલના છેવટના ભાગ સુધી હયાત હતા. આપ નિઆમતુલ્લાહ શાહના સૂફી સંપ્રદાય

ના એક વડા અધિકારી) હતા, અને અતાઉલ્લાહશાહ નામે ઓળખાતા હતા. હઝરત ઇમામ શાહ નિઝાર અ. ના અનુયાયીઓ પહેલાં ખુરાસાન પ્રાંતમા વસતા હતા. તેઓ સઘળા હઝરત ઇમામના સમયમા કેરમાન પ્રાંતમા આવી રહ્યા હતા. "કુહકે નિઝાર" નામનું ગામ એમના માટે વસાવવામા આવ્યું હતું. જ્યા "અતાઉલ્લાહીઓ" આવી આબાદ થયા હતા. હવે નિવામતુલ્લાહશાહ સૂફી કોણ હતા તે આપણે જોઇશુ.

## ઇરાનના કવિ સંત નિઆમતુલ્લાહશાહ સૂફી

ઇરાનમા નિઆમતુલ્લાહશાહ સૂફી એક મહાન કવિ, સંત અને ગૂઢવાદી હતા. તેઓનો જન્મ હિ. સ. ૭૩૦ માં હલબ ખાતે થયો હતો. તેમના જીવનનું ટૂંક વૃતાંત મી૦ રિપુએ "પરશિયન કેટલોગ"મા આપેલું છે. તેમનું પૂરું નામ અમીર નૂરદીન નિઆમતુલ્લાહશાહ કેરમાની અને તેમના પિતાનું નામ મીર અબ્દુલ્લાહ છે. તેઓ હઝરત ઇમામ મુહમ્મદ બાકિર અ. ના વંશથી ઉતરી આવેલા હોવાનો દાવો કરતા હતા. તેઓની અટક સૈયદ છે અને તેઓ સૂફી શેખ હોવાથી "શાહ"ના નામે પણ ઓળખાય છે.

સૂફી નિઆમતુલ્લાશાહ કેરમાનીના વફાત હિજરી સન ૮૩૪ના રજબ માસની તા. ૨૨મીએ કેરમાન નજદીકના "માહાન" નામના એક સુંદર ગામડામાં થઇ હતી, જ્યાં તેમનો ભૂમિદાહ કરવામાં આવ્યો હતો. તેમની મઝાર પાસે એક સુશોભિત "મઠ" બાંધવામાં આવેલો છે, જેમા સૂફી નિઆમતુલ્લાહશાહે સ્થાપેલ "સૂફીઓના સંઘ"ના દરવીશોનું નિવાસસ્થાન છે;

## જોમો સિફાર્યો

હઝરત ઇમામ શાહ નિઝાર અ. એ ઘણાજ ગૌરવ સાથે ~~૫૫ વર્ષ સુધી~~ ઇમામત ભોગવી હિજરી સન ૧૦૩૮મા જોમો સિફાર્યો. આપની મઝાર "કહેક" નગરીમાં આવેલી છે, જેના ઉપર એક ભવ્ય રોઝો બાંધવામાં આવ્યો છે. એક વખતે ઇસમાઇલીઓનું આ મુખ્ય ધામ હતું. આપ નામદાર પછી આપના શાહઝાદા હઝરત ઇમામ સૈયદઅલી અ. ઈમામતની મસનદ પર બિરાજમાન થયા.



હઝરત ઇમામ શાહ નિઝાર (બીજા): ઇસ્માઇલીઓના ૪૦ માં ઇમામ



સૈયદ પીર મુહમ્મદ શાહ દુલા

# HAZRAT MOWLANA IMAM SHAH SAYYID ALI

(A. H. 1038-1071)

...............o...............

(૪૧)

# હઝરત મૌલાના ઇમામ શાહ સૈયદઅલી અ.

(હિજરી સન ૧૦૩૮-૧૦૭૧)

હઝરત ઇમામ શાહ સૈયદઅલી અ. હિજરી સન ૧૦૩૮/માં ઇમામતની મસનદ ઉપર બિરાજમાન થયા હતા. એ સમયે ઇમામોનો સંબંધ રાજ્ય સાથે જોડાતા ઇમામોએ રાજકારણમાં ભાગ લેવાની શરૂઆત કરી હતી અને સામાન્ય રીતે એ યુગમા અતાઉલ્લાહીઓ તરીકે ઓળખાતા આપના મુરીદો લશ્કર તથા પોલીસમાં જોડાવા લાગ્યા હતા.

## હ૦ ઇમામ કેરમાનના હાકિમ–રાજ્યમાં અસંખ્ય સુધારાવધારા

'ગુલઝારે શમ્સ"મા જણાવવામાં આવ્યું છે કે હઝરત ઇમામ શાહ સૈયદઅલી અ. ને સફવી વંશના શાહ તરફથી કેરમાનના હાકિમ મુકરર કરવામાં આવ્યા હતા.

"આસારે મુહમ્મદી"માં જણાવવામાં આવ્યું છે કે, ઇમામ શાહ સૈયદઅલી અ. ઇમામતની મસનદ ઉપર આવી મુરીદોની રહેબરી કરવા લાગ્યા. આપે બાબક તથા કેરમાનમા રહેઠાણ રાખ્યું હતું. અને સફવી રાજ્ય તરફથી કેરમાનના હાકિમપદે આવ્યા પછી કેરમાન ઘણું આગળ વધવા પામ્યું હતું અને કોમે કોમ વચ્ચે જે વેર ચાલતું હતું, તેને પણ ભૂંસી નાંખવા ઇસમાઇલીઓ તરફથી કોશિશ કરવામાં આવતી હતી. પરિણામે ઇસમાઇલીઓનો કેરમાન ખાતેનો વસવાટ સઘળી પ્રજા માટે ધ્યાન ખેંચનારો થઇ પડયો હતો. તે સમયે હઝરત ઇમામના હાકિમપદના સંબંધમાં અનેક તર્કો બંધાતા હતા અને ઇસમાઇલી પ્રજામા આ બનાવથી સનસનાટી ફેલાઇ ગઇ હતી.

## શાહ સફી અને શાહ અબ્બાસ બીજો–રાજ્યમાં હાજરી

હઝરત ઇમામ શાહ સૈયદઅલી અ. ઇમામતની મસનદે બિરાજ્યા ત્યારે શાહ અબ્બાસ મૃત્યુના બિછાના પર પડયો હતો. તેને તેના વારસ માટે પૂછવામાં આવતા તેણે પોતાના પુત્ર શાહ મિરઝાને રાજ્યપદ આપવાની ભલામણ કરી હતી. શાહ અબ્બાસના પુત્ર સફી મિરઝાનું ખૂન આ પહેલા થઇ ગયું હતું. જેથી હિજરી સન ૧૦૫૨માં શાહ મિરઝા ગાદીએ આવ્યો અને

તેણે શાહ સફીનું નામ ધારણ કર્યું. શાહ સફી ઘણો ઘાતકી સ્વભાવનો હતો અને નશામાં ચકચૂર રહેતો હતો, તેના પરિણામે દેશમા ઘણા બળવાઓ જાગ્યા હતા. નશાની ધૂનમા તેણે ઘણા નિર્દોષ મનુષ્યોને કતલ કરાવ્યા હતા. શાહ અબ્બાસે પોતાના જીવનમા બગદાદ જીત્યું હતું, તે પાછું તુર્કી સુલતાન મુરાદે તેની પાસેથી છીનવી લીધું અને કન્દહારના સફવી ગુવર્નરે હિંદના સમ્રાટ શાહજહાન સાથે મળીને કન્દહાર તેને સોંપી દીધું. હિજરી સન ૧૦૫૨માં શાહ સફી મરણ પામતા શાહ અબ્બાસ બીજો ગાદી પર આવ્યો. આ સમયે હઝરત ઇમામ શાહ સૈયદઅલી અ.ને ઇમામત પર બિરાજવાને ચૌદમું વર્ષ ચાલતું હતું. એજ મુદત દરમ્યાન કંદહાર પાછું જીતી લેવામા આવ્યું. સમ્રાટ શાહજહાનના શાહઝાદા દારા શિકોહ અને ઔરંગઝેબના સામા હુમલાઓ છતા તેઓનું કાંઇ ચાલ્યું નહિ. આ શાહ અબ્બાસે પોતાના રાજ્યમાં શરાબની બંધી કરી હતી. અને શરાબીને મોત સુધીની સજા કરવામાં તે પાછી પાની કરતો નહોતો તેણે તુર્કસ્તાન અને અફઘાનિસ્તાન દ્વારા ઇરાન પર હુમલાઓ ન થાય તે માટે પણ ઘણા સાવચેતીભર્યા પગલા લીધા હતા.

## અતાઉલ્લાહી ઇસમાઇલીઓની રાજ્યને ઉપયોગી સહાયતા

હઝરત ઇમામ શાહ સૈયદઅલી અ. હાકિમનો દરજ્જો ધરાવતા હોવાથી આપ નામદારે પણ પોતાના મુરીદો મારફત રાજ્યને ઘણી સહાયતા કરી હતી. આપ નામદારની રાહબરી તળે રાજ્યકારોબાર સુધારા પર હોઇ દરેક જાતના નશાને નાબુદ કરવાનો કાયદો ઘડવામાં આવ્યો હતો. જો કે રાજ્યસત્તા શીઆ ઇસ્નાઅશરી ધર્મ પાળતા શાહ હસ્તક કહેવાતી હતી, પરંતુ મોટા શહેરોમાં જયાં કેળવાયેલા સજ્જનો રહેતા હતા તેઓમા કોઇપણ જાતનો પક્ષપાત નહોતો અને ઇરાન પર ચોમેરથી આક્રમણ આવવાનો સદા ભય રહેતો હોવાથી ઇસમાઇલી 'અતાશાહી' (અતાઉલ્લાહી) તથા 'નોમેડ' ખાનાબદોશની મદદ રાજ્યને ઘણી ઉપયોગી થઇ પડી હતી.

## જોમો સિધાર્યો

સફવી શાહે લાંબી દ્રષ્ટિએ હઝરત ઇમામ શાહ સૈયદઅલી અ.ને હાકિમની પદવિ અર્પણ કરી હતી, છતા પણ જયા અંધશ્રધ્ધાળુઓ વસવાટ કરી રહયા હતા અને જયાં બિનકેળવાયેલા અને ધર્માંધોનું જોર હતું, એવા ખેડામા ઇસમાઇલીઓને પોતાની નાની સંખ્યાને લીધે ખમવું પડયું હતું, તો પણ એકંદરે હઝરત ઇમામં શાહ સૈયદઅલી અ. ના સમયમાં ઇસમાઇલીઓ અમુક અંશે આઝાદી મેળવી શકયા હતા. વળી હિંદુસ્તાનથી પણ ઇસમાઇલીઓના ટોળેટોળા કેરમાન તથા બાબકમાં ઉતરી પડતા હતા, તેની પણ રાજ્યને પેદાશ હતી. હઝરત ઇમામ શાહ સૈયદઅલી અ. ૩૩ વર્ષ પર્યંત જાહોજલાલી સાથે ઇમામત ભોગવી હિજરી સન ૧૦૭૩માં જોમો સિધાર્યો. આપના મુબારક જીસ્મનો કેરમાન ખાતે ભૂમિદાહ કરવામાં આવ્યો હતો. આપ નામદાર પછી આપના શાહઝાદા હઝરત ઇમામ શાહ હસનઅલીશાહ અ. (પહેલા) ઇમામતની મસનદ પર બિરાજમાન થયા.

# HAZRAT MOWLANA IMAM SHAH HASSAN ALI SHAH 1st

**(A. H. 1071–1106)**

........O.........

(૪૨)

# હઝરત મૌલાના ઈમામ શાહ હસનઅલી શાહ અ૦ (પહેલા)

(હિજરી સન ૧૦૭૧–૧૧૦૬) / 1660 – 1694

હઝરત ઇમામ શાહ હસનઅલીશાહ અ.(પહેલા) હિજરી સન ૧૦૭૧માં ઇમામતની મસનદ પર બિરાજમાન થયા હતા. આપનો મુબારક જન્મ કહેકમાં થયો હતો. આપ નામદાર રાજકારણ અને તબ્લીગ માટે ઘણો ચાહ ધરાવતા હતા. આપના સમયમાં ઇસમાઇલી મુરીદોની સંખ્યામાં ઘણો વધારો થવા પામ્યો હતો. હઝરત ઇમામના કુટુંબીઓ તથા સેવકો પણ હઝરત ઇમામની આજ્ઞાનુસાર દઅવત કાર્યને અંગે અતરાફના દેશોમાં ફરી વળ્યા હતા. હિંદુસ્તાનથી આવેલા દાઇઓ પણ ઇરાનના જુદા જુદા પ્રગણામાં દઅવતનું કામ કરી રહ્યા હતા. (verify)

## "પીરોની પુઢિયુ" પર પ્રકાશ–વકીલાતનો યુગ

"આસારે મુહમ્મદી" માં એવો ઉલ્લેખ કરવામાં આવ્યો છે કે, "અતાઉલ્લાહ" અર્થાત હઝરત ઇમામ શાહ નિઝાર અ. કેરમાન પ્રગણામાં વસવાટ કરી રહ્યા હતા, પરંતુ આપના પૌત્ર હઝરત ઇમામ શાહ હસન અલી અ. જેમને હઝરત બાકિરશાહ પણ કહે છે, તેમના સમયમાં કેરમાનનો સંબંધ જુદો પડી ગયો હતો, અને આપે આપના છેલ્લા દિવસો મહલાતમાં ગુજાર્યા હતા. હઝરત ઇમામ શાહ હસનઅલી શાહ અ. ના સમયથી 'પીરોની પુઢિયું' અર્થાત દાઇઓનો સિલસિલો જોતા પીર મહેરાબબેગ, પીર અસગર બેગ, પીર અલી અકબર બેગના નામો મળી આવે છે. આ સઘળા નામો તુર્કી પધ્ધતિના છે. આ ઉપરથી જણાય છે કે એ ત્રણે પીરોના સમયમાં હઝરત ઇમામનો નિવાસ ઇરાનના વાયવ્ય દિશામાંના પ્રદેશમાં હતો કે જ્યાંના લોકોમાં તુર્કી સંસ્કારની અસર વધારે પ્રમાણમાં જણાતી હતી. વળી પીર મિર્ઝા ... "હાજીબ" તરીકે દેખાય છે, "હાજીબ" નો સામાન્ય અર્થ શાહનો હજુરિયો થાય છે. આ લકબ બીજા પીરોએ વપરાસમાં લીધેલો હોય એવું જોવામાં આવતું નથી. આ ઉપરથી જાણી શકાય છે કે, હઝરત પીર શમ્સથી હિંદમાં શરૂ થયેલો દઅવતનો સિલસિલો પીર તાજદીન સુધી પ્રબળ રહેલો હતો અને તે પછી હિંદુસ્તાનમાં 'સૈયદાત' અને 'વકીલો' એ દઅવતનું કામ ઉપાડી લીધું હતું.

ત્યાર પછી જે પીરો હ. ઇમામ તરફથી મુકરર કરવામાં આવ્યા હતા, તેઓ મોટે ભાગે ઇરાન અને ઇરાનના તુર્કસ્તાનવાળા ભાગમાં દઅવત કરતા હતા. સત્તાધારી પીર તરીકે પીર તાજદીન (રેહ.) પછી હિંદમાં દઅવતનું કાર્ય આગળ વધારવામાં વચ્ચે ગાળો પડયો હતો.

## શાહ સુલેમાન સફવીનો રાજયકાળ.

હઝરત ઇમામ શાહ હસનઅલી શાહ અ. નો ઇરાનનો રાજયકર્તા શાહ અબ્બાસ સફવી (બીજો) સમકાલિન હતો. હિજરી સન ૧૦૭૭માં તે મરણ પામતા શાહ સુલેમાન સફવી (પહેલો) ગાદીએ આવ્યો હતો. પરંતુ તે અચાનક બીમારીનો ભોગ થઇ પડતાં તેની તાજપોશી મુલત્વી રહી હતી. બીમારીમાંથી સાજો થયા પછી તાજપોશી કરવામાં આવી હતી. આ શાહ ઘણા નબળા વિચારનો અને વિલાસી હતો. તેના રાજય અમલનો ભાગ્યેજ કોઇ એવો દિવસ ગયો હશે જેમાં કોઇ દરબારી કે ખિજમતગારને દુઃખ પહોંચાડવામાં આવ્યું ન હોય. તેના સમયમાં ઉઝબેકોએ ખુરાશાન ભણી ફરીથી ધાડો પાડવાનું શરૂ કર્યું હતું અને વલંદાઓએ ઇરાનના "કિશ્મ"ના ટાપુ ઉપર કબજો કર્યો હતો. રશિયનો પણ ગીલાન અને માઝન્દ્રામાં ઘૂસી આવ્યા હતા.

શાહ સુલેમાન સફવીના સમયમાં ઇસમાઇલીઓના પડી ભાંગેલા "આલમુત"ના કિલ્લાને રાજદ્વારી કેદખાના તરીકે ઉપયોગમાં લેવામાં આવ્યો હતો. તાતારી હલાકુખાને અને શાહ તૈમુરે આલમુતમાં કે તેના આજુબાજુના વિસ્તારમાં વસતા ઇસમાઇલીઓનો સર્વાંશે નામો નિશાન મિટાવી દેવાની બિનામાં કેટલું સત્ય છે તે આ બિના ઉપરથી જાણી શકાય છે.

રશિયન અભ્યાસી પ્રોફેસર ડબલ્યુ ઇવેનોવનું કથન છે કે, "તાતારી સરદાર હલાકુખાને ઇસમાઇલીઓની ભયંકર કતલ ચલાવ્યા પછી ઇસમાઇલી પંથનો અંત આવ્યો. એવી માન્યતા આમ જનતા તો શું પણ કેટલાક ઇતિહાસકારોમાં પણ ફેલાયેલી જોવામાં આવે છે, પરંતુ ખરી હકીકત એ માન્યતાને જૂઠી છે."

સદીઓ પર્યંત ઇસમાઇલીઓ પર દુશ્મન-રાજ્યો તરફથી ચાલુ જોર જુલ્મ ગુજારવામાં આવતો હોવાથી ઘણી વખતે પોતે ઇસમાઇલી હોવાની બિના ગુપ્ત રાખવાની તેઓને ફરજ પડતી હતી, ખાસ કરીને આલમુત ઇસમાઇલીઓના હાથમાંથી જવા પછી ઇસમાઇલીઓને કોઇપણ પ્રકારની તકલીફ ન થાય એવા આશયથી ઇસમાઇલીઓ ભારે સાવધાનીથી કામ લેતા હતા. આટલું છતાં તેઓ અત્યંત ગુપ્તપણે તથા સાવચેતીપૂર્વક પોતાના મઝહબનો પ્રચાર કરતા રહ્યા હતા. ઇતિહાસિક પુરાણી નોંધો પરથી જણાઇ આવે છે કે સંજોગો વિપરિત હોવા છતાં ઇસ-માઇલી મઝહબની દિન પ્રતિદિન પ્રગતિ થતી રહી અને જાણે કંઇએ આવરણ આડે ન હોય તેમ તેનો વિકાસ પણ થતો રહયો હતો.

## સતત ફાલતું ફુલતું રહેલું ઈસમાઇલી વૃક્ષ—તકિયાની જરૂરીયાત.

પરંતુ જયારે સેંકડો વર્ષ પહેલા ઇસમાઇલી મઝહબનો પ્રચાર કરવામાં આવ્યો ત્યારે માત્ર આમજનતાજ નહિં પરંતુ કેટલાક દાખલામાં તો રાજયકર્તાઓ સુધ્ધા આ મઝહબ પાળતા થયા હતા. ઇસ્લામી દેશો પરના મંગોલોના ભયંકર આક્રમણ પૂર્વે અનેક અગત્યના પ્રગણાઓ

ઇસમાઇલી સરદારોની છત્રછાયા હેઠળ સ્વતંત્ર હતા અને સંજોગો ઉપરથી જણાય છે કે, ઘણા લાંબા સમય પર્યંત એ નાના સ્વતંત્ર રાજ્યોને વારંવાર પોતાનું ફોડી લેવા પડતા મુકવામાં આવ્યા હતા. પરંતુ જુદા જુદા રાજ્યકર્તાઓ અને ગવર્નરો–સુબાઓએ જોઇ લીધું હતું કે ઇસ–માઇલી કોમ પ્રતિદિન આબાદ થતી જાય છે. અને તેથી એકાદ નાનું સરખુ બહાનું મળી આવતા તેઓ અવારનવાર ઇસમાઇલીઓ પર અત્યાચારો ગુજારતા. કેટલાક પરગણાઓના કહેવાતા "આબિદો" પોતાની "પરહેઝગારી"ની જાહેરાત કરવાના તથા પોતે કરેલાં સવાબના કાર્યોના બદલામાં જન્નતમાં જગ્યા મેળવવાના આશયથી ઇસમાઇલી પુરુષ, સ્ત્રી કે બાળબચ્ચાઓને રહેંસી નાખતા હતા. (Ismailitica)

આવા દુષ્ટ કૃત્યોથી ઇસમાઇલીઓને ભારે નુકશાન પહોંચતું રહ્યું, તો પણ ઇસમાઇલી કોમ રૂપી વૃક્ષ સતત ફાલતું ફુલતું રહ્યું. જો કે ધર્મ અને પ્રાણની રક્ષા અર્થે તેમને સખ્ત "તકિયા"માં રહેવાની ફરજ પડી અને ઇસ્લામના જુદા જુદા પંથાવલંબીઓમાં ભળી જઇને પોતાના હમદીનોથી અળગા થઇ વસવાટ કરવાની જરૂરીઆત ઉભી થઇ, પરંતુ ઇરાનનું રાજ્યતંત્ર શીઆ પંથના અનુયાયી સફવીની સત્તા તળે આવ્યું ત્યારે ઇસમાઇલીઓને કંઇક રાહત મળી હતી. (૧)

## જોમો સિફાર્યો·

1693

"આસારે મુહમ્મદી"ના કથન અનુસાર હિજરી સન ૧૧૦૫માં હુસેન બિન સુલેમાન રાજ્યગાદી પર આવતાં આરંભકાળમાં ઇર્ષાખોર મુલ્લાઓની લખાણુથી સુન્નીઓ પર તે સખ્ત ઝુલમ ગુજારવા લાગ્યો હતો. આટલું છતાં ઇસમાઇલીઓની ભરતી લશ્કર તથા પોલીસમાં હોવાથી તેઓ સાથે પોતાનો સંબંધ સારો રાખવાના તે પ્રયત્ન કરતો હતો. તેણે હ. ઇમામ શાહ હસનઅલી અ. ને કેરમાન પરગણાનું હાકિમપદ અર્પણ કર્યું હતું. ત્યારપછી હઝરત ઇમામે રાજકારણમાં પોતાના પગલા માંડયા હતા. આ હાકિમપદ એક વર્ષ ભોગવી હઝરત ઇમામ શાહ હસનઅલી શાહ અ. એ હિજરી સન ૧૧૦૬માં જોમો સિફાર્યો. આપના મુબારક જીસ્મને "શાહ નજફ" ખાતે ભૂમિદાહ કરવામાં આવ્યું. આપ નામદાર પછી આપના શાહઝાદા હઝરત ઇમામ શાહ કાસમઅલી અ. ઇમામતની મસનદ પર બિરાજમાન થયા.

૧. જુઓ ડબ્લ્યુ. ઇવેનોવનું, "કાર્સ અને ખુરાસાનમાં ઇસમાઇલી" નિઝારી વોલ્યુમ ૮ નંબર ...

# HAZRAT MOWLANA IMAM SHAH KASSAM ALI

(A. H. 1106–1143)

............0............

(૪૩)

# હઝરત મૌલાના ઈમામ શાહ કાસમઅલી અલી અ૦

(હિજરી સન ૧૧૦૬-૧૧૪૩)/1694–1730.

હઝરત ઇમામ કાસમઅલી અ. એ હિજરી સન ૧૧૦૬માં ઇમામતની મસનદે બિરાજ્યા પછી મુરીદોના હિત અને દીની બહેતરી કરવાના આશયથી આપશ્રી રાજ્યદ્વારી વિષયોમાં ઘણો રસ લેતા હતા. ઇરાનના સમ્રાટ પર આપનો સારો પ્રભાવ પડતો હતો. ઘણીવાર ઇરાનનો સમ્રાટ રાજ્યના મહત્વના કાર્યોમાં હ. ઇમામ જોડે મંત્રણા કરવાનું અવશ્યનું માનતો હતો. ઇસમાઇલીઓ માટે આ યુગ સુખશાંતિનો હતો.

"આસારે મુહમ્મદી"માં દર્શાવેલું છે કે, આપના પિતાની દૈહિક વિદાય પછી હઝરત ઇમામ શાહ કાસમઅલી અ. ઇમામતપદે બિરાજ્યા, હઝરત ઇમામ શાહ કાસમઅલી અ. નો મહોટો પરિવાર હતો. શાહી ખાનદાન સાથે પણ આપ નામદારનો સંબંધ નિકટનો હતો, એટલે કે સફવી સાહાતો સાથે આપના કુટુંબીઓનું જોડાણું થયું હતું. (४०६)

"ગુલઝારે શમ્સ"માં જણાવવામાં આવ્યું છે કે, હ. ઇમામ શાહ કાસમશાહ અ. આપના પિતાશ્રી પછી કેરમાન પરગણાના હાકિમપદ પર આવ્યા હતા, હઝરત ઇમામનો જન્મ કહેકમાં થયો હતો. હ. જાફરઅલીશાહ તરીકે પણ હઝરત ઇમામ શાહ કાશમઅલી અ. ને જણાવવામાં આવ્યા છે. (४४)

## વિદ્યાપ્રેમી શાહ હુશેન સફવી—હ. ઈમામ કેરમાનના હાકિમપદે.

"આસારે મુહમ્મદી"ના કથન અનુસાર હઝરત જાફર શાહ અર્થાંત હઝરત ઇમામ શાહ કાસમઅલી અ. ની માતાજીનું નસબ સયી નિઆમતુલ્લાહશાહ સુધી પહોંચે છે. જેઓ એમના વંશમાંથી ઉતરી આવેલા બાનુ હતા. હઝરત ઇમામ શાહ કાસમઅલી અ. ના ઝમાનામાં સફવી સુલતાન શાહ હુસેન બિન સુલેમાન હિજરી સન ૧૧૦૫માં (1693–94) ઇરાનના સિંહાસન પર બેઠો, સફવી સમ્રાટ વિદ્યાપ્રેમી હોઇ, એ વિષયમાં તે ઘણો રસ લેતો હતો. એણે બંધાવેલી વિદ્યાપીઠ (કોલેજ):

# HAZRAT MOWLANA IMAM SHAH ABUL HASSAN ALI

**( A. H. 1143–1194 )**

..........0..........

# હઝરત મૌલાના ઈમામ શાહ અબુલ હસનઅલી અ૦

**( હિજરી સન ૧૧૪૩-૧૧૯૪ )**

હઝરત ઇમામ શાહ અબુલ હસનઅલી અ. હિજરી સન ૧૧૪૩મા ઇમામતની મસનદ પર બિરાજયા હતા. હઝરત ઇમામે રાજ્યદ્વારી વિષયમાં આગળ પડતો ભાગ લીધો હતો. ઇરાનમા આ સમયે સફવી વંશના રાજ્યનો અંત આવી ગયો હતો અને નાદિર શાહે ઇરાનની રાજ્યલગામ પોતાના હાથમાં લીધી હતી.

"ગુલઝારે શમ્સ" ના કથન અનુસાર હઝરત ઇમામ શાહ અબુલ હસનઅલી અ.નો જન્મ "બાબક" શહેરમાં થયો હતો. આપશ્રી હઝરત શાહ મુહમ્મદ હસનશાહ હસનબેગ અથવાં અબુલ હસનઅલી શાહને નામે પણ જાણીતા થયા છે. આપ રૂગાન અને જીન્જાન વચ્ચે આવેલા 'કિયાબ' શહેરમાં રહેતા હતા અને ત્યાંથી નાદિરશાહ સાથે હિંદુસ્તાન આવ્યા હતા. આપને નાદિરશાહ તરફથી કેરમાનના હાકિમ મુકર્રર કરવામાં આવ્યા હતા.

સૈયદ ફતેહઅલી શાહ એક બોધકાવ્યમાં હઝરત ઇમામ વિષે ઉલ્લેખ કરે છે કે:

શાહ બેઠા પચ્છમ દેશ અજમી રૂપેજી. શાહ બોલે છે ફારસી વાણી સેંતર દીપેજી.
તેનું શહેર બાબકમાં ઠામ પરતક રૂપેજી, તેનું શાહ અબુલ હસનઅલી નામ સુંદર રૂપેજી.

હઝરત ઇમામ શાહ અબુલ હસનઅલી અ. ના સમયમાં ઇરાનથી હિંદુસ્તાન ખાતે દઅવત કરવા ઉકત જ્ઞાન (બોધકાવ્ય) ના રચનાર સૈયદ ફતેહઅલીશાહ આવ્યા હતા. તેમણે ઉપરોકત ચાર કડીઓમાં હઝરત ઇમામની પુરેપુરી ઓળખ આપી છે.

## નાદિરશાહના અમલમાં હઝરત ઇમામનું સન્માન- કેરમાનના ગવર્નર

"મઝાહિબુલ ઇસ્લામ" ની કૃતિમા લખેલું છે કે, પાછળથી "આગાખાન" લકબ ધરાવનાર વિભુતિઓ આલમુતના ઇમામોના જાંનશીનો હતા. તેઓ ઇરાનમા વસવાટ કર્યા પછી લાંબી મુદતે

## સફવી વંશનો અંત—નાદિરશાહ ઇરાનની ગાદીએ

ઇરાની લશ્કરને નાદિર કુલીના વડપણ તળે મૂકતા તુર્કીના કેન્દ્રસ્થાન સરખું બગદાદ શહેર તેણે જીતી લીધું અને ફારસના ગવર્નર મહમદખાન બલોચને શિક્ષા કરી. 'તારીખે ફરશ્તા'ના કર્તાના જણાવ્યા પ્રમાણે બગદાદના વિજય પછી નાદિર કુલીની સૂચનાથી શાહ તહેમાસ્પ સફવીને નાદિરના પુત્ર રઝા કુલીએ મરાવી નાખ્યો. હિજરી સન ૧૧૪૫મા અબ્બાસ સફવી (ત્રીજો) પણ મરણ પામ્યો અને ઇરાનના ઉમરાવોની પસંદગીથી નાદિર કુલી નાદિરશાહનું નામ ધારણ કરી ઇરાનના સિંહાસને બેઠો. હિંદુસ્તાનમાં મહમદશાહ રંગીલાના રાજ્યકાળમાં કત્લે આમ ચલાવનાર નાદિરશાહ ઇરાની, ભાગ્યબળે શાહ બનનાર આ નાદિર કુલી હતો.

## કાચારીઓ રાજકારણમાં

હઝરત ઇમામ શાહ કાસમઅલી અ.ના જીવનકાળમાં સત્તાનશીન સફવી રાજવીઓનો મુગટ ડગમગી રહયો હતો અને રાજ્યસત્તા સર કરવા મથતા કાચારીઓ અને નાદિરી પક્ષો બહાર આવ્યા હતા. આ સમયમાં હઝરત ઇમામ સઘળા પક્ષોના ગાઢ પરિચયમાં આવવા પામ્યા હતા. હઝરત ઇમામના શાહ કાસમઅલી અ. ના યુગમા સફવી વંશનો વાસ્તવિક રીતે અંત આવ્યો હતો. ગિલઝાઇઓએ સફવી વંશને દબાવીને થોડો વખત ઇરાનમા પોતાની આણ વર્તાવી હતી, પરંતુ તેમનો પણ લગભગ અંત આવી લાગ્યો હતો અને નાદિરશાહનું બળ વધતું જતું હોવાથી તેના હાથમા ઇરાનની મધ્યસ્થ સત્તા આવી રહી હતી, હઝરત ઇમામ શાહ કાસમઅલી અ. મહેલાતમાં વસવાટ કરતા હતા, ત્યારે બીજી તરફ ઇરાનનું રાજકારણ ફરીવાર ડોહળાઇ રહયું હતુ

## જોમો સિફાર્યો

હઝરત ઇમામ શાહ કાસમઅલી અ. એ હિજરી સન ૧૧૪૩મા જોમો સિફાર્યો. આપના મુબારક જીસ્મને મહેલાત ખાતેજ ભૂમિદાહ કરવામાં આવ્યું હતું. આપ નામદાર પછી હઝરત ઇમામના શાહઝાદા હઝરત ઇમામ શાહ અબુલ હસનઅલી અ.એ ઇમામતની મસનદે બિરાજી મુરીદોની દોરવણીની લગામ હાથ ધરી હતી.

---

"આ શીઆ ઇમામી ઇસમાઇલીઓ બદખશાન અને કાફિરીસ્તાનની દૂર દૂર ખાણોમાં, ગીલગીટ, ચિત્રાલ અને "ઓક્ષસ" નદીના કિનારેથી લઇને છેક "બામે દુનિયા" કિંવા "દુનિયાનું છાપરું" તરીકે જગમશહૂર થયેલ "પામિર" સુધીની ખીણમાં પથરાયેલા નજરે પડે છે."

"જયારે ઇરાન, ખુરાસાન અને પશ્ચિમ અફઘાનિસ્તાન અને સિરિયામાં આપશ્રીનાં અનુયાયી ઓ મોટી સંખ્યામાં જોવામાં આવે છે, ઉપરાંત ઇરાનના અખાતમાં, અરબસ્તાનના પૂર્વ શહેરોમા ખાસ કરીને ઓમાનનો તેમજ આફ્રિકાના કાંઠા ઉપર દક્ષિણે છેક મોઝામ્બીક સુધી પણ આપશ્રી ના મુરીદો નજરે પડે છે. આફ્રિકાના મધ્યમાં આવેલા સરવરો અથવા તો મધ્ય એશિયાના, લાલ અને યાકુતની ખાણોની મુલાકાત લેનાર પ્રવાસી, આપ નામદારનો એકજ ભલામણ પત્ર આપના મુરીદો પર મેળવી શકે તો તે ઘણીજ સહેલાઇથી પોતાનો પ્રવાસ ખેડી શકે છે."

## આગા જાફરખાન સુલેહ કરાવવા મસ્કતમાં.

1848

હિજરી સન ૧૨૬૫ માં મસ્કતના ખોજાઓમાં ચાંપો પડયો અને બે પક્ષો પડયા. જાણુ હાજીઆણીનો પક્ષ જમાત વિરુધ્ધ પડી જમાતખાનામાંની જમાતના ઉપયોગમાં આવતી કેટલીક વસ્તુઓ ઊંચકી દરિયામાં ચોરી છુપીથી ફેંકી દીધી. આ બન્ને પક્ષો વચ્ચે સુલેહ કરાવવા હઝરત ઇમામ શાહ હસનઅલીશાહ અ. એ આગાં જાફરખાનને મસ્કત ખાતે મોકલ્યા. પરંતુ વિરોધીઓ સમજૂતી ઉપર આવ્યા નહિ અને સામે હથિયારો ઊંચકયા જેથી તેઓને કેદ કરવામાં આવ્યા અને તેઓને દંડની સજા થઇ, છતાં તેઓએ પોતાની હઠ ન છોડી અને જમાત સાથેનો સંબંધ તોડી દઇ દીનથી ફરી ગયા હતા.

## કચ્છમાં બાવા ઉમેદઅલી—વકીલાત છીનવી લેવાઈ.

હઝરત ઇમામ શાહ હસનઅલીશાહ અ. ના સમયમાં સૈયદ હાશમશાહના વંશમાંથી ઉત. રી આવેલા શખ્સો કચ્છ કાઠિયાવાડમાં "બાવા"ના નામથી ઓળખાતા હતા, તેઓને હ. ઇમામ તરફથી અમુક પ્રકારનું વડપણ મળેલું હોઇ ખોજા-મુરીદોને વ્યવસ્થિત રાખવા તેઓ દેશી રાજ્યો મા લાગવગ ધરાવતા હતા.

1825

હિજરી સન ૧૨૪૧માં કચ્છ દેશ ઉપર ઇસ્ટ ઇન્ડીયા કુંપનીનો અમલ હતો. એ સમયે મહારાવશ્રી બીજા ભારમલ "ટીલે" હતા. એમના રાજ્યઅમલમાં ખોજા જ્ઞાતિમાં ઝઘડો થતાં હ. ઇમામ તરફથી "વકીલ"નો દાવો કરનાર બાવા ખીઝરખાનથી ખોજાઓ જુદા પડી ગયા, છતાં પણ બાવા સાથે જુજ લોકો રહી ગયા, તેમાં જમાતના કામડીયા માણેક પણ હતા, એટલે જમાતે તેમની પણ વિરુધ્ધતા કરી. અત્રે જમાતથી વિરુધ્ધ પડેલાં ટોળાંએ સુન્ની મુસ્લિમોના કબ્રસ્તાનમાં સૈયદ દાદુની જમીન દાખલ કરવાની વેતરણ કરી અને સુન્ની મુસ્લિમોએ પણ પોતાના કબજામાં લેવા પ્રયત્ન કરવા માંડયો. એ સમયે બાવા ઉમેદઅલીએ બ્રિટિશ એજન્સીમાં દસ્તાવેજ દાખલ કર્યા અને સૈયદ દાદુની હદની જમીન પાછી કબજે કરી લીધી.

1834

હિજરી સન ૧૨૫૦માં જ્યારે ઇસ્ટ ઇન્ડીયા કુંપનીએ પોતાની એજન્સી ઉપાડીને મહા- રાવશ્રી દેશળજીને રાજ્ય સોંપ્યું, ત્યારે બાવા ઉમેદઅલી દરબારમાં ખાસ કારોબારી નિમાયા હતા. તેમણે દરબારી બળથી સમસ્ત કચ્છની ખોજા જમાતો પર પોતાની સત્તા જમાવી જુલમ કર્યા

માંડયો. આ વાતની ખબર હઝરત ઇમામ શાહ હસનઅલીશાહ અ. ને પડતાં આપના ભત્રીજા આગા મુહમ્મદ જફરખાનને કચ્છ ખાતે મોકલ્યા. તેમની સાથે બાવા ઉમેદઅલીએ સારી વર્તણુક રાખી નહિ અને રાજય અધિકારી તરીકેની પોતાની સત્તા દેખાડવા માંડી. આવી સ્થિતિ જોઇને હઝરત ઇમામ શાહ હસનઅલીશાહ અ. એ કલકત્તા ખાતે રિપોર્ટ કરતાં નામદાર એલનબરોએ કચ્છના પોલિટીકલ એજન્ટ પર પત્ર આપ્યો. આ હુકમને અનુસરી બાવા ઉમેદઅલી પાસે જમાતી હિસાબ કિતાબના ચોપડાઓ હતા, તે સઘળાનો કબજો લેવામાં આવ્યો અને બાવા સાથેનો સઘળો જમાતી વ્યવહાર બંધ કરવામાં આવ્યો અને હ. ઇમામ તરફની વકીલાત બાવા પાસે હતી, તે પણ હઝરત ઇમામ શાહ હસનઅલીશાહ અ. એ રદ કરી.

## હ૦ ઇમામની કચ્છ ખાતે પુનઃ પધરામણી.

હઝરત ઇમામ શાહ હસનઅલીશાહ અ. એ હિજરી સન ૧૨૬૯માં બીજી વખત કચ્છ ખાતે, ભૂજમાં કેરા વિરુધ્ધ ચાલતા કેસની તપાસ અર્થે પધારતાં, નામદાર મહારાજાશ્રી દેશળજી સાથે રત્નજડીત ખુરશી પર આસન લીધું હતું.

## હ૦ ઇમામની પ્રશંસા કરતા પત્રો.

આ સમયે હિંદના ગવર્નર જનરલ લોર્ડ એલનબરો હતા. તેમની પાસે જનરલ સર ચાર્લ્સ નેપિયરે હઝરત ઇમામ શાહ હસનઅલીશાહ અ. ની ભારે પ્રશંસા કરી હતી. સિંધની લડાઇ પછી સર ચાર્લ્સ નેપિયરે પોતાના વડીલ બંધુ સર હેનરી નેપિયર ઉપર તા. ૪થી ઓગસ્ટ ૧૮૪૪નાં રોજ એક પત્ર લખ્યો હતો તેમાં તેમણે જણાવ્યું હતું કે, 'ઇરાની રાજવંશી નામદાર આગાખાન મારા મોટા મિત્ર થઇ પડયા છે. તેઓ મારી કશી પણ સંભાળ કે રક્ષણ હેઠળ રહેતા નથી, તેઓ જાણે એક દેવતાઇ ફરિશ્તા છે."

## 'હિઝ હાઇનેસ'નો ખિતાબ.

હઝરત ઇમામ શાહ હસનઅલીશાહ અ. ની પ્રશંસા કરતો એક પત્ર જનરલ નોટે પાર્લામેંટના અધિકારીઓને લખ્યો હતો, તે પરથી આપ નામદારની ભારે સેવાઓ બદલ બ્રિટિશ સરકારે 'હિઝ હાઇનેસ'ના બાદશાહી ઇલકાબ સાથે માસિક ત્રણ હજાર રૂપિયાનું પેન્શન વંશપરંપરા બાંધી આપવા હિંદના વાઇસરોયને હુકમ આપ્યો.

## શહેનશાહ સાતમા એડવર્ડ હ૦ ઇમામની મુલાકાતે—કીંગ રિચર્ડ લાયન હાર્ટેડ—ઇતિહાસિક ઘટનાનો ઉલ્લેખ.

મરહૂમ મહારાણી વિકટોરીઆના સમયમાં શહેનશાહ સાતમાં એડવર્ડ, "પ્રિન્સ ઓફ વેલ્સ" તરીકે લોર્ડ એડિનબરોની સાથે હિંદુસ્તાનની મુલાકાતે આવ્યા હતા, ત્યારે તેઓએ હઝરત ઇમામ શાહ હસનઅલીશાહ અ. ને બંગલે પધારી આપશ્રીને મુલાકાતનું માન આપ્યું હતું. એ વખતે એ બન્ને શાહી કુટુંબના સભ્યો હ. ઇમામના બંગલામાં, હ. ઇમામના સસરા, ઇરાન સમ્રાટ ફતેહઅલીશાહની એક મોટી તસ્વીર સામે બેઠક લઇને હિંદના "ટર્ફ" પર હ. ઇમામે જીતેલ 'રેસ-કપ'નું અને આપશ્રીના શાહઝાદાએ જીતેલા હિંદના શિકારોની 'ટ્રોફિઝ'નું નિરિક્ષણ કર્યું હતું.



પીર શાહબુદ્દીન શાહ અલ-હુસેની ઉર્ફે પીર ખલીલુલ્લાહ જેઓ હઝરત ઇમામ શાહ અલીશાહ (અ.) ની ઇમામતના સમયમાં ઇસમાઇલીઓના પીર હતા.



હ. ઇમામ સુલતાન મુહમ્મદશાહ અ. સ. ના માતુશ્રી નામદાર માતા સલામત
હર હાઇનેસ લેડી અલીશાહ સા. આર.

ત્યારપછી સાત સદી પહેલાં, ઓસ્ટ્રીઆના ડયુક લીઓપોલ્ડના હાથે કેદ પકડાયેલાં, ઇંગ્લાંડના કીંગ રિચર્ડ લાયન હાર્ટના છુટકારા માટે પત્ર લખી આગ્રહ કરનાર હઝરત ઇમામ શાહ હસન અલીશાહ અ. ના વડવા, ઇસમાઇલીઓના ઇમામ, જેવીજ પોતાના જીવનની કેટલીક વિધવિધ અને સાહસિક ઘટનાઓનો હ. ઇમામે ઉલ્લેખ કર્યો હતો, જે સાંભળી મહારાણી વિકટોરીઆના બન્ને શાહઝાદાઓ અત્યંત હર્ષ પામ્યા હતા. (૧)

ઉપર દર્શાવેલા પત્રના સંબંધે, "નામદાર આગાખાનનો ટૂંક ઇતિહાસ" નામની કૃતિમાં જણાવવામાં આવ્યું છે કે રહાઇમરની કિદ્રામાંથી એક પત્રની નકલ મળી આવી છે કે જે પત્ર એક ઇસમાઇલી ઇમામે ઇ. સ. ૧૧૯૨માં આસ્ટ્રીઆના ડયુક લીઓપોલ્ડ ઉપર તાયરના લોર્ડ અને મોંટ ફેરાટના મારકવિસ કોનરેડના ખૂનમાં, ઇંગ્લાંડના બાદશાહ કીંગ રિચર્ડ લાયન હાર્ટનો કાંઈ પણ હાથ નહોતો એવું દર્શાવી તેને નિર્દોષ ઠરાવી તેના છૂટકારા માટે લખેલો છે, કારણ કે કીંગ રિચર્ડ, લીઓપોલ્ડના હાથે કેદ પકડાયો હતો, આ ઘટના આરબો અને ખ્રિસ્તીઓ વચ્ચેના ધર્મ-યુધ્ધ (ક્રુઝેડ)ના સમયમાં બની હતી. આ બનાવ પરથી એ સ્પષ્ટ થાય છે કે, હઝરત ઇમામ શાહ હસનઅલીશાહ અ. ની જેમ અંગ્રેજ સરકાર સાથે મિત્રાચારી હતી, તેમ આપશ્રીના પૂર્વજો પણ અંગ્રેજો સાથે ઘણી સારી મિત્રાચારી ધરાવતા હતા.

## હ૦ ઈમામ તરફથી બહાર પડેલું ફરમાન.

હિજરી સન ૧૨૭૧માં જમાતોમા એક સડો પેદા થયો, તે પરથી હઝરત ઇમામ શાહ હસનઅલીશાહ અ. એ એક ફરમાન બહાર પાડયું, તેમાં એવું દર્શાવવામાં આવ્યું હતું કે ખોજાઓ અમારા શિયા ઇમામી ઇસમાઇલી મુરીદો હોઇ શાદી ગમીની સઘળી ક્રિયાઓ પણ પોતાના મઝહબના ધોરણે અને ધર્મબંધુઓ હસ્તક કરાવવી જોઇએ. આ ફરમાનનો સઘળા મુરીદોએ સ્વીકાર કર્યો પરંતુ કેટલાકોએ તેની વિરુધ્ધતા કરીને કહ્યું:—"ખોજાઓ અસલ સુન્ની છે, માટે તેમની શાદી ગમીની ક્રિયા સુન્ની મુલ્લાઓને હાથે એટલે સુન્નતના રિવાજ પ્રમાણે કરાવવી જોઇએ." આથી શીઆ ઇમામી ઇસમાઇલી સ્થળોમાં તેમને પ્રવેશ કરવાની મનાઇ કરવામાં આવી હતી.

કચ્છ ખાતે પણ મજકુર ફરમાનને કચ્છની સઘળી ખોજા જમાતોએ શિરોમાન્ય કર્યો; માત્ર કચ્છ કેરાના ખોજાઓએ વિરોધી વલણ ધારણ કરતાં, હિજરી સન ૧૨૭૪માં શાહઝાદા હઝરત શાહ અલીશાહ અ. આપના પિતાની આજ્ઞાથી આ મતભેદ દૂર કરી સમજૂતી કરાવવા અર્થે કચ્છ પધાર્યા. પરંતુ કેરાવાળાઓનો પક્ષ બળવાન હોઇ તેઓએ ઇર્ષાના અંગે દોરવાઇ જઇ ને સમજૂતી પર ન આવ્યા. હિજરી સન ૧૨૯૧માં હઝરત ઇમામ શાહ હસનઅલીશાહ અ. ની હુઝુરમા અંતે સલાહ થઇ.

મજકુર ફરમાનને કાઠિયાવાડના સઘળા ઇસમાઇલી મુરીદોએ પણ માન્ય રાખ્યું માત્ર મહુવાનાં વીસ ખોજા કુટુંબ તેની વિરુધ્ધ ગયા, કારણ કે મુંબઇના બારભાયા ખોજાઓ સાથે તેમનો વ્યાપારી સંબંધ હોવાને અંગે તેઓ હ. ઇમામની ઇચ્છાને અનુસર્યા નહિ અને તેમણે એવો જવાબ આપ્યો કે "અમો શિયા તો છીએ પરંતુ લગ્નની ક્રિયાઓ સુન્ની રૂઢી પ્રમાણે કરીશું."

૧. 'ધી આગાખાન એન્ડ હીઝ એન્સેસટર્સ" પાનુ. ૫૫.

## બારભાયાઓ નાતબહાર—૧૮૬૬નો "આગાખાન કેસ."

હિજરી સન ૧૨૭૯ અર્થાત ઈસ્વી સન ૧૮૬૨ના ઓગસ્ટ માસની તા. ૧૬ મી એ મુખી અલારખિયાભાઇ સુમાર અને કામડીયા ખાકીભાઇ પદમશીના વડપણ હેઠળ મુંબઇના જમાતખાનામાં જમાતની એક સભા બોલાવવામાં આવી. તેમા હબીબભાઇ ઇબ્રાહીમના પુત્ર આહમદભાઇ તથા જમાતની વિરુધ્ધ ગયેલા બીજા આસામીઓને બોલાવવામાં આવ્યા હતા, પરંતુ તેઓ હાજર ન થવાથી આહમદભાઇ હબીબ તથા બીજાઓ ઉપર નોટીસ મોકલીને જણાવવામાં આવ્યું હતું કે, "જમાતના નિયમો અનુસાર ચાલશો તો તમને જમાતમાં રાખવામાં આવશે અને તે માટે ૨૧ દિવસની મુદત આપવામાં આવે છે." તે મુદત પછી જમાતની સભા ફરી બોલાવવામાં આવી છતાં પણ તેઓ નહિ આવવાથી આહમદભાઇ હબીબ તથા તેમના બીજા સાથીદારોને નાતબહાર મૂકવામાં આવ્યા. આ પરિસ્થિતિ વચ્ચે કચ્છમાં કેરા, કાઠિયાવાડમાં મહુવા અને મસ્કતની જમાતોમાં અમુક ખોજાઓએ હઝરત ઇમામ શાહ હસનઅલીશાહ અ. ની નારાજી વહોરી લીધી. જે ઉપરથી ખોજા ઇસમાઇલી જમાતોને ઘણો આઘાત લાગ્યો જે આજ દિન પર્યંત વિસરાયો નથી.

મુંબઇની હાઇકોર્ટમાં સર જોસફ આર્નોલ્ડ સમક્ષ "આગાખાન કેસ" ના નામે જાણીતો થયેલો એક મુકદમો કેટલાક ખોજાઓએ હિજરી સન ૧૨૮૩ અર્થાત ઇ. સ. ૧૮૬૬ માં દાખલ કર્યો. આ મુકદમો દાખલ કરનારાઓ ડાયા અહમદ, મહમદ સાયા, પીરમામદ કાસમ અને ફાજલ ગુલામહુસેન નામના આસામીઓ હતા. એમનો દાવો હતો કે નામદાર આગાખાન શાહ હસનઅલી શાહ અ. સાથે અમારે કાંઇ લાગતું વળગતું નથી. જમાતની જે મિલકતો અને આવક છે તેમાંથી નામદાર આગાખાન સાહેબને કાંઇ આપવું જોઇએ નહિ. મુખી કામડીઆઓએ જમાતને પૈસાનો હિસાબ આપવો અને તેની વચ્ચે નામદાર આગાખાન સાહેબ આવે તો તેઓને અટકાવવા. હઝરત પીર સદરૂદીન (રેહ.) અમોને ઇસ્લામી બનાવ્યા હતા. તેઓ પોતે સુન્ની હતા અને અમે પણ સુન્ની તરીકે ઇસ્લામમાં વટલાયા છીએ; અમે સુન્ની નથી એમ કહેનારા ખોજાઓને જમાતમાં રહેવાનો કાંઇ હક નથી અને ખોજા જમાતની સાથે તેમને કાંઇ લાગતું વળગતું નથી.

બીજી તરફ જવાબદારોનું કહેવું હતું કે, પીર સદરૂદીન (રેહ) સુન્ની નહોતા, પણ શીઆ ઇમામી ઇસમાઇલી ધર્મના અનુયાયી હતા અને તેઓ નામદાર આગાખાન સાહેબના વડવાના એક દાઇ હતા. ખોજા જમાત હમેંશા ઇમામી ઇસમાઇલી હતી અને હાલ પણ છે. વળી ખોજા જમાત નામદાર આગાખાન સાહેબના વડીલોને ધર્મગુરુ તરીકે માનતી આવી છે અને તેઓને પોતાના મુરશીદ ગણે છે.

## સર જોસફ આર્નોલ્ડનો ચૂકાદો (હ૦ ઈમામ શાહ હસનઅલીશાહની તરફેણમાં ફેંસલો)

બન્ને પક્ષોના દાવાઓની સુનાવણી લાંબી મુદત સુધી ચાલી હતી. અંતે વિદ્વાન જજ સર જોસફ આર્નોલ્ડે હઝરત ઇમામની તરફેણમાં ફેંસલો આપ્યો હતો તેઓ નામદારે પોતાના ફેંસલામાં જણાવ્યું હતું : "ખોજા જમાતના લોકોએ પોતાના ધર્મગુરુના ફરમાનની સતાથી બીજી વધારે સતાનો ઉપયોગ કોઇ વખતે કર્યો નથી એવી સાક્ષીઓ પડી છે તે ઉપરથી દાવેદારોએ માંગેલો હુકમ આપવાને હું ના પાડું છું, અર્થાત જે પ્રમાણે ફરિયાદીઓએ અરજ કરી છે તે મુજબનો હુકમ આપવાનો કોઇપણ પ્રકારનું કારણ મને જણાતું નથી.

"આ મુકદમાં વિષે કોર્ટ કેવું હુકમનામું કરવું એ તદન ખુલ્લું છે અને તે એ છે કે, પહેલા પ્રતિવાદી નામદાર આગાખાન, મુખી અલારખિયા સુમાર અને તેમની સાથેના જવાબદાર પ્રતિવાદી આસુ ગાંગજી ઉપરનો ખર્ચ સાગી ઉપર નાખીને આ મુકદમો કાઢી નાખું છું. જ્યારે બીજા પ્રતિવાદીઓ ઉપરથી પણ આ કેસ વગર ખર્ચ આપના કાઢી નાખું છું."

આ પ્રકારે ઇમામ શાહ હસનઅલીશાહ અ ની તરફેણમાં સંપૂર્ણ રીતે ફેંસલો આપવામાં આવ્યો હતા આ યાદગાર કેસના આખરી પરિણામમાં આપ નામદારને ઇમામતની ગાદીના હકદાર તરીકે કોર્ટ જાહેર કર્યા અને તેઓ નામદાર ઇસમાઇલી ખોજા કોમના રૂહાની સરદાર હોવાને અંગે આપ નામદારને આપવામાં આવતા, સઘળા ધાર્મિક હકો વિગેરે ઉપર આપશ્રીને એકલાનેજ અધિકારી ઠરાવી આપ નામદારના હકો કાયમ કરવામાં આવ્યા હતા. આ કેસમાં હારી ગયેલા ખોજાઓએ "બારભાયા" નામે બહાર આવીને પોતાની જુદી જમાત બાંધી લીધી.

## "બારભાયા" કેસમા પંજેભાઇઓની મહાન સેવા

બારભાયા કેસમા ફિદાઇ પંજેભાઇ ઇસમાઇલ ખેરાજ તથા મહાન પંજેભાઇ શરીફ ગાંગજી તેમજ અન્ય પંજેભાઇઓની હઝરત ઇમામ પ્રત્યેની સેવાઓ મહાન હતી. કારણ કે વિરૂધ્ધ પક્ષ માલદાર હોવાથી પૈસાના બળે વખતોવખત તેઓ જમાતોમાં ઝઘડા ઊભા કરતા હતા, તેમજ મુકદમામાં ભાગ લેનારને ધમકાવવાં કે લાલચો આપવામાં પણ આવતી હતી. એ પ્રસંગે પંજેભાઇઓએ ઇસમાઇલી સૈનિકો તરીકે પોતાની ખરેખરી ફરજ અદા કરી માનભરી રીતે મુકદમાનું પરિણામ લાવવા પોતાની સેવાઓ આપી હતી.

services to merged abridge

## મુખી અલારખિયા સુમાર—કામડીઆ ખાકી પદમશી

મુખી અલારખિયા સુમાર સિંધના વતની હતા. હઝરત ઇમામ મૌલાના શાહ હસનઅલીશાહ અ. ના સમયમાં ઇ. સ. ૧૮૫૪માં તેઓ મુખીની પદવીએ આવ્યા હતા. તેમનો કાપડ અને સાકરનો મોટો વેપાર હતો. ઇ. સ. ૧૮૬૬માં મુંબઇ હાઇકોર્ટમાં ચીફ જસ્ટીસ સમક્ષ "બારભાયા" કેસ ચાલ્યો હતો, તેમા તેમણે મુખ્ય ભાગ લીધો હતો.

કામડીઆ ખાકી પદમશી કચ્છ–મુંદ્રાના વતની હતા. તેઓ મુંબઇ ખાતે ફરનીચર અને ગ્લાસવેરનો મોટો વેપાર કરતા હતા અને મોટી પાર્ટીઓ અને લગ્નોમાં ભાડે પણ મોકલતા હતા. હઝરત ઇમામ શાહ હસનઅલીશાહ અ. ની ઇમામતના સમયમાં તેઓ કામડીઆ પદે આવ્યા હતા. ઇ. સ. ૧૮૭૫ ના હિરબાઇ–ગોરબાઇ કેસમાં તેઓ જમાત વતી એક અગત્યના સાક્ષી હતા. તેઓ ૨૨ વર્ષ પર્યંત કામડીઆ તરીકેની પદવી ભોગવી ઇ. સ. ૧૮૭૭માં અવસાન પામ્યા હતા.

## કીર્તિવંત મુખી લાડક હાજી

હઝરત ઇમામ શાહ હસનઅલીશાહ અ. એ ઇસ્વી સન ૧૮૭૮ માં મુખી લાડકભાઇ હાજીને મુંબઇની દરખાના જમાતના મુખી તરીકે નિમણુંક કરી હતી. તેમની અગાઉ મુખી હસનભાઇ જમાતના મુખી પદે બિરાજમાન હતા. તેમનું કોઇ ઝનૂનીએ ખૂન કર્યું હતું.

મુખી લાડક હાજી કચ્છ-કેરાના રહેવાસી હતા. ગરીબ હાલતમાં કચ્છથી મુંબઇ આવ્યા હતા અને ટૂંક અરસામાં પોતાના બુધ્ધિબળે પૈસો સારી પેઠે ભેગો કરી શકયા હતા. મુંબઇ આસપાસના કોસ્ટા અને અલીબાગના જંગલોમાં લાકડાઓ સરકાર પાસેથી વેચાણ લઇ મુંબઇનો લાકડાનો વેપાર તેમણે હાથ કરી લીધો હતો.

મુખી લાડકભાઇ હાજીએ હસનાબાદ માટે સોળ હજાર વાર જમીન હઝરત ઇમામને અર્પણ કરી હતી. તેઓએ પોતાની જીંદગીના છેલ્લા દમ સુધી જમાતના મુખી તરીકે રહી હઝરત ઇમામની અનહદ સેવા કરી, જમાતની પ્રીતિ મેળવી હતી. હિજરી સન ૧૩૨૫ એટલે ઇ. સ. ૧૯૦૭ માં તેઓ બહેસ્તનશીન થયા; એ સમયે એમની અવસ્થા ૮૦ વર્ષની હતી.

## જૂનાગઢના મહાન વઝીર ઈસમાઈલ ગાંગજી

હઝરત ઇમામ શાહ હસનઅલીશાહ અ ના સમયમાં કાઠિયાવાડ સોરઠ પ્રાંતની રાજધાની જૂનાગઢમાં વારસ ઇસમાઇલભાઇ ગાંગજી રાજ્યમાં જમાદારખાના તથા ટંકશાળ ખાતાના ઉપરી હતા. ઇસમાઇલી જમાતમાં પણ ઘણો સરસ મોભો ધરાવતા હોઇ સમસ્ત કાઠિયાવાડની જમાતો પર એમનું વડપણ હતું. આ સમયે જમાતો ધર્મના કાચા સુતરના તાંતણે બંધાયેલી અને અતિ શ્રધ્ધાવાન હોઇ જમાતો ઉપર વારસ સાહેબની હકુમત પણ હતી. તેઓ મઝહબની સેવામાં મહોબ્બતથી લીન રહેતા હતા, રાજ્યમાં વગ હોવાનો તેમને કદીપણ ગર્વ નહોતો.

હઝરત ઇમામ શાહ હસનઅલીશાહ અ. ઇરાન છોડી આવ્યા પછી હિજરી સન ૧૨૫૯ની સાલમાં પ્રથમ કાઠિયાવાડ પધાર્યા હતા, તે સમયે જૂનાગઢ પધારી ઇસમાઇલભાઇ ગાંગજીને વઝીરની માનવંતી પદવિ ઇનાયત કરી હતી.

મુંબઇ મધે સર જોસફ આર્નોલ્ડ સન્મુખ ચાલેલા "બારભાયા કેસ" તરીકે ના મશહુર મુકદમામાં કામડીયા સબજાઅલી દામાણીએ હ. ઇમામ તરફના એક મુખ્ય સાક્ષી તરીકે જુબાની આપી કોર્ટમાં કાઠીયાવાડની જમાતોના દફતર રજુ કર્યા હતા. વઝીર ઇસમાઇલ ગાંગજી હિજરી સન ૧૩૦૦ની સવાલ અર્થાત ઇ. સ. ૧૮૮૩ના આગસ્ટ માસમાં આ ફાની દુનિયા છોડી ગયા હતા.

## ધર્મપ્રેમી વીર મહામંદભાઇ રવજી.

હઝરત ઇમામ શાહ હસનઅલીશાહ અ. ના ઇમામતના ઝમાનામાં મહામદભાઇ રવજી જે. પી. એક ધર્મપ્રેમી પુરુષ હતા. જમાતના કામોમાં તેઓ ઉલટભર્યો ભાગ લેતા હતા. તેમનો જન્મ મુંબઇ ખાતે ઇ, સ. ૧૮૩૦માં થયો હતો. તેઓ ચીન ખાતે વેપાર કરતા હતા, જેમાં તેમને ઘણી સારી પેદાશ થઇ હતી. ઇ સ. ૧૮૮૩માં તેમણે ઘણા જાહેર કોમી ખાતાં ખોલ્યાં હતાં. જેમાંનું એક પોતાના ગરીબ જાતભાઇઓને વગર ભાડે રહેવા માટેનું મકાન હતું. આ મકાનમાં ૫૦ કુટુંબોને રહેવાની સગવડ હતી. ઇ, સ. ૧૮૯૦માં તેઓએ ખોજા અનાથાશ્રમ સ્થાપ્યું હતું. ઇ. સ. ૧૮૯૬માં પુના ખાતે જ્ઞાતિબંધુઓને હવા બદલ માટે સેનેટોરિયમ બંધાવી હતી. એ માટે સમસ્ત જમાત તરફથી તેમને માન પત્ર અર્પણ કરવામાં આવ્યું હતું. એ પ્રસંગે હ. ઇમામે તેમને "ખિલઅત" નો ઝભ્ભો અર્પણ કર્યો હતો. તેઓ ઇ. સ. ૧૮૯૮માં મે માસની તારીખ ૧લી ના દિને આ ફાની દુનિયા છોડી ગયા હતા.

## વઝીર સર થારીયા ટોપણુ—એક જાણીતા ઈસમાઈલી અમીર

હઝરત ઇમામ શાહ હસનઅલીશાહ અ. હિંદ આવ્યા પછી જમાતના બનાવોમાં મુખ્ય સ્થાન બારભાયા કેસ ધરાવે છે. ઇસમાઇલી જમાતને આ કેસમાં સહન કરવું પડ્યું હતું. આ સમયે જમાતની સેવા બજાવવા ઘણા અગ્રેસરોએ હ. ઇમામની હુઝુરમાં હાજર રહી ઘણો અગત્યનો ભાગ ભજવ્યો હતો, જેમાં સર થારીયા ટોપણુનો પણ સારો હિસ્સો હતો. તેઓ સરકાર દરબારમાં પણ માન પામેલા હતા. સરકારે તેમને "સર નાઇટ"નો ખિતાબ આપ્યો હતો. હ. ઇમામે પણ "વઝીર"નો માનવંતો લકબ આપ્યો હતો, તેઓ લાંબા સમય સુધી આફ્રિકા ખાતે વ્યાપાર ખેડી ઘણાજ શ્રીમંત બન્યા હતા. પાછળથી તેઓ મુંબઇ આવી રહયા હતા.

## જોમો સિફાર્યો.

હઝરત ઇમામ શાહ હસનઅલીશાહ અ. એ દરેક જમાતોમાં રીતસર વ્યવસ્થા કરીને આપના મુરીદોની વચ્ચે અતિ વહાલભરી રીતે રહેતા હતા અને આપ નામદાર હંમેશાં જમાતો વચ્ચે દરબાર ભરી બેસતા હતા. બ્રિટિશ રાજ્યમાં આપશ્રીની બહોળી લાગવગ હોવાથી આપના મુરીદોને સરકાર દરબારમાં આગળ વધારવામાં ઘણો રસ લેતા હતા, આથી હિંદમાં આપશ્રીના કદમ થયા પછી ખોજા કોમ આગળ વધવા માંડી હઝરત ઇમામ શાહ હસનઅલીશાહ અ. આપની જીસ્માની બુઝુર્ગ વયને લીધે ઉતરાવસ્થામાં આસાએશ લેવા લાગ્યા હતા અને આપનું જીવન નિવૃતિમાં ગાળતા હતા.

હઝરત ઇમામ શાહ હસનઅલીશાહ અ. ના જીવનના પાછલા દશથી બાર વર્ષનો સમય વિશ્રાંતિમાં ગયો હતો. બારભાયા છૂટા પડયા પછી જમાતમાં જે કાંઇ નજીવા મતભેદ હતા તે પણ દૂર થવા પામ્યા હતા. જમાત એકત્ર રીતે રહી એકબીજાની દાઝ હૈયે ધરી હ. ઇમામની છત્રછાયા હેઠળ સુખી અને આબાદીભર્યું જીવન ગાળવા લાગી હતી. હઝરત ઇમામ શાહ હસનઅલીશાહ અ. એ એપ્રિલ માસની તા. ૧૨ ઇસ્વી સન ૧૮૮૧. હિજરી સન ૧૨૯૮ના રાતે પોણા દશ કલાકે જોમો સિફાર્યો હતો.

## "હસનાબાદ" હ૦ ઈમામ શાહ હસનઅલીશાહ અ. નો ભવ્ય રોઝો.

હઝરત ઇમામ શાહ હસનઅલીશાહ અ. ના જીસ્મ મુબારકને પ્રથમ કરબલા મોકલવાનું ઠરાવ્યું હતું, પરંતુ કેટલાક મુરીદોની લાગણી અંગે મુંબઇ ખાતેજ ભુમિદાહ કરવાનું નક્કી કરવામા આવતાં "ઇડન હોલ" નામની મઝગામમાં આવેલી જગ્યા ખરીદવામાં આવી. જેની કિંમત ચૂકવવા એક લાખ પચીસ હજારનું ફંડ એકઠું કરવામાં આવ્યું. એક લાખ રૂપીઆ હઝરત ઇમામ શાહ અલીશાહ અ. એ આપ્યા. ત્યારપછી "ઇડન હોલ"ની જગ્યામાં "તાજ મહાલ" આકારનો રોઝો બાંધવાની ગોઠવણ કરવામાં આવી. આ રોઝાનું ઘણુંખરું કામ સંગેમરમરનું કળામય રીતે કરવામાં આવ્યું છે. તેના મિનારાની ઊંચાઇ ૯૦ ફીટ છે. આ રોઝાને તૈયાર થતા લગભગ ત્રણ વર્ષ લાગ્યા હતા અને આશરે ત્રણ લાખ રૂપીયાનો ખર્ચ કરવામાં આવ્યો

હતો. તા. ૧લી જુલાઇના દિને ૭ હજાર માણસની મેદનીવાળા સરઘસ સહિત જમાનખાનામાંથી સદુક આ જગ્યાએ લઇ જવામાં આવી હતી પાછળથી એ રોઝાનું નામ "હસનાબાદ" રાખવામાં આવ્યું. હજરત ઇમામ શાહ હસનઅલીશાહ અ. ના મુબારક જીસ્મને છેવટનું માન આપવા ઇરાની અને તુર્કી એલચીઓ ઉપરાંત યુરોપિયન, પારસી, મુસ્લિમ અને અન્ય ભાઇબંધ કોમના અગ્રેસરોએ પણ મોટી સંખ્યામાં હાજરી આપી હતી.

આપશ્રીના પછી ઇમામતની મસનદ ઉપર આપશ્રીના શાહઝાદા હજરત ઇમામ શાહ અલીશાહ અ. બિરાજમાન થયા.

હજરત ઇમામ શાહ હસનઅલીશાહ અ. ની દૈહિક વિદાય પછી એક વર્ષ બાદ ઇ. સ. ૧૮૮૨ હિજરી સન ૧૨૯૯માં આપશ્રીના મહેરદાર અને ઇરાન સમ્રાટ ફતેહઅલીશાહ કાચારના પુત્રી સર્વજહાં બેગમ મુંબઇ ખાતે વફાત પામ્યા હતા.

---

# હઝરત ઈમામ શાહ હસનઅલીશાહ અ૦



# HAZRAT MOWLANA IMAM SHAH ALI SHAH

## The Aga Khan II.

(A. H. 1298–1302)

.........0.........

(૪૭)

# હઝરત મૌલાના ઈમામ શાહ અલીશાહ અ૦

# ના. આગાખાન બીજા

(હિજરી સન ૧૨૯૮–૧૩૦૨) 1881 — 1885

1881

હઝરત ઇમામ શાહ અલીશાહ અ એ ઇમામતની મસનદ ઉપર હિજરી સન ૧૨૯૮માં બિરાજી ઇસમાઇલીઓના ઇમામ તરીકે ઇમામતની લગામ હાથમાં લીધી. આપશ્રી "હીઝ હાઇનેસ નામદાર આગાખાન બીજા" ના નામે ઓળખાય છે.

"ગુલઝારે શમ્સ" ના ઉલ્લેખ અનુસાર હઝરત ઇમામ શાહ અલીશાહ અ. નો મુબારક જન્મ હિજરી સન ૧૨૪૬માં ઇરાન મધ્યે આવેલા "મહેલાત" ખાતે થયો હતો. આપશ્રીના માતાજીનું નામ સર્વજહાંખાનમ હતું જેઓ ઇરાન સમ્રાટ ફતેહઅલીશાહ કાચારના શાહઝાદી થતા હતા.

"આગાખાન એન્ડ હીઝ એન્સેસ્ટર્સ"માં ઉલ્લેખ કરવામાં આવ્યો છે કે : "હઝરત ઇમામ શાહ હસનઅલીશાહ અ. ની દૈહિક વિદાય પછી, ઇરાનના રાજવી શાહ નસરૂદ્દીને, હઝરત ઇમામ શાહ અલીશાહ અ. પર દિલસોઝીનો સંદેશો પાઠવ્યો હતો અને ઇરાની રિતરસમ અનુસાર ધાર્મિક વિધિઓ પણ કરવામાં આવી હતી, ઉપરાંત નામદાર આગાખાનના કુટુંબ સાથેના પોતાના સગ. પણના અને "ઇસમાઇલીઓના ઇમામ" ના સ્વીકારના ચિન્હ તરીકે "ખિલઅત" અને એક "રત્નજડિત ઇરાની તાજ" પણ શાહ તરફથી હઝરત ઇમામ શાહ અલીશાહ અ. ને મોકલવામાં આવ્યા હતા. એજ પ્રમાણે નામદાર આગાખાન સાહેબ ત્રીજા જ્યારે આપના પિતાશ્રી હઝરત ઇમામ શાહ અલીશાહ અ પછી ઇમામતની મસનદ પર આવ્યા ત્યારે આપશ્રીને પણ ઇરાનના રાજવીએ માન અકરામની એવીજ નિશાનીઓ પુનઃ મોકલાવીને, ઇરાનના રાજવંશી કુટુંબના "પ્રિન્સ" તરીકેનો આપ નામદારનો મરતબો સ્વીકાર્યો હતો.



પરમ પ્રતિભાવંત ૪૮ માં ઇમામ સરકાર શાહ સુલતાન મુહમ્મદશાહ (અ. સ.) ના બાલ્યકાળનું એક સંભારણું. વહાલાં માતુશ્રીની પ્રેમાળ ગોદમાં તેઓશ્રી બિરાજમાન છે.



"મુહમ્મદ ટેકરી" કરાંચી: હઝરત ઇમામ સર સુલતાન મુહમ્મદશાહ અ. સ. નું જન્મસ્થળ.



હ.ઈમામ શાહ હસનઅલી શાહ (અ.સ.)
હિઝ હાઈનેસ ના આગાખાન (પહેલા)
શાહઝાદા શાહ શુજાઅ
શાહઝાદા જંગીશાહ
શાહઝાદી બીબી સારેબા
બેગમ સુલતાન
બેગમ પરીજાન
શાહઝાદી ગૌહર
શાહઝાદા જલાલશાહ
શાહઝાદી તાજમાહ
હ.ઈમામ શાહ અલીશાહ (અ.સ.)
શાહઝાદી હોમા
શાહઝાદી મલેકા
ઝૈનુલ આબેદીન શાહ
શમ્સુદીન શાહ
શાહ અબ્બાસ
હાજીબીબી
શાહઝાદી બેગમ
મુગુલ શાહ
ફુરુક શાહ
મલેકતાજ બેગમ
શાહઝાદા નૂરશાહ
હ.પીર શહાબુદીન શાહ
હ.ઈમામ શાહ સુલતાન મુહમ્મદશાહ (અ.સ.)
ના.આગાખાન (ત્રીજા)
હ.પીર અબુલહસન
કાસમશાહ
શાહ સુલતાન
મલેક સુલતાન
બેગમ શાહઝાદી બેગમ
પ્રિન્સેસ કેરોન
(ના.માતા સલામત)
શાહઝાદા મહેદી
શાહઝાદા સદરુદીન
શાહઝાદા અલીખાન
શાહઝાદા અમીન મુહમ્મદ
શાહઝાદી યાસ્મીન
નૂર મૌલાના હાઝર ઈમામ શાહ કરીમ અલહુસેની
(ના. આગાખાન ચોથા)
હ. ઈમામ શાહ હસનઅલી શાહ(અ.સ.)
હિઝ હાઈનેસ ના. આગાખાન પહેલાનો
વંશવેલો

## શિકારનો શોખ—ઇરાકમાં પ્રથમ લગ્ન

રોયલ અશિયાટીક કવાર્ટલી રિવ્યુમાં ઉલ્લેખ કરવામાં આવ્યો છે તે અનુસાર ઇરાન સમ્રાટ મુહમ્મદશાહ કાચાર રાજકીય કાવતરાંથી ભંભેરાઇ, હઝરત ઇમામ શાહ હસનઅલીશાહ અ. ની વિરૂધ્ધ જતાં સ્વરક્ષણ માટે તેમજ શાહનો શક દૂર કરવા અર્થે, હઝરત ઇમામ કાવા-દાવાના મુકાબલામાં બીજીવાર બહાર પડયા, ત્યારે હઝરત ઇમામ શાહ અલીશાહ અ. આપના માતાજી સાથે ઇરાક ભણી સિધાવી ગયા હતા. આપ નામદારને શિકારનો ઘણો શોખ હોઇ, ઇરાનના રાજ્ય સિંહાસન પર ચાલીસ દિવસ રાજ્ય કરનાર ઝિલ્લુસ્સુલતાન તથા બીજા દેશપાર થયેલા ઇરાની શાહઝાદાઓ સાથે કરબલાથી લઇ બગદાદ સુધીના પ્રદેશમાં આપનો ફુરસદનો સમય શિકાર રમવામાં ગુજારતા હતા.

હઝરત ઇમામ શાહ અલીશાહ અ. ના પહેલા લગ્ન ઇરાક ખાતેના એક ખાનદાન કબીલાના પુત્રી સાથે તેમના માતાજીએ કરાવ્યા હતા, જે બાનુનું નામ 'મરિયમ સુલતાન' હતું. તેમની કુખે બે ફરઝંદો થયા હતા, જેઓને સાથે લઇને હઝરત ઇમામ શાહ અલીશાહ અ. હિંદ ખાતે પધાર્યા હતા અને આપના પિતાજી સાથે મઝગામ ખાતે આવી રહયા હતા.

હઝરત ઇમામ શાહ અલીશાહ અ. અચ્છા નિશાનબાઝ હોવા ઉપરાંત શિકાર કરવામાં પણ ઘણા નિષ્ણાત હતા. આપશ્રીએ ૪૦ થી વધુ વાઘોનો શિકાર કર્યો હતો અને એ સઘળા શિકારો માંચડો બાંધ્યા વગર એ વિકાળ પ્રાણીઓ સામે ઊભા રહીને કર્યા હતા. (૫૪)

## હ૦ ઇમામના જાંનશીન તરીકે

હિંદુસ્તાન ખાતે હઝરત ઇમામે વસવાટ કર્યા બાદ કેટલીક જગ્યાએ જમાતોમા નાના મોટા મતભેદ ઊભા થયા હતા. જથી આપ આપના પિતા હઝરત ઇમામ શાહ હસનઅલીશાહ અ.ની આજ્ઞાથી કચ્છ, કાઠિયાવાડ અને સિંધની જમાતોને મુલાકાતો આપી હઝરત ઇમામના જાનશીન તરીકે હિદાયત–નસિહત કરી માર્ગદર્શન કરતા હતા. આપની પ્રભાવશીલ વાણી અને ઊંડી સમજદારીના પરિણામે જમાતોમાં એકસંપી અને એકદિલની ભાવના પ્રસરી જતી હતી. આપશ્રી મુંબઇના જમાતખાનામાં પણ આપના પિતાશ્રી હઝરત ઇમામ શાહ હસનઅલીશાહ અ. સાથે પધારીને જમાતોને મુલાકાતનો લાભ આપતા રહેતા હતા.

## વંશ પરિવાર

ઇરાકથી આવેલા આપના મોહરદાર મરિયમ સુલતાનની વફાત થયા પછી હઝરત ઇમામ શાહ અલીશાહ અ. ના લગ્ન મુંબઇમાં રહેતા શીરાઝી ખાનદાનની કુમારિકા વેરે બીજીવાર થયા હતા. તેઓ પણ થોડા સમયને અંતરે વફાત પામ્યા હતા, ત્યાર પછી મિરઝા અલીમહમ્મદખાન નિઝામુદ-દૌલા બિન અબ્દુલ્લાહખાન અમીનુદવલા વલદ હાજી મુહમ્મદ હુસેનખાન ઇસ્ફહાની જેઓ ઇરાન સમ્રાટ ફતેહઅલીશાહના વડા પ્રધાન હતા, તેમની સુપુત્રી હઝરત નવ્વાબા આલિયા શમ્સુલ મુલ્ક જોડે ત્રીજીવાર પરણ્યા હતા. હઝરત ઇમામના કુલ્લ પાંચ મોહરદારો હતા અને સઘળા મળી ત્રણ પુત્રો થયા હતા. જેમા પીર શાહબુદીનશાહ, આગા નુરશાહ અને હઝરત ઇમામ શાહ સુલતાન મુહમ્મદશાહ અ. સ. હતા.

## નામદાર માતા સલામત હર હાઇનેસ લેડી અલીશાહ

હઝરત ઇમામ શાહ અલીશાહ અ. ના મહોરદાર નવ્વાબા સાહેબા, શમશુલ મુલ્ક, હર હાઇનેસ નામદાર લેડી અલીશાહ, ઇરાનના શાહ ફતેહઅલીશાહના દોહિત્રી અને એકાંતવાસ ધારણ કરી દરવેશી જીવન ગાળનાર પ્રખ્યાત સૂફી અને ફતેહઅલીશાહના વડા પ્રધાન નિઝામુલ-દૌલાના સુપુત્રી થતા હતા, કે જેમણે હઝરત ઇમામ શાહ હસનઅલીશાહ અને ઇરાનના દરબારમાં સુંદર સત્કાર આપ્યો હતો.

નામદાર માતા સલામત હર હાઇનેસ લેડી અલીશાહ પ્રતાપી ગુણબળોવાળા અને અત્યંત દિલસોઝ બાનુ હતા. તેઓ ઘણી ઊંડી બુધ્ધિમતા ધરાવતા હતા. હિંદુસ્તાનની અનેક મહારાણીઓને મુશ્કેલીના સમયમાં તેઓશ્રી સલાહ સુચના આપતા હતા. ભોપાલના બેગમ સાહેબા સાથે તેઓને ઘણો ગાઢ સંબંધ હતો. તેઓ સમસ્ત ઇસમાઇલી આલમમા ઘણાજ જાણીતા હતા.

નામદાર લેડી અલીશાહ હઝરત ઇમામ શાહ અલીશાહ અ. સાથે લગ્નથી જોડાયા પછી કેટલોક વખત બગદાદ ખાતે રહ્યા હતા. ત્યારબાદ તેઓ નામદાર કરાંચી ખાતે પધાર્યા હતા, જ્યાં તેઓની કુખે શાહઝાદા હઝરત સુલતાન મુહમ્મદશાહ અ.નો મુબારક જન્મ થયો હતો. મુંબઇ ખાતે ૧૯૦૮માં હાજીબીબીવાળા "આગાખાન કેસ"માં નામદાર માતા સલામતે પોતાની અસાધારણ યાદગીરીનો પ્રતાપે એવી સરસ જુબાની આપી હતી કે જસ્ટીસ રસલ પણ અચંબો પામ્યા હતા.

વિશ્વ યુધ્ધ વખતે, નામદાર લેડી અલીશાહે, લોર્ડ અને લેડી વીલીંગ્ટનને પોતાની સેવા આપવા માટે ખુશી દર્શાવી હતી. તેઓની દોરવણી હેઠળ ખોજા બાનુઓએ મેસોપોટેમીઆ અને અન્ય યુધ્ધ મોરચેથી આવતા જખમી સૈનિકો માટે મહાન સેવાઓ અપી હતી. એ ઉપરાંત તેઓ નામદારે જરૂરિયાતની સામગ્રીઓ ખરીદવા માટે મોટી રકમનું ફંડ પણ એકઠું કર્યું હતું.

નામદાર લેડી અલીશાહ, માતા સલામતે યુરોપ, અરબસ્તા, સીરિયા વિગેરે દેશોની ઘણી મુસાફરીઓ કરી હતી. એક વેળા, જ્યાર તેઓ નામદાર સીરિયાના પ્રવાસે ગયા હતા, ત્યારે તેમના પૌત્રા શાહઝાદ ના. પ્રિન્સ અલીખાન સાહેબ પણ સાથે હતા. તેઓ નામદાર જયારે ઇરાનની મુસાફરીએ ગયા હતા ત્યારે રિઝાશાહ પહેલવી કમાન્ડર ઇન ચીફ અને વઝીર પદે હતા. તેમના હુકમ અનુસાર ઇરાન સમ્રાટ ફતેહઅલીશાહની દોહિત્રીને લાયક આવે એવું બગદાદથી તહેરાન સુધી ભવ્ય બાદશાહી માન આપવામાં આવ્યું હતું.

ઇ. સ. ૧૯૩૨માં હર હાઇનેસ લેડી અલીશાહ નામદાર માતા સલામત યુરોપની મુસાફરીએ ગયા હતા, એ વખતે શહેનશાહ પંચમ જ્યોર્જ, શહેનશાહ બાનુ અને અન્ય શાહી કુટુંબના સભ્યોની મુલાકાતનું માન તેઓ નામદારને મળ્યું હતું, ઉપરાંત સેક્રેટરી ઓફ સ્ટેટ, સર સેમ્યુ. અલ હોરે પણ નામદારનું સ્વાગત કર્યું હતું.

આ વર્ષ દરમ્યાન ના. માતા સલામત હર હાઇનેસ લેડી અલીશાહને લંડન ખાતે નામદાર શહેનશાહે એક દરબાર ભરી તેની સન્મુખ પોતાના હાથે "ક્રાઉન ઓફ ઇન્ડીઆ"નો માનવંતો ખિતાબ અર્પણ કર્યો હતો.

ના. માતા સલામતની બગદાદ ખાતે તા. ૫મી ફેબ્રુઆરી ૧૯૩૮ મા વફાત થઇ હતી. હઝરત ઇમામ શાહ સુલતાન મુહમ્મદશાહ એજ દિને બપોરે બગદાદ પહોંચ્યા હતા અને બે કલાક બાદ ના. માતા સલામતની વફાત થઇ હતી. હઝરત ઇમામ શાહ અલીશાહની બાજુમા નજફ માં આપના મુબારક જીસ્મને જમીનદાર આપવામાં આવ્યા હતો.

## હ૦ પીર શાહબુદ્દીનશાહ અલ-હુસેની

હઝરત ઇમામ શાહ અલીશાહ અ.ના સર્વથી વડીલ શાહઝાદા હઝરત પીર શાહબુદીનશાહ (રેહ.) હતા. જેમને હઝરત ઇમામ શાહ અલીશાહ અ. તરફથી "પીરાતન" ઇનાયત કરવામાં આવી હતી. તેઓ પણા વિદ્વાન અને મહાન ફિલસુફ હતા. તેઓએ ઘણા પુસ્તકો લખ્યા જેમાં "રિસાલા દર હકીકતે દીન" નામનું પુસ્તક અત્યંત ઘણું મહિમાવાન અને ઉત્તમ દરજ્જાનું છે. આજ પર્યંત ઇસમાઇલીઓ તેનું માનસહિત વાંચન કરે છે. (૧)

હઝરત પીર શાહબુદીનશાહ (રેહ.) એ હઝરત ઇમામની આજ્ઞાનુસાર ઇસમાઇલી જમાતોમાં પઢવામાં આવતી (વખતની) દુઆ-બંદગીમાં, મુખ્ય ઉચ્ચારોના ઉચ્ચારણ કરી સુધારો પણ કર્યો હતો. આ દુઆ-બંદગી અસલ પીર સદરૂદીન (રેહ.)ની રચેલી છે. અને તે આજ દિન પર્યંત સમસ્ત ઇસમાઇલીઓમાં પઢાય છે. મુંબઇના વસવાટ દરમ્યાન પીર શાહબુદીન શાહની વખતોવખત મોટા મોટા આલિમો મુલાકાત લેતા હતા. કેટલાક મુસ્લિમ બંધુઓ પણ તેમના જ્ઞાનનો લાભ મેળવતા હતા. તેઓ ૩૩ વર્ષની યુવાન વયમાં હિજરી સન ૧૩૦૨ના રજબ માસ અર્થાત ઇસ્વી સન ૧૮૮૫ના મે માસમા પૂના ખાતે વફાત પામ્યા હતા. હઝરત પીર શાહબુદીન શાહના મુબારક જીસ્મને પૂનાથી મુંબઇ ખાતે લાવવામાં આવ્યા પછી થોડા દિવસ સુધી હસનાબાદમાં રાખી કરબલા ભણી રવાના કરવામાં આવ્યું હતું અને ત્યાંજ ભુમિદાહ આપવામાં આવ્યો હતો.

### આગા નૂરશાહનું અવસાન

આગા નુરશાહ હઝરત ઇમામ અલીશાહ અ. ના બીજા પુત્ર હતા. તેઓ હઝરત પીર શાહબુદીન શાહથી ઉમરમાં આસરે ત્રણ વર્ષ નાના હતા તેઓ ઘણા ચતુર અને પોતાના પિતાશ્રીની પેઠે મહાન શિકારી હતા. એક સમયે તેઓ ઘોડા પર સ્વાર થઇ બહાર ગયા હતા, જ્યા અકસ્માત નડતા ગંભીર ઇજા થવાથી તેમની વફાત થઇ હતી, પીર શાહબુદીનશાહની વફાતથી ત્રણ માસ પહેલા ત્રીસ વર્ષની ભરયુવાન વયે એમનું અવસાન થયું હતું.

### રાજદરબારમાં હ૦ ઇમામનું સન્માન

હઝરત ઇમામ શાહ અલીશાહ અ. મુંબઇના નામદાર ગવર્નર રાઇટ ઓનરેબલ સર જેમ્સ ફરગ્યુશન (ઇ. સ. ૧૮૮૦–૮૫)ના સમયમાં હિંદના કારોબારમાં સલાહ માટે નવીન સ્થપાયલી ઇમ્પીરિયલ કાઉન્સીલ નામની રાજસભાના એક માનવંત સભાસદ તરીકે બિરાજતા હતા. આપ નામદાર આપના ઉમદા ગુણોને લઇને કાઉન્સીલના એક આગેવાન સભાસદ થઇ પડયા હતા. મુંબઇની મુસ્લિમ નેશનલ એસોસીએશન (મુસ્લિમ રાષ્ટ્રિય સભા)ના આપ સરનશીન પણ હતા અને આપની જીંદગી પર્યંત આ ઓધ્ધા ઉપર રહી મુંબઇના મુસ્લિમ સમાજની આપ નામદારે દોરવણી કરી હતી.

હઝરત ઇમામ શાહ અલીશાહ અ. પોતે પશ્ચિમની કેળવણીમાં ઘણો રસ લેતા હતા અને છૂટે હાથે મદદ પણ આપતા હતા.

---

૧ આ પુસ્તક અસલ ફારસી ભાષામાં છે. તેનો અંગ્રેજી તરજુમો, ફારસી ઇબારત સાથે, ઇસ્લામીક રિસર્ચ એસોસીએશન હસ્તક, રશિયન પ્રોફેસર ડબલ્યુ ઇવેનોવે પ્રગટ કર્યો છે અને તેનો ગુજરાતી અનુવાદ પણ ઇસમાઇલી સોસાયટી વતી મી વી. એન હુદાએ બહાર પાડયો છે.

## મુરીદોના હિતમાં રસ-પહેલીવહેલી સ્કૂલની સ્થાપના

હઝરત ઇમામ શાહ અલીશાહ અ. આપના અનુયાયીઓની કેળવણી અને સામાજિક જીવનની પ્રગતિ અર્થે ઘણી ઉલટ ધરાવતા હતા. હઝરત ઇમામના જમાનામાં ખોજા ઇસમાઇલી બાળકોને કેળવણી આપવા અર્થે પહેલવહેલી સ્કૂલ સ્થાપવામાં આવી હતી. હાજતમંદ મુરીદોને આપશ્રી છૂટથી મદદ કરતા હતા. હિંદુસ્તાનના મૌલાઇઓના સંબંધમાં આપ નામદારની અનહદ કોશિશથી, જે શોધખોળ આપશ્રીના જીવન કાળ દરમ્યાન થઇ રહી હતી, તેના પરિણામે મૌલાઇઓ હ. ઇમામના દીદારથી કૃતાર્થ થવા પામ્યા હતા.

## જોમો સિધાર્યો

હઝરત ઇમામ શાહ અલીશાહ અ. એ ચાર વર્ષ જેટલા સમય પર્યંત ઇમામત ભોગવી હતી, છતાં મુરીદોની પ્રગતિ અર્થે આપ નામદારે સતત કાર્ય કર્યું હતું. મુંબઇમાં મુસ્લિમોમાં તેમજ રાજ દરબારમાં અને જાહેર જીવનમાં પણ આપની કારકિર્દી ઝળકતી બનાવી હતી. ઇસ્વી સન ૧૮૮૫માં આપ નામદાર પૂના ખાતે વસતા હતા. જ્યાં આપશ્રીની જીસ્માની તબીયત એકાએક બગડી જવાના સમાચાર મુંબઇમા ફરી વળતા ઘણા ઇસમાઇલી અમલદારો પૂને ગયા હતા. હિજરી સન ૧૩૦૨ અર્થાત ઇસ્વી સન ૧૮૮૫ના આગસ્ટ માસની ૧૭મી તારીખે ને સોમવારના દિને સાંજના ૫-૧૦ કલાકે પૂના ખાતેના આપના બંગલામાં આપે જોમો સિધાર્યો હતો.

આપ નામદારના મુબારક જીસ્મને તા. ૨૮ મીએ મંગળવારના દિને સ્પેશિયલ ટ્રેન મારફતે મુંબઇ લાવવામાં આવ્યું હતું. હસનાબાદ ખાતે "સંદુક" ૬૪ દિવસ રાખ્યા પછી કરબલા ભણી મોકલવામાં આવ્યું હતું જ્યાં ભૂમિદાહ કરવામાં આવ્યો હતો.

આપ નામદાર આપના પાછળ આપના મહોરદાર નવ્વાબા આલિયા શમ્સુલ મુલ્ક ના. માતા સલામત હર હાઇનેસ લેડી અલીશાહ અને આઠ વર્ષની વયના એક શાહઝાદા હ. સુલતાન મુહમ્મદશાહ છોડી ગયા હતા, જેઓ આપશ્રીના પછી ઇમામતની મસનદ પર બિરાજી સમસ્ત ઇસમાઇલી આલમના મહાન ઇમામ તરીકે આલમ પ્રસિધ્ધ થયા હતા.

# હઝરત ઈમામ શાહ અલીશાહ અ૦

જેઓ સિધાર્યા હિજરી સન ૧૩૦૨

**હ૦ પીર શહાબુદ્દીન શાહ ઉર્ફે પીર ખલીલુલ્લાહશાહ** — હિજરી સન ૧૩૦૨માં વફાત
- ૭ પુત્રીઓ થઇ
- હ૦ પીર અબુલ હસન — ૭ માસની ઉંમરે ૧૩૦૨ માં વફાત

**આગા નુરશાહ** — હિજરી સન ૧૩૦૨માં વફાત
- હાસમશાહ
- કાસમશાહ
- શાહ સુલતાન બેગમ
- મલેક સુલતાન બેગમ

*** હ૦ ઈમામ સરકાર શાહ સુલતાન મુહમ્મદશાહ**
- પ્રિન્સ મહેદી — જેઓ બાળવયમાં વફાત પામ્યા હતા.
- નામ૦ શાહજાદા અલીખાન (વફાત : ૧૨મી મે ૧૯૬૦)
  - મૌલાના હાઝર ઇમામ હિઝ રોયલ હાઇનેસ શાહ કરીમ આગાખાન
    - Princess Zahra
    - Prince Rahim
    - Prince Hussain
  - નામ૦ શાહઝાદા અમીન મુહમ્મદ
  - નામ૦ પ્રિન્સેસ યાસમીન
- પ્રિન્સ સદરૂદ્દીન (ત્રીજા મહોરદારથી)

હ૦ ઇમામ અલીશાહની

* પરણેતરો :—

(૧) મરિયમ સુલતાન પીર શહાબુદ્દીશાહ અને આગા નુરશાહના માતુશ્રી
(૨) શમ્સુલ મુલ્ક હ. ઇમામ શાહ સુલતાન મુહમ્મદ શાહ અ૦ ના માતુશ્રી
(૩) સારાહ ખાનમ
(૪) ગૌહરજાન
(૫) ખાન કાજી

હ. ઇ. સુલતાન મુહમ્મદશાહની

* પરણેતરો :—

(૧) શાહઝાદી બેગમ લગ્ન પુના ૧૮૯૭
(૨) પ્રિન્સેસ થેરેસા લગ્ન મિસર ૧૯૦૮
(૩) આન્દ્રી એસેકાઇન કેરોન લગ્ન ફ્રાંસ ઇ. સ. ૧૯૩૦
(૪) નામ૦ ઉમ્મે હબીબા માતા સલામત લગ્ન ફ્રાંસ ૧૯૪૪

**HAZRAT IMAM SARKAR SHAH**

**SIR SULTAN MUHAMMED SHAH**

**HIS ROYAL HIGHNESS THE RT. HON'BLE**

# *The Aga Khan III.*

**(A. H. 1302-1376)**

.........()..........

(૪૮)

# હઝરત ઈમામ સરકાર શાહ સર સુલતાન મુહમ્મદશાહ અ૦

હિઝ રોયલ હાઇનેસ, ધી રાઈટ ઓનરેબલ

## ના. આગાખાન ત્રીજા

(હિજરી સન ૧૩૦૨-૧૩૭૬) 1885-1957

હઝરત ઇમામ શાહ સુલતાન મુહમ્મદશાહ અ. હિઝ રોયલ હાઇનેસ ધિ રાઇટ ઓનરેબલ, ના. આગાખાન સાહેબ ત્રીજાનો મુબારક જન્મ હિજરી સન ૧૨૯૪નો સવ્વાલ માસની તા. ૨૫મી ઇસ્વી સન ૧૮૭૭ના નવેમ્બર માસની તા. ૨૭ ને શુક્રવારના દિને સિંધના પાટનગર કરાંચી શહેરમાં, "મુહમ્મદ ટેકરી" અથવા "સુલતાન ટેકરી" ના નામે વિખ્યાત પામેલા સ્થળે થયો હતો. આ જન્મસ્થળને "હનીમૂન લોજ" તરીકે પણ ઓળખવામાં આવે છે, અને આ સ્થળના મુલાકાત પ્રવાસીઓ આજ સુધી લઇ રહયા હોવાથી એ' સ્થળ ઇતિહાસિક થઇ પડયું છે.(૧) F.N.

હઝરત ઇમામ શાહ સુલતાન મુહમ્મદશાહ અ. હિજરી સન ૧૩૦૨ ઝિલકાદ માસની તા. ૬ઠ્ઠીએ અર્થાત ઇસ્વી સન ૧૮૮૫ના ઓગસ્ટ મહિનાની તા. ૧૭મીને સોમવારના દિને ઇમામતપદે બિરાજ્યાં સમસ્ત ઇસ્માઇલી આલમના ઇમામ થવા પામ્યા. આ સમયે આપ નામદારનું વય જીસ્માની રીતે માત્ર સાત વર્ષ, નવ માસ અને સોળ દિવસનું હતું. આપશ્રી "નામદાર આગાખાન સાહેબ" ત્રીજા તરીકે જગમશહુર થયા હતા.

### હ૦ ઈમામ શાહ હસનઅલીશાહ અ. ની અદભૂત ભવિષ્યવાણી.

જૂના હસ્તલિખિત દસ્તાવેજોમાંથી મળી આવેલી વિગતો પરથી જણાય છે કે હઝરત ઇમામ શાહ સુલતાન મુહમ્મદશાહ અ. નો ઇ. સ. ૧૮૭૭ના નવેમ્બર મહિનાની તા. ૨૭ અર્થાત હિજરી સન ૧૨૯૪ના સવ્વાલ માસની તા. ૨૫મી ને વાર શુક્રવારના શુભ દિને સાંજના પા કલાકે કરાંચી

મા મુબારક જન્મ થયો ત્યારે હ. ઇમામ શાહ હસનઅલીશાહ અ. નો ઇમામતકાળ હતો અને આપશ્રી મુંબઇ ખાતે વસવાટ કરી રહેલા હોવાથી બાપ નામદારને હઝરત મૌલાના ઇમામ શાહ અલીશાહ અ. એ કરાંચીથી આ મુબારક શુભ સમાચાર તાર મારફતે મોકલાવ્યા હતા, જેના જ. વાબમાં, હઝરત ઇમામ શાહ હસનઅલીશાહ અ. એ નીચે મુજબ તાર કરીને એક મહાન અદ્‌ભૂત ભવિષ્યવાણી ફરમાવી હતી.

"એનું નામ 'મુહમ્મદ સુલતાન' રાખો દુનિયામાં એ સુલતાન થશે અને એના ઝમાનામાં અજાયબ ચમત્કારિક બનાવો બનશે અને તે સમસ્ત આલમમાં મશહુર થશે." ( )

## જગત સમગ્રના સુલતાન

હ. ઇમામ શાહ સુલતાન મુહમ્મદશાહ અ. ના વહાલા દાદાશ્રી, હ. ઇમામ શાહ હસનઅલીશાહ અ. એ ભાંખેલી આ ભવિષ્યવાણી અદ્‌ભૂત હતી અને જ્યારે હ. ઇમામ શાહ સુલતાન મુહમ્મદશાહ અ. નો દિવ્ય ઇમામતકાળ શરૂ થયો ત્યારે જગત આખાએ આ અદ્‌ભૂત ભવિષ્યવાણીને અક્ષરસ સાચી પડેલી જોઇ હતી.

હ. ઇમામ શાહ સુલતાન મુહમ્મદશાહ અ. એ આપના તમામ પુર્વજો, અગાઉના સઘળા ઇમામો કરતાં સહુથી વધુ સમય ઇમામત ભોગવી હતી. ૭૩ વરસ જેટલો ઘણો લાંબો સમય આપશ્રી ઇમામતપદે રહયા હતા અને આ સમય દરમ્યાન ઇસમાઇલી મઝહબ જગત આખામાં પુર્ણકળાએ પ્રકાશ્યો હતો ઇસમાઇલી ઇમામોની શાન જગતભરમાં ભવ્યતાથી રોશન થઇ હતી. ઇસમાઇલીઓ ભૌતિક અને આત્મિક એમ બન્ને દિશાએથી ઉન્નતિની ઊંચામાં ઊંચી ટોચે પહોંચ્યા હતા. અગાઉ ઇસમાઇલી ઇમામો પાસે રાજય હતું, જયારે હ. ઇમામ શાહ સુલતાન મુહમ્મદ શાહ અ. ના સમયમાં એવું કોઇ દુન્યવી રાજય ન હોવા છતાં આપશ્રી જગતના સુલતાન હતા, સુલતાનોના સુલતાન હતા. આખાએ જગતના મહાન સમ્રાટો આપની સલાહના મોહતાજ રહયા હતા. આપનું જીવન અને જીવનકાર્ય ખૂબ ભવ્ય હતું જેનો ઉલ્લેખ હજારો પાનાઓ માંગી લ્યે છે.

## બાળવયની રમતગમત.

હઝરત ઇમામ શાહ સુલતાન મુહમ્મદશાહ અ. ની બે વર્ષ ની વય થતાંજ ઘણા ઉમંગથી જુદી જુદી રમતગમતોમાં ભાગ લેતા હતા. તેઓ નામદાર બાળવયથી ઘોડા પ્રત્યે ઘણો ચાહ ધરાવતા હતા, અને લાકડાના ઘોડા પર સ્વારી કરી ઘણા ખુશ થતા હતા. ઉપરાંત બાળ સંગાથીઓને એકઠા કરી જાતે તેઓના સરદાર બનતા અને જાત જાતની બાળરમત ગોઠવતા. આપ નામદાર આપના પાસે નાનકડી પિસ્તોલ, બંદુક કે તલવાર વિગેરે ખાંધે રાખી કે કમરે બાંધીને આપના દાદાશ્રી હઝરત ~~અલી અ. ના શાહ નૂરાની ઠાઠની ઝાંખી કરાવતા હતા.~~

## તખ્તનશીનીની ક્રિયા—પ્રથમ દસ્તબોસી.

હઝરત મૌલાના ઇમામ શાહ સુલતાન મુહમ્મદશાહ અ. ઇમામત પર આવ્યા પછી હિજરી સન ૧૩૦૩ ઝિલકાદ મહિનાની તા. ૧૯મી અર્થાત ઇસ્વી સન ૧૮૮૬ ના સપ્ટેમ્બર માસની તા. ૧૮ મીને વાર શનિવારના દિને આપશ્રીની જમાતો વચ્ચે તખ્તનશીનીની મુબારક જાહેરી ક્રિયા

નેરબીટ રોડ–મઝગામ પર આવેલા "શ્રી વાડી" તરીકે પ્રસિધ્ધ પામેલા "આગા હોલ"માં થઇ હતી અને જમાતોએ હ. ઇમામના દસ્ત મુબારકની "પ્રથમ દસ્તબોસી" કરી હતી. આપશ્રી હિજરી સન ૧૩૦૩ ના ઝિલહજ મહિનાની તા. ૪થીને વાર શનિવારના દિને પહેલી વાર એકલા શ્રી મુંબઇ દરખાના જમાતખાને મુબારક પધરામણી કરી, તખ્ત પર બિરાજી સમસ્ત જમાતને પવિત્ર દિદાર આપી મુબારક ફરમાનો ફરમાવ્યા હતા. આપે આ પ્રસંગે ફરમાવ્યું

## "હું આલે રસુલ છું."

"હે જમાતો, તમે અમને નાના નહિ સમજજો, અમે આલે રસુલ છીએ અને અમારા દાદા હઝરત અમીરૂલ મોઅમનિન છે અને અમારી દાદી ખાતુને જન્નત હઝરત બીબી ફાતિમા છે. અમે અલી અને નબી બન્નેના નૂર છીએ. ઉમરમાં જો કે નાના છીએ પણ બુઝુર્ગીમાં મોટા છીએ."

"હઝરત ઝયનુલઆબેદીન પણ ઉમરમાં નાના હતા, પરંતુ કુવ્વત અને ઇલ્મમાં મુર્તઝાઅલી જેવા હતા. અમારૂ નૂર પણ તેઓથી ચાલતું આવે છે અને અલીનું નૂર હંમેશા દુનિયામાં કાયમ રહે છે."

"જાહેરીમાં અમે દરવીશી અખત્યાર કરી બેઠા છીએ પણ ખુદાની દરગાહમાં બુઝુર્ગી પામેલા છીએ; સબબ કે અમે પયગમ્બરની આલ છીએ. અમારી ઘરની તારીફો અને કુદરતો જેઓ ઇલ્મમાં વાકિફગાર હશે તેઓ સમજશે."

આ પ્રમાણે તેઓ નામદારે લગભગ બે કલાક સુધી ફરમાનો કર્યા હતા. આ સમયે આપશ્રીની વય માત્ર નવ વર્ષની હતી.

## એકજ સમયે ગમગીની અને ખુશાલી.

આ પ્રસંગે હઝરત ઇમામ શાહ અલીશાહ અ. ની યાદ સંભારતા કેટલાકો દિલગીર થયેલા દેખાતા હતા. આ જોઇને હઝરત ઇમામ શાહ સુલતાન મુહમ્મદશાહ અ. એ ફરમાવ્યું :–

"તમો જમાતને દિલગીર થવાનું કોઇ કારણ નથી. તમો જમાતનો ઇમામ તમારી વચ્ચે બેસીને તમારા કામ કરી રહેલ છે. આ દુનિયામાં અમે "જામો" પહેરીએ છીએ અને ઉતારીએ છીએ. શાહ અલીશાહ અને અમારા દાદા તથા વડવાઓમાં એકજ અલીનું નૂર હતું અને અમારામાં પણ એજ નૂર ઉતરી આવેલું છે."

મહાન ઇસમાઇલી દાઇ હકીમ નાસિર ખુસરૂનું કથન છે કે દુન્યાની સપાટી ઉપર એવી એકજ કોમ વસે છે, જેની સામે એકજ સમયે ગમગીની અને ખુશાલી હોય છે. એક ઇમામ "લિબાસ" બદલાવે તેની ગમગીની અને તેજ પળે બીજી વ્યકિત ઇમામનો "જામો" પહેરી મુરીદો વચ્ચે આવે તેની ખુશાલી થાય છે. આ મનુષ્ય લાગણીનુ કુદરતે કરેલું એક અનેરુ નિર્માણ છે.

## "તારો પ્રકાશ તારા દિવસો પ્રમાણે વધશે."—એક મહાન ભવિષ્યવાણી.

હઝરત ઇમામ શાહ સુલતાન મુહમ્મદશાહ અ. લગભગ દર શનિવારના જમાતખાને મુબારક પધરામણી કરી ફરમાનો ફરમાવતા હતા.



હઝરત ઇમામ સુલતાન મુહમ્મદશાહ નામદાર આગાખાન સાહેબનો મુંબઈ ખાતે "આગા હોલ" માં ઇમામતની મસનદ ઉપર જાહેર રીતે અભિષેક થયો ત્યારનું તવારીખ દ્રશ્ય.



હઝરત ઇમામ સર સુલતાન મહુમ્મદશાહ નામદાર આગાખાન સાહેબ અને ના. પ્રિન્સેસ થેરેસા: પોતાના પહેલા ફરઝંદ શાહઝાદા મહેદી સાથે—જેઓ વાળવયમાંજ વફાત પામ્યા હતા.

હ. ઇમામની આ કિશોરવયમાં, આપ નામદારના મુબારક હસ્તે [redacted] અને બુઝુર્ગીભર્યા ધાર્મિક કાર્યો પણ થતા હતા. એટલુંજ નહિ પણ હઝરત ઇમામ શાહ અલીશાહ અ. એ પણ જમાત વચ્ચે પધારીને પોતાની રૂબરૂમા કેટલીક ધાર્મિક ક્રિયાઓ હ. ઇમામ શાહ સુલતાન મુહ-મ્મદશાહ અ. ને મુબારક હાથે કરાવીને ફરમાવ્યું હતું કે, "તારો પ્રકાશ તારા દિવસો પ્રમાણે વધશે." આ આગાહીએ તે સમયની જમાતોમાં અમીજીવન રેડયું અને દિવસે દિવસે તે પ્રકાશ વધુને વધુ ઝળકવા લાગ્યો.

## શિક્ષણ.

હ. ઇમામ શાહ સુલતાન મુહમ્મદશાહ અ. એ આપના માતુશ્રીની કાળજી હેઠળ અરબી; ફારસી તેમજ અંગ્રેજીની કેળવણી લીધી હતી.

ઉપરાંત ઇટાલિયન અને ફ્રેન્ચ ભાષાઓ આપ નામદારના કંઠે રમી રહી હતી. સાથે સાથે અન્ય યુરોપિયન ભાષાઓ આપ નામદાર સારી રીતે જાણતા હતા

## હિઝ હાઇનેસનો ખિતાબ.

હ. ઇમામ શાહ સુલતાન મુહમ્મદશાહ અ. ને "હિઝ હાઇનેસ"નો માનવંતો ખિતાબ બ્રિટિશ સરકાર તરફથી અર્પણ કરવામાં આવ્યો. એ વખતે આપ નામદારની વય માત્ર નવ વર્ષની હતી. આટલી બાળવયમાં આવો માનનીય ખિતાબ અર્પણ થવાનો બનાવ ઇતિહાસમાં અજોડ છે.

## સ્પોર્ટિંગનો શોખ— નિર્દોષ રમતોની ખીલવણી માટે યત્નો.

હઝરત ઇમામ શાહ સુલતાન મુહમ્મદશાહ અ. સ્પોર્ટસના શોખીન હતા. આપ નામદાર "ગોલ્ફ" અને "હોકી"માં ઘણા પ્રવીણ હતા. હિંદુસ્તાનના લોકોમાં આ રમત પ્રત્યેનો રસ ઉત્પન્ન કરાવવા દર વર્ષે ખેલાડીઓને બે "કપ" આપ નામદાર તરફથી હજી પણ ભેટ અપાય છે. એક કપ વિદ્યાર્થીઓને અને બીજો કપ સિવિલ-મીલીટરીને આપવામાં આવે છે. હિંદુસ્તાનમાં જે નિર્દોષ રમતોની વધારે ખિલવણી થવા પામી છે, તે આપ નામદારને આભારી છે.

## સાહિત્ય પ્રેમ—સર્વદેશીય સાહિત્યનું ઊંડું જ્ઞાન.

હઝરત મૌલાના ઇમામ શાહ સુલતાન મુહમ્મદશાહ અ. મુસાફરીનો ઘણો શોખ ધરાવતા હતા. આપશ્રીએ જગતના સતત પ્રવાસો કર્યા હતા. સાહિત્યનું વાંચન પણ આપ નામદારને અતિ પ્રિય હતું. ખાસ કરીને ઇતિહાસ, ફિલસૂફી, બ્રહ્મવિદ્યા અને સાયન્સનું ઊંડું જ્ઞાન ધરાવતા હતા.

રાજકારણ પણ આપ નામદારનો વિષય હતો અને આપના સમયના જગતના રાજકરણમાં આપે અદ્ભૂત અને અગત્યનો ભાગ ભજવ્યો હતો.

## હ૦ ઇમામની નિર્મળ સાદાઇ.

હ. ઇમામ શાહ સુલતાન મુહમ્મદશાહ અ. અતિ સાદુ જીવન જીવતા હતા અને કરકસર કરવા ઇસમાઇલીઓને પણ ફરમાવતા હતા.

## જંગબારની હિંદી પ્રજામાં કસરત અને રમતગમતોને ઉત્તેજન.

હ. ઇમામ શાહ સુલતાન મુહમ્મદશાહ અ. કસરતના પણ શોખીન હતા. આફ્રિકાની પહેલી મુસાફરી પ્રસંગે હ. ઇમામને જંગબારની પ્રજા ઘણી નબળી અને નંખાઇ ગયેલી દેખાઇ અને તેમાં પણ હિંદીઓને તો ત્યાંની આબોહવા બાળી નાખતી હોય તેમ તેઓના શરીરો ઘણાજ કમજોર દેખાયા, આપ નામદારે આપની સુંદર વાડી સાથેની એક ઇમારત તત્કાળ જંગબારની પ્રજાના વપરાશ માટે આપવાની કૃપા ફરમાવી અને એ પ્રકારે આપ નામદારે કસરત માટે તેઓમાં શોખ ઉત્પન્ન કર્યો હતો.

## ક્રિકેટ ટીમને ટેકો—મોટર ઉદ્યોગની ખિલવણીને ઉત્તેજન.

હ. ઇમામ શાહ સુલતાન મુહમ્મદશાહ અ. એ સિલોનની મુલાકાત લીધી હતી ત્યારે ઇંગ્લેંડ જનારી ક્રિકેટ ટીમને ટેકો આપતા જામિનગીરી ફંડમા ત્રણસો ને ત્રીસ પૌંડ ભરી આપવા ખુશાલી પ્રગટ કરી, તેમજ મુંબઇની મોટરીસ્ટોની રેસ હરિફાઇમાં જીતનારને એક "કપ" આપવા ઇચ્છા પ્રગટ કરતા કહ્યું હતું કે: "હિંદુસ્તાનમાં મોટર એ તદન નવી વસ્તુ છે. તેની ખીલવણી માટે ઇનામ જાહેર કરવાથી લોકોમાં તે પ્રત્યે ઉત્સાહ પ્રેરાશે અને તેને અંગે દેશમાં એક નવા ઉદ્યોગ નો પાયો પડશે."

## બંદગી વડે રૂહાની શકિતની ખિલવણી.

હઝરત મૌલાના ઇમામ શાહ સુલતાન મુહમ્મદશાહ અ. હંમેશા ફરમાવતા હતા કે :

"અંગ કસરતના પ્રયોગો વડે શરીરને બળવાન બનાવો. બહોળા વાંચન વડે મગજની ખીલવણી કરો; તેમજ બંદગી અને સત્યતા વડે "રૂહાની શકિત"ને ઉંચે લઇ જાઓ."

## "પયગમ્બર સાહેબનું લોહી મારી રગોમાં વહે છે."

દર જુમ્માના દિવસે બંદગી ગુજારતી વખતે તે પળ પોતાના "જીવનની ધન્ય ઘડી" હોય છે, એ વિષે હ. ઇમામ શાહ સુલતાન મુહમ્મદશાહ અ. એ આપના રહસ્યપૂર્ણ વિચારો દર્શાવી જણાવ્યું હતું કે:—

"ઇસ્લામના પયગમ્બર સાહેબનો હું સીધો વંશજ છું. એ કરોડ ઇસ્લામીઓ મને ઇમામ તરીકે માન્ય રાખે છે તેઓ મને પૂજે છે ભેટ સોગાદો પણ આપે છે, કારણ કે હ. પયગમ્બરનું લોહી મારી રગોમાં વહે છે."

## ઈસ્લામી સંસ્કૃતિ—ઇમામ અને ઈતરત.

ઇસ્લામી ભાવના પ્રગટ કરતાં હ. ઇમામ શાહ સુલતાન મુહમ્મદશાહ અ. ગંભીર અવાજે એક પ્રસંગે ફરમાવ્યું હતું કે:

"અમે તેટલો બીજાઓ ઉપર આધાર રાખો પરંતુ તે ઇસ્લામને મદદગાર થશે નહિ. આપણે આપણા પગ ઉપર ઊભા રહેવું જોઇએ. આપણે હંમેશ યાદ રાખવું જોઇએ કે આપણી પાછળ

આપણાં પોતાની સંસ્કૃતિ છે. ફૂલોના ઝુમખા તરફ નજર કરો, તેની ઉપર નજર નાખો તો આ ફૂલો ખુબસુરતી અને લાગણી સુખા ધરાવે છે, પરંતુ એ કુમળા મરી જાય છે. આ ફૂલોના અંતિમ અંતના અપવાદ સિવાયની ઇસ્લામની ભાવનામાં તે પણ મળતા આવે છે. આ ફૂલો મરી જાય છે, પરંતુ ઇસ્લામ અને તેની સંસ્કૃતિ કદી મરશે નહિ અને જેઓ એમ માને છે કે ઇસ્લામી સંસ્કૃતિ મરે છે, તેઓ ઇસ્લામી પ્રગતિનો ઇતિહાસ અને પ્રાચિન વિગતો તથા મઝહબના મૂળ ઝરણાથી અજ્ઞાન છે. એના ઝરણા તરીકે દુનિયાની સપાટી ઉપર વસતા તમામ ઇસમાઇલી મુરીદો "ઇમામ" અને તેની "ઇતરત"થી મુરાદ લે છે."

## પારસી કોમને દિલશોઝીપૂર્વકની સહાયતા.

ઇરાનમાં જ્યારે મોલવી મુલ્લાંઓનું સામ્રાજ્ય વ્યાપી રહયું હતું, અને ત્યા ઇરાનના મૂળ વતની પારસી–જરથોસ્તીઓની સતામણી થતી હતી ત્યારે હ. ઇમામ શાહ સુલતાન મુહમ્મદશાહ અ ની લંડન ખાતે ઇરાનના શાહ અહેમદશાહ સાથે મુલાકાત થતા, શાહને આપ નામદારે ઇરાનમાં પારસી પ્રજાની દયાજનક સ્થિતિ માટે વિગતો આપી શાહને ખુદા અને રસુલ સ૦ના હુકમો યાદ દેવડાવી સમજાવ્યા હતા.

ઇરાનના શાહે એ વિષે પોતાની અજાણતા દેખાડી, ઇરાન પહોંચી આ બાબતની સખતી નાબુદ કરવા હ. ઇમામને વચન આપ્યું. શાહ ઇરાન પાછા ગયા ત્યારે સર્વ હકીકતની બારીકાઇથી તપાસ કરી પારસી કોમની સ્થિતિ સુધારવા અને તેઓ સાથે સુલેહસંપથી ચાલવા શાહે હુકમો બહાર પાડયા.

હ. ઇમામના આ ઉપકાર બદલ પારસી મંડળના સરનશીન સર દિનશાહ માણેકજી પીટીટે હ. ઇમામને એક પત્ર લખ્યો હતો. હ. ઇમામ શાહ સુલતાન મુહમ્મદશાહ અ. એ જરથોસ્તી કોમ માટે કેટલીક શાળાઓ સ્થાપી અને પોતાના ખર્ચે તેનો નભાવ કર્યો હતો.

## પારસી કોમનો આભાર પત્ર.

પીટીટ હોલ, મલબાર હીલ,
મુંબઇ તા. ૨૮મી સપ્ટેમ્બર ૧૯૦૦

નામદાર આગાખાન, કે. સી. આઇ. ઇ.
શમ્સુલ હુમાયુન જોગ, લંડન.

નામદાર સાહેબ,

લંડન ખાતે અમારા હમદીનો તરફથી અમોને ખબર મળી છે કે ઇરાન તથા હિંદુસ્તાન તરફથી મળેલા માનપત્રો ઇરાનના નામદાર શાહ આગળ રજૂ કરતા આપ નામદારે તેઓની મુલાકાત આલા હઝરત હુમાયુન સાથ કરાવી આપવામાં આટલી બધી મહેરબાની અને મમતાભરી મદદ આપી હતી અને ખુદ તે મુલાકાત દરમ્યાન બન્ને બાજુના વિચારો પરસ્પર ખુલાસાથી રજૂ

કરવામાં આપે આપેલી મદદ બેહદ કિંમતી થઇ પડી હતી. તેટલા માટે આપ હજરતે અમો તરફથી ઉઠાવેલી આ ઝહેમત બાબે અમો આપ નામદારના ભારે અહેસાનમંદ થયા છીએ અને અમારા જીગરથી આપનો આભાર માનીએ છીએ.

હું છું
આપ નામદારનો અતિ તાબેદાર
સેવક
(સહી) દીનશાહ માણેકજી પીટીટ

## મુંબઈમાં હુલ્લડ અને દુકાળ વખતે સેવા.

હઝરત ઇમામ શાહ સુલતાન મુહમ્મદશાહ અ. એ જમાતની તથા ધાર્મિક કાર્યોની લગામ હાથમાં લીધા પછી આપ નામદારે જાહેર જીવનમાં પણ પ્રવેશ કર્યો. અલ્પ સમયમાં આપશ્રી એક અગ્રગણ્ય વ્યક્તિ તરીકે જાણીતા થયા હતા, ઇ. સ. ૧૮૯૩ના ઓગસ્ટ માસની તા. ૧૧મી એ કમનસીબે કોમી હુલ્લડ ફાટી નીકળ્યું. આ હુલ્લડની નાપસંદ કરવા જોગ ચિનગારીઓને આગળ વધતી અટકાવવા તથા બન્ને કોમો વચ્ચે શાંતિનું વાતાવરણ પુનઃ સ્થાપવા આપ નામદારે મોટી સહાયતા આપી હતી.

ઇસ્વી સન ૧૮૯૭–હિજરી સન ૧૩૧૫માં દુકાળનું વાદળ ફરી વળતા લોકો ભયાનક સંકટમાં સપડાઇ ગયા. તે વખતે દુષ્કાળ પિડીત લોકોને અનાજ અને વસ્ત્રો નાતજાતના ભેદભાવ વગર આપ નામદારે પુરા પાડયા હતા. સંકટગ્રસ્ત ખેડૂતોને બીયાં, ઢોર, ખેતી માટેના ઓજારો વિગેરે પોતાના ખર્ચે અપાવ્યા હતા. મુંબઈના હસનાબાદ તથા પુનામાં આપ નામદાર તરફથી મહિનાઓ સુધી સદાવ્રત ચાલુ રહ્યા હતા. શહેરના દુષ્કાળ ફંડમાં પણ આપશ્રીએ મોટી રકમ ભરી હતી. એ ઉપરાંત પૂના ખાતેના યરોડાના વિશાળ વિસ્તારવાળા ભવ્ય "યરોડા પેલેસ"નું બાંધકામ દુકાળિયાઓને સહાયતા આપવા માટે ખાસ હાથ ધરવામા આવ્યું હતું, જેથી સેંકડો સ્ત્રી, પુરુષો અને બચ્ચાંઓનું પોષણ એ રીતે થવાં પામ્યું હતું. (add) —

## પ્લેગનો ઉપદ્રવ—પ્રો. હાફકીનને સહાય.

દુષ્કાળ પછી, પ્રથમ મુંબઇમાં અને ત્યારપછી હિંદના અન્ય ભાગોમાં પ્લેગનો ઉપદ્રવ થયો. આ આપત્તિના સમયે મશહુર વૈજ્ઞાનિક પ્રોફેસર હાફકીનને હિંદી સરકારે મુંબઇ મોકલ્યા. ત્યા. તેમણે પ્લેગની રસીઓ તૈયાર કરી પરંતુ લોકો ભય પામીને અચકાવા લાગ્યાં, એટલુંજ નહિ પણ એ રસી મરણ નિપજાવનારી છે એવા વહેમને અંગે તેના સામે વિરોધ પણ ઉઠાવ્યો. ઇસમાઇલી કોમમાં પણ એ શંકાની અસર થતા, હ. ઇમામ શાહ સુલતાન મુહમ્મદશાહ અ. એ આપના મુરીદોની એક સભા બોલાવી તેઓને રસી મૂકાવવા ફાયદાઓ સમજાવ્યા અને તેઓની સમક્ષ પોતે પણ રસી મૂકાવી ઉત્તેજન આપ્યું, જે જોઇને આપ નામદારના મુરીદો ઉપરાંત પ્રજા વર્ગના લોકોનો પણ ધસારો થવા માંડયો અને તેને પહોંચી વળવા માટે આગા હોલ–વાડીની બાજુમાં આવેલા "ખુશરૂ લોજ" નામની આપની માલિકીનો બંગલો પ્રોફેસર હાફકીનને આપશ્રી

એ વ્યવસ્થા કરવા આપ્યો, જેમાં પ્રોફેસરે પોતાની પ્રયોગશાળા પણ સ્થાપી હતી. બ્રિટિશ સરકારે આપ નામદારની મુસ્લિમ જાતિ પ્રત્યેની આવી ઉદાર લાગણીની પ્રશંસા કરી હતી.

## ડૉ. વોનલેસને આર્થિક મદદ.

મીરજની સુપ્રસિધ્ધ હોસ્પીટલ સ્થાપી હિંદી જનતાની નિઃસ્વાર્થ સેવા બજાવનાર ડૉ. વિલિયમ વોલનેસના કાર્યમાં પણ આપ નામદારે આર્થિક સહાયતા આપી હતી.

આપ નામદારની આ પ્રકારની ઉત્તમ સેવાઓને સમક્ષ રાખીને મુંબઇની જનતા તરફથી આપશ્રીના માનમાં એક જાહેર "ડીનર પાર્ટી" યોજવા માટે નિર્ણય કરવામાં આવ્યો પરંતુ એ બાબતની જ્યારે આપ નામદારને જાણ કરવામાં આવી ત્યારે આપશ્રીએ સ્વાગત સમિતીના સેક્રેટરીને જણાવ્યું કે:

"જ્યારે હજારો માણસો ભુખમરાથી પીડાય છે, ત્યારે હું તમારૂ આમંત્રણ સ્વીકારી શકુ તેમ નથી. ભભકાદાર ભોજન સમારંભો અને મિજબાનીઓ પર નાણાં ખર્ચવા કરતા બચાવી શકાય એવો એક રૂપિયો પણ દુકાળની આફતમાં સપડાયેલાઓની મદદ માટે ખર્ચવો જોઇએ." (૧)

## મહારાણી વિકટોરિયાની ડાયમંડ જ્યુબિલી–મુઝફ્ફરાબાદ હોલમાં ભવ્ય સભા

ઇસ્વી સન ૧૮૯૭–હિજરી સન ૧૩૧૫માં મહારાણી વિકટોરિયાની ડાયમંડ જ્યુબિલી થઇ હતી એ પ્રસંગે એ કાર્યને પાર પાડવા મુંબઇના શહેરીઓએ પોતાના નેતા તરીકે હ. ઇમામ શાહ સુલતાન મુહમ્મદશાહ અ. ને પસંદ કર્યા હતા અને આપશ્રીના પ્રમુખપદે મુંબઇના "મુઝફ્ફરાબાદ" નામના હોલમાં મુંબઇના શહેરીઓની એક ભવ્ય સભા ભરાઇ હતી. સભામાં મહારાણી વિકટોરિયા ઉપર એક માનપત્ર મોકલવાનો ઠરાવ કરવામાં આવ્યો હતો. તે વેળાએ હિંદના નામદાર વાઇસરોય લોર્ડ એલગીનને સુપરત કરવા માટે પણ આપ નામદારને જનતાના પ્રતિનિધિ તરીકે ચૂંટી કાઢવામાં આવ્યા હોઇ, માનપત્ર પહોંચાડવા આપશ્રી સીમલા ગયા હતા. આ પ્રસંગે આપશ્રી વાયસરોયના માનવંતા પરોણા તરીકે રહયા હતા. એ સમયે હ. ઇમામની વય માત્ર ૧૯ વર્ષની હતી.

આ પ્રસંગે, એક બીજું માનપત્ર, ઇસમાઇલી કોમ તરફથી, તેના રૂહાની સરદાર તરીકે, હાથીના આકારની સુંદર કારીગીરીવાળા સોનાના કાસકેટમાં નાખીને આપશ્રીએ મહારાણી વિકટોરિઆને અર્પણ કર્યું હતું, આ બન્ને માનપત્રો માટે મહારાણી વિકટોરિયાએ આપ નામદારનો આભાર માન્યો હતો.

## પ્રથમ લગ્ન.

ઇ. સ. ૧૮૯૭ના જાન્યુઆરી માસમાં હ. ઇમામના પ્રથમ લગ્ન પુના ખાતે આપ નામદારના કાકા આગા જંગીશાહના પુત્રી શાહઝાદી બેગમ સાથે થયા હતા આ માસની તા. ૧૬થી ૨૧મી સુધી પાંચ દિવસ પર્યંત લગ્નોત્સવ ઉજવાયો હતો.

---

(૧) "ધી આગાખાન એન્ડ હિઝ એન્સેસ્ટર્સ" પાનું ૮૭

## યુરોપની પહેલી મુસાફરી—મહારાણી વિકટોરીયાના માનીતા મહેમાન.

ઇસ્વી સન ૧૮૯૮-હિજરી સન ૧૩૧૫માં હઝરત ઇમામ શાહ સુલતાન મુહમ્મદશાહ અ. યુરોપની પહેલી મુસાફરીએ સિધાવ્યા હતા. આપશ્રી યુરોપના જે ભાગમાં ગયા હતા ત્યાં શાહી માન સહિત આપ નામદારને વધાવી લેવામાં આવ્યા હતા. વિદ્વાન અને રાજપુરૂષોના મંડળોમાં પોતાના ઉંડા જ્ઞાન તથા ઉમદા ગુણોને અંગે આપશ્રીએ મહત્વનું સ્થાન સંપાદન કરી લીધું હતું. મહારાણી વિકટોરિયાએ આપશ્રીને પોતાના "વિન્ડસર કેસલ" નામના રાજમહેલમાં અનેક વખત પરોણા તરીકે નોતર્યા હતા, એટલુંજ નહિ પણ આમ દરબારમાં આમંત્રણ આપી, પોતાની જમણી બાજુની ખુરશી કે જે એક માનનીય બેઠક છે, તેના પર આસન આપી, સન્માન કરી આપશ્રીના ઉચ્ચ પદની પ્રશંસા કરી હતી.

ઉપરાંત મહારાણી વિકટોરિયાએ આપ નામદારને પોતાની સાથે ખાણું લેવા અને "વિન્ડસર કેસલ" ના રાજમહેલમાં એક દિવસ રહેવા માટે આમંત્રણ આપ્યું હતું, આ સમયે તેઓ નામદારની વય વીશ વર્ષની હતી અને મહારાણી વિકટોરિયાની વય ૮૦ વર્ષની હતી. આટલી તરૂણાવસ્થામાં પણ જગતના મહાન અને બળવાન રાજ્યનાં મહારાણીના મન ઉપર આપ નામદારે જે પ્રભાવ પાડ્યો હતો તે બિના ઇતિહાસમા સોનેરી અક્ષરોએ નોંધાઇ રહી છે.

### કે. સી. આઇ. ઇ. નો ખિતાબ.

મહારાણી વિકટોરીયાએ આપ નામદારને, આપશ્રીની હુલ્લડ, દુકાળ અને પ્લેગ વેળાની કિમતી સેવાઓની પ્રશંસા કરી, કે. સી. આઇ. ઇ. (નાઇટ કમાન્ડર ઓફ ઇન્ડીયન એમ્પાયર) નો માનવંત ખિતાબ અર્પણ કર્યો હતો.

### આફ્રિકાની પહેલી મુસાફરી.

ઇ. સ. ૧૮૯૯-હિ. સ. ૧૩૧૭ માં હ. ઇમામ શાહ સુલતાન મુહમ્મદશાહ અ. આફ્રિકાની પહેલી મુસાફરીએ રવાના થયા હતા. ઇસમાઇલીઓ ઉપરાંત બિન ઇસમાઇલીઓ તરફથી આપનું શાનદાર સ્વાગત થયું હતું.

### મહાન રાજ્યકર્તાઓની મુલાકાતે—શહેનશાહ સાતમાં એડવર્ડ.

હ. ઇમામ શાહ સુલતાન મુહમ્મદશાહ અ.ને યુવાવસ્થામાં મોટા મોટા માન અકરામો અને ખિતાબો જુદા જુદા રાજ્યકર્તાઓ તરફથી અર્પણ થયા હતા, અને આપ નામદારે દુનિયા પરના મહાન રાજ્યકર્તાઓની મુલાકાતો લીધી હતી.

હ. ઇમામ શાહ સુલતાન મુહમ્મદશાહ અ. ની નામદાર શહેનશાહ સાતમા એડવર્ડ સાથેની પ્રથમ મુલાકાત ઇસ્વી સન ૧૮૯૮માં "એપસમ"ની ઘોડદોડની શરત વેળાએ થઇ હતી. એ પ્રસંગે નામદાર શહેનશાહની ઇચ્છા અનુસાર આપશ્રી "માર્લબરો કલબ"ના એક સભ્ય તરીકે દાખલ થયા હતા, કે જેમાં એ વખતે ફકત શહેનશાહની પસંદગી પામેલાઓ અને શહેનશાહનાં નિકટના સંબંધીઓનેજ દાખલ થવા દેવામાં આવતા હતા.

## આર્કડયુક—મિકાડો—રશિયાના ઝાર.

યુરોપની મુસાફરી દરમ્યાન આપ નામદારની આર્કડયુક ફ્રાન્સીસ ફર્ડીનન્ડની "રીવાએરા" ખાતે મુલાકાત થઇ હતી. જાપાનની મુલાકાત વખતે આપ નામદાર જાપાનના માજી શહેનશાહ મિકાડોને પણ મળ્યા હતા. રોબર્ટ એલ. બેકર પોતાની 'આર્ટીકલ'માં જણાવે છે કે "નામદાર આગાખાન સાહેબે આટલાંન્ટીક મહાસાગર ઓળંગી, અમેરીકાના પ્રેસિડેન્ટ થિયેડોર રૂઝવેલ્ટની મુલાકાત લઇને, ચીનાઇ સમુદ્ર પાસે ફિલીપાઇન ટાપુઓમાં વસતા મુસ્લિમોના પ્રશ્ન માટે સલાહ આપી હતી."

ઇસ્વી સન ૧૯૧૨માં હઝરત ઇમામ શાહ સુલતાન મુહમ્મદશાહ અ. એ રશિયાની મુસાફરી કરી ત્યારે રશિયાના ઝાર અને ઝારીનાના મોસ્કો ખાતેના શાહી મહેલમાં શાહી પરોણા તરીકે રહયા હતા. અત્રેથી તેઓ નામદારે નિરાધાર તુર્કીઓને "બ્રિટિશ રેડ ક્રેસંટ સોસાયટી" મારફતે રૂા. ૩૦,૦૦૦ મોકલાવ્યા હતા અને હિંદ ખાતેના મુસ્લિમોને પોતાના સહધર્મીઓને મદદ કરવા માટે અપીલ કરી હતી.

## "બ્રિલિયન્ટ સ્ટાર ઓફ ઝાંઝીબાર" અને "શમ્સુલ હુમાયુન."

હ. ઇમામ શાહ સુલતાન મુહમ્મદશાહ અ. ની આફ્રિકાની મુસાફરી વખતે જંગબારના નામદાર સુલતાને આપ નામદારને "બ્રિલિયન્ટ સ્ટાર ઓફ ઝાંઝીબાર" નો ખિતાબ અર્પણ કર્યો હતો.

ઉપરાંત ઇરાનના નામદાર શાહ તરફથી પણ 'શમ્સુલ હુમાયુન' અર્થાત 'સ્ટાર ઓફ પરશિયા'નો માનવંતો ખિતાબ હ. ઇમામને અર્પણ થયો હતો.

## જર્મન શહેનશાહ વિલયમ કયસર તરફથી સન્માન.

ઇસ્વી સન ૧૯૦૦ની શિયાળાની ઋતુમાં પોસ્ટડામ ખાતેના 'ન્યુ પેલેસ'માં આપશ્રીએ જર્મના શહેનશાહ વિલીયમ કયસરની મુલાકાત લીધી ત્યારે આપ નામદારનું અદ્ભૂત સન્માન કરવામાં આવ્યું હતું. અને આપ નામદારને "ફર્સ્ટ કલાસ પ્રુશિયન ઓડર ઓફ ધી રોયલ કાઉન" નો પહેલા દરજ્જાનો ખિતાબ ઇનાયત કરવામાં આવ્યો હતો. આ ખિતાબ જર્મન રાજકુટુંબીઓને અપાતા ટાઇટલોમાંનો એક છે કે જે વિલીયમ કયસરે આપ નામદારને અર્પણ કર્યો હતો. જર્મન રાજ્ય તરફથી એશિયાના વતનીઓમાં આવુ માન મેળવનાર હ. ઇમામ પહેલાજ હતા.

## "સ્ટાર ઓફ ટર્કી"

આજ વર્ષમાં તુર્કીના ના. સુલતાન અબ્દુલ હમીદની મુલાકાત હ. ઇમામ શાહ સુલતાન મુહમ્મદ શાહે કોન્સટેન્ટીનોપલમાં લીધી હતી. આ મુલાકાતને ઇસ્લામી જગતે અર્થસુચક માની હતી. તુર્કીના આ પ્રવાસ દરમ્યાન નામદાર સુલતાને, હ. ઇમામને 'સ્ટાર ઓફ ટર્કી'નો માનવંતો ખિતાબ અર્પણ કર્યો હતો.

## સિંધ, કાઠિયાવાડનો પ્રવાસ'

ઇસ્વી સન ૧૯૦૦ના ફેબ્રુઆરી માસમાં હ. ઇમામ શાહ સુલતાન મુહમ્મદશાહ અ. સિંધની મુસાફરીએ સિધાવ્યા હતા. વળતા એપ્રિલ મહિનામાં કાઠિયાવાડ ખાતે જામનગરમાં જામ સાહેબના માનનીય પરોણા તરીકે રહ્યા હતા અને પોતાના મુરીદોને મુલાકાતો આપી ધાર્મિક કામકાજો ઉકેલ્યા હતા.

## મહારાણી વિકટોરિયાનું અવસાન.

ઇસ્વી સન ૧૯૦૧ના જાન્યુઆરી માસની તા. ૨૨મીએ નામદાર મહારાણી વિકટોરીયાનું અવસાન થતાં આપ નામદાર તરતજ લંડન પહોંચી નામદાર મહારાણીની પાયદસ્તની ક્રિયા જે તા. ૨ જી ફેબ્રુઆરીના દિને કરવામાં આવી હતી. તેમા શામિલ થયા હતા'

## જમાતમાં મતભેદ.

ખોજા જમાતોમાં એ સમયે કેટલાક પક્ષમીંઓએ મતભેદ ઊભા કરવાથી બેદીલી પ્રસરી; પરિણામે ઇ. સ. ૧૯૦૧માં કેટલાક ખોજા કુટુંબો જુદા પડી નવી જમાત ઊભી કરી, મૂળ ઇસમાઇલી જમાત સાથેનો વહેવાર તોડી નાખ્યો હતો. બારભાયા જમાત હસ્તીમાં આવ્યા પછી આશરે ત્રીસ વર્ષે આ બીજો ફાંટો પડયો હતો.

## શહેનશાહની તાજપોષી.

મહારાણી વિક્ટોરીયા પછી નામદાર શહેનશાહ એડવર્ડ સાતમા ગાદી પર આવ્યા અને ઇ. સ. ૧૯૦૨ ના ઓગસ્ટની ૨ જી તારીખે તેમના તાજપોષીની ક્રિયા થઇ હતી, તેમાં આપ નામદાર ખાસ પરોણા હતા.

ના. શહેનશાહ એડવર્ડ સાતમાના રાજ્યાભિષેક સમયે હ. ઇમામ શાહ સુલતાન મુહમ્મદ શાહે ઇંગ્લેન્ડની ત્રીજી વાર મુલાકાત લીધી હતી. તાજપોષીની ક્રિયામાં ભાગ લેવા માટે આપ નામદારને ના. શહેનશાહનું ખાસ આમંત્રણ મળ્યું હતું. હ. ઇમામે ના. શહેનશાહને ઇસમાઇલી કોમ તરફથી માનપત્ર અર્પણ કર્યું હતું.

## જી. સી. આઇ. ઇ. નો ખિતાબ.

ઇ. સ. ૧૯૦૨ના જુન માસની તા. ૨૬ મીના દિને આપ નામદારને "ગ્રાન્ડ ક્રોસ ઓફ ધી ઇન્ડિયન એમ્પાયર" (જી. સી. આઇ. ઇ.) નો માનવંતો ખિતાબ ના બ્રિટિશ સરકારે અર્પણ કર્યો હતો.

## નવાબ મુહસિનુલ મુલ્ક અને અલીગઢ કોલેજની પૂર્વસ્થિતિ.

મહાન કેળવણીકાર સર સૈયદ એહમદ ઉચ્ચ કેળવણીનો મુસ્લિમોમાં ફેલાવો થાય તે માટે સખ્ત પરિશ્રમ ઉઠાવતા હતા. ઉત્તર હિંદુસ્તાનમાં આ હેતુસર, તેમના જીવન દરમ્યાન એક વગદાર કમીટી બનાવવામાં આવી હતી. કહેવાય છે કે અંગ્રેજી શિક્ષણની અસરથી ઇમાન જતું રહે



**હિઝ એક્ષેલેન્સી લેફ્. કર્નલ ના. પ્રિન્સ અલી સલમાનખાન**

હઝરત ઇમામ સુલતાન મુહમ્મદશાહ અ. સ ના દિલેર શાહઝાદા અને મૌલાના હાઝર ઇમામ શાહ કરીમ અલ-હુંસેનીના પ્રતાપી પિતાશ્રી. હ. અલીના પવિત્ર ઘરાનાની શુરવીરતા અને દિલેરીના જેઓ અજોડ પ્રતીક સમાન હતા એ વહાલા શાહઝાદા ના. પ્રિન્સ અલીખાન સાહેબના પ્રેમ અને વાત્સલ્યને વરસો સુધી ઇસમાઇલીઓએ માણીને એક પ્રેમાળ શાહઝાદાની પ્રેમભરી હુંફ મેળવી હતી. તા ૧૨ મી મે ૧૯૬૦ ની એ કમનસીબ રાતના પેરિસ નજીક મોટર અકસ્માતમાં આપની વફાત થઇ અને ઇસમાઇલીઓ સહિત સમગ્ર જગતને વર્તમાન સમયની એક વિરલ વિભુતિની કપરી ખોટ પડી.



મૌલાના હાઝર ઇમામ શાહ કરીમ આગાખાન સાહેબના વહાલા માતુશ્રી
ના. પ્રિન્સેસ તાજુદ્દવલા અલીખાન સાહેબા.
ના. પ્રિન્સ અલીખાન સાહેબના તેઓશ્રી પ્રથમ મહોરદાર હતા.

સર ફિરોઝશાહ મહેતાએ પોતાના અવસાનની સહેજ આગમજ અરજ કરી હતી. એ મહાન હિન્દી સ્વદેશાભિમાનીના અવસાન પછી ગોખલેના "વીલ" તરીકે નામદાર આગાખાન સાહેબ તરફથી આ "જોઇન્ટ યાદી" (જેનું ફળ મોન્ટેગ્યુ-ચેમ્સફર્ડ સુધારાઓમાં આવ્યું હતું) ઇંગ્લેન્ડમાં પ્રગટ કરવામાં આવી હતી."

## "પડછાયા માટે મુળ વસ્તુને ફેંકી દેતા ના !"

આ પધરામણી પ્રસંગે એક અખબારી મુલાકાતમાં હઝરત ઇમામે જણાવ્યું કે : "યુરોપમાં એકથી વધુ દેશો એવો બોધપાઠ શીખી રહયા છે કે રાજ્ય ચલાવનાર પ્રજાના અનુભવીઓને એકાએક પદભ્રષ્ટ કરીને તેમની જગ્યાએ લાયક આસામીઓ શોધી કાઢવા, પણ એ મુશ્કિલ છે. "હું મારા દેશબંધુઓને આ આગ્રહપૂર્વક અપીલ કરૂં છું કે, તેઓએ પડછાયા માટે મુળ વસ્તુને ફેંકી દેવી જોઇતી નથી. દરખાસ્તોમાં સુધારા કરાવવા ભાર દઇને ચળવળ કરો. તમારા રાજકીય હકકો માટે ઉભા રહો અને વ્હાઇટ પેપર (શ્વેતપત્ર) માંની ખામીઓ મોભાભરી અને મકકમ રીતે દર્શાવો અને દલીલ સામે દલીલથી મુકાબલો કરો. જો તમો હિંદ માટે ચાહ રાખતા હો—તમારા હૈયે તેનું હિત હોય તો ખુદા ખાતર પ્રગતિને ન રૂંધો અને બીજાનો વધ ન કરો. શાંતિભરી પ્રગતિના માર્ગને ચીવટાઇથી વળગી રહો, ભુતકાળને ભુલી જાઓ, ભવિષ્ય ભણી નજર રાખો. દેશ સન્મુખ રાખવામાં આવેલી ફેડરેશનની યોજનામાં નબળાઇઓ છે, ખામીઓ છે, પણ યાદ રાખો કે હિંદના ઇતિહાસમાં અતિશય નાજુક અને અપૂર્વ રાજકીય સંક્રમણનો આ સમય છે. જે તાજ હેઠળની પ્રજાઓનો સંઘ (Commonwealth) મળી આવે છે તેની છત્રછાયામાં ઓછામાં ઓછા વિરોધવાળી લાઇન દોરીએ હિંદની રાજકીય પ્રગતિ માટે અને હિંદની એકતા માટે મેં મારી આખી જીંદગીભર લડત ચલાવી છે. હું દાવો કરૂં છું કે ત્રીસ વર્ષની મુદતવેરની રાજકીય પ્રગતિ માટેની મારી મહેનત વ્યર્થ ગઇ નથી."

## ઉજજવળ ભવિષ્યની આગાહી

ઓલ ઇન્ડીઆ રિક્રીએશન કલબ ઇન્સ્ટીટયુટ (ઇસમાઇલીઆ એસોસીએશન ફોર ઇન્ડિયા) તરફથી ઇ. સ. ૧૯૩૩ ના ડિસેમ્બર મહિનાની ૨૧ મી તારીખે, કરીમાબાદના કમ્પાઉંડમાં હઝરત ઇમામ સુલતાન મુહમ્મદ શાહ અ. ને માનપત્ર અર્પણ કરવાનો એક શાનદાર મેળાવડો યોજવામાં આવ્યો હતો. માનપત્રના જવાબમાં તેઓ નામદારે ફરમાવ્યું કે: "રિક્રીએશન કલબ (ઇસમાઇલીઆ એસોસીએશન) માટે ઉજજવળ ભવિષ્ય સામે પડયું છે અને તેનો આત્મિક ઝંડો અહિંથી આખી દુનિયામાં ફરકતો થશે." આ અદભુત આગાહી અનુસાર આજે સમગ્ર જગતમાં ઇસમાઇલીઆ એસોશીએશનો હસ્તી ધરાવે છે અને મહાન મઝહબી કાર્ય થઇ રહયું છે.

## જંગબાર—મોશીની શાળાઓ

હઝરત ઇમામની બાદશાહી ઉદારતા વડે શી. ૧,૩૦,૦૦૦ ના ખર્ચે જંગબાર ખાતે બંધાવેલું "આગાખાન બોયઝ સ્કુલ" નું ભવ્ય અને સુંદર મકાન, એજ વર્ષમાં જંગબારના નામદાર સુલતાને પોતાના શુભ હસ્તે ખુલ્લું મુકયું હતું. આ પ્રસંગે નામદાર સુલતાનના પ્રિન્સ અબ્દુલ્લાહ, નામદાર રેસીડેન્ટ અને લેડી રેન્કીગ ખાસ આમ ત્રણથી હાજર રહયા હતા. એજ પ્રમાણે હઝરત ઇમામની કરમબક્ષિશથી બાળાઓ માટે પણ એક સ્કુલ જંગબાર ખાતે ચાલે છે. એજ વર્ષમાં

આફ્રિકાના મોશી ખાતે રૂા. ૨૫૦૦૦ ની બાદશાહી ગ્રાન્ટથી તૈયાર થયેલું સ્કુલનું મકાન પ્રોવિન્શીયલ કમીશનર મી. લોગલેન્ડે ખુલ્લું મુકયું હતું.

## જંગબાર–મોશીની શાળાઓ

હઝરત ઇમામની બાદશાહી ઉદારત્તા વડે રૂા. ૧,૩૦,૦૦૦ ના ખર્ચે જંગબાર ખાતે બંધાયેલું "આગાખાન બોયઝ સ્કુલ" નું ભવ્ય અને સુંદર મકાન એજ વર્ષમાં જંગબારના નામદાર સુલતાને પોતાના શુભ હસ્તે ખુલ્લું મુકયુ હતું. આ પ્રસંગે નામદાર સુલતાન પ્રિન્સ અબ્દુલ્લાહ નામદાર રેસીડેન્ટ અને લેડી રેન્કીગ ખાસ આમંત્રણથી હાજર રહયા હતા. એજ પ્રમાણે હઝરત ઇમામની કરમબક્ષિસથી બાળાંઓ માટે પણ એક સ્કુલ જંગબાર ખાતે ચાલે છે. એજ વર્ષમાં આફ્રિકાના મોશી ખાતે રૂા. ૨૫૦૦૦ ની બાદશાહી ગ્રાન્ટથી તૈયાર થયેલું સ્કુલનું મકાન પ્રોવિન્શીયલ કમીશનર મી. લોગલેન્ડે ખુલ્લું મુકયું હતું.

## હિંદમાં બાદશાહી સ્વાગત

હઝરત ઇમામ સુલતાન મુહમ્મદ શાહ અ. બિકાનેરના નામદાર મહારાજાના આમંત્રણથી ઇ. સ. ૧૯૩૪ ના જાન્યુઆરી મહિનાની તા. ૧૮ મી એ બિકાનેર તરફ સિધાવ્યા હતા. જયાં તેઓ નામદારને અગીયાર તોપોની સલામીનું માન આપવામાં આવ્યું હતું. અને નામદાર મહારાજાના મહેલમાં ઉતારો આપવામાં આવ્યો હતો તેઓ નામદાર બિકાનેરથી તા. ૨૧ મીના કપુરથલા તરફ સિધાવી ગયા હતા. જયાં માર્ગમાં જાલંદર સ્ટેશને તેઓશ્રીના સ્વાગત માટે આગેવાન મુસ્લિમોનું એક ડેપ્યુટેશન આવ્યું હતું.

કપુરથલા ખાતે મહારાજા સાહેબના ટિકાયત રાજકુમાર, મહારાજ કુમાર મેજર અમરચિતસીંગ, મહારાજ કુમાર, જીતસીંગ, વડા પ્રધાન સર અબ્દુલહમીદ અને અન્ય મોટા મોટા રાજકર્મચારીઓ અને શહેરના નામાંકિત ગૃહસ્થો સ્ટેશન ઉપર સ્વાગત કરવા હાજર રહયા હતા.

હઝરત ઇમામે પોતાના માટે દર્શાવેલી ભલી લાગણી વિષે બોલતા જણાવ્યું હતું કે "મહારાજા કપુરથલા એક કુશળ રાજયકર્તા તેમજ એક ચાલાક રાજદ્વારી નર છે. હું મહારાજાનો એટલા માટે આભાર માનું છું કે છેલ્લી લડાઇ વખતે દુશ્મનોની સામે થઇને આફ્રિકા ખાતે નઇરોબીમાં રહેતા મારા મુરીદોને જર્મનોના હાથથી બચાવ્યા હતા અને તેમની ઘણી સંભાળ લીધી હતી. મને સમ્રાટ ઓરંગઝેબનો સમય અત્રે યાદ આવે છે. કેટલાક કહે છે કે તેઓ હિંદુઓના દુશ્મન હતા પરંતુ એ વાત ખોટી છે, કારણ કે ઔરંગઝેબે પોતાના હિંદુ રાજપુત સેનાપતિઓને ગોલકોન્ડા અને બીજાપુર સર કરવા મોકલ્યા હતા. જો તેઓ હિંદુઓના વિરોધી હોત તો એમ બનતેજ નહિં. તેમજ તેમણે રાજકારણને લઇને મુસ્લિમ રાજયો ઉપર ચઢાઇ પણ કરી હતી.

હઝરત ઇમામ સુલતાન મુહમ્મદશાહ અ. જુમાનાં દિવસે જયારે કપુરથલાની વડી ઇબાદતગાહમાં નમાઝ માટે પધાર્યા ત્યારે થયેલો સત્કાર ઐતિહાસિક હતો

આ પ્રસંગે મસ્જિદમાં પેશ ઇમામે વિવેચન કરતાં કહ્યું કે, "આજે આપણી વચ્ચે આવ. નાર વ્યક્તિ મહાન મરતબો ધરાવનાર નામદાર આગાખાન સાહેબ છે. જેઓશ્રીના કરોડો મુરીદો આખા એશિયામાં પ્રસરેલા છે. કોઇ એવી જગ્યા નહિં હશે કે જ્યાં એમના મુરીદો ન હોય. મૌલાના હઝરત અલીના ૪૮માં વારસાથી તેઓ નામદાર એમના ફરઝંદ અને ઇમામ છે.

હ. ઇમામ શાહ સુલતાન મુહમ્મદ શાહ અ. એ ફરમાવ્યું કે, "હું તમોને ઘણા ભાર–પૂર્વક ભલામણ કરૂં છું કે તમે સઘળા ઇલ્મ શીખો દરેક મુસલમાન ઉપર ઇલ્મ શીખવું નમાઝથી પણ વધારે વાજબ છે. ધ્યાન આપીને ઇલ્મ નહિં શીખો તો મુસ્લિમોની તરક્કી થવાની નથી. ઇલ્મ એજ કોમની આબાદી અને સલામતીનું ઘર છે માટે આ વિષે દરેક મુસલ–માનોએ ચાંપતા ઇલાજો લેવા જોઇએ."

"હઝરત રસુલે કરીમ મુહમ્મદ સ. એ ફરમાવ્યું છે કે:–"અત્લુબુલ ઇલ્મો હત્તા ફીસ્શીન" અર્થાત "અગર ચીનમાં ઇલ્મ મળે તો ત્યાં પણ જાઓ." એ હદીસ શરીફ જોતાં, ઇલ્મ પર પયગમ્બર સાહેબે કેટલો બધો ભાર મુકયો છે, એ જણાઇ આવે છે. અલહમ્દોલિલ્લાહ આજે તો ઇલ્મ મેળવવા માટે ઘર આંગણે સાધનો મૌજુદ છે અને કયાં દુરદરાજ દેશોમાં જવું પડતું નથી ઇસ્લામમાં ઇલ્મ હાંસલ કરવાની જે પહેલી વાજેબાત છે તેને હરગીઝ પડતી મેલો નહિ. હું દુઆ કરૂં છું કે તમો બધાને ખુદા નેક તૌફિક અતા કરે."

ફેબ્રુઆરીની તા. ૩જી ના દિને હ. ઇમામ શાહ સુલતાન મુહમ્મદશાહ અ. દિલ્હી પધા–રતા સ્ટેશન ઉપર આગેવાન શહેરીઓએ તેમજ શાહી પ્રતિનિધિઓએ તેઓ નામદારનું ભવ્ય સ્વાગત કર્યું હતું.

૧૯૩૪ના ફેબ્રુઆરી માસમા તા.૧૫–હિજરી સન ૧૩૫૨ના સવાલના ન્યુ દિલ્હી ખાતે ઓલ ઇન્ડીઆ મુસ્લિમ કોન્ફરંસની કારોબારી મંડળીની એક સભા મળી હતી. જેમાં હ. ઇમામ શાહ સુલતાન મુહમ્મદ શાહ અ. ને "ડીકરેટર" તરીકે કબુલ રાખવામાં આવ્યા હતા.

## પ્રીવી કાઉન્સીલર.

એજ વર્ષમાં હ. ઇમામ શાહ સુલતાન મુહમ્મદશાહ અ ને "પ્રીવી કાઉન્સીલર" તરીકે નામદાર શહેનશાહે નિમણુંક કરી માન ઇનાયત કર્યું હતું. પ્રીવી કાઉન્સીલના સભાસદોના નામ સામે માનવાચક શબ્દ "રાઇટ ઓનરેબલ" લગાડવામાં આવે છે.

## કલકતામાં મુબારક પધરામણી.

ફેબ્રુઆરીની તા. ૨૨મી ના હ. ઇમામ શાહ સુલતાન મુહમ્મદશાહ અ. મુંબઇથી ભોપાલ તરફ સિધાવ્યા હતા. જ્યાં તેઓ નામદાર રાજયના મહેમાન તરીકે ત્રણ દિવસ રહીને કલકત્તા ખાતે ફેબ્રુઆરીની તા. ૨૭મી ના દિને મુબારક પધરામણી કરી હતી. તેઓ નામદાર બંગાળના ગવર્નરના ત્રણ દિવસ સુધી માનવંત પરોણા તરીકે ગવર્નમેન્ટ હાઉસમાં રહયા હતા. "હાવરા" સ્ટેશન પર તેઓ નામદારનો ભવ્ય સત્કાર કરવામાં આવ્યો હતો; અને "ગાર્ડ ઓફ ઓનર"ની સલામી આપવામાં આવી હતી.

બંગાળના ધારાસભાના સભાસદો તરફથી તેઓ નામદારના માનમાં ખાણાનો એક મેળાવડો પણ કરવામાં આવ્યો હતો જેમાં એક સભાસદ મિ. કાસિમે બોલતા જણાવ્યું હતું કે:—દુનિયાના પ્રદેશ ઉપર ફેલાયલી શહેનશાહતના "તાજ વિનાના બાદશાહ" તરીકેનું અજોડ સ્થાન નામદાર આગાખાન સાહેબ ધરાવતા હોવાથી તેઓ સઘળા હિંદી મુસ્લિમોના સ્વીકારાયલા લીડર ફીલસુફ અને મિત્ર છે.

## રંગુનમાં દબદબાભર્યું સન્માન.

૧૯૩૪ના માર્ચ માસની તા. ૯મી એ સવારના ૮–૩૦ કલાકે અર્થાત હિજરી સન ૧૩૫૨ ના ઝિલકાદમાં હ. ઇમામે રંગુનની ભુમિપર કદમ મુબારક કર્યાં હતા જે વખતે તેઓશ્રીને જાહેર આવકાર આપવામાં આવ્યા હતો. તેઓ નામદારને રંગુનના શહેરીઓ તરફથી એક માનપત્ર આપવામાં આવ્યું હતું.

તા. ૧૬મી માર્ચના દિને સ્ટીમર "ગ્લુસ્ટરશાયર" મારફતે રંગુનથી તેઓશ્રી વિદાય થયા હતા.

## કોલમ્બોમાં પધરામણી

હ. ઇમામ શાહ સુલતાન મુહમ્મદશાહ અ. અને હર હાઇનેસ બેગમ આગાખાન સાહેબા માર્ચ માસની તા. ૨૦મી ના દિને કોલમ્બો ખાતે પધાર્યા હતા. આ અવસરે "સિલોન"ના શહેરીઓ તરફથી તેઓ નામદારના માનમા "એટ હોમ"નો મેળાવડો કરવામાં આવ્યો હતો. તેઓ નામદારે એ પ્રસંગે બોલતા જણાવ્યું હતું કે "સિંહાલી મુસ્લિમો" એ શબ્દો અમોએ ખાસ કરીને એટલા માટે વાપર્યાં છે કે તમે હિંદ કે અરબસ્તાન ગમે ત્યાંથી આવ્યા હો પરંતુ, તમે સિંહાલી પણ છો એમ તમારા મનમા લાગે એમ હું ઇચ્છું છું. જે દેશમાં આજે તમો વસી રહયા છો તેના માટે તમારે મગરૂર થવું જોઇએ."

હ. ઇમામ શાહ સુલતાન મુહમ્મદશાહ અ એ કોલમ્બોની મુસ્લિમ એસોસિએશનને રૂા. ૫૦૦ બક્ષિશ કર્યા હતા અને બિહાર ધરતીકંપ ફંડમાં રૂપીઆ ૫૦૦૦ ની નવાઝિશ કરી હતી.

## હ૦ ઇમામનું રેખાચિત્ર—ખ્વાજા હસન નિઝામી.

દિલ્હીવાળા જાણીતા સૂફી સંત ખ્વાજા હસન નિઝામીએ હ. ઇમામની શારીરિક તેમજ લાક્ષણિક રૂપરેખા દોરતા મુનાદી પત્રમાં લખેલા હુલ્લીયા–રૂપરંગ ગુણવર્ણનમાં આ પ્રમાણે તેઓશ્રીને લગતી વિગત આપી છે:—"નામ મુહમ્મદશાહ; લકબ હિઝ હાઇનેસ હાઝર ઇમામ, ધણી સર આગાખાન; નસલ હુસેની સૈયદ; કોમ મુસલમાન; ઊમર પચાસથી વધારે; કદ મધ્યમ; રંગ રાતો; સફેદ, ખુબ ગોરા, શરીર મોટું અને ભારી; ચહેરા ગોળ; આંખો મોટી અને ચમકદાર; અવાજ બુલંદ અને ગરજદાર,



હઝરત ઇમામ સુલતાન મુહમ્મદશાહ અ. સ. ની ૬૦ વરસની ઇમામતની ઉજવણી પ્રસંગે તેઓશ્રીની મુંબઇ ખાતે હિરક તુલાવિધિ થઇ હતી ત્યારની તવારીખી તસ્વીર.



હઝરત ઇમામ સુલતાન મુહમ્મદશાહની ૬૦ વરસની ઇમામતની ઇસ્ટ આફ્રિકા–દારેસલામ ખાતે તા. ૧૦ મી ઓગસ્ટ ૧૯૪૬ ના હિરક તુલાવિધિ દ્વારા બીજી ઉજવણી થઇ તે સમયનું દ્રશ્ય.

"સર આગાખાન જમાનો ઓળખવામાં અંગ્રેજ, દોલતમંદીમાં અમેરિકન, નિશ્ચય બળમાં જર્મન, સુખચેનમાં ફ્રેન્ચ, હેતુ સાધવામાં ઇટાલીયન, વિરતામાં તુર્ક, સ્વભોગમાં અફઘાન, વિનોદ વૃતિમાં ઇરાની, ચળવળમાં રશિયન. ફિરકાબંદીમાં હિન્દુસ્તાની અને ગરજમંદીમાં અરબ છે.

"તેઓ નામદાર જોવામાં વિદેશી યુરોપિયન, રીતભાતમાં સ્વદેશી મુસલમાન, પોતાની હિંદુ ઉમ્મત માટે વિષ્ણુનો અવતાર, શામ મુલકના દરૂઝીઓ માટે ખુદા; ઇરાન, તુર્કસ્તાન, આફ્રિકા, અરબ અને હિંદુસ્તાનના ઇસમાઇલીઓના હાઝર ઇમામ."

"હિંદી મુસ્લિમોના રાજદ્વારી સંગઠન માટે મુસોલિની અને હેર હીટલર, ભરતી બ્રિટાનીયા માટે અસાએ પીર (વૃધ્ધની લાકડી), યુરોપની હોટલો માટે સોનેરી મહેમાન, ઘોડદોડની શરત માટે ફતેહમંદ સરદાર અને પોતાની યુરોપિયન બેગમ માટે પ્રેમમુર્તિ. પોતાના અનુયાયીઓ અને બ્રિટીશ ગવર્નમેન્ટ માટે ગમે તે હોય પણ મુસ્લિમોની વેરવિખેર પડેલી કોમને એકજ કેન્દ્ર ઉપર એકઠી કરવાનો ઝમાના-જુનો શોખ છે. દરેક વખતે ખુશમિજાજ, અને હસમુખા તેઓ જોવામા આવે છે. દુનિયાના સઘળા ગમ તેમનું હસતું મોઢું જોઇને કહે છે કે અહીં અમે નથી, પરંતુ, અહીં તો ખુશીજ બસ ખુશીજ છે."

## લઘુમતિ કરારના પિતા.

ઈ. સ. ૧૯૩૪ના જુલાઇ માસની તા. ૫મી ના દિને મદ્રાસમાં ડવટન કોલેજમાં એંગ્લો ઇન્ડીએનોની સભામાં ભાષણ કરતા, સર હેનરી ગીડનીએ રાઉન્ડ ટેબલ કોન્ફરંસનો ઉલ્લેખ કરી ને હ. ઇમામ શાહ સુલતાન મુહમ્મદશાહ અ. ની પ્રશંસા કરતા જણાવ્યું હતું કે, "લઘુમતિ કરારના નામદાર આગાખાન સાહેબ પિતા હતા. એંગ્લો ઇન્ડીઅન સુધ્ધાં દરેક લઘુમતિ કોમને સર્વદેશીય રક્ષણની તેથી ખાત્રી મળવા પામી હતી."

## ફારસીના અભ્યાસ માટે શિષ્યવૃત્તિ

ઓકટોબરની તા. ૩૦ મીના ઇરાનના મહાન કવિ ફિરદોસીની હઝારમી જયંતી પ્રસંગની ઉજવણીમાં હઝરત ઇમામ સુલતાન મુહમ્મદશાહ અ. અને બીજા નામાંકિત પુરૂષોએ ભાગ લીધો હતો. આ મેળાવડામાં સર હારકોર્ટ બટલરે જાહેર કર્યું હતુ કે, "નામદાર આગાખાન સાહેબે ફારસી ભાષાની સ્કોલરશીપ માટે પાઉંડ ૨૦૦ એટલે રૂપિયા ત્રણ હજારની રકમ આપી છે."

## ઈસ્લામી જગતની પુનર્રચના—એક યાદગાર સંદેશો

૧૯૩૪ ની તા ૨૩ મી નવેમ્બર-હિજરી સન ૧૩૫૩ ના શાબાનની તા. ૧૫ મીના હઝરત ઇમામ સુલતાન મુહમ્મદશાહ અ. નામદાર શહેનશાહના પુત્ર ડયુક ઓફ કેન્ટના લગ્નમાં ભાગ લેવા લંડન સિધાવ્યા હતા.

તેઓ નામદારે ઇસ્લામી જગતની પુનર્રચના વિષે ઇસ્લામી દુનિયા જોગ એક અગત્યનો સંદેશો આપતા જણાવ્યું હતું કે : "ઇસ્લામી જગત પોતાના ઇતિહાસના પરિવર્તન કાળે આવી પહોંચ્યું છે. હવે કાં તો ઇસ્લામને આગળ વધવું જોઇએ અથવા પૃથ્વીપટ ઉપર ઇતિહાસમાં પડી ગયેલી બીજી પ્રજાઓમાં સ્થાન લેવું પડશે. મુસ્લિમોએ જાગૃત થવું જોઇએ. હઝરત પયગમ્બર સાહેબના ગૌરવભર્યા જીવનના અદભૂત શિક્ષણનો હવે દાખલો લઇ ઇસ્લામી ઉપદેશ પર

પોતાની આધ્યાત્મિક અને ધાર્મિક ભાવના બાંધવી જોઇએ અને વિજ્ઞાન, જ્ઞાન અને રાજકારણની ખિલવણી કરી માનવજાતની સર્વશ્રેષ્ટ પ્રગતિમાન પ્રજાઓના ધોરણે સામાજિક પ્રગતિ સાધવી જોઇએ સર્વશકિતમાન અલ્લાહના ઇલાહી સંદેશાને આપણી એકતાના ઝરણ તરીકે સ્વીકારવો જોઇએ અને એકવાર સંગીનતાથી આપણી આધ્યાત્મિક ભાવનાની સ્થાપના થયા પછી સ્વભોગ, હિંમત અને વહેવારૂ કાર્ય વડે નિડરતાથી આગળ વધી ખ્રિસ્તિ, યુરોપ અને અમેરિકાના સમાન ધોરણે વૈજ્ઞાનિક, આર્થિક રાજકારણ અને સામાજિક વિષયમાં ઉચ્ચ દરજ્જો પ્રાપ્ત કરવો જોઇએ.

## ધર્મવાદનો ઇસ્લામી આદર્શ—ખ્રિસ્તી જગતને મહત્વપૂર્ણ સંદેશ

ખ્રિસ્તીવાદ ધર્મને જુદીજ વસ્તુ માને છે, તે ઉપર હ. ઇમામ સુલતાન મુહમ્મદશાહ અ. એ એક સંદેશામાં નિર્દેશ કર્યો હતો કે, "ધર્મ એ કાંઇ ખાસ અને સાધારણ જીંદગીથી અલગ છે, એવું કાંઇક ઇંગ્લાંડના ખ્રિસ્તી સંપ્રદાયો શીખવે છે. તેને અંગે ધર્મભાવનાવાળો મનુષ્ય પણ તેને ખાસ પ્રસંગ માટે જુદો મુકી દે છે અને દરરોજનો સામાજિક વ્યવહાર ધર્મથી જુદો માની પસાર કરે છે જ્યારે ઇસ્લામ મઝહબને હંમેશા હરપળ શ્વાસોશ્વાસની માફક જોડાયેલો રાખે છે અને તેમાંજ એક મુસ્લિમ પોતાનું જીવન જીવે છે અને હલનચલન કરે છે. અલ્લાહ પાલનહાર છે અને તે નિરંતર અને દરેક સ્થળે અમારી સંભાળ લે છે. ઇસ્લામનો વફાદાર ભાવિક પુત્ર આ સત્યને કદીપણ વિસરતો નથી અને પોતાના વ્યવહારમાંથી સમય મેળવી સર્વ શકિતમાનના સીધા સમાગમમાં આવે છે અને તેનું રટણ કરે છે. "અધર્મીઓ માટે જે કમનસીબી જેવું લાગે તેમાં પણ "પરવરદીગારની ઇચ્છા" અને જે બને છે તે સારાને માટે છે એમ આનંદપૂર્વક માનવું જોઇએ. જગતમાં માનવી આવી પોતાની ખરી આંખોએ જુએ છે, તેને જગત એક કેદખાનું નહી પણ એક બગીચા–ખુદાના બગીચા સમાન લાગે છે. પરંતુ આંખો સ્વચ્છ અને નિર્મળ હોવી જોઇએ. હાથો અને જીગર મજબુત હોવા જોઇએ. તંદુરસ્ત રહેવાની સંપૂર્ણ જરૂરતની ઉંડી છાપ હું બેસાડું છું."

## નામદાર પ્રિન્સ અલીખાન જે. પી.

મુંબઇની નામદાર સરકાર તરફથી નામદાર શાહ્ઝાદા પ્રિન્સ અલીખાન સાહેબને જે. પી "જસ્ટીસ ઓફ પીસ"–સુલેહના અમલદાર તરીકે નિમવામાં આવ્યા હતા. જેની ૧૯૩૪ ના નવેમ્બર મહિનાની તા. ૯મી ના દિને "ગવર્નમેન્ટ ગેઝેટ" માં જાહેરાત કરવામાં આવી હતી. નામદાર પ્રિન્સ ડિસેમ્બરની તા. ૧૪મીએ યુરોપથી હિંદ પધાર્યા હતા. તેઓશ્રી કરાચી તેમજ હિંદના અન્ય ભાગોમાં પ્રવાસ કરી ૧૯૩૫ ના જાન્યુઆરી મહિનાની તા ૧૫મીએ જુહુના હવાઇ મથક ઉપરથી પાછા યુરોપ સિધાવી ગયા હતા.

## હઝરત ઈમામ મુંબઇમાં

ઇ. સ. ૧૯૩૫ ના જાન્યુઆરી મહિનાની તા. ૪થીના દિને હઝરત ઇમામ સુલતાન મુહમ્મદ શાહ અ. એ મુંબઇ ખાતે કદમ મુબારક કર્યા હતા. જાન્યુઆરીની તા. ૭ મીના રમઝાન ઇદનો મુબારક તહેવારનો પ્રસંગ હોઇ તેઓ નામદારે ખડક દરખાના જમાતખાને પધારી "ઇદ નમાઝ" પઢાવી જમાતોને મુબારકીઓ આપી હતી. આ પ્રસંગે નામદાર પ્રિન્સ અલીખાન સાહેબ પણ હાજર હતા.

## હિંદનો પ્રવાસ.

૧૯૩૫ ના ફેબ્રુઆરીની તા. ૨જીના હઝરત ઇમામ શાહ સુલતાન મુહમ્મદશાહ અ. દિલ્હી ભણી રવાના થયા ત્યારે વચ્ચે વડોદરા ખાતે ઉતર્યા હતા. જ્યાં રાજમહેલમાં રાજવના પરોણા તરીકે રહયા હતા. વડોદરા મુસ્લિમ કોન્ફરંસ અને અન્જુમને ઇસ્લામ તરફના માનપત્રો સ્વીકાર્યા હતા. સાંજે નડીયાદ સિધાવ્યા હતા. જ્યાં મ્યુનિસિપાલીટી તથા નડીયાદના મુસ્લિમોના માનપત્રો "વિક્ટોરીયા ગાર્ડન"માં સ્વીકારી નવમુસ્લિમોની મુલાકાત લીધી હતી. અને તેમના બચ્ચાઓને દર વર્ષે રૂા. ૧૦૦૦ સ્કોલરશીપ આપવાનું તેઓ નામદારે ફરમાવ્યું હતું. ત્યાંથી તેઓશ્રી દિલ્હી તરફ સિધાવી ગયા હતા.

તા. ૪થી ના હ. ઇમામ સુલતાન મુહમ્મદશાહ અ. દિલ્હી ખાતે પધાર્યા હતા. અને ના. વાયસરોયના મહેમાન થયા હતા. દિલ્હી ખાતે આપના માનમાં સંખ્યાબંધ સમારંભો યોજાયા હતા.

## અર્થસુચક પ્રશ્નોતર.

દિલ્હીના જાણીતા સૂફી સંત ખાજા હસન નિઝામીને હ. ઇમામે "વાઇસરોય લોજ"માં મળવાનો સમય આપ્યો હતો, પરંતુ રોકાણને સબબે તેઓ મળી શકયા નહોતા. રાત્રે ડીનરમાં બન્નેની મુલાકાત થતાં તેઓ નામદારે જણાવ્યું હતું કે. "આજે તમોને મળવાનું ઘણું અવશ્યનું સમજતો હતો, પરંતુ કામકાજ એટલું બધું હતું કે દિવસ આથમી ગયો અને મુલાકાત થઇ શકી નહિ. આ વખતે મારા મનમાં એમ થયું કે જો ખુદા સૂર્યને બે કલાક પર્યંત આથમવા ન દે તો હું બાકીના કામ પુરા કરી લઉ અને તમારી મુલાકાત પણ થઇ જાય"

ખાજા સાહેબે જવાબ આપ્યો કે "આપના દાદાશ્રી હઝરત અલી અ. એ સૂર્યને આથમતાં અટકાવી દીધો હતો તેમ આપ પણ દુઆ માંગત તો તેમ બની શકત અને સૂર્ય બે કલાક મોડો આથમત." (૧)

## ઇસ્લામિક સંસ્કૃતિનો પુનરોદ્ધાર.

ફેબ્રુઆરીની તા. ૨૫મી ના દિને મુંબઇના ટાઉન હોલમાં આવેલા રોયલ એશિયાટીક સોસાયટી-મુંબઇની શાખાના હોલમાં ઇસ્લામિક રિસર્ચ એસોસિએશનની હ. ઇમામે મુલાકાત લીધી હતી. અહિં તેઓ નામદારે વિવેચનમાં જણાવ્યું કે, "ઇસ્લામી સંસ્કૃતિ, જ્ઞાન, ઇતિહાસ અને ફિલસૂફીનું યોગ્ય પુનર્જીવન આખા જગતમાં થતું જોવાની મારી જીવનભરની અભિલાષા છે. સઘળા મહાન સુધારાઓને અંધકારના યુગમાંથી પસાર થવું પડયું છે. ગ્રિક, મિસર અને અન્ય પ્રજાઓના સુધારાનો માઠો યુગ આવ્યો હતો. કમનસીબે આપણે લોકો પણ એવા માઠા જમાનાના આસામીઓ છીએ કે જે એક ઇસ્લામના અંધકાર યુગના મધ્ય દરિયે જીવન ગુજારે છે. આજનું પુનર્જીવન પશ્ચિમના દેશો સાથના સંબંધથી થઇ શકયું છે. કમભાગ્યે તેના આરંભના તબક્કામાં પશ્ચિમના દેશોના અને અન્ય ઇસ્લામના અભ્યાસીઓ એ મહાન સંસ્કૃતિના ખરા જીરસાના સંબંધ

---

૧. જુઓ તા. ૮-૨-૩૫નું "મુનાદી" પત્ર

માં કાંઇપણ જાણતા નહોતા." આ સંસ્થાના ખર્ચ માટે તેઓ નામદારે શ. ૧૦૦ની વાર્ષિક ગ્રાંટ આપવાની જાહેરાત કરી હતી.

હિંદથી તેઓ નામદાર ઇ. સ. ૧૯૩૫ના માર્ચની તા. ૨૭ ના યુરોપ તરફ સિધાવી ગયા હતા.

## બકીંગહામ પેલેસમાં ખાણાનો મેળાવડો.

૧૯૩૫ના જુન માસની તા. ૫મી એટલે હિજરી સન ૧૩૫૪ના રબીઉલ અવ્વલ તા. ૩ જી ના ડરબી રેસમાં "બહેરામ"નો વિજય થયો હતો. આ ઇતિહાસિક અને કિર્તીવંત જીત હતી આ જીતના માનમા હ. ઇમામ શાહ સુલતાન મુહમ્મદ શાહ અ. ને ના. શહેનશાહ જ્યોર્જ પંચમે પોતાના રાજમહેલ બકીંગહામ પેલેસમાં એક ખાણું આપ્યું હતું.

ઓગસ્ટ માસની ૨૫ની તારીખે હઝરત ઇમામ સુલતાન મુહમ્મદશાહ અ. ના માનમાં લંડનની નેશનલ લીગ તરફથી એક ખાણાનો મેળાવડો કરવામા આવ્યો હતો. અહિં હઝરત ઇમામે જણાવ્યું હતું કે, લંડનમાં પૂર્વના દેશોનું જ્ઞાન, તેઓની ફિલસુફી અને તેઓની સંસ્કૃતિનો ફેલાવો કરવા માટે એક કેન્દ્ર (સેન્ટર) ખોલવું જોઇએ. તેઓના સાહિત્યના બહોળા ક્ષેત્રો આજે યુરોપિયનો માટે બંધ છે. હું આશા રાખુ છું કે એક દિવસ એવો આવશે જ્યારે પૂર્વની હાલની બંધ ચોપડીઓ યુરોપમાં જાણીતી થશે. ભારેમાં ભારે આનંદ સાથે બુધ્ધિગત અને આત્મિક સુમેહ શાંતિ યુરોપમાં ફેલાશે."

## સિંધ અલગ

હઝરત ઇમામ સુલતાન મુહમ્મદશાહ અ. એ સિંધને મુંબઇ ઇલાકાથી છુટું પાડવા ઘણી મહેનત લીધી હતી. અને તેના પરિણામે તેને છુટું પાડવાનું નક્કી થયું હતું.

## આદર્શ ઇસમાઇલી કોલોની—"સુલતાનાબાદ"

હઝરત ઇમામ સુલતાન મુહમ્મદ શાહ અ. ની વખતોવખત સિંધવસી અનુયાયીઓને કરેલી ભલામણ અનુસાર, સિંધના ઇસમાઇલી આગેવાનોની કોશિશોથી ૧૯૩૨ માં સિંધના સખ્ખર બેરેજના વિસ્તાર પર સાતસો એકર જમીન ઇસમાઇલીઓને ના. સરકારે મંજુર કરીને આપી હતી. ઇ. સ. ૧૯૩૫ માં ત્યાં આશે આઠસો જીવની ઇસમાઇલી વસ્તી થઇ હોવાથી તેમજ તેઓ ધીમે ધીમે પરંતુ મક્કમ રીતે પ્રગતિ કરતા હોઇ, કાઉન્સીલ–ન્યાયખાતું અને સ્કુલ બોર્ડની સ્થાપના કરવામાં આવી હતી. હઝરત ઇમામના મુબારક નામ ઉપરથી આ કોલોનીનું નામ "સુલતાનાબાદ" રાખવામાં આવ્યું છે.

## ઈમામતના કિર્તીવંત પચ્ચાસ વર્ષ—ઈસમાઇલીઓએ સાધેલી સુંદર પ્રગતિ

હઝરત ઇમામ સુલતાન મુહમ્મદશાહ અ. ના પૂર્વજોએ ૬૦૦ વર્ષ પૂર્વે ઇરાનથી દાઇઓ અને પીરોને હિંદુસ્તાન મોકલાવીને ઇસમાઇલી ખોજાઓના વડવાઓને પાક ઇસ્લામ ધર્મમાં

દાખલ કરી અને "હકીકત મઝ્હબ" બતાવ્યો ત્યારથી ઇસમાઇલી ખોજા કોમ હસ્તીમાં આવી અને હઝરત ઇમામના દાદાશ્રી શાહ હસનઅલીશાહ ઇરાનથી સિંધ, મુંબઇ, કલકત્તા ખાતે પધારી હિંદમાં કાયમી નિવાસ રાખ્યા પછી ઇસમાઇલી ખોજાઓની ઉન્નતિની શરૂઆત થવા પામી; પરંતુ હઝરત ઇમામ સુલતાન મુહમ્મદશાહ અ. ની ઇમામતના અમલ દરમ્યાન તો ઇસમાઇલીઓ ફુદકે અને ભુસકે આગળ વધવા પામ્યા હતા.

ધાર્મિક દ્રષ્ટિએ, ઇસમાઇલીઓ નીતિ જ્ઞાનથી લઇને, ભુતકાળમાં થઇ ગયેલા, મૌલાના જલાલુદીન રૂમી, હઝરત શમ્સ તબ્રીઝ, વડા દાઇ હકીમ નાસિર ખુસરૂ અને ઇબ્નુલ અરબી જેવા મહાન સુફીઓ અને આરિફોના શિક્ષણ અનુસારનું ઇલ્મે તસવ્વુફ અથવા બ્રહ્મજ્ઞાન સુધીના સઘળા વિષયો મારેની ઉત્તમ હિદાયત મેળવી "મખફી ઇબાદત"ની ખુબીઓથી સારી જેવી રૂહાની પ્રગતિ સાધી શકયા જયારે દુન્યવી દ્રષ્ટિએ જીવનના સામાજિક, આર્થિક અને કેળવણીના વિષયોમાં પ્રગતિ સાધી તે ઇસમાઇલીઓના ૬૦૦ વર્ષના ઇતિહાસમાં એક અજોડ અને ગૌરવભરી ખાના છે. રાજદરબારે અગ્રસ્થાન મેળવી, જાહેર જીવનમાં અને અમુક અંશે રાજદ્વારી ક્ષેત્રોમાં અને લોકસેવાના કાર્યમાં પણ તેઓ નામદારના મુરીદોએ ઓછી પ્રગતિ સાધી નહોતી. સર, નાઇટ, બેરોનેટ, મેજીસ્ટ્રેટો, જજો, ધારાસભાના સભ્યો અને પ્રમુખો, શેરીફો અને કોરપોરેશનના મેયરો અને સભ્યો તેમજ સુલેહના અમલદારો તરીકે દેશના ભલા માટે નોંધવાલાયક ફાળો આપવા પણ ઇસમાઇલીઓ શક્તિમાન થયા. તેઓ નામદારની ભારપૂર્વકની ભલામણોથી ઇસમાઇલીઓ આફ્રિકા અને માડાગાસ્કર જેવા કુદરતી મુલકોમાં દેશાટન કરી, સાહસિક વેપારીઓ તરીકે પણ ખુબ નામના મેળવી શકયા.

## ગોલ્ડન જ્યુબિલીની ઉજવણી માટેની પૂર્વ તૈયારીઓ

હ. ઇમામ શાહ સુલતાન મુહમ્મદશાહ અ. એ પોતાની ઇમામતના પચાસ વર્ષનાં ગૌરવ-ભર્યા અમલ દરમ્યાન પોતાના મુરીદોને દીન અને દુનિયામાં આબાદ બનાવવામાટે સતત ઝહેમત લીધી અને જે મહાન ઉપકારો કર્યા તેની આભારદર્શક યાદ કાયમ કરવાની સુંદર તક ઇસમા-ઇલીઓએ તા. ૧૭મી ઓગસ્ટના શુભ દિને અર્થાત તેઓ નામદારની "ગોલ્ડન જ્યુબિલી-સુવર્ણ મહોત્સવ"ના શુભ પ્રસંગે ઝડપી લેવાનો ઇરાદો કર્યો, કારણ કે તેઓ નામદાર ઇસ્વી સન ૧૮૮૫ ના ઓગસ્ટ માસની તા. ૧૭મી ના મુબારક દિને ઇમામતની મસનદ પર બિરાજમાન થયા હોઇ, તા. ૧૭મી ઓગસ્ટ ૧૯૩૫ના રોજ તેઓ નામદારની ઇમામતને બરાબર પચ્ચાસ વર્ષ થતા હતા.

ઉપરાંત એજ વર્ષમાં, ઇસ્લામી જગતની કેળવણીનું કેન્દ્ર કેરોની "જામ-એ-અઝહર" યુનિવર્સિટી, કે જે હ. ઇમામના નામાંકિત પૂર્વજો. મિસરના રાજ્યકર્તા-ફાતિમી ખલીફાઓએ કાયમ કરી હતી, એ યુનિવર્સિટીની ૧૦૦૦ વર્ષની જયંતિ (Millinery) પણ તેઓ નામદારની ઇમામતની ગોલ્ડન જ્યુબિલીના જ વર્ષમાં આવતી હોવાથી એ પણ એક શુભ ચિન્હ હતું.

હ. ઇમામ શાહ સુલતાન મુહમ્મદશાહ અ. ની મુબારક "ગોલ્ડન જ્યુબિલી"ની ઉજવણી માટે હ. ઇમામની પવિત્ર હુઝુરમાં અતિ નમ્રતાપૂર્વક અરજ ગુજારવામાં આવી હતી. જેના જવા-બમાં તેઓ નામદારે મહેરબાનીની રાહે મંજુરી આપતો ના. કાઉન્સીલ ઉપર જુલાઇની તા. ૨જી ના લંડનથી એક સંદેશો મોકલાવી, ગોલ્ડન જ્યુબિલીની ઉજવણી માટે તા. ૨૧મી જાન્યુઆરીનો

દિવસ એશિયા માટે અનુકુળ હોવાનું ફરમાવ્યું હતું. આ મુબારક સંદેશો મળતાં સમસ્ત ઇસ્માઇલી આલમમાં બારે ખુશાલી પ્રગટી નીકળી હતી.

આ માટે ધી આગાખાન્સ ઓલ ઇન્ડીઆ ગોલ્ડન જ્યુબિલી કમિટીની નિમણુંક કરવામાં આવી હતી. આ કમિટીની અકટોબર માસની તા ૧૬મી ના રોજે "આગા હોલ"ની વાડીમાં પહેલી જનરલ સભા ભરવામાં આવી હતી, જેને ખુલ્લી મુકવાની ક્રિયા હ. ઇમામ શાહ સુલતાન મુહમ્મદશાહ અ. ના માતુશ્રી હર હાઇનેશ લેડી અલીશાહ નામદાર માતા સલામતે ખાસ પુનાથી પધારીને કરી હતી'

## હ૦ ઇમામને સુવર્ણથી તોળવાનો મકકમ નિરધાર.

ગોલ્ડન જ્યુબિલી માટેનું પ્રચારકાર્ય ઇત્માદી પીર સબજાઅલીભાઇ રમજાનઅલીને સુપરત થયેલું હોઇ, અખિલ હિંદના પ્રવાસે તેઓ રવાના થયા હતા, જ્યા તેમને સઘળે સ્થળે સુંદર આદરભાવ મળવા પામ્યો હતો.

મુંબઇ, કચ્છ, કાઠિયાવાડ, સિંધ, પંજાબ-ફ્રન્ટીયર, મદ્રાસ, દખ્ખણ, યુ. પી., સી. પી. બિરાર, સિદ્ધપુર, ગુજરાત, માણસા બંગાળ-ઓરિસા અને પરશીયન ગલ્ફ, પીનાંગ, સિંગાપુર, કોલમ્બો સિલોન અને રંગુન-બરમાની જમાતોમાંથી તેમજ અન્ય જમાતોમાંથી જોતજોતામાં રૂપિયા પાંચ લાખ જ્યુબિલી ફંડમાં ભરાઇ ગયા હતા અને હઝરત ઇમામને સોનાથી તોલવાનો મકકમ નિર્ણય લેવાયો હતો.

## ગોલ્ડન જ્યુબિલી પ્રોગ્રામની જાહેરાત

ઇ. સ. ૧૯૩૬ ના જાન્યુઆરીની તા. ૧૯ મી રવિવારથી તા. ૨૩ મી ગુરુવાર સુધી પાંચ દિવસનો ભરચક કાર્યક્રમ સહિત એક પ્રોગ્રામ ઘડી કહાડયો હતો જેને હઝરત ઇમામ તરફથી સમંતિ મળતા સમગ્ર હિંદમાં તેની જાહેરાત કરવામાં આવી હતી.

## અલીગઢ યુનિવરસિટિના પ્રો. વાઇસ ચાન્સેલર

નવેમ્બર મહિનાની તા. ૧૭મી ના દિને અલીગઢ યુનિવરસિટિ કોર્ટની ખાસ સભામા હઝરત ઇમામને અલીગઢ યુનિવરસિટિના પ્રો. ચાન્સેલર તરીકે એકમતે ચુંટી કહાડવામાં આવ્યા હતા,

## આફ્રિકામાં ઉજવણીની તૈયારીઓ

હઝરત ઇમામ સુલતાન મુહમ્મદશાહ અ. ની ગોલ્ડન જ્યુબિલીનો બખ્તાવર મહોત્સવ સમસ્ત એશિયામાં ઉજવવા માટે તૈયારીઓ થઇ રહી હતી. તેમ આફ્રિકા ખાતે તેઓ નામદારની ઇ. સ. ૧૯૩૭ માં પધારવાની વકી હોવાથી એ સમયે ત્યાં ખાતે પણ આ અનેરો અવસર ઉજવવા માટે બે વર્ષ આગળથીજ તૈયારીઓ કરવાનું કાર્ય શરૂ થઇ ગયું હતું.

## હઝરત ઈમામની હિંદમાં મુબારક પધરામણી

હઝરત ઇમામ સુલતાન મુહમ્મદશાહ અ. ૧૯૩૬ ના તા. ૧૦ મીને શુક્રવારના શુભ દિને

હર હાઇનેસ બેગમ આગાખાન સાહેબા સાથે હિંદ ખાતે આવી પહોંચ્યા હતા મુંબઇ ખાતે આપનો અપૂર્વ સત્કાર થયો હતો.

## બંગાળના પચરંગી હિંદી દેશજનોનો અજબ ચાહ

જાન્યુઆરીની તા ૫મી એ કલકતા રોયલ એક્ષચેન્જ પેલેસમાં કલકતાના શહેરીઓની સભા, સર અબ્દુલ હલીમ ગઝનવીના પ્રમુખપદે મળી હતી, જેમાં હ. ઇમામની ગોલ્ડન જ્યુબિલી ની ઉજ્વણી કલકતા ખાતે યોગ્ય રીતે ઉજવવા અને તેને લગતા પગલા ભરવા ઠરાવો પસાર કરવામાં આવ્યા હતાં. ઉજવણીના કાર્યક્રમ તથા ફંડ એકઠું કરવા રાજા મહારાજા નવાબો અને આગેવાન શહેરીઓની એક વગદાર કમિટી નિમવામાં આવી હતી, જેમાં દરભંગાના મહારાજાધીરાજ, બર્દવાનના મહારાજાધીરાજ, મહારાજા સર પી. સી. ટાગોર, સર જી. આર. કેમ્પબેલ અને કરનલ સી. જી. આર્થર વાઇસ પેટ્રનો તરીકે હતા. કારોબારી કમિટીમાં પેટ્રન, વાઇસ પેટ્રનો અને પ્રેસીડેન્ટ સર અબ્દુલ હલીમ ગઝનવી, વાઇસ પ્રે. લેફટેન્ટ કરનલ સર હસન સુહરાવર્દી, આદમજી હાજી દાઉદ, મિ. ડબલ્યુ. ડબલ્યુ. કે. પેજ, કરનલ સર હેનરી ગીડની અને રાય રામદેવ ચોખાની બહાદુર ઉપરાંત હિંદુ–મુસ્લિમ યુરોપિયન, ઇસાઇ, તેમજ અન્ય કોમના મોટા મોટા આગેવાનો મળીને કુલ્લે ૧૦૦ સભાસદો નિમવામાં આવ્યા હતા.

## "હસનાબાદ"માં ચાલીસ હજારની માનવ મેદની વચ્ચે થયેલો શાનદાર

# ઈતિહાસિક સુવર્ણ તુલાવિધિ

હઝરત ઇમામ શાહ સુલતાન મુહમ્મદશાહ અ. નો પવિત્ર સુવર્ણ તુલાવિધિ જાન્યુઆરી ની તા: ૨૧મી ના દિને નક્કી કરવામાં આવ્યો હતો પરંતુ શહેનશાહ જ્યોર્જ પંચમની ગંભીર માંદગીના કારણે તેઓ નામદારની પવિત્ર આજ્ઞાનુસાર, બે દિવસ પહેલા અર્થાત તા. ૧૯મી ને રવિવારના શુભ દિને મુકરર કરવામાં આવ્યો. આ અજોડ ક્રિયા શાનદાર રીતે ઉજવી શકાય તેટલા માટે તેઓ નામદારના દાદાશ્રી હ, ઇમામ શાહ હસનઅલીશાહ અ. ના મુબારક નામે ઇતિહાસમાં વિખ્યાત થયેલ "હસનાબાદ"ના વિશાળ ચોગાનમાં ઉત્તમ પ્રકારની ગોઠવણ કરવામાં આવી હતી. નામદાર માતા સલામત હર હાઇનેસ લેડી અલીશાહ સી. આઇ. પણ આ અવસરે હાજર રહયા હતા. હિંદભરના લગભગ ૪૦ હજાર ઇસમાઇલીઓ આ પ્રસંગે મુંબઇમાં એકઠા થયા હતા.

ઓલ ઇન્ડીયા ગોલ્ડન જ્યુબિલી કમિટીના વા. પ્રેસીડન્ટ વઝીર ગુલામઅલી જી. મરચન્ટ બી. એ. એલ. એલ. બી. એડવોકેટે સઘળી જમાતો વતી તેઓ નામદારને ઉદ્દેશીને અંગ્રેજીમાં હેઠળ મુજબ વિવેચન કર્યું હતું.

ખુશ રહો આપ નામદાર,

આપ નામદારના અખિલ હિંદના મુરીદો વતી સમસ્ત હિંદની આપ નામદારની ગોલ્ડન જ્યુબિલી કમિટીના વાઇસ પ્રેસીડન્ટ તરીકે અતિશય પુજ્યભાવ અને માનપુર્વક અરજ ગુજારું છું કે, આજના સુખકારી બખ્તાવર પ્રસંગે આપ નામદારને સોનાથી તોળવા અને ઉલ્લા ૫૦

વર્ષ આપ નામદારની ઇમામત દરમ્યાન જે અનહદ ન્યામતો તથા લાભો આપ નામદારના મુરીદોએ ઉઠાવ્યા છે, તે માટેની અમારા મહોબ્બત, ભકિતભાવ, અને આભારના એક અદના ચિન્હ તરીકે એ સોનું સ્વીકારવાની કૃપા ફરમાવશો.

## હઝરત ઇમામનો જવાબ

મૌલાના હાજર ઇમામે તેનો વળતો જવાબ અંગ્રેજીમાં આપતા જણાવ્યું હતું કે : "મારા વ્હાલા રુહાની બચ્ચાંઓએ મને અર્પણ કરેલું સોનું હું ખુશી સાથે સ્વીકારું છું અને પિતા તરીકેના વ્હાલભર્યા દુઆઆશિષો ફરમાવું છું."

"મારા રુહાની બચ્ચાઓની ઉન્નતિ માટે આ સોનાનો ઉપયોગ કરવાનો મે નિર્ણય કર્યો છે અને મારા રુહાની બચ્ચાંઓની જનસંખ્યાના ઉન્નતિ કાર્ય માટે ખાસ કરીને સઘળી જાતની સ્કોલરશીપો, ગીચ વસવાટવાળા ઇલાકાઓમાંથી દેશાટન કરાવી, રાહત આપવા માટે, બાળહિત અને જનહિતકારી કાર્ય માટે આ સોનું જ માત્ર નહિ પણ વધારાને પણ કવી રીતે ઉપયોગમાં લેવો, તે માટેના ઉત્તમ સાધનો યોજી કાઢવા માટેની આ પ્રમાણેની કમિટીની નિમણુંક કરું છું. મી. ગુલામઅલી મરચન્ટ, મી. રહેમતુલ્લાહ એમ. સીનાઇ, મી. કાસમઅલી મનજી નથુભાઇ, મી. અલીમાહમદ મકલાઇ અને મી. ઇસ્માઇલ જાફર."

સુવર્ણ તુલાવિધિ માટે તખ્તની સામે એક સુંદર સુવર્ણરંગી ત્રાજવું રાખવામાં આવ્યું હતું, જેના બન્ને પલ્લામાં રેશમી ગાદીઓ મુકવામાં આવી હતી. હઝરત ઇમામ તુલાવિધિ માટે ત્રાજવાના એક પલ્લામાં બિરાજ્યા હતા. બીજા પલ્લામાં સોનાના બાર મુકીને વિધિનો આરંભ કરવામાં આવ્યો હતો. તુલાવિધિ પૂર્ણ થયા પછી વજન જાહેર કરવામાં આવ્યું, જે ૯૫૦૦ તોલા હતું. જેની કિંમત રૂપિયા ૩,૩૫,૦૦૦ ની થઇ હતી, આ સોનું મુંબઇની સેન્ટ્રલ બેન્ક ઓફ ઇન્ડીયાએ પુરું પાડયું હતું.

## ના૦ શહેનશાહનો મુબારકીનો સંદેશો

આ ઐતિહાસિક અવસરે બ્રિટનના ના. શહેનશાહ જયોર્જ પંચમ તરફનો મુબારકી ઇચ્છનારો હેઠળ મુજબનો સંદેશો મળ્યો હતો :—

સેન્ડ્રીંગ હામ, તા. ૧૮–૧–૩૬
ટાઇમ ૬–૧૫ સાંજના

ધી આગાખાન,

નામદાર શહેનશાહે પોતાની નાદુરસ્ત તબીયત અગાઉ મને આપની ગોલ્ડન જ્યુબિલી માટે તેઓ નામદાર તરફની અંતઃકરણપુર્વક મુબારકબાદી આપવા અને ભવિષ્ય માટે દરેક ભલી ઇચ્છાઓ દર્શાવવાનો ઇરાદો જણાવ્યો છે.

વીગ્રામ.
(ના. શહેનશાહના પ્રાઇવેટ સેક્રેટરી)



અલ-હાજીએ ના. માતા સલામત હર રૉયલ હાઇનેસ ઉમ્મે હબીબા બેગમ
સુલતાન મુહમ્મદશાહ આગાખાન.



હ. ઇમામ સુલતાન મુહમ્મદશાહ અ. સ. ના સમયમાં નુરાની પરિવારની લેવાએલી એક ઐતિહાસિક તસ્વીર. ડાબી બાજુથી અનુક્રમે મૌલાના હાઝર ઇમામ, ના. પ્રિન્સ અલીખાનસાહેબ, ના. પ્રિન્સ સદરૂદીનસાહેબ, અલ–હાજીએ ના. માતા સલામત ઉમ્મે હબીબ અને ના. પ્રિન્સ અમીનમહંમદ ઉભેલા છે.

ના. પ્રિન્સસાહેબ જેમના ખાંધે હાથમુબારક રાખી ઉભા છે તે છે તેઓશ્રીના વહાલા શાહઝાદી ના. પ્રિન્સેસ યાસ્મીન અલીખાન.

નામદાર શહેનશાહની ગંભીર માંદગીના સબબે ગોલ્ડન જ્યુબિલીની ઉજવણી માત્ર ધાર્મિક ક્રિયાઓ પૂરતી મર્યાદિત કરાઇ હતી અને બીજો કાર્યક્રમ મુલત્વી રખાયો હતો.

આ અવસરે કચ્છના નામદાર મહારાવશ્રી ખેંગારજી સવાઇ બહાદુર તરફથી મુંબઇ ખાતે આવેલા ડેપ્યુટેશને હઝરત ઇમામને કિંમતી પોશાક તથા રૂા. ૧૦૦૦ નું નઝરાણું અર્પણ કર્યું હતું તેમજ લુણાવાડાના નરેશ હિઝ હાઇનેસ મહારાણાશ્રી વીર ભદ્રસિંહજી તરફથી ચાંદીનો 'ટી સેટ' પણ લુણાવાડા સ્ટેટના તરફથી અર્પણ કરવામા આવ્યો હતો.

## શહેનશાહ જ્યોર્જ પંચમનું અવસાન

જાન્યુઆરીની તા. ૨૦ મી ને સોમવારના દિને લંડનથી બહાર પડેલા સત્તાધારી "બુલેટીન" અનુસાર શહેનશાહ જ્યોર્જ પંચમનું રાત્રે ૧૧–૫૫ કલાકે અવસાન થયું હતું. હઝરત ઇમામ સુલતાન મુહમ્મદશાહ અ. ને, નામદાર શહેનશાહના ખેદજનક અવસાનના સમાચાર મળતા, તેઓ નામદારે પોતાની ગોલ્ડન જ્યુબિલીનો ભવ્ય કાર્યક્રમ, ધાર્મિક ક્રિયાઓના અપવાદ સિવાય, રદ કરવા પોતાના મુરીદો જોગ ફરમાન બહાર પાડ્યું હતું.

જાન્યુઆરીની તા. ૨૮ મીના દિને, ના. શહેનશાહ જ્યોર્જ પંચમની પાયદસ્તની ક્રિયા થઇ હતી. એ દિને સમસ્ત હિંદુસ્તાનના જુદી જુદી કોમોએ સદગત શહેનશાહના આત્માની શાંતિ માટે પ્રાર્થના કરી હતી. મુંબઇની ઇસમાઇલી કોમે પણ હઝરત ઇમામની આગેવાની હેઠળ બંદગી ગુજારી હતી.

## બાળહિત માટે અનેરો પ્રેમ—સેન્ટ્રલ ફ્રી સ્કુલનો ભવ્ય મેળાવડો.

જાન્યુઆરીની તા ૨૯મી ના દિને મુંબઇ અને પરાંની ઇસ્માઇલી સ્કુલ તથા કન્યાશાળાના વિદ્યાર્થીઓ તથા વિદ્યાર્થીનીઓનો એક ભવ્ય મેળાવડો યોજવામાં આવ્યો હતો. જેમાં હ. ઇમામે ધાર્મિક કેળવણીની અગત્યતા ઉપર ભાર મુકતા ફરમાવ્યું હતું કે: " એ તદન ખરૂ છે કે કોઇ–પણ માનવજાતિ માટે ધાર્મિક કેળવણી ભારે મહત્વની છે અને બની શકે તેટલી હદ સુધી આ સવાલને વધારવાની હું તક લઉં છું અને મને ખાત્રી છે કે હવે પછીના ચાર પાંચ વર્ષોમા બાળ. બાળાઓની મન પર તેની અસર વધારે થયેલી દેખાશે અને એ અસર બચ્ચાઓના ભલા માટેજ હશે. ધર્મજ છે કે જે ઇન્સાન અને હેવાન વચ્ચે ફરક પાડી દેખાડે છે. ખાસ કરીને ધાર્મિક શિક્ષણમાં બાળબાળાઓ હાજરી આપતા ન અટકે એ આશય ફળીભુત કરવા માટે મહેનત કર–વાની જરૂરિયાત છે."

## 1936 કરાંચીમાં મુબારક પધરમાણી.

ફેબ્રુઆરી મહિનાની તા. ૧લી ને શનિવારના રોજે હ ઇમામ શાહ સુલતાન મુહમ્મદશાહ અ. કરાચી ખાતે મુબારક પધરામણી કરી હતી.

## સિંધના મુસ્લિમોનું માનપત્ર.

તા. ૨૭ ફેબ્રુઆરીના હ. ઇમામ શાહ સુલતાન મુહમ્મદશાહ અ. ને સિંધના મુસ્લિમો

તરફથી માનપત્ર અર્પણ કરવાનો એક શાનદાર મેળાવડો ખાલકદીના હોલમાં યોજવામાં આવ્યો હતો

રૂપીયા બાર લાખના ખર્ચે બાંધવા ધારેલી "મુહમ્મદી મસ્જિદ" કે જેનું નામ હ. ઇમામે પોતાની ઇચ્છાથી પયગમ્બર સાહેબ હઝરત મુહમ્મદ (સ૦)ના નામ પરથી આપ્યુ હતું, ને માટે તેઓ નામદારે રૂપીયા ૨૫,૦૦૦ (પચીસ હજાર) આપવા જાહેરાત કરી હતી.

## કરાંચી મ્યુનિસિપાલીટી તરફનું માનપત્ર.

ફેબ્રુઆરી મહિનાની તા. ૪થી ના રોજે કરાચીની મ્યુનિસિપલ કોરપોરેશન તરફથી કાઉન્સીલ હોલમાં શહેરીઓ તરફથી હ. ઇમામ શાહ સુલતાન મુહમ્મદશાહ અ. ને માનપત્ર આપવામાં આવ્યું હતું.

હ. ઇમામ શાહ સુલતાન મુહમ્મદશાહ અ. ની કરાચી ખાતે એક અઠવાડીઆ જેટલી પણ રોકાણ ન્હોતી પરંતુ તે દરમ્યાન જમાતો તથા જાહેર જનતાને મુલાકાતો આપવાનો પ્રોગ્રામ મણોજ ભરચક હતો અને અઢાર અઢાર કલાક પર્યંત તેઓશ્રીએ અણથક કાર્યો કર્યા હતા આ પછી ફરી મુંબઇ પધાર્યા હતા.

## સદગત શહેનશાહ જ્યોર્જ પંચમ માટે ટાઉન હોલમાં ગંજાવર શોક સભા.

ફેબ્રુઆરીની તા. ૧૧મી ને મંગળવારના દિને સદગત શહેનશાહ જ્યોર્જ પંચમના અવસાન માટે શોક દર્શાવવા તેમજ તેવણની યોગ્ય યાદગીરી જાળવવા મુંબઇના શેરીફ તરફથી બોલાવવામાં આવેલી મુંબઇના શહેરીઓની એક મોટી વગવાળી બધી કોમો અને વર્ગોની ગંજાવર જાહેર સભા મુંબઇના ટાઉન હોલમાં હ. ઇમામના પ્રમુખપણા હેઠળ મળી હતી.

સદગત શહેનશાહની સેવાઓની યાદ જાળવી રાખવા એક યોગ્ય 'મેમોરિયલ' ઉભું કરવા માટે તેઓશ્રીએ જરૂરિયાત દર્શાવી હતી અને તેના માટે નાણાં એકઠા કરવા માટે કમિટી નિમવામાં આવી હતી

મુંબઇથી તેઓ નામદાર દિલ્હી તરફ સિધાવી ગયા હતા. વચ્ચે આગ્રામા તેઓ નામદારે પધરામણી કરી તાજમહાલની મુલાકાત પણ લીધી હતી.

ફેબ્રુઆરીની તા. ૧૫મી નાં રોજે હ. ઇમામ શાહ સુલતાન મુહમ્મદશાહ અ. ને અલીગઢ ખાતે યુનિવર્સિટિ તરફથી માનપત્ર અર્પણ થયું હતું.

## દિલ્હીમાં મુસ્લિમ રાજ્યદ્વારી આગેવાનોની સભા.

ફેબ્રુઆરીની તા. ૧૬મી ના દિને હ. ઇમામ શાહ સુલતાન મુહમ્મદશાહ અ. ના પ્રમુખપદે દિલ્હી ખાતે એક સભા મળી હતી, જેમાં આગેવાન મુસ્લિમોએ મોટી સંખ્યામાં હાજરી આપી હતી.

1936.

## દિલ્હીમાં ભવ્ય ડીનર પાર્ટી—સર ઝફરૂલ્લાહખાનનું વિવેચન.

ફેબ્રુઆરીની તા. ૧૭મી ના દિને ન્યુ દિલ્હી ખાતે હ. ઇમામ શાહ સુલતાન મુહમ્મદશાહ અ. ના માનમાં વડી ધારા સભાના મુસ્લિમ મેમ્બરો તરફથી એક ભવ્ય ડીનર પાર્ટી આપવામાં આવી હતી. વાઇસરોયની કારોબારી કાઉન્સીલના કોમર્સ મેમ્બર સર મુહમ્મદ ઝફરૂલ્લાહખાન ચૌધરીએ ખાણાના મુખ્ય મહેમાન હ. ઇમામની સલામતીનો જામ નોશ કરાવતાં, પોતાની યુવાન અવસ્થાની યાદી આપી હતી કે "આજથી લગભગ ૨૫ વર્ષ પૂર્વે લાહોર ખાતે તેઓ નામદારની ગાડી ખેંચી લઇ જવામાં અન્ય વિદ્યાર્થીઓ સાથે ત્યાંની ગવર્નમેન્ટ કોલેજના એક વિદ્યાર્થી તરીકે કેટલી ઉલટથી હું જોડાયો હતો, તે ઉપરથી એ સમયે લોકોનો ઉત્સાહ કેટલો બધો હતો તે પુરવાર થાય છે."

આગળ ચાલતા તેઓએ જણાવ્યું હતું કે: "દુન્યવી તેમજ ધાર્મિક બાજુએથી જોતાં ઇસ્લામના એક બાદશાહ–માનવીઓમાં શહેનશાહ અને યુરોપ એશિયાના રાજવીઓના સાથી અને પૂર્વ અને પશ્ચિમના એક એલચી તરીકે આપ નામદાર જે ઉંચો દરજ્જો ધરાવો છો, તેવું સ્થાન અત્યારે કોઇપણ ધરાવતો હોય તે સોધી કાઢવું મુશ્કીલ છે. આપશ્રીનો મરતબો અજોડ છે અને આપની જુમ્મેદારી આપશ્રીએ યોગ્ય રીતે અદા કરી છે. આ દેશના મહાન વતનીઓ તરીકે અમો આપ નામદારના કારણે ફખ્ર કરીએ છીએ. વર્તમાન જગતમાં એવી એકેય જગ્યા કે ઓધ્ધો નથી કે જેને આપ સંપૂર્ણ યોગ્યતાથી દિપાવી ન શકો."

### હ૦ ઇમામ લખનૌમાં

ફેબ્રુઆરીની તા. ૨૦ના દિને હ. ઇમામ શાહ સુલતાન મુહમ્મદશાહ અ. એ લગભગ ૨૫ વર્ષના ગાળા પછી લખનૌની મુલાકાત લીધી હતી. તેમજ લખનૌ મ્યુનિસિપાલીટી તરફથી તેઓ નામદારને માન પત્ર અર્પવામાં આવ્યું હતું.

હ. ઇમામના પ્રમુખપદે ફેબ્રુઆરીની તા. ૨૧મી ના દિને રામપુર ખાતે ઓલ ઇન્ડીઆ, મુસ્લિમ એજ્યુકેશન કોન્ફરંસ–અખિલ હિંદ મુસ્લિમ કેળવણી પરિષદની ૪૭મી બેઠક મળી હતી.

### સમસ્ત હિંદના ઇસમાઇલી મુરીદો તરફથી માનપત્ર અર્પવાનો સાર્વજનિક મેળાવડો

હઝરત ઇમામ સુલતાન મુહમ્મદશાહ અ. ને સમસ્ત હિંદના ઇસમાઇલી મુરીદો વતી, માર્ચ મહિનાની તા. ૬ ઠ્ઠીના દિને મુંબઇના "રેસકોર્સ લોન" ઉપર માનપત્ર આપવાનો એક સાર્વજનિક અને વગદાર મેળાવડો કરવામાં આવ્યો હતો.

### બાદશાહી કાસ્કેટ—કળાનો એક સુંદર નમુનો

આ માનપત્ર જે કાસ્કેટમાં મુકીને અર્પણ કરવામાં આવ્યું હતું તે શ્રી ખડક ઉપરના દરખાના જમાતખાનાની આકૃતિની બનાવેલી હતી. આ સોના અને ચાંદીની બનાવેલી કાસ્કેટ ૨૭ઇંચ પહોળી અને ૩૩ઇંચ લાંબી છે. જેની જમણી બાજુ પર કરાંચીની "મુહમ્મદ ટેકરી" ડાબી બાજુએ જમાતખાનાની ઇમારત અને પાછળની બાજુએ "યરોડા પેલેસ" ના ચિત્ર કોતરેલા હતા. જમાતખાનાની

આખી છત અને ચાંદીની સાચી ઘડીયાળ સાથેની ભવ્ય ટાવર સોનાની અને તેના પર લાઇટ વિગેરે ગોઠવી હતી. કાસ્કેટનું આખું સ્ટેન્ડ સુખડનું હતું. તેના દર્શનના ભાગમાં "ઇમામત" શબ્દ સામે તેની વ્યાપકતા દર્શાવનારા ચિન્હ તરીકે પૃથ્વીનો ગોળો મુકવામાં આવ્યો છે. સ્ટેન્ડની એક બાજુએ 'દઅવત' નું ચિન્હ, બીજી બાજુએ "શુજાઅત" દર્શક ઝુલફિકાર અને "સખાવત" શબ્દ સાથે તેની ભાવના દર્શાવનારો અશરફીવાળો હાથ ચિતરેલો હતો.

કાસકેટના ઢાંકણ તરીકે કાચનો ભવ્ય "ડોમ" (ગુમ્બજ) હતું. તેના ચારે ખુણા પર હઝરત ઇમામના ઇરાની ઢબના ચાર સુવર્ણના તાજ મુકવામાં આવ્યા હતા. આ દમામદાર અને દેખાવડી કાસકેટનું વજન ૪૦૦૦ તોલા હતું.

હઝરત ઇમામ સુલતાન મુહમ્મદશાહ અ. એ માનપત્રોને જવાબ આપતા જણાવ્યું હતું કે, "મારા મુરીદો તરફથી મારી ગોલ્ડન જ્યુબિલી ઘણાજ પ્રેમથી ઉજવવામાં આવી છે, તેથી તેઓ સઘળાને હું ધન્યવાદ આપું છું. મને જણાવતા ઘણો આનંદ થાય છે કે મારા મુરીદો સાથેનો સંબંધ પિતા અને બચ્ચાંઓ જેવો છે. હું એમનો "રુહાની પિતા" છું જ્યારે મારા સઘળા મુરીદો મારા "રુહાની બચ્ચાઓ" છે. જેઓ મારી પચાસ વર્ષ દરમ્યાન ઓજા કોમે ભારે પ્રગતિ કરી છે. પરંતુ આજે જમાનો "લાયકનેજ જીવવા દેવાનો" છે અને એટલા માટે હું તમોને ભારપૂર્વક ભલામણ કરું છું કે જમાનાની જોડાજોડ તમો લોકો પણ રહો."

## ભુતકાળના કીર્તિકળશો ઉપર આધાર રાખી બેસી ન રહો

વધુમાં તેઓશ્રીએ ઉમેર્યું હતું કે : "ઇસમાઇલી કોમના સભ્યો માત્ર હિંદુસ્તાનના સઘળા ભાગોમાંજ મળી આવતા નથી, પણ જગતની સર્વ દિશાઓમાં જડી આવે છે. પોતાની બુધ્ધિ ચકોરતા અને પોતાના સાહસ ખેડવા માટે ઇસમાઇલી કોમે પોતાને જાણીતી કરી છે. પરંતુ યાદ રાખો કે ભુતકાળના કીર્તિકળશો ઉપર આધાર રાખી તમારે બેસી રહેવાનું નથી. બલ્કે ભવિષ્યની પ્રગતિ માટે તમારે સખ્ત મંથન કરવાની જરૂર છે. કોમની સર્વ દિશામાં સંગીન વૃધ્ધિ થાય તે પ્રત્યે સઘળું લક્ષ તમારે કેન્દ્રસ્થ કરવું જોઇએ અને તે માટે મારી તમોને ભારપૂર્વક સલાહ છે કે "તમારા બાળકોને કેળવણી આપો, કેળવણી આપો અને બસ કેળવણી આપો," જેથી કોમમાંથી સારા અને વફાદાર શહેરીઓ ઉત્પન્ન થાય અને જેઓ ઇન્સાન જાતના ફાયદા માટે કાર્ય કરવા તૈયાર થાય. આપણી કેળવણીનો ઉદ્દેશ સરકારી ખાતાઓમાં નોકરી મેળવવાનો નહિ પરંતુ બહેતર પ્રકારના મનુષ્ય બનાવે એ હોવા જોઇએ."

## રોયલ સોસાયટી ઓફ આર્ટસના ફેલો—નામદાર પ્રિન્સની શાદી

લંડનથી મે મહિનાની તા. ૧૩ મીના સંદેશામાં જણાવ્યા અનુસાર હઝરત ઇમામ સુલતાન મુહમ્મદ શાહ અ. ને નામદાર શહેનશાહ આઠમા એડવર્ડે મુલાકાતનું માન આપ્યું હતું. એજ દિને તેઓ નામદારને "રોયલ સોસાયટી ઓફ આર્ટસ"ના ફેલો તરીકે ચુંટી કાઢવામાં આવ્યા હતા.

મે મહિનાની તા. ૧૮ મીના દિને નામદાર પ્રિન્સ અલીખાન સાહેબના લગ્ન મર્હુમ ચોથા બેરન ચર્ટનના બહેન ઓન. જોઆન યાર્ડ-બુલર સાથે પેરિસની મસ્જિદમાં થયા હતા. લગ્ન અગાઉ કન્યાએ ઇસ્લામ ધર્મનો અંગીકાર કર્યો હતો અને એક મુસ્લિમ તરીકે પોતાના

લગ્ન કર્યા હતા. લગ્નની ક્રિયા સમયે હઝરત ઇમામ તથા (લેડી ચર્ટન) મીસીસ વેસલ, પેરીસના મેયર, અને બીજા શહેરીજનો હાજર રહયા હતા. નામદાર પ્રિન્સ સદરૂદીને "પેજ" તરીકે કાર્ય કર્યું હતું.

## "મહેમુદ" નો વિજય—ડરબીની રેસમાં ત્રીજીવાર કિર્તીવંત જીત

મે માસની તા. ૨૭ મીના દિનની જગમશહૂર 'એપસમ' ખાતે યુરોપની મોટામાં મોટી રેસમાં હઝરત ઇમામ સુલતાન મુહમ્મદશાહ અ. ની ત્રીજીવાર કિર્તીવંત જીત થઇ હતી. તેઓ નામદારના પાણીદાર ઘોડા "મહેમુદે" જીત મેળવી હતી.

તેઓ નામદારની "ડરબી" મા આ જીત ત્રીજી વાર હતી. ૧૯૩૦ માં બ્લેનહિમ, ૧૯૩૫ માં બહેરામ અને ૧૯૩૬ માં મહેમુદ. ત્રણવાર ડરબીની રેસમા જીત મેળવનાર જગતભરમાં હઝરત ઇમામ એકલાજ હતા. એટલુંજ નહિ પરંતુ ઇંગ્લેંડમાં સાતવાર જીત મેળવી "ઓનરોના વીનીંગ લીસ્ટ" ના મથાળે આવનાર પણ તેઓ એકલાજ હતા.

## ૪૯ ઇમામના પૌત્ર શાહઝાદા કરીમ (ઇમામે ઝમાન) નો મુબારક જન્મ

પેરિસ ખાતે ડિસેમ્બર મહિનાની તા. ૧૩ મીના હઝરત ઇમામ સુલતાન મુહમ્મદશાહ અ. ના વડા શાહઝાદા ના. પ્રિન્સ અલીખાન સાહેબના મહોરદાર ના. પ્રિન્સેસ અલીખાને પુત્ર રત્નનો જન્મ આપ્યો હતો. શાહઝાદાનું નામ કરીમ રાખવામાં આવ્યું હતું. શાહઝાદા કરીમના જન્મ મુબારકના ખુશાલીભર્યા સમાચાર મળતા ઇસમાઇલી આલમમાં આનંદની લાગણી પ્રસરી હતી અને હઝરત ઇમામને, તેમજ નામદાર પ્રિન્સને મુબારકીઓના સંખ્યાબંધ સંદેશાઓ મોકલવામાં આવ્યા હતા.

## આફ્રિકામાં ગોલ્ડન જ્યુબિલી માટેની આતુરતા

આફ્રિકા ખાતેના ઇસમાઇલીઓ હઝરત ઇમામની ૫૦ વર્ષની ઇમામતની ગોલ્ડન જ્યુબિલી હિંદુસ્તાન ખાતે ઉજવવામાં આવી, તેમ આફ્રિકા ખાતે પણ ઉજવવા ભારે આતુરતા સેવી રહયા હતા.

આફ્રિકાની સમસ્ત જમાતોએ પોતાના પવિત્ર ઇમામ પ્રત્યે ભકિતભાવ અને ફિદાગીરી દર્શાવી ફકત એકજ માસમા ૭ લાખ શીલીંગની ગંજાવર રકમ ભરી દિલોજાન સહકાર આપ્યો હતો. ના. સુપ્રિમ કાઉન્સીલ મારફતે હઝરત ઇમામ હુઝુરમાં વિધિ માટેની તેમજ તેને સ્વીકારવા માટેની અરજ તાર દ્વારા કરવામાં આવી હતી, જે તેઓ નામદારે એન્ટીબસથી ડિસેમ્બરની તા. ૫ મીના તાર મારફતે કબુલ ફરમાવી, વજનનું સોનું ભેટ બક્ષિસ તરીકે મહેરબાની રાહે સ્વીકાર્યું હતું અને સુવર્ણ તુલાવિધિ નાઇરોબી ખાતે કરવામાં આવે એવી ઇચ્છા દર્શાવી હતી. આ સંદેશા અનુસાર ઇ. સ. ૧૯૩૭ ના માર્ચ મહિનાની તા. ૧લીના શુભ દિને નઇરોબી ખાતે સુવર્ણ તુલાવિધિ કરવા નકી થયું હતું.

## ૪૮ ઇમામ મિસરમાં

આ સમય દરમિયાન હઝરત ઇમામે મિસરમાં પધરામણી કરતા મિસરના બાદશાહ તે સમયના સુલતાન ફારૂક વતી, સુલતાનના વકીલ અને સિંકદ્રીયાના હાકમ આગા અબ્દુલરહેમાને

સિકંદ્રીયા ખાતે ભારે માનપૂર્વક ઇસ્તેકબાલ કર્યો હતો.

તેઓ નામદારની કેરો ખાતે પધરામણી થતા તેઓશ્રીને શાહી ફુદ અો ઇજીપ્તના માજી હાઇ કમિશ્નર અને ઇજીપ્તના બ્રિટીશ એલચીએ હરખભર્યો આવકાર આપ્યો હતો. તેઓ નામદારે ઇજીપ્તના કેટલાક જોવાલાયક સ્થળોની મુલાકાત લીધી હતી. યુરોપથી નઇરોબી જતા ઇ. સ. ૧૯૩૭ની જાન્યુઆરીની તા. ૧૫ મીના દિને તેઓશ્રી એરોપ્લેન મારફત ખાર્તુમ ખાતે આવી પહોંચ્યા હતા અને સુદાન ગવર્નમેન્ટના માનવંત પરોણા તરીકે રહ્યા હતા.

## હ૦ ઇમામનું આફ્રિકામાં શુભાગમન

હઝરત ઇમામ સુલતાન મુહમ્મદશાહ અ કેરોથી તા. ૧૪મી ના રવાના થઇ "આરવાન" એક રાત રોકાઇ તા. ૧૫ મીના "ખારટુમ" પધાર્યા હતા જ્યાં એક દિવસ નિવાસ રાખી તેઓશ્રી યુગાન્ડાના પાટનગર એન્ટેબે આવી પહોંચતા, તેઓ નામદારનું સન્માન થયું હતું, ત્યાંથી તેઓ નામદારે તા. ૧૮મી ના બપોરના એક વાગે કિસુમુ ખાતે કદમ મુબારક કર્યાં હતા.

જાન્યુઆરીની તાા ૧૮મી ના દિને હ. ઇમામ શાહ સુલતાન મુહમ્મદશાહ અ. લગભગ અગ્યાર વર્ષના લાંબા ગાળા પછી ઇમામતનો પચાસ વર્ષનો સુવર્ણ મહોત્સવ ઉજવવાના પ્રસંગે નાઇરોબી ખાતે પધાર્યા હતા.

જાન્યુઆરીની તા. ૧૯મી ના હ. ઇમામ નઇરોબીથી રવાના થઇ, તા. ૨૦મી ના સવારના ૮-૧૭ કલાકે મોમ્બાસા પધાર્યા હતા.

## આગાખાન ગોલ્ડન જ્યુબિલી હોલ.

ઇમામતના પચાસ વર્ષના સુવર્ણ મહોત્સવની યાદગીરીમાં બંધાવેલ વિશાળ "એચ. એચ. ધી આગાખાન્સ ગોલ્ડન જ્યુબિલી હોલ" તેઓ નામદારે પોતાના મુબારક હસ્તે ખુલ્લો મુકી તેમાં કદમ મુબારક કર્યાં હતા, મોમ્બાસા ખાતે હ. ઇમામના માનમાં સંખ્યાબંધ સમારંભો થયા હતા અને માનપત્રો અપાયા હતા.

તા. ૨૩ના હ. ઇમામ શાહ સુલતાન મુહમ્મદશાહ અ. ટાંગા પધાર્યાં હતા. ટાંગાથી તેઓ નામદાર ૨૪મી ની સવારે જંગબાર આવી પહોંચ્યા હતા.

જંગબાર ખાતે જાન્યુઆરીની તા. ૨૯ના આગાખાન કલબમા એક શાનદાર દરબાર ભર-વામા આવ્યો હતો. આ અનુપમ મેળાવડામાં ઇસમાઇલીઆ સુપ્રીમ કાઉન્સીલ તરફથી તેઓ નામ-દારને એક સોનાની કળીઓવાળી એબેનીના કાસ્કેટમાં મુકી એક માનપત્ર અર્પણ કરવામાં આવ્યું હતું.

હ. ઇમામે માનપત્રના જવાબમા ઘણા મનનીય ઉદગારો ફરમાવ્યા હતા, તેઓ નામદારે જણાવ્યું હતું કે: "તમે મારા રૂહાની મુરીદો છો કેવળ તે દ્રષ્ટિ પ્રમાણેજ નહિ પણ જાણે તમો મારા બચ્ચા હો તે પ્રમાણે વર્તવાની હું સદા કોશિષ કરતો રહ્યો છું અને તે પ્રમાણે આપણો ધાર્મિક સબંધ અલાહેદો રાખી તમો મારી સલાહ માનો યા ન માનો તો પણ-દોરવણી કરતા.

રહીને અને વિકાસ માટેનું દ્વાર તમારા માટે ખુલ્લું મુકીને,–તમારી ઉપર, કોઇ પણ પ્રકારનું દબાણ કર્યા વિના તમારા દુન્યવી કામકાજમાં તમારી રહેબરી કરી, મોખરેની હરોળમાં રાખવાની જરૂરિયાતને હું હંમેશા અગત્યની માનતા આવ્યા છું. વૈદક, જ્ઞાન શરીર સુખાકારીશાસ્ત્ર, યોગ્ય પરવરિશ વિષેની મારાથી બની શકે તેટલી કેળવણી અને બીજી ચીજોના અંકુરો તમારા હૃદયમાં રોપવા મેં કોશિષ કરી છે. મારી ગોલ્ડન જ્યુબિલીની ભેટ તરીકે સુવર્ણતુલાનું સોનું તમોને પાછું આપવાનો મારો ઇરાદો છે અને તેનો ઉપયોગ નઇરોબી ખાતે હું તમોને સમજાવીશ."

## આફ્રિકાના ઇસમાઈલી મુરીદો.

વધુમાં તેઓ નામદારે ઉમેર્યું હતું કે:– 'પૂર્વ આફ્રિકામાં ઇસમાઇલીઓએ પોતાના મૂળ હવે ઉંડા રોપેલા હોવાથી એ દેશમા ઇસમાઇલીઝમનું ભાવી એક ધર્મ તરીકે અને પ્રજા તરીકે તેમજ એક મંડળ તરીકે, એટલુંજ ફળદાયી અને ફતેહમંદ થશે કે નહિ તેનો મોટો આધાર તમો મારી શિખામણના શબ્દો ઉપરજ નહિ, પણ તેના જુસ્સા મુજબ અનુસરણ કરો છો કે નહિ તેની ઉપર અવલંબેલો રહેશે, અત્યંત મહત્વની પુષ્કળ રોકાણોમાં મશ્ગુલ રહેવું પડતું હોવાથી અહિં ખાતે વારંવાર આવવા માટેની ગોઠવણ કરવી મુશ્કિલ છે, તમો જાણો છો તેમ મારા મુરીદો પૂર્વ–પશ્ચિમ, ઉત્તર–દક્ષિણ ચૌદિશે દુર દુરના મુલ્કોમાં ફેલાયેલા છે, પરંતુ આશા રાખુ છુ અને મારી ખાત્રી છે કે એ સઘળાઓમાં પૂર્વ આફ્રિકા એક પ્રકાશિત રોશન તારા સમાન છે, જેના માટે દુનિયોભરના સઘળા ઇસમાઇલીઓ મગરૂર છે અને આખા પૂર્વ આફ્રિકા અને દક્ષિણ આફ્રિકા, માડાગાસ્કર અને સેન્ટ્રલ આફ્રિકામાંના મારા વફાદાર, સાચા અને સ્નેહાળ મુરીદો માટે હું ઘણો મગરૂર છું. આ ખંડના એક છેડાથી બીજા છેડા સુધી તેઓ ફેલાયલા છે.

"હું તમોને અભિનંદન આપું છું અને પૂર્વ આફ્રિકાને તમારા વતન તરીકે સમજવા ભારપૂર્વક ભલામણ કરું છું. તમારા મૂળ–તમારા મઝહબના, ઇસમાઇલી તરીકના મૂળ–તમારી આશાઓના–તમારી આબાદીના મૂળ આફ્રિકામાં ઉંડા મુકી જાઓ અને દુન્યવી ભાવમાં માતા જેમ દુધનું પાન કરાવે છે, તેજ પ્રમાણેની ભાવનામાં પણ આ દેશને તમારી માતા–સદા માટેના ઇસમાઇલીઓનુ વતન બનાવો."

હ. ઇમામ શાહ સુલતાન મુહમ્મદશાહ અ. ફેબ્રુઆરીની તા. ૧લી ના દારેસલામ પધાર્યા હતા. અહિંપણ આપના માનમાં અસંખ્ય સમારંભો યોજાયા હતા.

ફેબ્રુઆરીની તા ૧૨મી ના રોજે દારેસ્સલામથી રવાના થઇ હ. ઇમામ શાહ સુલતાન મુહમ્મદશાહ અ. ટેંગામા પધાર્યા હતા.

## ઇકોનોમિક કોન્ફરન્સ.

ફેબ્રુઆરીની તા. ૧૫મી ના હ. ઇમામે મોશીની મુલાકાત લીધી હતી, અને ફેબ્રુઆરીની તા. ૧૬મી ના સાંજે "યાદગાર પ્રવાસ" પૂર્ણ કરી તેઓ નાઇરોબી ખાતે આવી પહોંચ્યા હતા.

હઝરત ઇમામે આ પ્રવાસનો મોમ્બાસાથી આરંભ કર્યો હતો. એ પ્રવાસમા એક ખાસ વિશેષતા એ હતી. તેઓ નામદાર જે સ્થળોએ મુબારક પધરામણી કરી હતી ત્યાંની ઇસમાઇલી, મુસ્લિમ, હિંદી અને યુરોપિયન પ્રજાઓ તરફથી એક સગનવંતા મોંઘેરા મહેમાન તરીકે તેઓશ્રીને વધાવી લેવામાં આવ્યા હતા, આવકાર, માનપત્રો અને પાર્ટીઓનો જાણે વરસાદ વર્ષવા માંડયો હતો.

નાઇરોબી પધારતા તેઓ નામદારે સમસ્ત આફ્રિકાની બહેતરી માટે ઈકોનોમિક કોન્ફરંસમાં અવારનવાર પધારી અગત્યની સુચનાઓ આપી હતી. આ યાદગાર કોન્ફરંસની બેઠકો નાઇરોબી ઇસમાઇલીયા કાઉન્સીલની "સેક્રેટરીએટ"મા મળી હતી જેમાં આફ્રિકાના જુદા જુદા ભાગમાંથી આવેલા ડેલીગેટોએ ઉત્સાહપૂર્વક ભાગ લીધો હતો. વઝીર અલીમહમદ મકલાઇને પ્રમુખપદે બિરાજવાનું અને તેમની ગેરહાજરીમાં ઇત્માદી પીર સબજાઅલી રમજાનઅલીને કાર્ય કરવાનું તેઓ નામદારે ફરમાવ્યું હતું. આ કોન્ફરંસમા જમાતી બંધારણ, સામાજિક અને કેળવણી વિષયક અને આર્થિક તેમજ મીશનને લગતા સુધારા પાસ કરવામાં આવ્યા ઉપરાંત આફ્રિકાના જુદા જુદા ભાગોમાં કો-ઓપરેટીવ સોસાયટીઓ-સહકારી મંડળો અને વિમા કંપનીઓ સ્થાપવા માટે નિર્ણય કરવામાં આવ્યો હતો.

## દેશને વફાદાર રહો.

ફેબ્રુઆરીની તા, ૧૭મી ના રોજે નાઇરોબીના ભવ્ય એમ્પાયર થીએટરમાં, ઇસમાઇલીઆ કાઉન્સીલ, ઇસ્ટ આફ્રિકા અન્જુમને હિમાયતે ઇસ્લામ તથા ઇન્ડીયન એસોસિએશન તરફથી હ. ઇમામને, માનપત્ર અર્પણ કરવાનો એક શાનદાર સયુંકત સમારંભ, યોજવામાં આવ્યો હતો.

હ. ઇમામે અત્રે ઇસમાઇલીઓને ફરમાવ્યું "તમો કાંઇ રસ્તાના પક્ષીઓ નથી. તમારા મૂળીયાઓ અહિંયા છે, એ તમોને કેન્યા ટાંગાન્યીકા, જંગબાર, યુગાન્ડાની ભલાઇ સાથે એકરૂપ થઇ સાબિત કરી આપવું જોઇએ . તમોએ જે દેશને અપનાવ્યો હોય તે દેશના સાચા દેશભકતો થવા હું તમોને ફરમાવું છું.

કેસ્થના યુવાનો કે જે નિશાળ મૂકયા પછી નોકરીઓ તરફ ઢળતા જાય છે. તે માટે તેઓ નામદારે જણાવ્યું હતું કે: "વધુ આસાન નોકરીના છુટાપણાવાળા ધંધાને વળગી રહીને બીજા કાર્ય ક્ષેત્રો શોધવાના જુસ્સાને ગુમાવશો તો તમારી પડતીના દિવસ નજીક સમજજો અને જે દેશને તમોએ વતન બનાવેલ છે તે દેશના હિસાબમાં નજીવી કિંમતના થઇ જશો "

## મુસ્લિમ કન્યાશાળા—પાયો નાંખવાની ક્રિયા—સ્ત્રી કેળવણીની હિમાયત

ફેબ્રુઆરીની તા. ૨૨મીના દિને સાંજના હઝરત ઇમામ સુલતાન મુહમ્મદશાહ અ. એ નાઇરોબીની મુસ્લિમ કન્યાશાળાના નવા મકાનનો પાયો નાખવાની ક્રિયા કરી હતી. હઝરત ઇમામે એ પ્રસંગે વિવેચન કરતા જણાવ્યું હતું કે : આર્થિક કારણો એવા છે કે પૂર્વના દેશોમાંના પુષ્કળ માણસો ગમે તેમ કરીને ઠીકઠાક સુખમય તાત્કાલિક જીવન ગાળતા હોય છે, પરંતું સ્ત્રીઓ ખાસ કરીને મુસ્લિમ સ્ત્રીઓ પોતાની આજીવીકા મેળવી શકે તેટલી હદે (કેળવણીથી) સજજ કરવામાં ન આવે ત્યાં સુધી, એવી સ્ત્રીઓ આ ગમે તેવી તાત્કાલિક જીવન રૂઢી અખત્યાર કરાશે, એવી આશા પૂરો રાખી શકે નહિ. મુસલમાનોએ પોતાની સ્ત્રી વર્ગને આર્થિક રીતે ઉપર જણાવ્યા મુજબની નિરાધાર સ્થિતિમાં રાખવો ન જોઇએ. કન્યાઓને પોતાના ભરણપોષણ માટે પોતે બંદોબસ્ત કરી શકે તેવી કેળવણી આપવી જોઇએ."

ફેબ્રુઆરીની તા. ૨૨ મીએ હઝરત ઇમામે સુવર્ણ તુલાવિધિ માટે બંધાવેલ ભવ્ય મંડપમાં પધારી જમાતોને ઇદ નમાઝ પઢાવી ઇદની મુબારકીઓ આપી હતી.



હઝરત ઇમામ સુલતાન મુહમ્મદશાહ અ. સ. ની સિતેર વરસની ઇમામતની પ્લેટીનમ જ્યુબિલીની પહેલી ઉજવણી કરાંચી ખાતે તા. ૩-૨-૧૯૫૪ ના થઇ જે વખતે હ. ઇમામની પ્લેટીનમ વડે તુલાવિધિ કરવામાં આવી હતી. આ તસ્વીર એ તવારીખી પ્રસંગની છે.



હ. ઇમામ સુલતાન મુહમ્મદશાહ અ. સ. ની સિતેર વરસની ઇમામતની પ્લેટીનમ જ્યુબિલી બીજી ઉજવણી આફ્રિકાવાસીઓએ કેરો ખાતે પ્રતીક ઉજવણી વડે કરી હતી. તા. ૨૦-૨-૧૯૫૫ ના થયેલી આ સાદી પરંતુ સ્મરણીય ઉજવણીના અવસરે હ. ઇમામ વતી ના. પ્રિન્સ અલીખાન સાહેબ સન્માનપત્રનો ઉત્તર આપી રહ્યા છે.

# આફ્રિકાના આંગણે મહાન ઈતિહાસિક અવસર

હઝરત ઇમામ સુલતાન મુહમ્મદશાહ અ. ની ઇમામતની ગોલ્ડન જ્યુબિલી હિંદુસ્તાનના ઇસમાઇલીઓએ મુંબઇ ખાતે ઇસ્વી સન ૧૯૩૬ ની જાન્યુઆરીની તા. ૧૯ મીના રોજ ઘણીજ ધામધુમથી ઉજવી, તેઓ નામદારને સોનાથી જોખ્યા હતા અને એ વિધિમાં રૂા. ૩,૩૫૦૦૦ ની કિંમતના સોનાનો ઉપયોગ થયો હતો, કે જે સોનું પવિત્ર ઇમામે પોતાની કરમબક્ષિશથી પોતાના મુરીદોની ભલાઇ અને ઉન્નતિના કાર્યો માટે ભેટ આપ્યું હતું.

એવીજ રીતે હઝરત ઇમામની ઇમામતનો ગોલ્ડન જ્યુબિલીનો મહાન ઇતિહાસિક અવસર આફ્રિકાના ઇસમાઇલીઓએ ઇસ્વી સન ૧૯૩૭ના માર્ચ મહિનાની તા. ૧ લીના શુભ દિને ઉજવ્યો હતો. હઝરત ઇમામની ઇમામતની પચાસ વર્ષની ગૌરવભરી છત્રછાયા, સિધ્ધીસિધ્ધી સહિત આફ્રિકાના ઇસમાઇલીઓને ભોગવવાનું સુભાગ્ય પ્રાપ્ત થયેલું હોઇ, પવિત્ર ઇમામ પ્રત્યેના ભક્તિભાવના આદર્શ તરીકે તેઓ નામદારને સોના બારોબાર જોખવાનું નક્કી કરવામાં આવ્યું હતું.

## હર્ષરંગે રંગાયલું નાઇરોબી

આફ્રિકાના ઇસમાઇલીઓના ઇતિહાસમાં આ એક યાદગાર દિવસ હતો. આ પ્રસંગે કેન્યા, યુગાન્ડા, ટાંગાનીકા, જંગબાર, બેલ્જીયમ કોંગો, માડાગારકર, પોર્ટુગીઝ ઇસ્ટ આફ્રિકા અને સાઉથ આફ્રિકાથી હજારોની સંખ્યામાં ઇસમાઇલીઓ નાઇરોબીમાં ઉતરી પડયા હતા.

રેલ્વે સત્તાવાળાઓ તરફથી "આગાખાન સ્પેશીયલ" ટ્રેનો દોડાવામાં આવી હતી.

મુબારક સુવર્ણ તુલાવિધિનો સઘળો કાર્યક્રમ ૧૮૦૦૦ માણસો સહેલાઇથી નિહાળી શકે તેટલા માટે શીલીંગ ૪૫૦૦૦ ના ગંજાવર ખર્ચે પુરતી સગવડવાળો એક ભવ્ય મંડપ "આગાખાન કલબ"ના વિશાળ મેદાનમાં બાંધવામાં આવ્યો હતો. એવો જબરદસ્ત મંડપ કદી જોવામાં આવ્યો ન્હોતો. બરાબર મધ્ય ભાગમાં એક સુસજ્જિત પ્લેટફોર્મ ઉપર હઝરત ઇમામને સોનાથી તોળવા માટે સુધરેલી ઢબનું એક અતિ સુંદર ત્રાજવું રાખવામાં આવ્યું હતું.

હઝરત ઇમામ સુલતાન મુહંમદશાહ અ. ચાર વાગે ના. બેગમ સાહેબા સાથે મંડપમાં પધાર્યા હતા. આ પ્રસંગે તેઓ નામદારે રાતા રંગની શેરવાની અને ઝરીનની સુવર્ણીય ઇસમાઇલી પાઘડી પહેરી હતી, બેગમ સાહેબાએ "માઇફ્લેગ"ના રંગની સુંદર સાડી પહેરી હતી.

આ ઐતિહાસિક અવસરે સમસ્ત ઇસમાઇલી મુરીદો વતી માનપત્ર અપાયું હતું. આ માનપત્ર મંડપમાંથી આખી દુનિયામાં "બ્રોડકાસ્ટ" થયું હતું. સોને મઢેલા ચારે હાથીદાંતના હાથીઓ ઉપર ભવ્ય કલાકામ અને સુંદર આકાર અને મોહક બનાવટની કાસ્કેટમાં મુકીને તે હઝરત ઇમામને અર્પણ કરવામાં આવ્યું હતું.

કેનિયાના એકટીંગ ગવર્નર હિઝ એક્ષેલન્સી એ. ડી. વી. વેડે સોનાની લગડીઓ મુકી તુલાવિધિ કરી હતી. તેઓ નામદારની સુવર્ણતુલાના સોનાનું વજન ૩૨૦૦ આઉંસ એટલે ૯૩૦૦ તોલા થયું હતું અને તેની કિંમત પાઉંડ ૨૨,૯૦૦ની થઇ હતી.

## મુરીદોની ઉન્નતિ માટે સોનાની ભેટ.

હ. ઇમામે આ અમર અવસરે જણાવ્યું હતું "જે મોહબ્બત અને ભક્તિભાવને અંગે સમસ્ત આફ્રિકામાંથી તમો મારા વ્હાલા બચ્ચાઓ અહિં આવ્યા છો અને જેના લીધે આજની વિધિનો મુખ્ય પાત્ર મને બનાવવામાં આવ્યો છે, તેની હું કદર કરૂં છું. આજે તમોએ મને સોનાની જે ભેટ આપી છે જેને હું અત્યંત મહત્વની સમજુ છુ અને તે મહા હર્ષ અને ખુશાલી સાથે પુરેપુરી હું મંજુર રાખું છું.

"હિંદમાં કરવામાં આવ્યું છે તેજ પ્રમાણે આખાએ આફ્રિકાના મારા વ્હાલા બાળકોની ઉન્નતિ માટે આ સઘળુ સોનુ અને તેમાં થનારો વધારો આવતા પાંચ કે ૭ વર્ષ દરમ્યાન વપરાશમાં લેવાની મારી ઇચ્છા અને ખાહીશ છે. દરિયાપારના દેશોમાં ઉચ્ચતર સર્વ પ્રકારના અભ્યાસ માટેની સ્કોલરશીપ, માધ્યામિક શાળાઓ, શાળાના મકાન, બાળહિત અને નર્સીંગ હોમ્સ અને બની શકે તો દવાખાના, તેમજ અન્ય આમ ભલાઇના કાર્યો, એ આ સોનું વાપરવા માટેની થોડી બાબતો છે. હિંદ પ્રમાણેજ એક ખાસ કમિટિ મારી આમ સુચનાઓ અને આજ્ઞા પ્રમાણેજ આ કાર્યો કરશે. જે કમિટિ મારી ઇચ્છાઓ નિયમિતપણે-અને હું આશા રાખું છું કે, ધોરણસર અમલમાં મુકશે."

## બે વાર સુવર્ણતુલા.

ભૂતકાળમાં બનાવ પામેલા અનેક ગૌરવભર્યા પ્રસંગો અને પવિત્ર ઇમામોના કિર્તીભર્યા જ્વલંત કાર્યો તેમજ મુરીદોની ફિદાગીરી અને ભક્તિભાવના વર્ણનો ઇતિહાસના પાનાઓ પર સુવર્ણાક્ષરે જળવાઇ રહયા છે, તેજ પ્રમાણે હ. ઇમામની ઇમામતની ગોલ્ડન જ્યુબિલી પ્રસંગે બે વાર થયેલ સુવર્ણ તુલાઓ ઇતિહાસના પાનાઓ પર સદાના માટે યાદગાર રહી જવા પામેલ છે, કારણ કે આવી રીતે કોઇપણ રાજવી કે ધાર્મિક વડાની જ્યુબિલીની ઉજવણીમા બે વાર સુવર્ણતુલા થઇ હોય એવો દાખલો આખા જગતના ઇતિહાસમાં નોંધાયો નથી. તેઓ નામદારના ઇસમાઇલી મુરીદોની ફિદાગીરીનો આ એક જ્વલંત પુરાવો છે. એટલુંજ નહિં પણ આ મહાન ઐતિહાસિક પ્રસંગે હ. ઇમામે પોતાના મુરીદો પ્રત્યે દર્શાવેલી મહોબ્બત અને ચાહનાએ પણ લોકોને અજાયબીમાં ગરકાવ કર્યા હતા. હિંદ ખાતે થયેલી સુવર્ણતુલાનું સોનું ૯૦૨૯ તોલા થયું હતુ જ્યારે આફ્રિકાની સુવર્ણ તુલાનું સોનું ૯૩૦૦ તોલા થયું હતું. આ સઘળુ સોનું પોતાના મુરીદોની ભલાઇ માટે તેઓ નામદારે ભેટ આપ્યું હતું. જગતભરના મહત્વના અખબારોએ હ. ઇમામની પ્રશંસા કરતા લેખો લખ્યા હતા.

## હ૦ ઇમામ કિસુમુ અને કંપાલા ખાતે.

હ. ઇમામ શાહ સુલતાન મુહમ્મદશાહ અ. ની ઇમામતની મસનદે બિરાજવાના પચાસ વર્ષની ગોલ્ડન જ્યુબિલીની ઉજવણીની મુખ્ય ક્રિયા માર્ચ માસની તા. ૧લી ના દિને બારે હજ્જારો લોકોની હાજરી વચ્ચે નાઇરોબી ખાતે પરિપૂર્ણ થયા પછી લગભગ ૧૨ વર્ષના ગાળા બાદ તેઓ નામદારે આફ્રિકામા કદમ મુબારક કરેલા હતા, જેથી એ મુદત દરમ્યાન ચાલુ ઝમાના પ્રમાણે પોતાના મુરીદોએ પ્રગતિ કરી હોય એ જોવાની તેઓ નામદારને નિરંતર ઇચ્છા હોઇને એ કાર્ય માટે થોડો વધુ વખત તેઓશ્રી નાઇરોબી રોકાઇ રહયા હતા, આ દરમ્યાન તેઓ નામ-

દારની હાજરીમા કેળવણી વિષયક, રિફોર્મ્સ તેમજ ઇકોનોમિક વિગેરે કેટલીક કોન્ફરંસ ભરવા- મા આવી હતી. તેમાં ચોક્કસ કાર્યક્રમ નક્કી કર્યા પછી બીજુ કામકાજ પતાવી તેઓ નામદાર બેગમ સાહેબા સાથે યુરોપ વિદાય થવા પહેલા કિસુમુ અને કમ્પાલાની મુલાકાત લેવા નાઇરોબીથી માર્ચના તા. ૧૧મી ના વિદાય થયા હતા.

J.V

હ. ઇમામને કિસુમુ ખાતે ટાઉનશીપ કમિટી, મુસ્લિમ એસોસિએશન અને ઇસ્માઇલીઆ કાઉન્સીલે માનપત્રો અર્પણ કર્યા હતા.

હ. ઇમામ શાહ સુલતાન મુહમ્મદશાહ અ. કિસુમુ ખાતેનો પ્રોગ્રામ પૂર્ણ કર્યા પછી ખાસ એરોપ્લેન દ્વારા કમ્પાલાની મુલાકાત લીધી હતી.

૩૨ વર્ષ જેટલા લાંબા ગાળા પછી હ. ઇમામની કમ્પાલા ખાતે મુબારક પધ- રામણી થઇ હોવાથી આખુંએ કમ્પાલા તેઓ નામદારનું શાનદાર સ્વાગત કરવા માટે આનંદમાં ગરકાવ થઇ ગયું હતું.

## આફ્રિકામાં હઝરત ઇમામની ગંજાવર સખાવતો

C.

હઝરત ઇમામ સુલતાન મુહમ્મદશાહ અ. ની ઉદાર સખાવતોનો ઝરો હમેશા ધોધમાર રહેતો રહયો હતો. આફ્રિકા ખાતે ચાલતી શાળાઓ, કલબો, દવાખાનાઓ, પ્રસુતિગૃહો, મુસાફરખાનાઓ, અનાથાશ્રમો, બોર્ડીંગ હાઉસો, વિધવાશ્રમો અને લાઇબ્રેરીઓ વિગેરે જુદી જુદી સંસ્થાઓ તેઓ નામદારની લાખો શીલીંગોની વાર્ષિક ગ્રાન્ટોથી ચાલતી હતી. તેઓ નામદાર પોતાના મુરીદોની બહેતરી માટે તેમજ આમ જનતાના ફાયદાઓ માટે પણ વારંવાર લાખોની સખાવતો કરતા રહયા હતા. તેઓ નામદારે પોતાની કરમબખ્શિશથી નવાઝિશ કરેલી ઉદાર બક્ષિ- શોનો આંકડો પણ ઘણો ગંજાવર છે.

હ. ઇમામની એ સખાવતોમાં જાહેર થયેલી રકમોમાં શીલીંગ ૫૦,૦૦૦ આગાખાન્સ બોયઝ સ્કુલ બિલ્ડીંગ માટે, ૨૫,૦૦૦ ગર્લ્સ સ્કુલ માટે, ૨૫,૦૦૦ નરસરી સ્કુલ માટે, ૩૫,૦૦૦ કલબો માટે, ૨,૦૦૦ ટાંગાનીકા પોલીસ ફંડમાં, ૨૦૦૦ અંજુમને ઇસ્લામીયાને, ૫૦૦ આફ્રિકન એસોસિએશનને, ૫૦૦ અલજામીયા ઉમુમીયા એસોસિએશનને, ૫૦૦ જામેઅ મસ્જિદને, ૧,૦૦૦ શહેનશાહ પંચમ જ્યોર્જ મેમોરિયલ ફંડમાં આપેલી બક્ષિશોનો પણ સમાવેશ થાય છે.

નાઇરોબી ખાતે ઇસ્ટ આફ્રિકન વેલ્ફેર સોસાયટીને શીલીંગ ૨૦,૦૦૦ અને મોમ્બાસાની મુસ્લિમ એસોસિએશનને શીલીંગ ૨,૦૦૦ અને 'લીગ ઓફ મરસી–માનવદયા સંઘ' ને ૧,૦૦૦ અર્પવાની નવાઝિશ ફરમાવી હતી. નાઇરોબીથી સિધાવતી વેળાએ કેન્યાના મુસ્લિમોની માંગણીથી તેઓ નામદારે શીલીંગ ૨૦,૦૦૦ તબ્લીગ માટે આપ્યા હતા. કોમની કેળવણીનું ધોરણ ઉંચુ બનાવવા પૂર્વ આફ્રિકાને આપવામાં આવતી ૧૧,૫૦૦ પાઉંડની ગ્રાન્ટ વધારીને પાઉંડ ૧૫,૦૦૦ (શીલીંગ ત્રણ લાખ) ની ગ્રાન્ટ આપવાની તેઓ નામદારે નવાઝિશ ફરમાવી હતી. તા. ૧૭ મી માર્ચના તેઓશ્રી યુરોપ તરફ સિધાવ્યા હતા.

Check & Document

## નામદાર પ્રિન્સની મુંબઈમાં પધરામણી

હઝરત ઇમામના વડા શાહઝાદા નામદાર પ્રિન્સ અલીખાન સાહેબ અને ના. પ્રિન્સેસ અલીખાન ઇ. સ. ૧૯૩૮ ના જાન્યુઆરીની તા. ૨૬ મીના દિને ગ્વાદર પધાર્યા હતા. અહિ તેઓ નામદારને માનપત્ર પણ અર્પણ કરવામાં આવ્યું હતું. જેના જવાબમાં તેઓ નામદારે કેળવણી, કરકસર વિગેરે બાબતો પર કેટલીક વ્યવહાર કિંમતી સુચનાઓ આપી હતી.

એજ દિને બપોરના તેઓશ્રી કરાચી પધાર્યા હતા અને જાન્યુઆરીની તા. ૨૭ મીના દિને પ્રિન્સ અને પ્રિન્સેસ અલીખાને મુંબઇ ખાતે પધરામણી કરી હતી.

માર્ચ મહિનાની તા. ૧૪ મીના દિને એક વગદાર મેળાવડા સન્મુખ તેઓ નામદારે હઝરત ઇમામની મુબારક ગોલ્ડન જ્યુબિલીની યાદગીરીમાં બંધાવવામાં આવેલ, ઇસ્માઇલીઓના ગીવ. ૨૨૫ મનાતી ઇસમાઇલીઆ કો-ઓપરેટીવ બેન્કની ભવ્ય ઇમારતની ઉદઘાટન ક્રિયા કરી હતી.

## નામદાર શહેનશાહનું ખાસ આમત્રંણ.

બ્રિટનના નામદાર શહેનશાહની તાજપોષી સમયે દરેક દેશનો એક પ્રતિનિધિ મોકલવામાં આવે એમ નક્કી થયુ હતું, જયારે શાહી ખાનદાનના વંશજોને નામદાર શહેનશાહ તરફથી અંગત આમંત્રણ આપવામાં આવ્યા હતા જેમાં હ. ઇમામને ઓફિશીયલી આમંત્રણ આપવામા આવ્યું હતું.

## લીગ ઓફ નેશન્સ એસેમ્બલીની સભા—હ૦ ઇમામ પ્રમુખ.

સપ્ટેમ્બર મહિનાની તા. ૧૩મી ના લીગ ઓફ નેશન્સ એસેમ્બલીની ૧૮મી સામાન્ય બેઠક જનરલ કાઉન્સીલ હોલમાં મળી હતી.

આ સભામા પ્રમુખની બેલેટ પેપરની ચૂંટણી થતા મતગણત્રીનું પરિણામ આ પ્રમાણે આવ્યું હતું: મત આપેલા રાજ્યોની સંખ્યા ૫૦, છેકછાકવાળા અથવા કોરા મતપત્રકો ૪૯, હિંદના ડેલીગેટ હ. ઇમામ શાહ સુલતાન મુહમ્મદશાહ અં. એ ૪૯ મત મેળવ્યા હતા અને તેટલા માટે તેઓ નામદારને એસેમ્બલીના પ્રેસીડેન્ટ તરીકે હર્ષોલ્લાસ વચ્ચે જાહેર કરવામા આવ્યા હતા. ચેરમેને તેઓ નામદારને એ માટે અભિનંદન અર્પતા પોતાને થયેલ ખાસ આનંદ જાહેર કરી ઉમેર્યું હતું કે "આવા એક જગવિખ્યાત પુરૂષ જેઓ એક એવા દેશના પ્રતિનિધિ છે કે જે યુરોપિયન અને અન્ય સભ્યતા (Culture) ઉપર સંસ્કૃતિ વિષયક અસર ધરાવે છે, તેને પોતાના પ્રેસિડન્ટ તરીકે ધરાવવા માટે એસેમ્બલી પોતાને માન મળેલું સમજે છે." ત્યારપછી ચેરમેને તેઓ નામદારની દરેક ફતેહ ઇચ્છી પ્રેસીડન્ટની ખુરશીએ બીરાજવાની અરજ ગુજારતા હ. ઇમામ પ્રેસીડન્ટની ખુરશી ઉપર બિરાજયા હતા.

## હ૦ ઇમામનું પ્રેસીડેન્ટ તરીકેનું યાદગાર ભાષણ.

આ પ્રસંગે પ્રવચન કરતાં હ. ઇમામે જણાવ્યું હતું કે:—

"શબ્દોમાં ન દર્શાવી શકાય એવી હ્રદયની ઉંડી લાગણીથી હું તમારો આભાર માનું છું.

તમોએ મારા દેશ હિંદને મોટું માન આપ્યું છે, અને એ માટેનો મારો હર્ષ નિર્ભેળ છે. આ માન એ દેશને આપવામાં આવ્યું છે કે જેની જીવનની ફિલસુફી લીગ–રાષ્ટ્રસંઘના મુળભુત સિધ્ધાંતો સાથે એકસુર ધરાવે છે અને અનાદીકાળથી ગમે તે સંપ્રદાય અને સંસ્કારના જે દેશના મહાન વિચારકોએ પાશવીક બળની અરાજકતામાંથી મુક્તિનું એક માત્ર દ્વાર કાયદાના આધિપત્યમાં જોયું છે. અત્યારે મારા ઉપર જે ભાર મુકવામાં આવ્યો છે તેનાથી હું સંપૂર્ણ માહિતગાર છું. તમારી શુભેચ્છાઓ તેમજ પ્રજાસંઘ તરફની મારી ભાવભરી સેવાવૃતિથી પ્રેરાઇને હું એ જવાબદારીનો અંગીકાર કરું છું અને તમારા સહકારથી એ જવાબદારી આનંદ સહિત અદા કરીશ. જ્યારે હું એ જવાબદારીમાંથી મુક્ત થાઉં, ત્યારે હું ઇચ્છું છું કે મારા પ્રત્યે તમારી શુભેચ્છાઓ એવીજ ભાવભીની રહે."

સપ્ટેમ્બરની તા. ૨૮મી ના લીગ ઓફ નેશન્સ–અખિલ જગત રાજ્ય મંડળનું નવું મકાન ખુલ્લુ મુકવાની ક્રિયા હ. ઇમામે પોતાના મુબારક હાથે કરી હતી.

હ. ઇમામની લીગ ઓફ નેશન્સની એસેમ્બલીના પ્રેસીડેન્ટ તરીકેની ચુંટણીને જગતભરનાં વર્તમાનપત્રોએ હર્ષ સહિત વધાવી લીધી હતી.

## હ૦ ઇમામ જરમનની મુલાકાતે.

હ. ઇમામ શાહ સુલતાન મુહમ્મદશાહ અ. અખિલ જગત રાષ્ટ્રસંઘ–લીગ ઓફ નેશન્સનું નાવ જીનીવા ખાતે મળેલી બેઠકોમાં ફતેહમંદીથી દોરવ્યા પછી બીજી લડાઇનાં કારણુ રૂપ લેખાતા ઇટલી અને જરમનીને વિશ્વશાતિના માર્ગે દોરવણી કરવાના હેતુસર તેઓ નામદારે જરમન સરમુખત્યાર હેર હિટલરની બચરેસ્ટ ગાર્ડન મધેના નિવાસગૃહમાં મુલાકાત લીધી હતી. આ વેળા બરલીનની શાનદાર મસ્જિદમાં પણુ તેઓ નામદારે પધરામણી કરી હતી. તેઓશ્રીએ ઇગ્લેંડના માજી શહેનશાહ આઠમા એડવર્ડ હાલના ડયુક અને ડચેસ ઓફ વિન્ડસરની મુલાકાત પણુ લીધી હતી અને જરમનીના જાણીતા મથકોની મુલાકાતે પણુ ગયા હતા.

નવેમ્બરની તા. ૪થી ના હ. ઇમામ લંડન ખાતે પધારતા તેઓ નામદારને બ્રિટીશ સમ્રાટ છઠ્ઠા જ્યોર્જે લીગ ઓફ નેશન્સ એસેમ્બલીના પ્રેસીડેન્ટ તરીકે મુલાકાતનું માન આપ્યું હતું.

## હ૦ ઇમામ હિંદમા.

નવેમ્બર મહિનાની તા. ૨૩મી ને મંગળવારના દિને હ. ઇમામ શાહ સુલતાન મુહમ્મદશાહ અ. વિમાન મારફતે જોધપુર અને તા. ૨૪મી ના જોધપુરથી સ્પેશીયલ ટ્રેન મારફતે મુંબઇ આવી પહોંચ્યા હતા.

## ક્ષય રોગ સામે લડત.

એ સમયે ૩ થી ૬ લાખ જેટલા મા વી ક્ષય જેવા ભયંકર રોગના દર વર્ષે હિંદમાં ભોગ બનતા હોઇ તે સામે લડત ચલાવવાના દિંદના વાઇસરોય હિઝ એક્ષલન્સી લોર્ડ લીનલીથગોના સમર્થન સહિત નામદાર વાઇસરીન લેડી લીન્લીથગોના ફંડમાં હ. ઇમામે રૂા. ૩૦,૦૦૦ ભર્યા હતા.

## વડા મુલ્લાજી સાહેબ તરફની મિજબાની.

ડીસેમ્બરની તા. ૧૨મી ના દિને હ. ઇમામ શાહ સુલતાન મુહમ્મદશાહ અ. ને દાઉદી વ્હોરાઓના વડા નામદાર વડા મુલ્લાંજી સાહેબ સૈયદના તાહેર સયફુદીન તરફથી તેમના પોતાના બંગલે ચા પાર્ટી આપવામાં આવી હતી.

## અહમદનગરમાં મુબારક પધરામણી.

ઇ. સ. ૧૯૩૮ના જાન્યુઆરીની તા. ૧૦મી ના હ. ઇમામ શાહ સુલતાન મુહમ્મદશાહ અ. અહમદનગર ખાતે મુબારક પધરામણી કરી હતી. હ. ઇમામે બોર્ડિંગની મુલાકાત પછી મર્હુમ વઝીર ડાબાભાઇ વેલજીની સમાધિસ્થળ પાસે આવીને, તેમના તબ્લીગના કાર્યની પ્રશંસા કરી સમાધિસ્થળ સામે "ગુલાબ"નું એક ઝાડ રોપવા ભલામણ કરતા ફરમાવ્યું હતું કે "તબ્લીગનું કાર્ય નૂરે મુહમ્મદી છે," ગુલાબના ફુલને "ગુલે મુહમ્મદી" કહે છે, ત્યાર પછી તેઓ નામદાર પુના તરફ વિદાય થયા હતા.

## અલીગઢ યુનિવર્સિટીને રૂપીયા એક લાખની વધુ સખાવત.

જાન્યુઆરીની તા. ૨૩મી એ હ. ઇમામ શાહ સુલતાન મુહમ્મદશાહ અ. એ પ્રો૦ ચાન્સેલર તરીકે અલીગઢ યુનિવર્સીટીની મુલાકાત લીધી હતી જે વેળાએ તેઓ નામદારને દિલોજાન આવકાર આપવામાં આવ્યો હતો. આ પ્રસંગે હ. ઇમામના પ્રમુખપણા હેઠળ યુનિવર્સિટીનુ વાર્ષિક કોનવોકેશન ભરવામાં આવ્યું હતું. ટેકનોલોજીક ઇન્સ્ટીટયુટ, ખેતીવાડી તથા મીલીટરી કોલેજ સ્થાપવાની યોજનાના ફંડ માટે હ. ઇમામ તરફથી રૂપીયા એક લાખની સખાવતની જાહેરાત કરવામાં આવી હતી

## સરકાર માતા સલામતની વફાત—૪૦ વર્ષ પૂર્વે કરેલી આગાહી.

હ. ઇમામ શાહ સુલતાન મુહમ્મદશાહ અ. ના માતુશ્રી સરકાર માતા સલામત હર હાઇનેસ લેડી અલીશાહ સી આઇ.ની બગદાદ ખાતે ફેબ્રુઆરીની તા. ૫મી ના સાંજના ૫-૧૫ કલાકે વફાત થઇ હતી. હ. ઇમામ તા. ૫મી ના ૩ વાગે વિમાન દ્વારા બગદાદ પહોંચ્યા હતા અને "માતા-પુત્ર"નો મેળાપ થયો હતો. એજ દિને પાંચ વાગે સરકાર માતા સલામતની વફાત થઇ તે સમયે તેઓ નામદારનું માથું મુબારક હ. ઇમામના ખોળામાં હતું. ઓગણીસ વર્ષની વયે હ. ઇમામ જ્યારે યુરોપના પ્રથમ પ્રવાસે સિધાવ્યા અને તે પછી તેઓ નામદારનો યુરોપ ખાતે વધુ નિવાસ થતો રહેવાથી સરકાર માતા સલામતને વહાલા પુત્રનો વિયોગ ઘણોજ લાગી આવતો હતો તેથી તેઓ નામદારે એક વેળા એજ સબંધમાં પોતાના ફરઝંદને જણાવ્યું કે "મૃત્યુ બરહક છે, પરંતુ તમારી ગેરહાજરીમાં થશે તો મારા માટે અસહ્ય થઇ પડશે." જે સાંભળી હ. ઇમામે ફરમાવ્યું કે "તમો ફિકર કરો નહિ એ સમયે તમારૂ માથુ મારા ખોળામાં હશે." આ આગાહી લગભગ ૪૦ વર્ષના ગાળા પછી પુરી થઇ અને સરકાર માતા સલામત ફકત એક દિનની મુલાકાતે સાથે પોતાના પુત્રના ખોળામાં માથું મુકી "પરમ સંગાથ"ને પામ્યા હતા.

## લાહોરની બાદશાહી મસ્જિદ માટે હ૦ ઇમામની સખાવત.

લાહોરની બાદશાહી મસ્જિદ સૌથી સુંદર અને મોટી છે. તેની પ્રાચીનતા, શિલ્પની કળા કારીગારીની દ્રષ્ટિએ મોગલ જમાનાની આ મહાન અને ભવ્ય મસ્જિદનું રક્ષણ અત્યંત આવશ્યક હોઇ, તેના સમારકામ માટે હ. ઇમામે રૂપીયા ૨૦,૦૦૦ (વીશ હજાર) આપવાનું જાહેર કર્યું હતું.

ડીસેમ્બરની તા. ૯મી ના રોજે હ. ઇમામ શાહ સુલતાન મુહમ્મદશાહ અ. મુંબઇ ખાતે પધરામણી કરી હતી.

## ઇતમાદી પીર સબજાઅલી રમઝાનઅલી.

ઇતમાદી પીર સબજાઅલીભાઇ રમઝાનઅલી ઇસમાઇલીઓના એક મહાન મિશનરી હતા. તેઓ મુંબઇના એક શ્રીમંત ખાનદાનના નબીરા હતા. તેમનો જન્મ મુંબઇ ખાતે થયો હતો. પરંતુ વધુ સમય ગુઆદરના એક મહાન આબીદ અને લક્ષાધિપતિ ફિદાઇ વઝીર માહમદભાઇ રેમુ માવજી ના સહવાસમાં આવવાથી તેમનો જીવન પલ્ટો થયો હતો અને તેથી તેઓ જમાતોને વાએઝ-ઉપદેશનો લાભ આપી સતત ભલાઇના કાર્યો કરતા રહયા હતા. પીર સબજાઅલી વેપારી કુનેહ ધરાવતા હોઇ એ ક્ષેત્રમા તેઓએ સારી ખ્યાતિ મેળવી હતી. જો કે તેઓ કોમની ખિદમત કરવાની ભારે ઉલટ ધરાવતા હોવાથી, પોતાના ધંધા પ્રત્યે ઓછું ધ્યાન આપી શકતા હતા, એટલુંજ નહિ પણ અંતે તેઓ સર્વ કામકાજ મુકીને વફાદારી સાથે ઇમામના ઘરની ખિજમત કરવા માટે તત્પર થયા હતા.

ઇતમાદી સબજાઅલી રમઝાનઅલી ઘણાંજ હિંમતવાન હતા અને ગમે તેવા સંજોગોમાં પણ એકલા ઝઝુમતા હતા. હ. ઇમામના ફરમાન અનુસાર પંજાબ અને ફ્રન્ટીયર જમાતોની ઉત્તમ દોરવણી કરી વર્ષો સુધી તેઓએ અતિ ઉત્તમ કામગીરી બજાવી હતી. એ ઉપરાંત હ. ઇમામના "સફીર" તરીકે તેઓ નામદારના ફરમાન અનુસાર મધ્ય એશિયા; સિરીયા, મિસર, બલુચિસ્તાન, બદક્શાન વિગેરે દુરદરાજ મુલકોમાં હ. ઇમામના લાખો મુરીદોની મુલાકાત લઇને તેઓને હ. ઇમામનો મુબારક સંદેશો પહોંચાડી તેઓમાં નવુ જીવન લાવવા શકિતમાન થયા હતા.

હ. ઇમામની ગોલ્ડન જ્યુબિલી પ્રસંગે હિંદુસ્તાનના ઘણા ભાગોમા મુસાફરી કરી, ફતેહમંદી મેળવી હતી. છેલ્લે આફ્રિકા ખાતે હ ઇમામના "સ્પેશીયલ કમિશ્નર" તરીકે અનુપમ સેવા બજાવી હતી.

ડીસેમ્બર મહિનાની તા. ૧૩મી ના રોજે ઇતમાદી સબજાઅલીભાઇનું અવસાન થયું હતું. હ. ઇમામે શ્રી દરખાના જમાતખાને પધારી ફરમાવ્યું હતું કે: "ઇતમાદી સબજાઅલીનું નામ તવારિખમાં કાયમ રહી જશે અગાઉ જેઓ દાઇ થઇ ગયા છે, તેની માફક હાલની જમાતમા તે "દાઇઉલ અકબર" મોટા દાઇ હતો. આફ્રિકા, સિંધ, પંજાબ, ગુવાદર અને હિંદુસ્તાનમાં ઇસમાઇલી મઝહબને તેણે રોશન કરેલ છે. ઇતમાદી સબજાઅલીએ પોતાની રૂહાની શકિત હજારો મા.

ખસોને તેમજ બહારના માણસોને પણ દેખાડેલ છે. આપણા મઝહબની રૂહાની ભાવના બીજી કોમને દેખાડેલ છે. ગોલ્ડન જ્યુબિલીના વખતમાં ગામોગામ ફરીને આપણી કોમ તેમજ બીજી કોમોને નસિહત કરેલ છે. ઇતમાદી સબજાઅલી હકીકતી મોમીનોનો અમલદાર હતો. એ દુનિયામાંથી રહેલત કરી ગયો છે, તેથી દુનિયાને ઘણું નુકશાન થયું છે પણ પોતાની રૂહાનીને ઘણોજ ફાયદો થયો છે." ધી રિક્રીએશન કલબ ઇન્સ્ટીટયુટના વિશાળ હોલમાં ઇતમાદી મિશનરી સબજાઅલીભાઇની સુંદર તસવીર ખુલ્લી મુકતાં હ. ઇમામે તેમને "પીર"ના સર્વથી ઉચ્ચ દરજ્જાના ખિતાબની નવાજિશ કરી હતી.

## હ૦ ઇમામ બારડોલી આશ્રમમાં.

હ. ઇમામ શાહ સુલતાન મુહમ્મદશાહ અ. દરિયાપારના અને ખાસ કરીને આફ્રિકામા વસતા હિંદીઓના સવાલમાં ઘણા લાંબા સમયથી રસ ધરાવતા હોઇ, દરિયાપારના હિંદીઓને પોતાની સલાહ અને સહાયતા આપતા હતા.

ડીસેમ્બરની તા. ૧૪મી ના દિને પૂર્વ આફ્રિકાના હિંદીઓને તેઓ નામદારે જે વચન આપ્યું હતું, તેને અમલ કરવા બારડોલી ભણી સિધાવ્યા હતા. તેઓ નામદારે સ્ટેશન પર કદમ મુબારક કરતાં, સરદાર વલ્લભભાઇ પટેલ, મહાત્મા ગાંધીજીના પુત્ર દેવીદાસ ગાંધી, ગાંધીજીના સેક્રેટરી મી. મહાદેવ દેસાઇ, શ્રી પ્યારેલાલ (મંત્રી), આચાર્ય ક્રિપલાની, મીસીસ ક્રિપાલની તથા મણીબેન પટેલ વિગેરેએ તેઓશ્રીનું હર્ષ સહિત સ્વાગત કર્યું હતું.

વર્કીંગ કમિટીના ઇતિહાસિક હોલમાં તેઓ નામદાર અને મહાત્મા ગાંધીજી તેમજ સરદાર પટેલ વચ્ચે લગભગ બે કલાક સુધી મંત્રણા ચાલી હતી. પૂર્વ આફ્રિકાથી આવેલું ડેપ્યુટેશન પણ તેઓ નામદાર સાથે હતું.

## કોમી એકતામા વિશ્વાસ ધરાવતી બે વ્યકિતઓ–નામદાર આગાખાન સાહેબ અને મહાત્મા ગાંધીજી.

ઇ. સ. ૧૯૩૯ના જાન્યુઆરીની તા. ૨૫મી ના રોજે મુંબઇના દેશી વેપારી મંડળની ૩૧ મી વાર્ષિક સભા મળી હતી, જ્યારે મુંબઇના મુખ્ય પ્રધાન મી. બી. જી. ખેર હાજર હતા. આ અવસરે નવા પ્રમુખ શ્રી જે. સી. સેતલવડે જણાવ્યું હતું કે "હિંદ આજે હિંદુ–મુસ્લિમ પ્રશ્નનો સંતોષકારક ઉકેલ લાવવા તત્પર થઇ રહ્યું છે, પણ એ અંગેની પરિસ્થિતિ વધુ ને વધુ બગડતી ગઇ છે. દરેક નેતા કહી રહયો છે કે હિંદમાં સ્વરાજ્યનું સ્થાપન એ પ્રશ્નના ઉકેલ પરજ અવલંબી રહ્યુ છે. હિંદુ–મુસ્લિમ એકતામાં વિશ્વાસ ધરાવનાર તરીકે બે વ્યકિતઓ–હિઝ હાઇનેસ નામદાર આગાખાન સાહેબ અને મહાત્મા ગાંધીજીને હું ગણું છું"

## ચેમ્બુર ખાતેના બાલગૃહો માટે ફાળો.

ચિલ્ડ્રન્સ એઇડ સોસાયટી તરફથી ચેમ્બુર ખાતેના બાલગૃહ માટેના ફંડમાં હ. ઇમામે રૂા. ૧૦૦૧ અર્પણ કર્યા હતા.



સાઇકલીંગના શોખીન મૌલાના હાઝર ઇમામ શાહ કરીમ બાલ્યવયે સાઇ-કલ સવારીની મૌજ માણી રહયા છે.



ઇસ્લામની વાડીના આજના રખેવાળ મૌલાના હાઝર ઇમામ શાહ કરીમ પોતાના તેજસ્વી બાલ્યકાળે નાના બંધુ પ્રિન્સ અમીન મહમદને પુષ્પ ભેટ આપી રહયા છે.



મૌલાના હાઝર ઇમામે નયરોબીના ભવ્ય જમાતખાનામાં તા. ૧-૧૦-૪૩ના ઇદુલ-ફિતરની નમાઝ પઢાવી હતી ત્યારનું તવારીખી દ્રશ્ય., બાજુમાં નામદાર પ્રિન્સ અમીન મુહમ્મદ છે.

## કાઠિયાવાડનો યાદગાર મેળો.

હ. ઇમામની એજ વર્ષની પધરામણી દરમ્યાન તેઓ નામદારે કાઠિયાવાડની જમાતોની પણ મુલાકાત લીધી હતી. ૧૬ વર્ષના લાંબા ગાળા પછી કાઠિયાવાડ ખાતેની પધરામણીથી સમસ્ત કાઠિયાવાડના ઇસમાઇલીઓના હૃદયો હર્ષની લાગણીથી નાચી રહ્યા હતા. લીંબડી, જામનગર, જુનાગઢ અને પોરબંદર ખાતે ભવ્ય 'કેમ્પ' ઉભા કરવામાં આવ્યા હતા. સમસ્ત કાઠિયાવાડમાં જ્યાં જ્યાં તેઓ નામદારે પધરામણી કરી હતી. ત્યાં ત્યાં રાજ અને પ્રજા તરફથી તેઓ નામદારનું બાદશાહી સન્માન થયુ હતું. આ મેળા કાઠિયાવાડના ઇસમાઇલીઓના ઇતિહાસમાં યાદગાર રહી જવા પામ્યો છે.

હ. ઇમામે કાઠિયાવાડના એ મેળાઓમાં પોતાના મુરીદોને કેળવણી, ધાર્મિક, આર્થિક અને સામાજિક સુધારણા અર્થે ઉત્તમ દોરવણીરૂપ ફરમાનો કર્યા હતા. દેશાટન અને તંદુરસ્તીના વિષય ઉપર તેઓ નામદારે ખુબજ ભારપૂર્વક ભલામણો કરી હતી. સમગ્ર કાઠિયાવાડમાં "બાળ ઉછેર પ્રવૃતિ" માટે ૧૬ કેન્દ્રો–હેલ્થ સેન્ટરો સ્થાપવાનુ ફરમાવી રૂપીઆ ૧૬,૦૦૦ (સોળ હજાર) ની બાદશાહી ગ્રાન્ટ આપવાની તેઓશ્રીએ કરમ બક્ષીશ કરી હતી અને ગામડે ગામડે ફરી, વર્તમાનપત્રોમાં લખાણુ કરી, કાર્યક્રમો દેખાડીને આ હિલચાલને જોશભેર ઉપાડી લેવા માટે પણ આજ્ઞાઓ આપી હતી.

## બીજું વિશ્વ યુદ્ધ.

હ. ઇમામ શાહ સુલતાન મુહમ્મદશાહ અ. એક મહાન શાંતિવાદી તરીકે આંતરરાષ્ટ્રિય ખ્યાતિ ધરાવતા હતા. તેઓ નામદારે એક રાજપુરૂષ તરીકે લીગ ઓફ નેશન્સ દ્વારા જગતમા શાંતિની સ્થાપના માટે તેમજ યુધ્ધ અટકાવવા પુષ્કળ પ્રયત્નો કર્યા હતા. તેઓશ્રીએ એ માટે જર્મની જઇ જર્મન સરમુખત્યારની પણ મુલાકાત લીધી હતી. એ પછી પણ એ દિશામાં તેઓશ્રીએ પોતાના પ્રયત્નો ચાલુ રાખ્યા હતા. છતાં યુધ્ધ અટક્યું નહિ. અંતે ઇસ્વી સન ૧૯૩૯ના સપ્ટેમ્બર મહિનામાં બીજુ વિશ્વયુધ્ધ ફાટી નીકળતાં, તેઓ નામદારે ફરી પોતાની સઘળી સેવાઓ, હિંદ સરકારને અર્પવાની જાહેરાત કરી હતી.

ઉપરાંત સપ્ટેમ્બરની તા. ૨૮મી એ હ. ઇમામે એક સંદેશો બહાર પાડી હિંદ અને બ્રિટીશ સંસ્થાનમાં વસ્તા સઘળા ઇસ્લામીઓને નામદાર શહેનશાહની ફતેહમંદી માટે અંતઃકરણપૂર્વક સહકાર આપવા અપીલ કરી હતી.

## જુદી જુદી શરતોની વિજયકથા.

હ. ઇમામ શાહ સુલતાન મુહમ્મદશાહ અ. એ, લડાઇને અંગે રેસીંગ પ્રવૃતિ ઓછી કરવાનો નિશ્ચય કર્યો હોઇ, એવો અડસટ્ટો કરવામાં આવ્યો હતો કે, લડાઇ પહેલા ઇંગ્લાંડ, ફ્રાંસ અને આયરલેન્ડમાંના તેઓ નામદારના ઘોડાઓની કિંમત ઓછામાં ઓછી પાઉંડ ૪૦૦,૦૦૦ની હતી. તેઓ નામદારની ૧૯૨૧થી ઇંગ્લાંડની શરતમાં ભાગ લઇ રહયા હતા. અને ઇંગ્લાંડની ૧૯૩૮ની રેસીંગ સીઝન પુરી થઇ ત્યાંસુધીમાં તેઓ નામદારના ઘોડાઓ પાઉંડ ૫૫૮,૮૭૫ જીત્યા હતા.

તેઓ નામદાર ઇંગ્લાંડમાં ૪૧૪ શરત જીત્યા અને એ ઉપરાંત ઘોડાના માલિક તથા ઉછેરનાર તરીકે ફ્રાંસમાં તેઓ નામદારે ઘણીજ ખ્યાતિ પ્રાપ્ત કરી હતી. આર્થિક દ્રષ્ટીએ તેઓ નામદારને ઇંગ્લાંડમાં ૧૯૩૪ની સીઝન ઉત્તમ પુરવાર થઇ હતી. એ વર્ષની રેસીંગ સીઝનમાં તેઓ નામદાર-ના ઘોડાઓ પાઉંડ ૬૪,૯૫૭ તથા ૧૯૩૨માં પાઉંડ ૫૭,૭૭૮ જીત્યા હતા.

## અલીગઢ યુનિવર્સિટિમાં હ૦ ઇમામની તસ્વીર.

નવેમ્બર મહિનાની તા. ૩૦મી ના અલીગઢ યુનિવર્સિટિના ઉધ્ધારક હ. ઇમામની તસ્વીર નામદાર નિઝામ સરકારના પાટવી કુમાર પ્રિન્સ ઓફ બિરાર નામદાર આઝમજાહ બહાદુરે ખુલ્લી મુકી હતી. તેઓ નામદારની ઇસ્લામી વિદ્યા અને સંસ્કૃતિની સેવાની યાદગીરીમાં મુંબઇના માજી મેયર સર સુલતાન ચિનાઇએ આ તસ્વીર અલીગઢ યુનિવર્સિટિને ભેટ આપી હતી.

## નામદાર પ્રિન્સ કરીમ ઈદ નમાઝ પઢાવે છે.

હ. ઈમામ શાહ સુલતાન મુહમ્મદશાહ અ. ના પ્યારા પૌત્રા અને નામદાર પ્રિન્સ અલી. ખાન સાહેબના વડા પુત્ર નામદાર પ્રિન્સ કરીમે તા. ૧-૧૦-૪૩ના 'ઇદુલ ફિત્ર''ના શુભ દિને પોતાના નાના બંધુ ના. પ્રિન્સ અમીન મુહમ્મદ સાથે નાઇરોબી જમાતખાનામાં ''ઇદુલ ફિત્ર''ની નમાઝ પઢાવી હતી. નાઇરોબીના ઇસમાઇલીઓના ઇતિહાસમાં આ પ્રસંગ ચિરસ્મરણીય રહેવા પામ્યો છે.

## નામદાર પ્રિન્સને મદ્રાસ કોરપોરેશને અર્પણ કરેલું માનપત્ર

ઇ. સ. ૧૯૪૪ના જાન્યુઆરી મહિનાની તા. ૨૧ મીં ના દિને નામદાર પ્રિન્સ અલીખાન સાહેબ હિંદ ખાતે પધાર્યા હતા. આગાખાન લિજ્યનની સેન્ટ્રલ કમિટીની વાર્ષિક બેઠકમા તેઓ નામદારે હાજરી આપી હતી, એ ઉપરાંત તેઓ નામદારની શુભ હાજરીમાં ''આગા હોલ'' વાડી ખાતેના વિશાળ ચોગાનમાં એક ભવ્ય સંયુકત સાલગ્રેહનો દરબાર ભરવામાં આવ્યો હતો, જેમાં તેઓ નામદારે એક મનનીય વિવેચન કર્યું હતું, જેમા ધાર્મિક, સામાજિક, આર્થિક અને રાજકીય ઉન્નતિ વિષે ઘણાજ અર્થસુચક વિચારો દર્શાવ્યા હતા.

ફેબ્રુઆરીની તા. ૧૬મી ના તેઓ નામદારે મદ્રાસ ખાતે પધરામણી કરી હતી અને ૧૭ મીના દિને મદ્રાસની મ્યુનિસિપલ કોરપોરેશને તેઓ નામદારને મદ્રાસના શહેરીઓ તરફથી માન-પત્ર અર્પણ કર્યું હતુ.

નામદાર પ્રિન્સ અલીખાન સાહેબે માન પત્રના જવાબમાં શહેરના નિરાશ્રિતો અને ગરીબો માટે એક આશ્રિતગૃહ સ્થાપવાના મદ્રાસ કોરપોરેશનના કાર્યને વખાણી આશ્રિતગૃહના ફાળામાં પોતાના તરફથી રૂા. ૫,૦૦૦ની નાદર રકમની જાહેરાત કરતાં નવા શહેરી સાહસની દરેક સફળતા ઇચ્છી હતી.

મદ્રાસથી તેઓ નામદાર તા. ૧૮ મીના સિકન્દ્રાબાદ પધારી નવા જમાતખાનાને ખુલ્લું મુકવાની ક્રિયા પોતાના શુભ હસ્તે કરી હતી.

## અલી નર્સરીઝ

ના. પ્રિન્સ અલીખાન સાહેબની ઇચ્છાને અનુસરીને સાલગ્રહ પ્રસંગે નાના બાળકો માટે બાળગૃહની એક યોજના તૈયાર કરવામાં આવી હતી અને તેમા ઇસમાઇલી જનતાએ ઉત્સાહપૂર્વક સાથ પુરાવ્યો હતો. આ કાર્યને વ્યવસ્થિત સ્વરૂપ આપવા ફેબ્રુઆરીની તારીખ ૨૩ મીના દિને સાંજના હસનાબાદ ખાતે એક ભવ્ય મેળાવડો યોજવામાં આવ્યો હતો. હ. ઇમામે બાળગૃહનું "અલી નર્સરીઝ" નામ આપી વાર્ષિક રૂ. ૧૨,૦૦૦ની ગ્રાંટ પોતાની કરમબક્ષિશથી નવાઝિશ કરી હતી. નામદાર પ્રિન્સે એ સંસ્થાના પેટ્રનપદ અને પ્રમુખપદ સ્વીકાર્યાં હતા. આ દિનથી ઇસમાઇલી કોમમાં નર્સરી સ્કૂલોની શરૂઆત થઇ હતી.

## નામદાર પ્રિન્સ લેફ્ટનન્ટ કર્નલ

ઇસ્વી સન ૧૯૪૪ ના ઓકટોબર માસની તા. ૧૦ મીના દિને હ. ઇમામ સુલતાન મુહમ્મદ શાહ અ. ના મે. સ્વેટ લેપ્રોઝ-ઉમ્મે હબીબા (ના. હાજીએ માતા સલામત) સાથે વીવી-સ્વીટઝરલેન્ડ ખાતે શુભ લગ્ન થયા હતા. ના. બેગમે ઇસ્લામ ધર્મ અંગીકાર કર્યો હતો. આ સમય દરમિયાન નામદાર પ્રિન્સ અલીખાન સાહેબને લેફ્ટનન્ટ કર્નલની લશ્કરી પદવી અર્પણ કરવામાં આવી હતી, તેની પણ જાહેરાત થઇ હતી.

## લેફ્ટનન્ટ કર્નલ પ્રિન્સ અલીખાનને અર્પણ થયેલો બ્રોન્ઝ સ્ટાર મેડલ.

લેફ્ટનન્ટ-કર્નલ પ્રિન્સ અલીખાન સાહેબને, તેમની મહાન સેવાઓ માટે છઠ્ઠા લશ્કરના કમાન્ડીંગ જનરલ, જનરલ જેકબ એલ. ડેવર્સ તરફથી બ્રોન્ઝ સ્ટાર મેડલ અર્પણ કરવામાં આવ્યો હતો.

લશ્કરી આદેશપત્રના એક ભાગમાં એ વિષે એવો ઉલ્લેખ કરવામાં આવ્યો હતો કે "લેફ્ટનન્ટ-કર્નલ "ખાને" અણથક બુધ્ધિશકિત, નોંધવાપાત્ર મહેનત અને કોઇપણ પ્રકારનું કામ પોતાના હાથમાં લેવાની સતત ઇચ્છા, પછી તે કાર્ય ગમે તેટલું વિકટ કે કંટાળાભરેલું કાં ન હોય તેમની કુનેહ મુતસદીગીરી, યુધ્ધના વિસ્તારમાં આખી રાતની ટ્રીપ લેવાનું કામ ઉપાડવાની ઉત્કટ ઇચ્છા, અણધારેલી તાત્કાલિક વ્યુહને પહોંચી વળવાની કલ્પના અને શરૂઆતથી છેવટ સુધી પહોંચી વળવાની એમની શકિત, ફ્રેન્ચ અને અમેરિકન લશ્કર વચ્ચે સારી સમજ જાળવવામાં આપેલો ફાળો અને અને તેમના હાથ તળે જેઓએ કામ કર્યું છે તેનો વહાલથી સહકાર જીતી લેવામાં તેઓએ બુધ્ધિચાતુર્ય દાખવ્યું છે." નામદાર પ્રિન્સ જે છઠ્ઠા લશ્કરમાં હતા તે અમેરિકન સાતમા લશ્કર અને પહેલા ફ્રેન્ચ લશ્કરનું બનેલું હતું. અમેરિકનો સામે યુરોપમાં લડતી સઘળી જર્મન સેના આ છઠ્ઠા લશ્કરી ગ્રુપને તા. ૫મી મે ૧૯૪૫ ના બિન શરતે શરણે આવી હતી.

## હ૦ ઇમામનું આફ્રિકા ખાતે શુભાગમન

માર્ચ મહિનાની તા. ૧૮ મીના દિને હ. ઇમામ સુલતાન મુહમ્મદશાહ અ. આફ્રિકા ખાતે પધાર્યા હતા.

માર્ચની તા. ૩૧મી ના દિને હઝરત ઇમામે ઇસમાઇલીઓની આર્થિક ઉન્નતિના સવાલોની ચર્ચા કરવા માટે એક આર્થિક પરિષદનું ઉદઘાટન કર્યું હતું. એપ્રિલની તા. ૧૯ મીના ઇસમાઇલી કેળવણી પરિષદનું પણ તેઓ નામદારે ઉદઘાટન કર્યું હતું.

## "શરીર—ખુદાનું ઘર"

હ. ઇમામે નાઇરોબીના ઇસમાઇલી વિદ્યાર્થીઓની રેલી પ્રસંગે એક પ્રેરક સંદેશો આપ્યો હતો, જેમા જણાવવામાં આવ્યું હતું કે: "આપણા ઇસમાઇલી મઝહબ અનુસાર આ ખાકી શરીર 'ખાને ખુદા' છે, એ યાદ રાખવું જોઇએ, કારણ કે તે આત્મા–રૂહનું નિવાસસ્થાન છે, જે નુર પ્રાપ્ત કરે છે. તેની તંદુરસ્તી અને મોઢું, આંખો કાનોની સ્વચ્છતા જાળવવાની જરૂર છે અને તેના ઉપર રોગના ચિન્હની પહેલી અસર જણાવા માંડે કે તરતજ તેની સારવાર દવાખાનામાં કરાવવી જોઇએ છે. જીંદગીના પાછળના સમયમાં સ્પોટર્સ તમારા માટે મુશ્કિલ–ભારે બની જશે, પરંતુ તમારા વ્યાપાર ધંધાના ગયકે કે ખરીદી વિગેરે પ્રસંગે તમારે જાતે પગપાળા જઇને તમે તમારી તંદુરસ્તી માટે ઘણું કરી શકો અને ટટાર થઇને તમે ચાલી શકો છો. બંદગી કરવાનો સમય પણ તમારે ભુલી જવો જોઇએ નહિ. જેથી તમારા સ્વચ્છ શરીરમાં તમારા આત્માને સ્વચ્છ રાખી શકાય."

## મોમ્બાસામાં મુસ્લિમોની કોન્ફરન્સ

જુન મહિનાની તા. ૧૬ મીના દિને પૂર્વ આફ્રિકાના મુસ્લિમ ઇતિહાસમાં પહેલવહેલી મુસ્લિમ પબ્લીક વર્કસની એક પરિષદ મોમ્બાસા ખાતે મુસ્લિમ હોલમાં, હ. ઇમામના પ્રમુખ-સ્થાને મળી હતી. આ પરિષદમાં મુસ્લિમ, અરબ, સોમાલી, સ્વાહિલી તથા આફ્રિકનો માટેની સામાજિક, ધાર્મિક અને સાંસ્કૃતિક આબાદી અને ઉન્નતિ માટેની સંસ્થા સ્થાપવાની ઇચ્છાથી મુસ્લિમ વેલફેર સોસાયટીની સ્થાપના કરતા, સંસ્થાના નવા બંધારણના મુખ્ય હેતુઓ નક્કી કરવામાં આવ્યા હતા. તેઓશ્રીએ આફ્રિકન મુસ્લિમોના ફંડ માટે શીલીંગ ૧૦,૦૦૦ આપવાની ઉદારતા દાખવી હતી.

## ઇસમાઇલી મિશન કોન્ફરન્સ

જુલાઇ મહિનાની તા. ૨૧ મીના દિને દારેસલામ ખાતે હ. ઇમામના પ્રમુખપદે ઇસમાઇલીઓની એક મિશન કોન્ફરન્સ ભરવામાં આવી હતી, જેમા તેઓ નામદારે હાજર રહી આફ્રિકામાં મુંબઇ જેવી "ઇસમાઇલીઆ એસોસિએશન" ની સ્થાપના થવાની જરૂર દર્શાવી હતી.

## દક્ષિણ આફ્રિકાનો પ્રવાસ—હિંદીઓને સમાન હકકો આપવાની ભલામણ

ઓગસ્ટ મહિનાની તા. ૩જી ના હ. ઇમામ સુલતાન મુહમ્મદશાહ અ૦ દારેસલામથી દક્ષિણ આફ્રિકા બાજી રવાના થયા હતા.

તા. ૫મીના રોજે તેઓ નામદારને લોરેન્ઝો માર્કવિસના ટાઉન હોલમાં હિંદીઓ, મુસ્લિમો અને ઇસમાઇલીઓ તરફથી એમ ત્રણ માનપત્રો અર્પણ કરવામાં આવ્યા હતા. જેના જવાબમાં હ. ઇમામે અંગ્રેજો અને પોર્ટુગીઝોના સંબંધનો ઉલ્લેખ કરી, હિંદીઓને સમાન હકકો આપવાની ભલામણ કરી હતી. તેઓશ્રીએ પ્રિટોરિયા, જોહાનિસબર્ગ અને ડરબનની પણ મુલાકાત લીધી હતી.

## ઐતિહાસિક ડાયમંડ જ્યુબિલીની તૈયારીઓ

ઇસ્વી સન ૧૯૩૬ માં હ. ઇમામ સુલતાન મુહમ્મદશાહ અ. ને હિંદના ઇસમાઇલીઓએ હિંદમાં તેમજ ઇસ્વી સન ૧૯૩૭ માં આફ્રિકાવાસી ઇસમાઇલીઓએ આફ્રિકામાં તેઓ નામદારની ઇમામતની ગોલ્ડન જ્યુબિલી પ્રસંગે બે વાર સુવર્ણતુલા વિધિ કરી, પોતાના પવિત્ર ઇમામ પ્રત્યે જાનફિશાની અને વફાદારીનું અમર દ્રષ્ટાંત પેશ કર્યું હતું. આજ ઇસમાઇલીઓએ હ. ઇમામની ઇમામની સાઠ વર્ષની ડાયમંડ જ્યુબિલી ઉજવવાનો ઐતિહાસિક નિર્ણય કર્યો. આ પછી હઝરત ઇમામની હુઝુરમાં નમ્રતાપૂર્વક અરજ રજુ કરવામાં આવતા તેઓ નામદારે પોતાની સંમતિ સાથે ભલી દુઆઓ મોકલી હતી.

દુનિયાની સપાટી ઉપર, દુનિયાની શરૂઆતથી લઇને આજ સુધી એવા કોઇપણ રાજા, મહારાજા, શહેનશાહ કે ધર્મગુરૂની તુલાવિધિ હિરાથી થઇ હોય એવું પ્રમાણ મળી આવતું નથી. પરંતુ ઇસમાઇલીઓએ આવું અજોડ કાર્ય કરવા નિર્ણય લીધો.

## નામદાર પ્રિન્સે "આગાખાન લિજિયન" ની કરેલી સ્થાપના

ઇ. સ. ૧૯૪૦ના ડીસેમ્બર મહિનાની તા. ૧૫ મીના રોજ નામદાર પ્રિન્સ અલીખાન સાહેબે "આગાખાન લિયજિન"ની સ્થાપના કરી હતી અને આ પછી ડાયમંડ જ્યુબિલીની ઉજવણીની આ સંસ્થા હસ્તક તૈયારી થવા લાગી હતી.

### સત્તરમી ઓગસ્ટ

ઇસ્વી સન ૧૯૪૫ના ઓગસ્ટ માસની તા. ૨૨ મીના, આગાખાન લિયજિનના પ્રેસીડન્ટ પરના એક તારના સંદેશામાં હ. ઇમામે સઘળા સભાસદોને આશિર્વાદો ફરમાવી જણાવ્યું હતું કે "૧૭ મી ઓગસ્ટ ૧૯૪૫નો દિવસ ડાયમંડ જ્યુબિલીના વાર્ષિક દિવસની યાદગીરી તરીકે ગણવો જોઇએ અને ઉજવણીના દિવસ તરીકે નહિ. જ્યારે તે ઉજવાય ત્યારે સઘળાઓએ આ યાદ રાખવું જોઇએ."

## તુલાવિધિ માટેના તથા યાદગીરીના મુબારક હિરા

હિરક મહોત્સવની ઉજવણી માટે જે સર્વ પ્રકારની તડામાર તૈયારીઓ થઇ રહી હતી તેજ પ્રમાણે એ મહાન અવસર માટે હિરાઓ હિંદ ખાતે સમયસર આવી પહોંચે એવી રીતની દરેક કોશિષો આગાખાન લિજિયનની એક્ઝેક્યુટિવ કમિટી તરફથી કરવામાં આવી હતી. આ હિરાઓ ડાયમંડ સીન્ડીકેટ મારફતે બ્રિટીશ અને હિંદી સરકારની ભલામણથી મેળવવામાં આવ્યા હતા અને તે પારદર્શક "બુલેટ પ્રુફ" પ્લાસ્ટીક દાબડાઓમાં, ખાસ રોકવામાં આવેલા વિમાન મારફતે પુરેપુરી તકેદારીથી મુંબઇ આવી પહોંચ્યા હતા. કાચા હિરાઓ સાથે તુલાવિધીમાં ૩૦ લાખ રૂપીયાના પહેલ પાડેલા હિરાઓ પણ વાપરવામાં આવ્યા હતા. આ હિરા કોમના સભાસદોએ ખરીદ કરી "જ્યુબિલી સુવેનીર" (યાદગીરી) ના હિરા તરીકે પોતા પાસે રાખ્યા હતા.

હિરક મહોત્સવ એ વિશ્વની વિખ્યાત વિરલ વિભુતિ અને રૂહાની રહેબર પ્રત્યેના તેઓ નામદારના અનુયાયીઓના અનહદ પ્રેમ, ભકિતભાવ અને પુજ્યભાવની લાગણીના એક અદના

ચિન્હ રૂપેજ હતો. હિરક મહોત્સવ માટે જે નાણા એકઠા કરવામાં આવ્યા હતા તે કોમના હિતના કાર્યમાં ખર્ચવા માટે ઉજવણીથી કેટલાક સમય અગાઉ તેઓ નામદારે પાછા સુપરત કરવાનો નિર્ણય કર્યો હતો.

## હ૦ ઇમામનું હિંદમાં શુભાગમન

નવેમ્બરની તા. ૮મી ને ગુરૂવારના સાંજના હ. ઇમામ સુલતાન મુહમ્મદશાહ અ. એ નામદાર માતા સલામત ઉમ્મે હબીબા સાથે કેરોથી કરાંચી ખાતે મુબારક પધરામણી કરી હતી. પાંચ વર્ષ જેટલા લાંબા ગાળા પછી થયેલ પધરામણીથી સમસ્ત હિંદના ઇસમાઇલીઓમાં પાર વાર આનંદ છવાઇ ગયો હતો. તેઓ નામદાર તા. ૯મીના શુક્રવારના કલકતા તરફ રવાના થયા હતા.

## હ૦ ઇમામે રાજકારણમાં ઉપર દર્શાવેલા વિચારો

એસોસિએટેડ પ્રેસ ઓફ ઇન્ડીયાના પ્રતિનિધિને ઇન્ટરવ્યુ આપતા હઝરત ઇમામે જણાવ્યું હતું કે, "પેલેસ્ટાઇનના કોયડાનો ગમે તે સ્વરૂપે ઉકેલ કરવામાં આવશે, પણ વિશાળ અરબી ભાષા સમજનારા રાષ્ટ્ર અને બુધ્ધિમાન યહુદી લોકોમાં ભવિષ્ય માટે મોટા કોયડાઓ ઉભા કરશે." દક્ષિણ પૂર્વ એશિયામાં અને ખાસ કરીને જાવામાં જે બનાવો બનવા પામ્યા હતા તેના માટે તેઓ નામદારે ખેદ પ્રદર્શિત કરતા જણાવ્યું હતું કે "બહાદુર ઇન્ડોનેશિયન તરફ મારી દરેક સહાનુભુતિ છે અને હોલેન્ડ પાસેથી ઓછામાં ઓછું સાંસ્થાનિક સ્વરાજ્ય મેળવવાને તેઓ ખચીત લાયક છે."

નવેમ્બરની તા. ૧૧ મીના રોજે હઝરત ઇમામ સુલતાન મુહમ્મદશાહ અ. નામદાર બેગમ સાહેબા સાથે કલકત્તાથી દાર્જિલીંગ ખાતે સિધાવ્યા હતા. તેઓ નામદારે માઉન્ટ એવરેસ્ટના અદભુત રમણીય દૃષ્યો અને "ઓબઝરવેટરી હીલ" ઉપર આથમતા સુર્ય (સનસેટ) ને જોયા હતા.

બીજે દિવસે હ. ઇમામ અને નામદાર બેગમ સાહેબા "નેચરલ હિસ્ટ્રી મ્યુઝીયમ"ની મુલાકાતે ગયા હતા, જ્યાંથી "લામા મોનેસ્ટ્રી" (લામાઓના મઠ) માં પધારી તેઓને મુલાકાતનું માન આપ્યું હતું, જ્યાં લામા અને તેના સાધુઓએ તેઓ નામદારને ભારે આવકાર આપ્યો હતો અને ધાર્મિક દુઆ ગુજારી હતી.

દાર્જિલીંગની અન્જુમને ઇસ્લામ તરફથી બંધાનારી ન્યુ મુસ્લિમ સેનેટોરિયમનો હઝરત ઇમામના મુબારક હાથે પાયો નાખવાની ક્રિયા કરવામાં આવી હતી. તેઓ નામદારે સેનેટોરિયમ માટે રૂા. ૫,૦૦૦ (પાંચ હજાર) ભેટ આપ્યા હતા.

## આગાખાન લિજિયનની સેન્ટ્રલ કમિટીની ભવ્ય વાર્ષિક સભા

ડિસેમ્બરની તા. ૨૯ મીના ૩ વાગે "આગાખાન લિજિયન"ની સેન્ટ્રલ કમિટીની ઐતિહાસિક સભા, આગા હોલના વિશાળ ચોગાનમાં મળી હતી. આ પ્રસંગે હઝરત ઇમામે સેશન ખુલ્લી મુકતા જણાવ્યું હતું કે:

"તમે જાણુતા હશો કે આજે પળે પળે માનવીનું જીવન અને જગત પલટાતા જાય છે, દરેક વસ્તુ બદલાતી રહે છે, જેમા ખરી દોરવણી હાઝર ઇમામજ આપી શકે. ઇસમાઇલીઓ પાસે દોરવણી માટે કોઇ લખેલું પુસ્તક નથી પણ "હયાત ઇમામ" છે."

"અમારી ઇમામતની ગાદીનશીનને ૬૦ વર્ષ પુરા થાય છે, તેનો આ અપૂર્વ પ્રસંગ છે, સમસ્ત જગતનો આ અજોડ પ્રસંગ છે, આખી દુનિયાની તવારીખમાં આવો પ્રસંગ કદી બન્યો નથી. નાની કોમ આવું મોટું કામ પુરૂં કરે અને પોતાના "હાઝર ઇમામ"ની બે વખત તુલા. વિધિ કરે, એ આશ્ચર્યજનક અદ્ભુત બાબત છે. આ કામથી આખી દુનિયામાં તમારી કિર્તી પ્રસરી જશે. જાતી સ્વમાનની વૃધ્ધિ થવા પામશે."

## હ૦ ઈમામનો ઇન્ટરવ્યુ

હ. ઇમામ સુલતાન મુહમ્મદશાહ અ. એ એસોસીએટેડ પ્રેસ ઓફ ઇન્ડીઆના પ્રતિનિધિને ખાસ મુલાકાત દરમ્યાન જણાવ્યું કે :—

"મારા હિંદ અને આફ્રિકા ખાતેના મુરીદોએ આ અપૂર્વ રીતે પોતાની વફાદારી બતાવ. વાનો નિર્ણય કર્યો છે એથી હું ખુશી થાઉં છું. મને વધારે તો એ ખુશી થાય છે કે ઇસમાઇ. લીઓ એક કોમ તરીકે કંઇક નવું ઘડતર કરી રહયા છે. આફ્રિકામાં તેઓ હિરાઓમાંથી ઉપજ. નારા પંદર લાખ પાઉન્ડ તથા બીજી ભેટોમાંથી ઇન્વેસ્ટમેન્ટ ટ્રસ્ટ રચવાના છે. હિંદમા એક કરોડની રકમ સાથે તેને "ઇન્ડસ્ટ્રીયલ ટ્રસ્ટ" અથવા ઇન્વેસ્ટમેન્ટ ટ્રસ્ટ" નામ આપનાર છે. આમા નવીનતા એ છે કે મોટો ભાગ શેર હોલ્ડરોના ખીસામાં નહિ જતા ઇસમાઇલીઓના ઉધ્ધાર માટે વપરાશે. જો એક કોમ આ કરી શકે તો બીજી કોમો પણ તેના પગલે ચાલશે અને જો તે સફળ થાય તો હિંદુઓ તથા મુસ્લિમો બન્ને કોમો માટે એક નવીજ પધ્ધતિ શરૂ થાય. આને હું વેપારી કોમી સખાવત કહું છું."

## હ૦ ઇમામના ખુશી અને લાગણીભર્યા યાદગાર ઉદ્ગારો

ફેબ્રુઆરી તા. ૨૮ મીના દિને હઝરત ઇમામ સુલતાન મુહમ્મદશાહ અ૦ હસનાબાદ ખાતે પધાર્યા હતા. નામદાર પ્રિન્સ અલીખાન, નામદાર બેગમ સાહેબા અને નામદાર શાહઝાદા સદરૂદીન પણ પધાર્યા હતા. આ પ્રસંગે તેઓ નામદારે અતિ મહત્વનું ફરમાન કરતા જણાવ્યું :—

"અમારી આખી જીંદગીમાં અમે એટલા કદી ખુશી થયા નથી કે જેટલા આ મોકા ઉપર થયા છીએ. અમારા આખા જીવનમાં આવો બીજો પ્રસંગ આવેલ નથી. અમારી ૬૦ વર્ષની ઇમામતના સમય દરમ્યાન આવો મહાન પ્રસંગ આવેલ નથી. આ પ્રસંગ મને ભારે સુખ આપનારો અને ખુશી ઉપજાવનારો છે. આ પ્રસંગથી તમે તમારા ઇમામને જગતમાં આશકારા કરો છો અને ઇમામ તરફની તમારી વફાદારી અને મહોબ્બતનો પુરાવો તમે આપ્યો છે. આવા અનોખા અને અજોડ પ્રસંગ માટે જમા થયેલી રકમ તમે જાણીને ખુશી થશો અને મને જણા. વતા હર્ષ થાય છે અને મગરૂરી ઉપજે છે કે તમે એ રકમ ૭૩ લાખની કરી છે. બુધ્ધિમાન ઇસ્લામી આગેવાનો આવું ફંડ કરે એનો તમે દાખલો પુરો પાડયો છે. તમે એ રકમનો કોમની ઉન્નતિ અને કેળવણી માટે ખર્ચ કરો. મદદ માટે રકમ ખર્ચવાનું મને પસંદ નથી, કારણ કે તેથી સુસ્તી અને ગરીબી આવે છે. એવી મદદ આપવાથી તો ઇસ્લામીઓમાં ગરીબી મોટા પ્રમા. ણમાં છે, માટે એ રકમ કેળવણી પાછળ કે જેમા હું ભારે રસ લઉં છું તેમા ખર્ચજો."

## અલીગઢ મુસ્લિમ યુનિવર્સિટિ તરફનું આનપત્ર

માર્ચ માસની તા. ૯ મીના દિને મુંબઇના સર કાવસજી જહાંગીર હોલમાં, અલીગઢ

મુસ્લિમ યુનિવર્સિટિના કોર્ટના સભાસદો તરફથી હઝરત ઇમામને માનપત્ર અર્પણ કરવામાં આવ્યું હતું.

હઝરત ઇમામે માનપત્રના જવાબમાં જણાવ્યું કે :—"ભવિષ્યની દુનિયાનો આધાર સાયન્સ વિજ્ઞાન ઉપર રહેવાનો છે. વિજ્ઞાનની શકયતાની કશી સીમા કે મર્યાદા હોઇ શકતી નથી. મુસ્લિમો પોતાના યુગમાં વિજ્ઞાનમાં આગળ વધેલા હતા. આજે તેઓ પછાત પડી ગયા છે. તેઓને આજે એક મહાન રીસર્ચ ઇન્સ્ટીટયુટની જરૂરત છે. આવી ઇન્સ્ટીટયુટ કરાચીમાં હોય તો અમે વધારે પસંદ કરીશું. કારણ કે તે હિંદની પશ્ચિમ સરહદ પરના મુસ્લિમ દેશોનો તેના વડે હંમેશા સમાગમ રહી શકશે. દક્ષિણ ઇરાન, પૂર્વ આફ્રિકા, અફઘાનિસ્તાન, અને બલુચિસ્તાનમાં વસતા લોકો માટે તે લાભકારક થઇ પડશે. આ ભુમિ વિસ્તારોના કુદરતી સાધનો તે માટે મિરાસ સમાન થઇ પડશે."

# હિરક મહોત્સવ સપ્તાહ

## રોશનીથી જગમગી રહેલા ઇસમાઇલીઓના લતાઓ

હઝરત ઇમામ સુલતાન મુહમ્મદશાહ અ.ની ડાયમંડ જયુબિલીનો તા. ૫ મી માર્ચથી તા. ૧૧ મી સુધી ભારે ધામધુમ સાથે "હિરક મહોત્સવ સપ્તાહ" ઉજવવામાં આવ્યો હતો. પ્રદર્શનો, રોશની, આતશબાજી અને શાનદાર ગંજાવર સરઘસના આકર્ષક પ્રોગ્રામો અને કાર્યક્રમોનો સમાવેશ થતો હતો.

મુંબઇમાં થયેલી સુંદર અને ભભુકાદાર રોશની નિહાળવા અઠવાડીયા સુધી માત્ર મુંબઇ તથા પરદેશથી હિરક મહોત્સવ નિમિતે પધારેલા હજારો પરોણાઓજ નહિ પણ મુંબઇની પચરંગી કોમોના લોકો ઘણી મોટી સંખ્યામાં ઉતરી પડયા હતા.

હિરક મહોત્સવની રોશની હ. ઇમામ, નામદાર બેગમ સાહેબા, નામદાર પ્રિન્સ અલીખાન અને નામદાર પ્રિન્સ સદરૂદ્દીને પણ નિહાળી હતી. ડાયમંડ જયુબિલીની આ ભભુકાદાર રોશની અને ઝાકઝમાળ મુંબઇના ઇતિહાસમાં પોતાની અજોડતા અને ગૌરવના સંભારણા પાછળ મુકતી ગઇ છે અને વર્ષો સુધી તે મુંબઇની પચરંગી પ્રજાઓના સ્મરણમાં તાજી રહેશે.

માર્ચની તા. ૮મીને શુક્રવારના દિને બપોરના મુંબઇ મઝગામ ઉપર આવેલ નેસ્બીટ રોડ ઉપરની "આગા હોલ" વાડીથી ડાયમંડ જયુબિલીનું ભવ્ય સરઘસ કાઢવામાં આવ્યું હતું. આ સરઘસ ડાયમંડ જયુબિલીના કાર્યક્રમના એક ભાગ રૂપેજ હતું. આ સરઘસના દેખાવોની સામગ્રી ખુબજ આકર્ષક બનાવવા અર્થે કેટલાક વખતથી તૈયારીઓ કરવામાં આવી હતી અને તેમા દ્રવ્ય અને શ્રમની મણા રાખવામાં આવી નહોતી. આ સરઘસ વાડીમાંથી બહાર પડીને, નુરબાગ મઝગામને રસ્તે આગળ વધ્યું હતું અને ત્યાંથી ડુંગરી ભીમપુરામાં દાખલ થયું હતું. ત્યાંથી પાલખી મહોલ્લા, કરીમાબાદ, મહમદઅલી રોડ વિગેરે ફરીને ક્રોસના મેદાનમાં (બોરીબંદર પાસે) વિખરાયું હતું. સરઘસની રચના અત્યંત આકર્ષક હતી.

આ સરઘસે ચાર માઇલ જેટલો લાંબો વિસ્તાર પસાર કર્યો હતો અને સરઘસ એક માઇલ જેટલું લાંબુ હતું આ સરઘસને ફરતા બરાબર પાંચ કલાક લાગ્યા હતા. હ. ઇમામે તથા તેઓશ્રીના



હિંદ ખાતે થયેલી પ્લેટીનમ જ્યુબિલીની ઉજવણી પણ પ્રતીક ઉજવણીજ હતી. હ. ઇમામ સુલતાન મુહમ્મદશાહ અ. સ. દુન્યવી રીતે નાદુરસ્ત તબિયતના કારણે હિંદ પધારી શકયા નહોતા અને ના. પ્રિન્સ અલીખાન સાહેબ હ. ઇમામ વતી પધાર્યા હતા. મુંબઇ ખાતે તા. ૧૫-૨-૧૯૫૭ ના થયેલી પ્રતીક ઉજવણી પ્રસંગે ના. પ્રિન્સ સાહેબ પ્લેટીનમતું પ્રતીક સ્વીકારી રહ્યા છે.

હિંદના જુદા જુદા કેન્દ્રોમાં આજ પ્રમાણે ઉજવણી થઈ હતી. ના. પ્રિન્સ સાહેબની એ સમયની હિંદની એ પધરામણી એ છેલ્લી પધરામણી હતી.

## હઝરત ઇમામ સુલતાન મુહમ્મદશાહ અ. સ. નો મકબરો.



હઝરત ઇમામ સુલતાન મુહમ્મદશાહ અ.સ.ના આસવાન ખાતે, નાઇલ નદીના કિનારે આવેલા મકબરાનું દ્રશ્ય.

કુટુંબીઓએ "રમોલ કોઝિઝ" કોર્ટની ગલેરીમાંથી તેનું નિરિક્ષણ કર્યું હતું. ડાયમંડ જયુબિલીની ઉજવણીમાં આ સરઘસ ખુબજ પ્રશંસા પામ્યું હતું.

માર્ચની તા. ૯ મીના ચોપાટીના દરિયા કિનારે આતશબાજીનો કાર્યક્રમ ગોઠવવામાં આવ્યો હતો. મુંબઇની આશરે ત્રણ લાખની કોસ્મોપોલિટન મેદની એકઠી થઇ હતી.

હઝરત ઇમામ અને તેઓશ્રીના કુટુંબે "હેન્ગીંગ ગાર્ડન" પરના કોઠામાંથી આ આતશબાજીનો ભવ્ય કાર્યક્રમ નિહાળ્યો હતો.

## મુંબઇમાં એકઠા થયેલા એક લાખ ઇસ્માઇલીઓ.

હ. ઇમામ શાહ સુલતાન મુહમ્મદશાહ અ. ની ૬૦ વર્ષની ઇમામતની હિરક તુલાવિધિ ઇસ્વી સન ૧૯૪૬ના માર્ચ મહિનાની તા. ૧૦મી ના દિને મુંબઇમાં ચર્ચગેટ સ્ટેશન પાસે આવેલા "બ્રેબોર્ન સ્ટેડીયમ"માં કરવામાં આવી હતી. આ પ્રસંગે એક લાખથી પણ વધુ ઇસ્માઇલીઓ એકઠા થયા હતા.

દુનિયાએ કદી ન જોયેલ, ન અનુભવેલ કે સાંભળેલ એવો એક અનોખો, અનુપમ અને જીવનમાં સદા યાદગાર રહી જનારો આ મહાન શુભ દિવસ અતિ ઘણો મહત્વનો, અતિ ઘણો ખુશીનો હતો.

પરોણાઓમા રાજા-મહારાજાઓ અને અગ્રણ્ય નામાંકિત લોકોએ પણ મોટી સંખ્યામાં હાજરી આપી હતી.

આ ઐતિહાસિક સમારંભમાં ભાગ લેવા માટે દુર દેશાવરોથી પણ ઘણા નામાંકિત પરોણાઓ આવી પહોંચ્યા હતા. ઇરાક, ઇરાન, મધ્ય એશિયા, બરમા, માડાગાસ્કર, સિલોન ઉપરાંત આફ્રિકા તથા સમસ્ત હિંદુસ્તાનના જુદા જુદા ભાગોના હજારો ઇસમાઇલી ભાઇઓ અને બહેનો હાજર રહ્યા હતા. મહાન મહેમાનોનું સ્વાગત ના. પ્રિન્સ અલીખાન સાહેબે કર્યું હતું તેમજ તમામ વ્યવસ્થા ઉપર દેખરેખ પણ રાખી હતી.

આ અજોડ અવસરે નામાંકિત વ્યકિતઓ તરફથી હ. ઇમામ પર મોટા પ્રમાણમાં સંદેશાઓ આવ્યા હતા, જેમાં તે સમયના હિંદના વાઇસરોય લોર્ડ વેવલ. હિંદના રાષ્ટ્રપિતા મહાત્મા ગાંધીજી, મિસરના શાહ ફારૂક, ઇરાનના શાહ, ઇરાકના રિજંટ અને સીરીયાના પ્રજાસત્તાકના પ્રેસીડન્ટ તરફના સંદેશાઓ મુખ્ય હતા.

તુલાવિધિ માટે એક કાષ્ટનો સાદો છતા સોહમણો વ્યાસપીઠ ગોઠવવામાં આવ્યો હતો, જેના ઉપર આધુનિક કાંટો જોડાયેલો હતો. આ કાંટો અને વ્યાસપીઠ ખાસ તુલાવિધિ માટે બનાવવામાં આવ્યા હતા અને તેની પાછળ રૂા. ૪૦,૦૦૦નો ખર્ચ થયો હતો. તેઓ નામદાર એ સોહામણા વ્યાસપીઠ ઉપર ગોઠવવામાં આવેલ એક ફરતી સુંદર ખુરશી પર બિરાજ્યા હતા. તેઓ નામદારનું કુલ વજન ૨૪૩ાા રતલ થયું હતું જેની કિંમત ૩,૪૦,૦૦૦ (પાઉન્ડ) થઇ હતી.

## હ૦ ઇમામનું વિવેચન.

તુલાવિધિનો કાયક્રમ પૂર્ણ થયા પછી હ. ઇમામને નામદાર પ્રિન્સ અલીખાન સાહેબે નમન કર્યું હતું. હ. ઇમામે વિવેચન કરતા જણાવ્યું હતું કે: "સૌથી પહેલા મારા રુહાની બચ્ચાંઓને મારા ઉત્તમમાં ઉત્તમ દુઆ આશિશો સાથે ધન્યવાદ આપું છું. આ સમારંભને સફળ બનાવવા માટે ડાયમંડ જ્યુબિલી સેલીબ્રેશન કમિટિને સહકાર આપવા માટે નામદાર વાઇસરોય, મુંબઇની ના. સરકાર,, પોલીસ સતાવાળાઓ, ચાર્ટર્ડ બેન્ક ઓફ ઇન્ડીયાના મેનેજર, અને ડાયમંડ સીન્ડીકેટનો હું આભાર માનું છું. તેમજ સંદેશાઓ મોકલવા માટે નામદાર વાઇસરોય, દેશી રાજ્ય-કર્તાઓ ગાંધીજી તથા બીજા મિત્રોનો પણ આભાર માનું છુ., મિસરના નામદાર રિજન્ટ અબ્દુ-લ્લાહ ઇલાહ, સીરીયાના પ્રજાસતાકના પ્રેસીડેન્ટ અને ઇરાનના ના. શાહનો પણ સ્નેહાળ સંદેશા-ઓ મોકલવા માટે હું અંતઃકરણપૂર્વક આભાર માનું છું અને તેઓની સ્નેહભરી ઊંડી લાગણીઓની હું ઉંડી કદર બુજું છું.

'આ મહોત્સવમાં ભાગ લેતા નામદાર રાજા મહારાજાઓને તેમજ અન્ય સંભવિત પરો-ણાઓને કોઇપણ જાતની અગવડ ભોગવવી પડી હોય તો તે માટે હું મારા પોતા તરફથી તેમજ ઇસમાઇલી કોમ તરફથી દરગુજર ચાહુ છું. આજ મહિનાઓ થયા લિજિયનના સભાસદો આ કામને સફળ બનાવવા રાતદહાડો રોકાઇ ગયા હતા અને તેઓએ તેમજ વોલન્ટીયરોએ જે મોટો શ્રમ ઉઠાવ્યો છે, તેની પણ કદર કરું છું. આ પ્રસંગે અંતમાં હું મારા રુહાની બચ્ચાઓને દુઆઆ-શિશો ફરમાવું છું."

## હ૦ ઇમામની મુંબઇથી વિદાય

દુનિયાને અજાયબીમાં ગરકાવ કરી નાખનારો ઇતિહાસમાં અજોડ એવો ડાયમંડ જ્યુબિ-લીનો મહાન ઉત્સવ સફળતાપૂર્વક પુરો કરી, હ૦ ઇમામ, નામદાર બેગમ સાહેબા અને નામદાર પ્રિન્સ સદરૂદીન સાથે માર્ચની તા. ૧૧ મીને સોમવારના દિને દિલ્હી તરફ સિધાવી ગયા હતા. તેઓ નામદારે નામદાર પ્રિન્સ સાહેબ સાથે ઇસમાઇલી જમાતોને દુઆઆશિશો ફરમાવ્યા હતા.

આ ઇતિહાસિક અનોખા અવસરે, દેશપરદેશના અંગ્રેજી, ગુજરાતી અને ઉર્દુ વર્તમાન પત્રોએ પણ ઘણો રસ લીધો હતો.

માર્ચ મહિનાની તા. ૧૨ મીના દિને, દક્ષિણ આફ્રિકાના હિંદી પ્રતિનિધિઓની આગેવાની હ. ઇમામે સ્વીકારી હિંદના વાયસરોય લોર્ડ વેવલની મુલાકાત દિલ્હી ખાતે લીધી હતી. આ પ્રતિ-નિધિ મંડળ સાથે જાણીતા રાજદ્વારીઓ જોડાયા હતા.

## આફ્રિકામાં ડાયમંડ જ્યુબિલી માટેનો ઉત્સાહ.

ઇ. સ. ૧૯૪૬ના માર્ચ મહિનાની તા. ૧૦મી ના મુબારક દિવસે હિંદની બલ્કે એશિયા ખંડની ઇસમાઇલી આલમે હ. ઇમામ શાહ સુલતાન મુહમ્મદશાહ અ. ની ઇમામતની ડાયમંડ જ્યુબિલીનો મહોત્સવ ઉજવ્યા પછી દુનિયાનો એક બીજો ખંડ કે જ્યાં ઇસમાઇલી ઇમામોએ પોતાનો અનુપમ વાવટો ગૌરવ સાથે વર્ષો સુધી ફરકાવ્યો હતો, એ આફ્રિકા ખંડમાં આ અવસર ઓગસ્ટ માસની તા. ૧૦મી ના શુભ દિને અપૂર્વ રીતે ઉજવવાની તૈયારીઓ થવા લાગી હતી.

# આફ્રિકા—દારેસ્સલામ ખાતે ઉજવાયેલો ઇતિહાસિક હિરક મહોત્સવ.

હ. ઇમામે નામદાર બેગમ સાથે કમ્પાલા અને કિસુમુ થઇને નાઇરોબી ખાતે મુબારક પધ-રામણી કરી હતી. સર્વ સ્થળોએ તેઓ નામદારનું અપૂર્વ સન્માન થયું હતું.

હ. ઇમામની હિરક તુલાવિધિ ટાંગાનીકાના પાટનગર દારેસ્સલામ ખાતે કરવા માટેનો સત્તાવાર નિર્ણય થયો હતો.

ઓગસ્ટ મહિનાની તા. ૬ઠ્ઠી થી ડાયમંડ જ્યુબિલીના મહોત્સવના ભવ્ય કાર્યક્રમનો આરંભ થયો હતો. એ દિને ભવ્ય દરબાર પણ ભરવામાં આવ્યો હતો. તા. ૭ મીના દારેસલામના આગા-ખાન કલબમાં એક ભવ્ય સમ્મેલનમાં આફ્રિકાની ઇસમાઇલી કોમના બંધારણને લગતા કાયદા કાનુનો જમાત સમક્ષ પસાર કરવામાં આવ્યા હતા. જ્યારે તા ૮ મીના સાંજે ૫ કલાકે જમાત-ખાનામાંથી હિરક મહોત્સવનું ગંજાવર અને શાનદાર સરઘસ નીકળ્યું હતું.

ઓગસ્ટ મહિનાની તા. ૯મીના સમસ્ત આફ્રિકાના વોલન્ટીયરો, સ્કાઉટસો, ગર્લ્સ ગાઇડસોની એક ભવ્ય સયુંકત રેલી થઇ હતી.

હ. ઇમામ સુલતાન મુહમ્મદશાહ અ૦ ની ૬૦ વરસની ઇમામતની હિરક તુલાવિધિ આફ્રિકા ખાતે "આગાખાન જ્યુબિલી પાર્ક" માં, ઇ. સ. ૧૯૪૬ ના ઓગસ્ટ માસની તા. ૧૦ મીના શુભ દિને પૂર્ણ ઉત્સાહ અને આનંદ વચ્ચે કરવામાં આવી હતી. આ અજોડ અવસરે કોમ પર કોમની મળીને સીંતેર હજારની લોકમેદનીએ ભાગ લીધો હતો.

નામદાર પ્રિન્સ અલીખાન સાહેબ અને શાહઝાદા સદરૂદીન પણ હાજર હતા.

ટાંગાનિકાના નામદાર ગવરનર, કેન્યાના નામદાર ગવરનર, યુગાન્ડાના નામદાર ગવરનર, માડાગાસ્કારના નામદાર ગવરનર જનરલ, જંગબારના નામદાર સુલતાનના પ્રતિનિધિ તરીકે પ્રિન્સ અબ્દુલ્લાહ, સંસ્થાન ખાતાના પ્રધાન મી. એ. ક્રિય જોન્સ એમ. પી; જંગબારના માજી બ્રિટીશ રેસીડન્ટ સર ગાય પીલીંગ, ઉપરાંત ફ્રાન્સ, બેલ્જીયમ, પોર્ટુગલ અને હિંદી સરકારના પ્રતિનિધિઓ હાજર રહયા હતા.

આ મહાન શુભ પ્રસંગને અંગે તેઓ નામદારને સંખ્યાબંધ મુબારકીઓના સંદેશાઓ મળ્યા હતા જેમાં મિસરના નામદાર સુલતાન ફારૂક અને રાણી ફરીદા, મિસરના રાજકુમાર પ્રિન્સ મહેમુદ, ગ્રેટબ્રિટનના વડા પ્રધાન મી. કલેમેન્ટ એટલી અને મીસીસ એટલી અને દક્ષિણ આફ્રિકાના વડા પ્રધાન ફિલ્ડ માર્શલ સ્મટસના સંદેશાઓ મુખ્ય હતા.

હિરક તુલાવિધિમાં તેઓ નામદારનું વજન ૨૪૩ રતલ થયું હતું. જેની કિંમત પાઉંડ ૧,૫૦,૦૦૦ જેટલી થઇ હતી.

## હ૦ ઈમામનું યાદગાર પ્રવચન

હ૦ ઇમામ સુલતાન મુહમ્મદશાહ અ. એ આ ઐતિહાસિક અવસરે પ્રવચન કરતા ફરમાવ્યું :

"સાઠ વર્ષ પછી મારા નિકટના કદાચ કુટુંબપ્રેમ અને સંબંધથી પણ વધારે નિકટના સંબંધ માટે હું અંતઃકરણપૂર્વક મારા સઘળા રૂહાની બચ્ચાંઓને અત્યંત પ્રેમ સહિત, ધન્યવાદ આપું છું અને દુઆઆશિષો ફરમાવું છું. આફ્રિકાની આ ગૌરવશીલ ઉજવણી માટે હું મારા રૂહાની બચ્ચાંઓને ધન્યવાદ આપું અને દુઆઆશિષો ફરમાવું છું. હું હમણા એક ટુકું વાકય કહું છું—"પિતા તરીકેના દુઆઆશિષો, પ્યાર અને હંમેશના વહાલ" જો આ ઉજવણીઓને ગૌરવશીલતા તરીકે નિહાળવામાં આવે અથવા મારી ૬૦ વર્ષની ઇમામતની શુક્રગુજારી કહેવામાં આવે તો ૫૦,૦૦૦ જેટલા લોકોએ જે ભારે અગવડતા ખમીને ખર્ચ કર્યો છે અને સ્વભોગ આપ્યો છે તેનું મુલ્ય આંકી શકાય નહિ.

"મારા રૂહાની બચ્ચાઓ માટે, આર્થિક ક્ષેત્રમાં જે મૂળગત પરિવર્તન આણવા માટે જેની ઓછામાં ઓછી દશ વર્ષથી હું રાહ જોઇ રહયો હતો તેની આ ઉજવણીએ મને તક આપી છે. છેલ્લા દશ વર્ષથી મને એમ લાગ્યા કરતું હતું કે જીવન પધ્ધતિઓને તેના પ્રત્યેક જડ સ્વરૂપમાં જો વળગી રહેવામાં આવે તો સઘળા ઇસમાઇલીઓ અનિવાર્ય રીતે પીછેહઠના પ્રવાહ ભણી દોરવાઇ જાય. બહુમતી માટે જીંદગીનું હિત શેમાં હતું અને હજું શેમાં છે, એની વિચારણા થવી ઘટે છે. વ્યકિતગત પ્રયાસને હું હંમેશા 'મનુષ્યથી-મનુષ્યની અને દરેક સમાજથી અલગ કહેતો આવ્યો છું. દુકાનદારી, એજન્સી અને વ્યાપાર રોજગાર એ બધું ભુતકાળમાં ઠીક હતું. પણ જો તેને ભવિષ્યમાં પણ ગુલામીથી અનુસરવામાં આવે તો, તે તેઓને જોઇએ એ કરતા વધુ હરિફાઇ, કંગાલિયત અને સહાસ ખેડવા માટે જોઇતી મુડીની અછત કે જેને હું કાયદેસરનો સટ્ટો કહું છું તેની તરફ દોરવી લઇ જશે.

### આર્થિક પરિષદ.

મારા વિચારોને અનુસરીને આફ્રિકાની જુદી જુદી સમિતિઓ કાર્ય કરે અને હું આફ્રિકા આવું ત્યારે કોમમાં હસ્તી ધરાવનારી બુધ્ધિશાળી વ્યકતિઓ અને આગેવાન લોકોની એક આર્થિક પરિષદ બોલાવું, જેઓ વિશાળ દ્રષ્ટિબિંદુથી આવશ્યક પરિવર્તન આણી શકે અને એ માટે પ્રય. ત્ન કરી શકે એવી મારી ઇચ્છા હતી આવી આર્થિક પરિષદ નઇરોબીમાં મળી હતી અને ઠરાવો પસાર કર્યા હતા. જેને સાધારણ સુધારા વધારા સાથે આપણે આજે બપોરે એક બીજા મહાન પગલા તરીકે આગળ લઇ ગયા છીએ. ટાંગાનીકાની સરકારની સહાયતા સાથે દશ લાખ પાઉંડની મુડીથી-જે ઘણી જ ઝડપથી ભરાઇ ગયા હતા, આપણે દારેસલામ ખાતે એક ડાયમંડ જ્યુબિલી ટ્રસ્ટ સ્થાપ્યું હતું.

### બિન શરતી ભેટ.

"દરેક જણ જાણે છે કે આ હિરાઓના નાણા આ અવસરે મને બિન શરતે અર્પણ કર. વામાં આવ્યા છે. હું એ નાણાને મારા પોતાના માટે રાખવાની ઇચ્છા ધરાવતો નથી, પરંતુ મારા

રેહાની બાબતો માટે જે વસ્તુ હું ઉત્તમ માનું છું, તેમાં એ ખર્ચવાનો છું. હું તેનો ઉત્તમમાં ઉત્તમ ઉપયોગ કરી શકું એવી રીતે, ઉજવણીનો ખર્ચ—આ શબ્દના વિશાળ અર્થમાં—બાદ કરતાં, બાકી રકમ ડાયમંડ જ્યુબિલી ટ્રસ્ટને કેવળ ભેટ તરીકે આપવાનો નિર્ણય લાંબી વિચારણા પછી મેં કર્યો છે."

## તિરસ્કાર અને ભય.

તેઓ નામદારે બિલ્ડીંગ સોસાયટીઓ, ડેન્ટલ અને મેડિકલ રાહત અને શિક્ષણના પ્રશ્નનો ઉલ્લેખ કર્યા પછી જણાવ્યું હતું કે "જો મને કહેવામાં આવે તો હું અહિંના રહેવાસીઓને પછી તે ગમે તે જાતી, રંગ કે ધર્મના હોય, હું સામાન્ય સલાહનો એક વધુ શબ્દ કહેવાની ઇચ્છા રાખું છું. સંઘર્ષણનાં કારણોનો મને અનુભવ મળ્યો છે. હું સાત વર્ષ સુધી હથિયારબંધી પરિષદ અને રાષ્ટ્રસંઘનો કાર્યશીલ સભાસદ હતો. તે શા માટે નિષ્ફળ ગઇ? માત્ર તિરસ્કારનાજ કારણે એને નિષ્ફળતા વરી હતી. હજુ સુધી પ્રજાઓ અરસપરસમાં શા માટે તિરસ્કારની લાગણી ધરાવે છે? ભયને અંગે. જ્યાં ભય હોય છે ત્યાં પ્રેમ હોતો નથી. જો બારણા બંધ કરવામાં આવ્યા હોય તો પણ તિરસ્કાર બારી વાટે સરળતાથી પ્રવેશી શકે છે.

"હું તમો આફ્રિકનો, યુરોપિયનો, હિંદીઓ અને સઘળાઓને એક બીજાથી ભય નહિ પામવાની અપીલ કરું છું. એક સાથે મળીને આપણે કાર્ય કરવું જોઇએ. આ દેશ પુરતો વિશાળ છે, જેની જુમી ભાગ્યેજ ખેડવામાં આવી છે. ચીન, હિંદ અને યુરોપના પ્રમાણમાં અત્રે ઘણી નાની વસ્તી છે. ઓછામાં ઓછા એક સૈકા સુધી આપણે જીંદગી ટકાવી રાખવા માટે અત્રે લડત કરવી પડે એવી જરૂર નથી. ત્યારે તમારા પૌત્રાઓ માટે તમારે શા કારણે અગાઉથ જ મુશ્કિલીમાં મુકાવવાની કલ્પના કરવી જોઇએ? અહિં એવું કાંઇ જ નથી. આ સઘળું યુધ્ધ, માથે ચઢેલી પરિસ્થિતિ, જ્ઞાનના વિકાસ, એટમ બોંબ અને સાયન્સને આભારી છે. પરંતુ જો આ પરિસ્થિતિ પલ્ટો લીયે અને તે અનિષ્ટનાબદલે ઇષ્ટમાં ફેરવાય જાય, તો ખચીત તે મનુષ્ય બુધ્ધિને હળવી બનાવે અને બધાને જ સલામતી મળી રહે."

## નામદાર બેગમ સાહેબા ઉમ્મે હબીબાને ઇલ્કાબ.

હ. ઇમામ શાહ સુલતાન મુહમ્મદશાહ અ. એ પોતાના મોહરદાર નામદાર બેગમ સાહેબા ઉમ્મે હબીબા આગાખાનને "માતા સલામત"ના ઇલ્કાબની નવાઝિશ કરી અત્યંત મોટું માન આપ્યું હતું.

## ત્રીજા વિશ્વયુધ્ધની ભયંકરતા.

મુંબઇથી પ્રગટ થતાં "સન્ડે ન્યુઝ"માં હ. ઇમામ સુલતાન મુહમ્મદશાહ અ. એ "ત્રીજું વિશ્વયુધ્ધ નિવારી શકાશે?" એ શિર્ષક હેઠળના એક મહત્વના લેખમાં જણાવ્યું હતું કે:—

"પૂર્વેના યુધ્ધોએ જન્માવ્યું છે, તે ઉપરથી આવતા વિશ્વયુધ્ધની આફતનું અનુમાન તેઓ વ્યાજબી રીતે કાઢીને એવો અંદાજો કરે છે કે છેલ્લા યુધ્ધ કરતાં આવતું ત્રીજું વિશ્વયુધ્ધ હજા

રગણું વધારે નાશકારક થઇ પડશે. જેના પરિણામે વિશાળ વિસ્તારો, શહેરો, સમસ્ત દેશો અને રાજ્યો અરણ્ય સમાન થઇ પડશે અને વહેલે મોડે મોટા દુશ્મનોજ માત્ર નહિ પણ તેની સાથે આખું વિશ્વ એક પક્ષે કે અન્ય પક્ષે યુધ્ધમાં ઝુકાવશે. લશ્કરી બળ જે કંઇ કમી રાખી હશે, તેની પુરવણી સંભવિત રાજક્રાંતિઓ અને પાંચમી કતારોના કાર્ય દ્વારા નાશ પામશે.

## એનો કંઈ ઉપાય છે?—"પીસ લીગ"

"હું પુછું છું એનો ઉપાય શું છે? માત્ર એકજ ઉપાય છે—જેને અસરકારક અને ન્યાયી કહી શકાય. હિટલરવાદી જર્મની સામે જેવી રીતે રાષ્ટ્રો લડયા એ પ્રકારે સઘળા સુલેહશાંતિ પ્રિય રાષ્ટ્રો—સઘળા રાષ્ટ્રો પોતાના મતભેદનો નિકાલ યુધ્ધદ્વારા નહિ પરંતુ લવાદી અને ન્યાયના પ્રકારથી જેઓ પોતાના મતભેદનો નિકાલ આણવા માંગે છે, એવા સઘળા રાષ્ટ્રોને એ માટેની પોતાની ઇચ્છાઓ દર્શાવવા દેવી જોઇએ.

"આ માટે તેઓએ થોભવું જોઇતું નથી કે પાછળ જોવુ જોઇતું નથી. પરંતુ અહિં કે તહિં એક સર્વોપરી "પીસ લીગ" નો આરંભ કરવાનો પ્રયાસ કરવો જોઇએ છે. જેના હાથમાં રાષ્ટ્રોનું હક્કપત્ર હોય, જેણે "વીટો" ની સત્તાને હવામાં ઉરાડી નાખી હોય અને આક્રમણકારને કચડી નાખવા, માટે પોતાના સઘળા બળનો ઉપયોગ કરવા હમેંશા તૈયાર હોય, પછી તે ગમે તો નાના હોય કે મોટા, અને સયંકત રાષ્ટ્રોના ન્યાય ઉપર રચાયેલા બંધારણને માન આપવાની ફરજ પાડવાની સત્તા ધરાવતા હોય."

## આફ્રિકા ખાતે પ્રાણી વનસ્પતિની શોધખોળ—કેલીફોર્નિયા યુનિવર્સિટીને ડોનેશન

અમેરિકામાં આવેલી કેલીફોર્નિયાની યુનિવર્સિટિ માટે આફ્રિકામાં વધુ શોધખોળ કરવા વિજ્ઞાનિઓની એક મંડળીને મોકલવાનું હ. ઇમામના ડોનેશનથી શકય બન્યું હતું.

## ૬૦ ઇમામની લાંબામાં લાંબી ઇમામત—ઇસમાઈલી ઈમામોના ઈતિહાસમાં એક અજોડ બનાવ

હઝરત મૌલા મુર્તઝાઅલી અ. ના બુઝુર્ગવાર પિતા હઝરત અબુતાલિબે પોતાનો જોમો બદલાવ્યો ત્યારબાદ હઝરત મૌલા મુર્તઝાઅલી અ. હિજરી સન પુર્વે ત્રણ વર્ષ પહેલા ઇમામતની મસનદ પર જલ્વા અફરોઝ થયા હતા. જેથી હિજરી સન ૧૩૬૮ સુધી આ દૌરને ૧૩૭૧ વર્ષ થયા હતા.

આ સઘળા સમય દરમિયાન થયેલા ઇમામોમાં ૧૮ માં ઇમામ હઝરત મૌલાના શાહ મુસ્તનસિર બિલ્લાહ અ. ની ઇમામતનો કિર્તીવંત અમલ ૬૦ વર્ષનો હતો. ૨૯ માં ઇમામ શાહ કાસમશાહની ઇમામતનો કિર્તીવંત અમલ ૬૧ વર્ષનો હતો અને ઇરાનથી હિંદુસ્તાનમાં પ્રથમ પધરામણી કરનાર ૪૬ માં ઇમામ હઝરત મૌલાના ઇમામ શાહ હસનઅલી શાહની ઇમામતનો અમલ ૬૫ વર્ષનો હતો.

હઝરત ઇમામ સુલતાન મુહમ્મદશાહ અ. હિજરી સન ૧૩૦૨ ના ઝિલકાદ મહિનાની તા. ૬ ઠી ને સોમવારના દિને ઇમામતની મસનદ પર બિરાજમાન થયા અને હિજરી સન ૧૩૬૮ ના

સફર માસની તા. ૧૫મીને જુમ્માના દિને હ. ઇમામને ઇમામતની મસનદ પર બિરાજે પાંસઠ વર્ષ અને નવ દિવસ થયા. જ્યારે અંગ્રેજી વર્ષની ગણત્રી પ્રમાણે હઝરત ઇમામ ઇસ્વી સન ૧૮૮૫ના ઓગસ્ટ મહિનાની તા. ૧૭મીને સોમવારના મુબારક દિને ઇમામતની મસનદ પર જલ્વાગર થયા હોવાથી ઇસ્વી સન ૧૯૪૮ના ડિસેમ્બર મહિનાની તા. ૧૭મીના તેઓ નામદારની ઇમામતના કિર્તિવંત અમલને ૬૩–૪–ત્રેસઠ વર્ષ અને ચાર મહિના થયા. જેથી અડતાલીસ ઇમામોમાં લાંબામાં લાંબી ઇમામત ભોગવનાર હ ઇમામ સુલતાન મુહમ્મદશાહ અ. હતા. જે ઇસમાઇલી ઇમામોના જવલંત ઇતિહાસમાં એક અજોડ અને ગૌરવભર્યો બનાવ હોઇ સમસ્ત ઇસમાઇલી આલમે ભારે ધામધુમ સાથે ડિસેમ્બરની તા. ૨૬મીને રવિવારના શુભ દિને સમસ્ત એશિયામાં શાનદાર ઉજવણીઓ કરી હતી.

આ પ્રસંગે આપશ્રીએ યાદગાર સંદેશો પાઠવ્યો હતો, જેમા જણાવ્યું હતું કે: "ભુતકાળમાં ઇમામોને આધિન રહીને ઇસમાઇલીઓ મહાન કાર્યો કરી ગયા છે. જો તેવીજ સેવાવૃતિ, ઐક્યતા, તાબેદારી અને શિસ્તપાલન (ડીસીપ્લીન) કરી અંગત હસદને દુર કરવામાં આવે તો એવાજ બીજા મહાન કાર્યો માટે પ્રસંગો ઉભા થવાના છે."

હઝરત ઇમામ સુલતાન મુહમ્મદશાહ અ. ના વડા ફરજંદ ના. પ્રિન્સ અલીખાન સાહેબની બીજી શાદી, ઇસ્વી સન ૧૯૪૯ના મે માસની તા. ૨૭મીને શુક્રવારના મશહુર ફિલ્મી સ્ટાર રીટા હેવર્થ સાથે, ફ્રાન્સના કેન્સ નજદીક આવેલા વેલોરિસના ટાઉન હોલમા થઇ હતી. આ પ્રસંગે હ૦ ઇમામ અને નામદાર માતા સલામત બેગમ ઉમ્મે હબીબાએ તેમજ નામદાર પ્રિન્સ સદરૂદીન અને નામદાર પ્રિન્સ કરીમ (મૌલાના હાઝર ઇમામ) તેમજ ના. પ્રિન્સ અમીન મુહમ્મદે પણ હાજરી આપી હતી.

## હિઝ રોયલ હાઇનેસ—ઇરાને અર્પેલો શાહી ઇલ્કાબ

આ વરસ દરમિયાન હઝરત ઇમામ સુલતાન મુહમ્મદશાહ અ. ને ઇરાનના પ્રજાજન જાહેર કરાયા હતા અને તેની ખુશાલીમાં ઇરાનના ના. શાહે તેઓ નામદારને "હિઝ રોયલ હાઇનેસ"નો બાદશાહી ઇલ્કાબ ઇનાયત કર્યો હતો. આ પૂર્વે ઇરાનના શહેનશાહો તરફથી હઝરત ઇમામને "શમ્શુલ હુમાયુન" અને "સ્ટાર ઓફ પરશિયા" વિગેરે માનવંતા ઇલ્કાબો ઇનાયત થયા હતાં. હઝરત ઇમામે પોતાની માતૃભૂમિ ઇરાનની ધર્માદા સંસ્થાઓને સાઠ લાખ ફ્રાંક ભેટ કર્યા હતા.

## ઇસ્માઇલી રાજ્યકર્તાઓ

મધ્ય એશિયાના "હુન્ઝા"ના મુલકના રાજ્યકર્તા મીરની અગાઉ ઓળખાણ આપવામાં આવી છે. તેમના સિવાય ગીલગીટમાં પણ મુહમ્મદ મુઝફ્ફર અલીખાન નામના ઇસમાઇલી રાજ્યકર્તાની હકુમત છે. "પિયાલ"ના સરદાર મહમ્મદ અનવરખાન "યાસીન"માં સરદાર અબ્દુર્રેહમાનખાન અને "સરીકુલ"માં સરદાર મહમ્મદ કરીમ બેગની આણ વર્તે છે. ચીનાઇ સરહદ ઉપરના ઇસમાઇલીઓ શાહઝાદા લયસની પ્રજા હોવાનો ગર્વ ધરાવે છે, જ્યારે બદખશાનીઓ હકીમશાહ અબ્દુલ મઆલીના મુરબ્બીપણાનો દમ ભરે છે.

## લાખોની ઝવેરાતની લુંટ—હ૦ ઇમામની મુબારક શાન

ફરવી સન ૧૯૪૯ ના ઓગસ્ટ મહિનાની તા. ૩જીના દિને, હઝરત ઇમામ, નામદાર માતા સલામત સાથે, નામદાર પ્રિન્સ અલીખાન અને પ્રિન્સેસ અલીખાનને મળવા પોતાના "વીલા યાકીમુર" થી મોટરમાં વિદાય થતા હતા તે વેળાએ (તેઓ નામદારની મોટરને ચાર હથિયારબંધ ધાડપાડુઓએ અટકાવી લાખોની કિંમતનું ઝવેરાત ઉઠાવી ગયા હતા. આ સદીની આ એક મોટી ધાડ હતી.

વીમાવાળાઓએ લુંટાઇ ગયેલા ઝવેરાતની કિંમત ૭ લાખ ૮૫ હજાર ડોલરની આંકી હતી. લોઇડઝ ઍંડ ઓફ લંડનના પેરીસ ખાતેના મુખ્ય પ્રતિનિધિ જોન બ્રુએલન્સે જણાવ્યું હતું કે આ લુંટ લોઇડઝની તવારિખમાં સૌથી મોટી છે.

આ બનાવ સબંધમાં ઓગસ્ટ માસની તા. ૮મી ના દિને હ. ઇમામે હિંદુસ્તાનની જમાતો જોગ એક તારના સંદેશામાં જણાવ્યું હતું કે:-

"હિંદની સર્વે જમાતોએ ધાડની બીના સાંભળી હશે જ. તેઓને જણાવો કે જેવી રીતે ખોરાકમાં નિમકનો સ્વીકાર કરવામાં આવે છે તેવી રીતે અમે આ ઘટનાને આ જીંદગીના નિમક સમાન ગણીએ છીએ. અમે આશા રાખીએ છીએ કે અમારો આ દાખલો રૂહાની બચ્ચાઓને સામાન્ય રીતે (સંકટ સમયે) મદદકર્તા થઇ પડશે."

આ પછી બે લાખ પાઉન્ડનું ઝવેરાત જાન્યુઆરીની તા. ૨૮મીએ પાછું મળી આવ્યું હતું. ફેબ્રુઆરીની તા. ૨ જીના રોજે નામદાર માતા સલામતે કરાચી ખાતે પત્રકારોની મુલાકાત દરમ્યાન જણાવ્યું હતું કે અમોને અમારા ઝવેરાતની ફિકર નથી કેમકે એ ઝવેરાતનો બે લાખ પાઉન્ડનો વીમો ઉતરાવવામાં આવ્યો હતો.

આ અમુલ્ય જવાહિરોની ઝડપી લુંટના બનાવે આખી દુનિયામાં ભારે સનસનાટી મચાવી હતી. ધાડપાડુઓને શોધવા ફ્રેન્ચ પોલીસ ખાતાએ ભારે હિંમત અને બાહોશીભર્યું કાર્ય કર્યું હતું.

## આફ્રિકાની કેળવણી સંસ્થાઓને એક લાખ પાઉન્ડની બાદશાહી સખાવત

મોમ્બાસા (આફ્રિકા) ની મુસ્લિમ એજ્યુકેશન ઇન્સ્ટીટ્યુટના મકાનના ચણતર કાર્ય માટે હઝરત ઇમામે પાઉન્ડ એક લાખની વ્યકિતગત ભેટ આપી હતી. Technical Institute
Miomi Mans Called

## હ૦ ઇમામને ઇરાનનું શહેરીપણું—ઇરાનની પાર્લામેન્ટની જાહેરાત

ઓકટોબર મહિનાની તા. ૧૦ મીના તહેરાનના એક સંદેશામાં જણાવવામાં આવ્યું હતું કે ઇસમાઇલી કોમના રૂહાની સરદાર નામદાર આગાખાન સાહેબ, ઇરાનનું શહેરીપણું ધરાવતા હોવાથી અને તે તેઓ નામદારના કુટુંબે કદીયે ગુમાવ્યું ન હોવાની ઇરાનીયન પાર્લામેન્ટે જાહેરાત કરી છે. આ જાહેરાત તેઓ નામદારની સંમતિથી કરવામાં આવી હતી.



મૌલાનાં હાઝર ઇમામ શાહ કરીમ અલહુસેની પોતાના દિલેર પિતા ના. પ્રિન્સ અલીખાન સાહેબની પ્રેમાળ ગોદમાં બાલ્યવયે બિરાજેલા છે.



ના પ્રિન્સેસ તાજુદવલા અલીખાન સાહેબાની તેમના બે શાહઝાદાઓ: મૌલાના હાઝર ઇમામ શાહ કરીમ અને ના. પ્રિન્સ અમીનમહમદ સાથે બાલ્યકાળે લેવાએલી યાદગાર તસ્વીર



અલીના પવિત્ર ઘરાનાને દિલેરી અને સાહસના ગુણો પહેલેથીજ વર્યા છે જેનો આ જીવંત પુરાવો છે. બરફ ઉપરથી લપસવાની સહાસિક રમતના ઇમામે ઝમાન પણ બાલ્ય વયથીજ ચાહક હતા એ આ તસ્વીર પુરવાર કરે છે.



બાળવયે આવું સૌમ્ય સ્મિત વેરનાર મૌલાના હાઝર ઇમામ આજે ઇસમાઇલીઓને અનેરા લાડ લડાવી સદા હસાવી રહ્યા છે.

આ સંબંધે પેરીસમા ઇન્ટરવ્યુ આપતા હ. ઇમામે જણાવ્યું હતું કે "મારૂં કુટુંબ હંમેશા ઇરાનિયનજ છે. હુ બ્રિટિશ છું અને ઇરાનિયન પણ છું. આમ શા માટે ન હોય? એક માણસ વીશ જેટલા શહેરીપણાં ધરાવી શકે છે."

## ના૦ શાહઝાદી યાસ્મીનનો જન્મ.

ડીસેમ્બર માસની તા. ૨૭મી ને બુધવારના, નામદાર પ્રિન્સ અલીખાન સાહેબના મહોરદાર ના પ્રિન્સેસ રીટાએ લોઝાં ખાતેની "મોન્ટ ચોઇસી કલીનીક"માં એક શાહઝાદીનો જન્મ આપ્યો હતો. શાહઝાદીનું નામ "યાસ્મીન" રાખવામાં આવ્યું હતું. F.

## ૯૦ ઈમામની હિંદમાં પધરામણી.

ઈ. સ. ૧૯૫૦ ના જાન્યુઆરી માસની તા. ૩જી ને વાર મંગળવારના શુભ દિને હ. ઇમામ શાહ સુલતાન મુહમ્મદશાહ અ. મુંબઇ પધાર્યા હતા. ચાર વર્ષના લાંબા ગાળા પછી પોતાના રૂહાની પિતાની મુબારક પધરામણી માટે ઇસમાઇલીઓમાં અપુર્વ ઉત્સાહ પ્રગટયો હતો. બીજા દિને મુંબઇના ના. ગવર્નર સર મહારાજસિંગે તેઓશ્રીના માનમાં ભોજન સમારંભ યોજ્યો હતો. J.V.

## બરમાના વડા પ્રધાનના હાથે રંગુનના જમાતખાનાની ભવ્ય ઇમારતની ઉદ્દઘાટન ક્રિયા.

J.V.

ઇ. સ. ૧૯૫૦ના જાન્યુઆરીની તા. ૫મી ના રંગુનના નામાંકિત ઇસમાઇલી આગેવાન વઝીર ઉ. કાનજી નાનજીએ અઢી લાખ રૂપીયાના ખર્ચે, મોગલ સ્ટ્રીટમાં બંધાવી આપેલ જમાતખાનાની સુંદર ઇમારતને ખુલ્લી મુકવાની ક્રિયા, બરમાના વડા પ્રધાન થકીન નુનાં હાથે કરવામા આવી હતી.

## અલીગઢ યુનિવરસિટીનું માનપત્ર—રૂપિયા પચીસ હજારની ભેટ. દ૨.

જાન્યુઆરીની તા. ૩૧મી ના દિને અલીગઢ યુનિવરસિટી તરફથી હ. ઇમામ શાહ સુલતાન મુહમ્મદશાહ અ. ને અર્પવામાં આવેલ માનપત્રના જવાબમાં તેઓ નામદારે હિંદી મુસ્લિમોને પલટાએલી પરિસ્થિયિને અનુકુળ થઇ જવાની અને સરકારનો વિશ્વાસ સંપાદન કરવાની ભલામણ કરીને વધુમાં જણાવ્યું હતું કે "જો મુસલમાનો શારિરીક અને માનસિક ગુણો ખીલવશે તો હિંદની પ્રણાલિકાથી તેમને અલગા રાખશે નહિ." તેઓ નામદારે અલીગઢ યુનિવરસિટીને રૂ. ૨૫ હજાર ભેટ આપવાનું જાહેર કર્યું હતું.

## એશિયાની આઝાદીની તમન્ના.

ફેબ્રુઆરીની તા. ૧લી ના નવી દિલ્હીથી હ. ઇમામે ફારસી (પરશીયન) ભાષામાં ઓલ ઇન્ડીયા રેડીયોની પરદેશ ખાતેની સરવીસમાં કરેલા બ્રોડકાસ્ટમાં જણાવ્યુ હતું કે "હિંદ, પાકિસ્તાન અને ઇન્ડોનેશિયાએ મેળવેલી આઝાદી દરેક એશિયાવાસી માટે ખુશાલી પેદા કરનારી બાબત છે. આઝાદી માટેની લોકોની તમન્ના દુનિયાના શાહીવાદી દેશોને પોતાનું વર્ચસ્વ વધારતા અટકાવશે બધી પ્રજાઓ પોતાને મનપસંદ માર્ગે પોતાની પ્રગતિનું કાર્ય કરી શકે અને પોતાની મરજી

મુજબ પોતાનું જીવન ગાળી શકે તે માટે સ્વતંત્રતા હોવી જોઇએ." હ. ઇમામે તે દિને પ્રજાસત્તાક ભારતના પ્રેસીડન્ટ ડો. રાજેન્દ્રપ્રસાદની મુલાકાત લીધી હતી. વડા પ્રધાન શ્રી જવાહરલાલ નહેરૂએ પણ સમારંભ યોજયો હતો.

## હ૦ ઇમામ પાકિસ્તાનમાં.

ફેબ્રુઆરીની તા. ૧લી ના રોજે નવી દિલ્હીથી લાહોર ખાતે, હ. ઇમામ શાહ સુલતાન મુહમ્મદશાહ અ. ની પધરામણી થતાં, પાકીસ્તાન સરકારના અમલદારો અને ઇસમાઇલી જમાત-ના આગેવાનો તરફથી તેઓ નામદારનો ભવ્ય સત્કાર કરવામાં આવ્યો હતો.

ફેબ્રુઆરીની તા. ૨જી ના તેઓશ્રી પાકીસ્તાનના તે સમયના પાયતખ્ત કરાંચી ખાતે પધાર્યાં હતા.

## ત્રણ લાખની બાદશાહી સખાવત.

હ. ઇમામે મુસ્લિમ દેશો માટે એક ઇકોનોમી રિસર્ચ ઇન્સ્ટીટયુટ સ્થપવારૂપીયા ત્રણ લાખની ભેટ આપવાની જાહેરાત કરી હતી.

## ઇસ્લામ ચેતનવંતો મઝહબ છે.

હ. ઇમામ શાહ સુલતાન મુહમ્મદશાહ અ. એ કરાંચી ખાતે ઇસ્લામી રાજયોની તવારિખ --એમની ચઢતી પડતી અને તેમના ભાવીની આશાઓ" એ વિષય ઉપર "ઇન્સ્ટીટયુટ ઓફ ઇન્ટરનેશનલ અફેર્સ"ના આશરા હેઠળ એક ઘણુંજ અભ્યાસપૂર્ણ તવારિખી ભાષણ આપ્યું હતું.

હ. ઇમામે જણાવ્યું હતું કે, "આપણને ભવિષ્ય માટે દરેક વિશ્વાસ રાખવો જોઇએ. અને ખાતરી છે કે તમે તમારી પાર્થિવ મુશ્કેલીઓ દુર કરી શકશો, પરંતુ લોકોના આત્મા અને જુસ્સાથી ખબરદાર રહેજો. ઇસ્લામી ઇતિહાસની ત્રીજી સદી નહિ પરંતુ પહેલી સદી તરફ નજર કરો. સાચો ઇસ્લામ સ્થિર નહિ પરંતુ ચેતનવંતો છે. ઉમૈયાઓના ભવ્ય જમાનામાં એ ચેતન-વંતો, સાદો અને સમજી શકાય એવો સ્પષ્ટ હતો. એ વખતે ઇસ્લામની જડ એટલી ઉંડી અને વિશાળ હતી કે મોંગલોના ભયંકર આક્રમણો અને પાછળથી યુરોપની એથી વધુ ખતરનાક દુશ્મ-નાવટમાં પણ તેની હસ્તી રહેવા પામી.

ઇસ્લામી ઇતિહાસની પહેલી સદીમા જે તંદુરસ્ત વચલો માર્ગ હસ્તી ધરાવતો હતો, તેવો માર્ગ શોધી નહિ શકાય તો જહાઝ પાછું ખડક સાથે અથડાશે. પાકિસ્તાન, જેના ઘડવૈયા કાઇદે આઝમ એક આધુનિક પુરૂષ હતા તે મુસ્લિમ દુનિયા વચ્ચેની રૂહાની અને બૌધિક એકતા લાવવા-માં સરજત બનો, એવી મારી આશા અને દુઆ છે. મુસ્લિમ રાજયોની રાજકીય એકતા અત્યારે શકય નથી.

તમારી બધી સામગ્રીની સંભાળ રાખો, પરંતુ તેમાં મોટામા મોટી સામગ્રી માણસનું મન અને આત્મા છે."

